પરમ સ્નેહી,

રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી,

મુંબઈ.

ચૈતન્ય ચન્દ્રોદયના પ્રકાશથી નિરન્તર શીતળ જ્ઞાનના ઝરાને જન્મ આપનાર આ ચન્દ્રકાન્તમણિ, પુરુષાર્થાદિ જિજ્ઞાસા-સંશયથી તપ્ત અંતઃકરણના મારા સરખા મિત્રોને અર્થે ઉત્સર્ગ કરતાં હું વિચારું છું તો યથાર્થ ઉપયોગ લેનારા અને મારી કૃતિનું સાફલ્ય કરનારા, તેમ મારા સંબંધમાં સ્નિગ્ધ ભાવથી વર્તનારા અનેક સત્પુરુષો છે, તોપણ સામાન્ય-વિશેષભાવથી પુનર્વિચારતાં, મારા જેવી વિટંબણાને પાર પહોંચી અપરોક્ષ જ્ઞાનથી આનન્દનો લાહાવો લેનાર, સારાસાર વિચાર કરનાર, ગૂજરાતી ભાષાનાં કલેવરને પુષ્ટ કરનાર, મારા સદાના એક સરખા સ્નેહી આપને જોઇને આ મણિ પ્રેમપૂર્વક સમર્પું છું, તે આપ સ્વીકારશો.

આષાઢી પૂર્ણિમા.
સંવત ૧૯૪૭.

મને માનો તમારો સદાનો

ઈચ્છારામ. સૂ. દેશાઈ.

# જિજ્ઞાસુની શોધ.

અખિલ વિશ્વના આધાર અને સમગ્ર ચરાચરના સ્વામી પ્રગટ પરમાત્માના ચરણનું શરણ ગ્રહીને, આધિ, વ્યાધિ તથા ઉપાધિથી પીડિત મનના સાંત્વનને માટે, શરદ પૂર્ણિમાનો પૂર્ણ ચન્દ્રમા જેમ સર્વને શાન્તિ દે છે તેમ શાન્તિ આપનારો આ ચન્દ્રકાન્તમણિ, જિજ્ઞાસુ જનો સમક્ષ મૂકતાં પહેલાં જે નિવેદન કરવું છે તે આ જ છે કે, માનવી સૃષ્ટિનો પ્રાણી ધર્મવિષયમાં અને પરમાત્માની પ્રાપ્તિ-વિષયમાં સદોદિત ગુંચવાયા કરે છે, તેના મનમાં સંકલ્પ વિકલ્પના નિરાકરણાર્થે, બાવરું ચિત્ત કેમ સ્થિર થાય, જ્ઞાનના વિષયની ઘટના અતિ દુર્ઘટ છે તેમાં કેમ પ્રવેશ કરી શકાય અને સજ્ઞાન નિવૃત્તિના આનંદના ભોક્તા કેમ થવાય, તે જિજ્ઞાસા પૂરવા માટે આ મણિ પ્રકાશે છે.

અખંડિત વિષયવાસનાના વેગવંત વમળવાળા પ્રવાહમાં પડેલો જન, અજ્ઞાન અને દુર્જ્ઞાનના યોગે નિવૃત્તિથી વિમુખ થઇ રહે છે; પણ સજ્ઞાનનિવૃત્તિ એ નિત્યની સુખદાથી અને આનન્દની મૂર્તિ હોવાને લીધે તેમાં જેવું સ્થિર સુખ સમાયું છે તેવું કોઇમાં પણ ન હોવાથી, આ બાવરો મનુષ્ય, જ્ઞાનથી વિમુખ હોવાને કારણે, હુષાર, હૃદયમાં સંતપ્ત થાય છે; અને તેવા મનુષ્યો-જિજ્ઞાસુઓને ણીવાર સ્વાભાવિક ઉદાસીનતા આવે છે. તે વિચારે છે કે સારું થશે? હું કોણ? ક્યાંથી આવ્યો? ક્યાં જઇશ? વગેરે કારણથી ઉદાસ રહે છે. વળી એવી પણ જિજ્ઞાસા ઉત્પન્ન થવા પામે છે સત્ય શું? નિત્ય શું? અને પરમપદ ચિદાત્મા પરમાત્મા તે શું? જાણવા જોવાનું સાધન શું; અને સિદ્ધાન્ત શો? એવા વિચારથી, ના મનમાં એવો તો ઉદ્વેગ રહે છે કે તેને લીધે તેનું હૃદય બાવરું ભટકણમાં અટવાયા કરે છે. આવા ઘણા મનુષ્યો પડેલા તેઓને કોઇ એવું ઉત્તમ સાધન પ્રાપ્ત થતું નથી કે, જેના-હૃદય અને આત્માને શાન્તિ પમાડી શકે. એ... વર્ણન. કૃષ્ણાદિક અવ... ળ, મન-ચિત્ત-હૃદય-આત્માને શાન્ત ...ને ભાગવતના દશમની ...સંતો પાસેથી, જૂદે જૂદે સમયે,

સાંભળી, વિચારી, શોધીને જિજ્ઞાસુ તરિકે જે ચુંટકા-તત્ત્વજ્ઞાનનો બોધોપયોગી સંગ્રહ ઘણા વરસ થયા મારી તરફથી સંગ્રહિત થયેલો છે તે સર્વે આ ચન્દ્રકાન્તમાં દાખલ્યો છે-પંડિતાઇ બતાવવા તથા જ્ઞાનધર્મમાં યથાર્થ સમજણ પહોંચી છે તે દર્શાવવા નહિ જ.

આજ કાલ બુદ્ધિમાહાત્મ્ય વધી ગયું છે, ને તેમાં દેખાતી ચંચળતા બહુ વિસ્મય પમાડનારી તથા વિચિત્રતા દર્શાવનારી છે. અહુણાં સત્ય ને નિત્ય શોધવા કરતાં, ભવભટકણ શોધવા પ્રત્યે વિશેષ વલણ રહે છે અને દર્શાવવામાં એમ આવે છે કે પરમ અદ્વૈત, પરમપુરુષ, પરમગતિ, પરબ્રહ્મનું પરમરહસ્ય જાણવા અર્થે અમે પરમ શ્રમ સાધીએ છીએ. આને લીધે પરમાત્મા સંબંધી વિચારોના સંબંધમાં નિરાળી વૃત્તિએ વર્તવામાં આવે છે. પણ જેમ અસાધ્ય રોગ માટે ઉંટવૈદ્યો નકામા છે, તેમ પરમસત્યને શોધવા માટે ચંચળબુદ્ધિ વ્યર્થ છે. અવિદ્યાએ ઘેરાયલાઓ ભુલી જાય છે કે જેમ અમિશ્રિત ને સ્વચ્છ સુવર્ણ બજારમાં વારંવાર ચલણમાં આવતું નથી, તેમ જ આ ગુહ્ય-ગૂઢ વિષયમાં ચંચલબુદ્ધિનું મનુષ્યમન, પ્રવેશ કરી શકતું નથી. પણ જો કોઇ જિજ્ઞાસુની ઇચ્છા શુદ્ધ મનથી પરમાત્માના શોધ-દર્શન માટેની હોય તો તેણે તેની તરફથી કાંઇ પણ વારસાની આશા રાખવી નહિ, પણ તેને જેવો છે તેવો જ જોવા માટે શોધવો. તેણે સંકલ્પવિકલ્પ વચ્ચે સુદૃઢ રહી, મા... હિનીમાં મમતા રહિત બની, આગ્રહવાળા મતમતાંતરની પ... રના બનવું. તે સાથે જ્યાં દૃષ્ટિ પણ પહોંચવી અશક્ય છે તેવા ... નવી નવી કલ્પનાની સાંકળ બાંધીને પાણી કાઢવાનો પણ પ્રયત્ન ... નહિઃ કેમકે તે સાંકળ ઠેઠ કૂવામાં પહોંચશે જ નહિ-અથવા એમ ... તો તેનો જન્મારો એળે જ વહી જશે; અને કદાચ જીવતાં ... કરવા શક્તિમાન થયો તો જ્યાં ઉપલા આંકડા તયાર થ... ત્યાં તો નિચલા આંકડા કટાઇ જશે. આથી, પરમાત્મા... તેનો હેતુ સિદ્ધ થઇ શકશે નહિ. ડાહ્યા મનુષ્યે તે... ...માં આટલો જ વિચાર રાખવો કે શ... ...ણ્ય અલ્પ છે-વિઘ્નો બહુ છે-... ...અનિત્ય છે, તે અનિત્યને...

ઓ... ગ્રા... શું... તે... કુ... તે... તે... જ... પણ... તે... વિ... શાસ્ત્ર-... જીવ... જા...

...ને નિરંતર પ્રકાશિત રાખવા બને તેટલું મથવું. જ્યાંસુધી આંતરનો પ્રકાશ પૂરેપૂરો થયો નથી, ત્યાંસુધી તે અનેક દેહના સંબંધમાં આવ્યા કરે છે, કર્મો કરે છે; સુખ દુઃખ ભોગવે છે, વારે વારે ફેરા ફર્યા કરે છે: અને માત્ર પરમાત્માની પ્રાપ્તિના સંબંધમાં વેગળાં જ વિણે છે. પણ જ્યાં આંતરનો પ્રકાશ પૂરેપૂરો થયો છે, ત્યાં તો છેલ્લો દેહ છોડતાં જ નિજસ્વરૂપમાં આ જીવ મળી જાય છે.

આ જ્ઞાન જાણવું, જડબુદ્ધિના-સ્થૂળમતિના જિજ્ઞાસુને ઘણું ભારે પડે છે. જિજ્ઞાસુઓ ઘણા હોય છે: જાણવું, વિચારવું, સમજવું, એવી ઇચ્છાથી પણ ભરેલા હોય છે; પરંતુ ગહન વિષયમાં તેઓની મતિ પ્રવેશ કરી શકતી નથી, તેવાઓની સમજણમાં ઉતરે એવા હેતુથી, આ મણિની રચના થઇ છે. એમાં કોઈ પણ મતનો આગ્રહ નથી, પણ સામાન્ય જ્ઞાન છે-જે પગથિયાથી વિશેષ જ્ઞાનની પ્રાપ્તિ કરી શકાય એવી મણિ ઘડનારની આશા છે, અને જિજ્ઞાસુને સહજ શ્રમે સમજણ પડે તેવા હેતુઓથી દૃષ્ટાંતોથી-સિદ્ધાંતો દૃઢ કીધા છે.

સહજ જ્ઞાન પ્રાપ્તિ અર્થે, સહજ પ્રાપ્ત થયલા વિષયથી લખાયલા આ ગ્રંથની રચના આ પ્રમાણે કીધી છે:-ચન્દ્રકાન્ત એ એક ...મણિ છે કે જેના સંયોગથી નેત્રના સર્વે અસાધ્ય રોગો દૂર ... છે, ને તે મણિ જો હૃદયપર ધર્યો હોય તો મનને શાતા વળે ... આ મણિમાંથી ઝરતા રસના પ્રવાહ કલ્પેલા છે. તે પ્રત્યેક પ્રવાહમાં ...ની ઘટના કીધી છે. આવા પ્રવાહ સાત છે, જે આ પ્રમાણે છે:—

...થમ પ્રવાહ-પુરુષાર્થ. (એમાં સમયે સમયે ઉઠતા તરંગી સંશયનું નિરાકરણ કીધું છે.)

...તીય પ્રવાહ-ચૈતન્ય. (એમાં ઉત્તરોત્તર કેવા પ્રકારે જ્ઞાનમાર્ગે પડવું-પરમ પદાર્થ-પરમ પુરુષને કેમ પામવું તેનું લક્ષણ દર્શાવ્યું છે.)

...હ-પર્યટન-અચ્યુતપદારોહણ. (એમાં પરમધામને પામવાને જિજ્ઞાસુ કેવાં સંકટ ઉઠાવે છે, ને ત્યાં પહોંચતાં કેવાં સંકટો નડે છે તેનું વર્ણન છે. તેમ ષડ અરિ ને વિકારોથી કેવી સ્થિતિ થાય છે તે પણ દર્શાવ્યું છે.)

...પ્રવાહ-પર્ણકુટી-રહસ્ય-(ઋષિ-મુનિની સ્થિતિનું વર્ણન. કૃષ્ણાદિક અવતારોનું રહસ્ય ને શાસ્ત્રોની કુંચી-વિશેષે કરીને ભાગવતના દશમની ને ભગવદ્ગીતાની.)

પંચમ પ્રવાહ—અભ્યાસ—યોગ. (પરમાત્માને પામવા માટે શું કરવું; અને કેવો યોગ ફળદાયી નિવડે તેનું વર્ણન.)

ષષ્ઠ પ્રવાહ—જીવન્મુક્તિ. (જીવન્મુક્ત એટલે શું? અને કેવા પ્રકારે જીવન્મુક્તિ મળે તેનું વર્ણન.)

સપ્તમ પ્રવાહ—પરમધામ, (પરધામ એ શું છે, ત્યાંના ઐશ્વર્ય પ્રતાપ; કૈવલ્ય દશા પ્રાપ્ત થતાં, થતી જનની સ્થિતિ; પરમાત્માનું નિત્યમુક્ત સ્વરૂપ—પરમધામ—અક્ષરધામ કેવું છે તે સર્વેનું વર્ણન.)

આ પ્રમાણે સાત પ્રવાહમાં જિજ્ઞાસુને યોગ્ય સર્વે વિષયોનું વર્ણન, ઓધોપયોગી ટુચકાઓથી, સામાન્ય મનુષ્યને પણ પરિશ્રમ વિના સમજાય તેવી સરળ ભાષામાં સમજાવ્યું છે. આ મણિના પ્રથમ પ્રવાહમાં યથાવિધિ સંકલના કીધી નથી—અને તેનું કારણ એ જ કે વિકળ સ્થિતિનો જન, જેમ અહિંયાં તહિંયાં દોડે છે, પણ ઠરી ઠામ પડી કાર્ય સિદ્ધ કરી શકતો નથી, તેમ ધર્મ વિષયમાં અને પરમાત્માના જ્ઞાન વિષયમાં પણ મનુષ્યની સ્થિતિ થાય છે. પણ એ પુરુષાર્થ છે, પુરુષાર્થ કરતાં ચૈતન્ય આવે છે—સમજણ પડે છે—લાભાલાભ સમજાય છે—સત્યાસત્ય જણાય છે. એ સર્વે દ્વિતીય પ્રવાહમાં સમજાવ્યું છે. આ દ્વિતીય પ્રવાહની ઘટના યથાયોગ્ય રાખી છે: ઘરેડમાં પડેલો માર્ગ ભુલતો નથી—ચૈતન્ય આવ્યા પછી મનુષ્ય નિત્ય સત્ય શોધવા [illegible] જ ત્યાં સદ્‌ગુરુએ યોજેલા માર્ગે પડતાં ઘણી વિટંબણાઓ [illegible] એને પર્યટન કહ્યું છે. એમ પર્યટન કરતાં તે સત્ય શોધવા પાર્[illegible] નિવાસ કરીને શાસ્ત્રોનું ને સદ્‌ગુરુનાં વચનોનું રહસ્ય નિદિધ્યા[illegible] સમજે છે. તે સમજ્યા પછી યોગ—એક ધ્યાનથી પરમા[illegible] પામવાને અભ્યાસ આદરે છે. એમ અભ્યાસ કરતાં કરતાં પ્રા[illegible] પુરુષાર્થ યોગે તે જીવન્મુક્ત થઇ જશે, ને જેવો જીવન્મુક્ત [illegible] કે પરમધામને સહજ પામશે. એ રીતની ઘટના શિ[illegible] તેને અનુસરીને કીધી છે.

સ્થિતિ વિના ધર્મ સમજાતો નથી; ને ધર્મ વિ[illegible] પ્રાપ્તિનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી; ને જ્ઞાન પ્રાપ્તિ વિના નિવૃ[illegible] વર્તવાની સ્થિતિ દૃઢીભૂત થતી નથી; ને તે થયા વિના [illegible] દર્શન થતાં નથી; ને પરમાત્મામાં આત્માના અનુસંધ[illegible]

કાળે પણ શાન્તિ થતી નથી. નાના પ્રકારના વિષયમાં વળુંધેલા જનનું મન, સદા સંકલ્પ વિકલ્પવડે ગભરાયલું રહે છે; એ મોટું દુઃખ છે; પણ પરમાત્માથી દૂર રહેવું-વિમુખ થવું તેના જેવું દુઃખ એક પણ નથી. મનુષ્યે તેના જ્ઞાન વિના રહેવું તેના જેવું અસુખ આપનાર-દુઃખ દેનાર કોઇ પણ નથી. જ્ઞાન પ્રાપ્તિનો મુખ્ય હેતુ આ જ છે કે ક્ષરથી પર અક્ષર, કે જેને વેદમાં પરમપદ કહે છે તેને પામવા; અને તેનામાં લીન થઈ જઇ, અખંડ આનંદના ભોક્તા થવું. મનુષ્ય જન્મનું સાફલ્ય પણ ત્યારે જ છે. આટલું તો સ્પષ્ટ કહેવું જોઇએ કે જે જ્ઞાનમાં-જ્ઞાન પ્રાપ્તિ સાથે પૂર્ણાનંદ પ્રાપ્તિનો અતિ ઉત્તમ-સર્વોત્તમ હેતુ સમાયલો નથી, તે જ્ઞાન જ નથી, પણ કંઇક જૂદું જ છે. બુદ્ધિ બહુવાર ગોથાં ખવરાવે છે-અમુક માર્ગે નિશ્ચયાનુસાર વર્તવાનું તે કહે છે, પણ જ્યાં આપણે અટક્યા કે પછી તે આપણું ઉપહાસાસ્પદ ચિત્ર આલેખી રેખેરેખે એવો તો વિચિત્ર રંગ પૂરે છે કે આપણી આકૃતિથી આપણે જ લજ્જા પામીએ છીએ. પણ તે જ બુદ્ધિ શ્રેષ્ઠ છે કે જે દુરબીન પેરે ઝીણું મોટું-યોગ્ય અયોગ્ય-સાર અસાર-રે સત્ય-નિત્ય ને નિત્યપ્રકાશ જોઈ શકે છે. મનુષ્યને વિકટમાં વિકટ આ જ કાર્ય છે, પરમમાં પરમ પણ આ જ ફળ છે. આ ગ્રન્થમાં તે કાર્ય માટેની-તે ફળ માટેની રચના વગર ભભકે કીધી છે કે અનિત્ય ત્યજી, નિત્ય પામવું, અને પામવા માટે અસંગ રહી બાહ્ય તથા આંતર ધર્મ સતેજ એક સરખા રાખવા.

સંવત્ ૧૯૪૭.
આષાઢી એકાદશી.

ઇચ્છારામ સૂ. દેસાઈ.

# मङ्गलम्.

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शांतिः शांतिः शांतिः

ઉપનિષદ્‌ગીતા પરમાત્મ વિદ્યાનું સ્વરૂપ પ્રકટ કરીને અમારું (ગુરુ શિષ્યનું) પાલન કરો, વિદ્યાનું ફળ પ્રકટ કરીને અમારું પાલન કરો, અમે બન્ને સાથેજ વિદ્યા સંબંધી સામર્થ્ય સિદ્ધ કરીએ, અમારા બન્નેનું અધ્યયન તેજસ્વી થાઓ, તથા અમે બન્ને પ્રમાદજન્ય અન્યાયવડે અધ્યયન અને અધ્યાપનના દોષને માટે પરસ્પર દ્વેષ કરીએ નહીં !

उपहरणं विभवानां संहरणं सकलदुरितजालस्य ।
उद्धरणं संसाराच्चरणं वः श्रेयसेस्तु विश्वपतेः ॥

વૈભવોને આપનારો, સકળ પાપપુંજનું હરણ કરનારો અને સંસારમાંથી ઉદ્ધાર કરનારો વિશ્વપતિનો ચરણ તમારું કલ્યાણ કરો! **વિદ્યારણ્ય.**

दिक्कालाद्यनवच्छिन्नानंतचिन्मात्रमूर्त्तये ।
स्वानुभूत्येकसाराय नमः शांताय तेजसे ॥

૧ દિશા, કાળ આદિથી માપરહિત, અનંત (છેડાવિનાના) ચૈતન્ય માત્ર તથા આત્માના અનુભવનાજ એક સારરૂપ શાંત તેજને હું નમસ્કાર
૨ કરૂંછું. **ભર્તૃહરિ.**

...રણ કરે છે, પણ ફૂલ.

કોઈએક બ્રહ્મવેત્તા ...
...સ કરીને રહેતા હતા. તે...
...શિષ્ય હતો. તે, પ્રતિદિન તેમ...

आपन्नोस्मि शरण्योस्मि सर्वावस्थोस्मि सर्वदा ।
भगवंस्त्वां प्रपन्नोस्मि रक्ष मां शरणागतम् ॥

હે ભગવન્! હું આપને શરણે આવ્યો છું, શરણ આવવા છું, સર્વદા સર્વ જાતની અવસ્થાનો અનુભવ કરનારો છું અને આ પ્રાપ્ત થયો છું, આપ મારી શરણાગતની રક્ષા કરો!

जपोजल्पः शिल्पं सकलमपि मुद्राविरचना ।
गतिः प्रादक्षिण्यक्रमणमदनान्याहुतिविधिः ॥
प्रणामः संवेशः सकलमिदमात्मार्पणविधौ ।
सपर्यापर्यायस्तव भवतु यन्मे विलसितम् ॥

હું જે વાતચિત કરું છું તે આપના નામનો જપ થાઓ, હું જે શિલ્પરચના કરું છું તે આપની મુદ્રા થાઓ, હું જે ચાલું છું તે આપ પ્રદક્ષિણા ગણાઓ, હું જે ભોજન કરું છું તે આપની આહુતિઓ થાઓ હું જે બેસુ છું તે આપને પ્રણામરૂપ થાઓ, અને મારો જે કંઈ વિલા હોય તે આપની પૂજા થાઓ: આમ આત્માર્પણમાં આ સર્વ અર્પણ કરું છું

શ્રીશંકરાચાર્ય

नमोविश्वसृजे पूर्वं विश्वं तदनु बिभ्रते ।
अथ विश्वस्य संहर्त्रे तुभ्यं त्रेधा स्थितात्मने ॥

આપ આરંભમાં જગતને સરજો છો, તે પછી વિશ્વનું પોષણ કરો છો, ત્ પછી તેનો સંહાર કરો છો, આમ ત્રણ પ્રકારે રહેલા આપને નમસ્કાર કરું છું

चिरं ध्याता रामा क्षणमपि न रामप्रतिकृतिः
परं पीतं रामाधरमधु न रामांघ्रिसलिलम् ।
नता रुष्टा रामा यदरचि न रामाय विनति-
र्गतं मे जन्माग्र्यं न दशरथजन्मा परिगतः ॥

મેં રામાનું લાંબો વખત ધ્યાન કર્યું, પરંતુ શ્રીરામની મૂર્તિનું ક્ષણભર પણ ધ્યાન કર્યું નહીં; રામાના અધરામૃતનું પાન કર્યું, પ[illegible] ણામૃતનું પાન કર્યું નહીં; રુષ્ટ થયેલી રામાને નમ્યો[illegible] કર્યા નહીં: આમ મારો ઉત્તમ જન્મારો [illegible] રામને મેં મેળવ્યા નહીં.




## प्रथमप्रवाह—पुरुषार्थ.

## प्रवेशक.

दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥

शङ्कराचार्य.

અર્થ—મનુષ્ય જન્મ, મોક્ષની ઇચ્છા, (અને) મહા પુરુષનો આશ્રય, એ ત્રણે દુર્લભ છે. જો દૈવનો અનુગ્રહ હોય તો જ એ મળે છે.

મહાત્મા ગુરુનાં ચરણની સેવા કરવાથી શિષ્યોની વૃત્તિ પણ મહાત્મારૂપ જ થાય છે. કહ્યું છે કેઃ

सत्संगाद्भवति हि साधुता खलानां ।
साधूनां नहि खलसंगमात्खलत्वम् ॥
आमोदं कुसुमभवं मृदेव धत्ते ।
मृद्गंधं नहि कुसुमानि धारयन्ति ॥

અર્થ—ખળ પુરુષોને સત્સંગથી સાધુપણું—સજ્જનપણું પ્રાપ્ત થાય છે, પણ સાધુ પુરુષોને ખળના સંગથી ખળપણું પ્રાપ્ત થતું નથી. માટી જ ફૂલની સુગંધને ધારણ કરે છે, પણ ફૂલો માટીની ગંધ ગ્રહણ કરતાં નથી.

---

કોઇએક બ્રહ્મવેત્તા સત્પુરુષ કોઇ નિર્જન સ્થાનમાં એકાંત વાસ કરીને રહેતા હતા. તેમની સેવામાં એક સુશીલ સ્વભાવનો શિષ્ય હતો. તે, પ્રતિદિન તેમની ઉત્તમ પ્રકારે સેવા કરી, તેમની

પાસેથી તત્ત્વજ્ઞાન સંપાદન કરતો હતો. પ્રસંગે પ્રસંગે તે ગુ શિષ્ય વચ્ચે અનેક પ્રકારના પ્રશ્નોત્તર થતા હતા. શિષ્ય નિરંત ગુરુવાક્યોનું મનન કરતો અને તેમાં ઉપજેલી શંકાઓ ગુરુ પા કહેતો હતો અને ગુરુદેવ તેનાપર પરમ કૃપા કરીને અ... અદ્‌ભુત યુક્તિ પ્રયુક્તિઓવડે તે શંકાઓનું સમાધાન કરતા હતા. તે ગુરુશિષ્યના ત્રિવિધ તાપ ટાળનાર અને મોક્ષપ્રદ સંશયનાશક સંવાદમાંથી કંઈક ભાગ અહીં લીધેલો છે.





# પ્રથમ બિન્દુ.

## સત્સંગ અને વ્યવહાર.

उद्धरेदात्मनात्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य सम्यक्दर्शननिष्ठया ॥

**અર્થ**–પોતાનો આત્મા જે સંસાર સાગરમાં મગ્ન–ડૂબ્યો છે, તેને યોગારૂઢત્વ પ્રાપ્ત કરી, યથાર્થ જ્ઞાનનિષ્ઠા રાખીને પોતાની મેળે જ ઉગારવો જોઇએ.

એક દિવસે શિષ્યે, ગુરુની પૂજા કરી, દંડવન્નમસ્કાર કર્યા પછી, તેમની આજ્ઞા લેઇ, નમ્ર વાણીએ પૂછયું કેઃ–"હે પરમ કૃપાળુ ગુરુદેવ! આ સંસારમાં કેટલાક મનુષ્યોને સત્સંગ અને આત્માનું અનુભવ સુખ, એ બંનેમાં વિશેષ પ્રીતિ (લાગણી) હોય છે, છતાં તેઓની ચિત્તવૃત્તિ વ્યવહારમાં વહે છે અર્થાત્ સત્સંગ અને આત્મસુખમાં અત્યંત લોભાઇ, તેમાં પ્રીતિ કરે છે ખરો, પરંતુ પુનઃ તે વ્યવહારમાં પ્રવર્તે છે અને સંસારનો ભાર વહે છે, તેનું શું કારણ? તે કૃપા કરીને જણાવો."

ગુરુ–હે બાપ! ધન્ય છે તને, તારો પ્રશ્ન અતિ ઉત્તમ અને સૂક્ષ્મ વિચારવાળો છે. આ પ્રસંગમાં હું એક મક્ષિકાનું દૃષ્ટાંત કહું તે તું શ્રવણ કર. હે વત્સ! એક મક્ષિકા (માંખી), જે, અહર્નિશ મૂત્ર અને વિષ્ઠાનાં સ્થળોપર ફરીને નિરંતર તેનો જ રસ લેનારી છે, તેને, એક સમયે ફરતાં ફરતાં, એક મધથી પરિપૂર્ણ ભરેલો ઘડો મળી આવ્યો. એ, પોતાને અતિ દુર્લભ અને ઘણી સ્વાદિષ્ટ વસ્તુ પ્રાપ્ત થયલી જોઇને આનંદ પામી

અને તેનાપર બેઠી. પછી ધીરે ધીરે પોતાનો એક પગ મધપર ઠરાવ્યો, અને જરાક મધ ચાખતાં ઘણું જ મીઠું લાગવાથી પૂરે બીજો પગ પણ મૂકયો. એમ કેટલીક વાર સૂધી નિશ્ચિન્તપણે મધનો સ્વાદ લેવા લાગી; અને સંતોષ પામી એટલે ત્યાંથી તુરત ઉડીને પાછી અહીંતહીં ઉડવા લાગી. પણ વળી ભમતાં ભમતાં તેને આગળનું વિષ્ઠાનું સ્થળ મળી આવ્યું અને આગલા અભ્યાસ અને આસક્તિને લીધે તેનો દુર્ગંધી રસ લેવા માટે તેપર પણ જઈ બેઠી. એમ વારંવાર તે મધનો અત્યુત્તમ સ્વાદ લીધા છતાં પણ, પૂર્વનો અભ્યાસ-આસક્તિ તથા પ્રકૃતિને લીધે તે પાછી મૂત્ર તથા વિષ્ઠાપર જતી અટકી નહિ. પણ જો, એ માંખી જે સમયે મધપર બેઠી હોય અને તેનો સ્વાદ લેવામાં આસક્ત થયલી હોય, તે સમયે, એકાએક પવનનો સપાટો આવે, અને તેને લીધે તેની બન્ને પાંખો મધની સાથે લપટાઇ તેમાં ચોંટી જાય તો જ તેની વિષ્ઠા મૂત્રના-નરક રસ પરની આસક્તિ આપોઆપ છૂટી જાય તથા ત્યાં જતી અટકે; અને મધુના મધુર સ્વાદ લેવારૂપ સર્વોત્તમ સુખમાં જ લીન રહે. એવી જ રીતે વિષયાદિકરૂપ વિષ્ઠાના સ્વાદના અભ્યાસરૂપે આસક્તિવાળી મનોવૃત્તિ, આત્મસુખરૂપી મધ લેવા માટે, આત્મસુખરૂપ મધથી ભરેલા સત્સંગરૂપ કુંડીના કાંઠા ઉપર ઠરે છે; પરન્તુ વળી પૂર્વના અભ્યાસથી પાછી ત્યાંથી વિષય પ્રતિ દોડી-ઉડી જાય છે. વળી પાછી મનોવૃત્તિને આત્મસુખરૂપી મધના સ્વાદની સ્મૃતિ આવતાં, તેમ જ તેની અત્યંત શ્રેષ્ઠતા જાણીને, તેપર મોહ થાય છે એટલે પાછી આવીને તેનો રસાસ્વાદ લે છે. વળી ત્યાંથી જાય છે, વળી પાછી આવે છે. એમ જતાં ને આવતાં સમયમાં, જ્યારે પવનનો સપાટો લાગીને ત્યાં પાંખ ચોટી જાય અર્થાત્ જ્યારે ઇશ્વરનો અનુગ્રહ, સદ્ગુરુની કૃપા અને પોતાનાં શુભ કર્મ, એ ત્રણે અથવા ત્રણેમાંની એકાદી વસ્તુરૂપ પવનના સપાટાથી વિષયરૂપ વિષ્ઠાના સ્વાદપર દૃઢ વૈરાગ્ય થઇ જાય અને મનોવૃત્તિ, બ્રહ્માનંદરૂપ મધમાં દટાય તો પછી આપોઆપ વ્યવહારમાં વેહેતી અટકે; એટલે માનસિક વૃત્તિ પોતે જ જળમાં પડેલા સૈન્ધવની પેરે ગળી જઇને બ્રહ્મરૂપ થાય. પરંતુ

તે પણ જો વિપરીત સાધન કરે છે તો ઉલટી બગડે છે. એ માટે એક ઉદાહરણ કહું છું, તે સાંભળઃ-

એક ગામમાં જરાક ધનપાત્ર ગણાતો કોઇ એક પટેલ રહેતો હતો. તેને પ્રતિષ્ઠિત જાણી ત્યાંના રાજાએ કંઇક કામસર પોતાની કચેરીમાંથી તેડું મોકલ્યું. રાજાનું તેડું ને વળી માનભેર આવ્યું તેથી ત્યાં જવા માટે પટેલભાઇએ સર્વ નવાં શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં, ને સજ્જ થઇને તે, રાજસભા પ્રતિ ચાલ્યો. વસ્ત્ર ખૂબ સ્વચ્છ પહેર્યાં હતાં, ને રાજાની સભામાં જવું હતું, માટે વસ્ત્રને કોઇ પણ સ્થળે જરાએ ડાઘ લાગે નહિ તેની પટેલ બહુ જ સંભાળ રાખતો હતોઃ પરંતુ તેમ છતાંએ રસ્તામાં જતાં કોઇ ઠેકાણેથી તેનાં કપડાંને કોયલાનો ડાઘ લાગી ગયો. પટેલ તે વખતે રાજસભામાં ગયો તો ખરો, પણ ત્યાં કામકાજ થઈ રહ્યા પછી ઘેર આવતી વેળાએ તેને પેલી કપડાને ડાઘ લાગવાની વાત યાદ આવી. તે બહુ ખેદ પામ્યો ને કપડાં ઉપર કોયલાનો ડાઘ લાગ્યો હતો, માટે તેને કોયલા માત્ર ઉપર વેર ભરાઇ આવ્યું. તેણે અત્યંત ક્રોધે ભરાઇ આખા ગામના કોયલાની કાળપ કાઢી નાંખવાનો વિચાર કીધો. તુરત ગામમાંથી સઘળા કોયલા મજુરો પાસે એકઠા કરાવી, એક મોટા તળાવ ઉપર નંખાવ્યા. આ એકઠા કરાવેલા કોયલા તો લગભગ સો મણ જેટલા થયા. હવે સો મણ કોયલાને ધોવા માટે થોડામાં થોડો પણ પચ્ચાસ મણ સાબુ તો જોઈએ જ. તે સાબુવડે કોયલા ધોવાનું કામ આરમ્ભાયું અને ખળખળાટ કરતું કાળું પાણી, એક વેહેળાની માફક ગામની ભાગોળે થઇને વહેવા લાગ્યું. તે જોઇ એ જ ગામનો એક બીજો પટેલ આશ્ચર્ય પામ્યો; અને તેણે તળાવ ઉપર જઇ કોયલા ધોવરાવનાર પટેલને પૂછ્યું કે, "અરે પટેલભાઇ! તમે આ શું કરો છો?" એ સાંભળી તેણે જવાબ દીધો કે, "કપડાંને કાળા ડાઘ લગાડનાર કોયલાને તેના શ્યામતારૂપ દુર્ગુણથી મુક્ત કરીએ છીએ." આવું ઉત્તર સાંભળી તેણે વિચાર કીધો કે, આ કોઇ અક્કલનો સાગર દેખાય છે; કારણ કે, વળી કોયલાને તે સો વર્ષ સૂધી ધોઇએ તોપણ ઉજળા થાય નહિ તેની એને ખબર નથી, પણ હશે; એ બિચારાને આ મિથ્યા શ્રમ કરતો અટકાવી સરળ અને સત્ય માર્ગ બતાવવો

ચેહેન પડતું નથી પરંતુ આખો દિવસ કંઇ ગાય પોતાના વાછરડા પાસે રહી શકતી નથી; કારણ કે, તેને વનમાં ચારો ચરવા જવું પડે છે. તેથી પ્રભાતે દોહોતી વખતે જ વાછરડાને છોડી તેની પાસે લઇ જાય છે ત્યારે ધવાડે છે પણ વાછરડું ધાવીને સંતોષ પામ્યું કે તુરત તેને તેની જગ્યાપર બાંધીને ગાયને વનમાં ચરવા માટે છોડી મૂકવામાં આવે છે. એ ગાય આખો દિવસ વનમાં નાના પ્રકારનાં કોમળ તૃણાંકુરો ચરે છે, પાણી પીએ છે, વૃક્ષોની શીતળ છાયા નીચે, પોતાના ટોળામાં નિશ્ચિન્તપણે બેસીને વાગોળે છે અને સાંજે પાછી સૌ ગાયો સંગે ઘેર આવે છે, આટલા સમયમાં ગાય પોતાના વાછરડાને યાદ પણ કરતી નથી કે તે શું કરતું હશે ? પરંતુ ઘેર આવ્યા પછી, જ્યારે પાછો દોહોવાનો સમય થાય છે, ત્યારે જ પોતાના વાછરડાનું સ્મરણ કરે છે અને તેને ધવાડ્યા વગર કદી તે, પોતાના ધણીને દોહોવા દેતી નથી. એ પ્રમાણે પ્રતિદિન કરતાં, પોતે ઉત્તી* જઇ, ફરીથી ગાભણી થાય ત્યાંસૂધીમાં, તે વાછરડો પણ નિયમ પ્રમાણે સારું પોષણ થવાથી શરીરે દૃઢ તથા બળવાન્ થઇ રહે છે. વચે આવતાં તે ચારો ચરવા લાગે છે અને તેને પોતાની માતાના પયઃપાનની જરૂર પણ પડતી નથી અર્થાત્ સ્વતંત્ર થઇ વિચરે છે.

એ જ દૃષ્ટાંત પ્રમાણે મનુષ્ય જો નિત્ય દૃઢ નિશ્ચય અને નિયમથી, વધારે નહિ તો દિવસમાં માત્ર એક અથવા બે જ મુહૂર્ત સૂધી પણ, અમુક નિમેલે સમયે, સત્સંગ, ભગવત્સ્મરણ, આત્મસ્વરૂપનું ચિન્તન આદિક કરે તો, સમય વીતતાં તેનો અભ્યાસ સ્થિર થઇ જાય છે; તેથી મનુષ્ય ગમે તેવાં પ્રપંચનાં કાર્યોમાં પડે છે, તોપણ તે પોતાના નિત્ય નિયમમાં ચૂકતો નથી. એમ લાંબા અભ્યાસથી સ્વાત્મસ્વરૂપનાં ચિન્તનનું પોષણ થઇ, આખરે મનુષ્ય સંસાર ઉપાધિમાંથી મુક્ત થઇ, ભગવત્સ્વરૂપ બની રહે છે, એમાં સંશય નથી. જેમ ગાય સવારે પોતાના વાછરડાને ધવરાવી તેને ઘર આગળ મૂકી પોતે વનમાં જઇ ફરે હરે છે, ઘાસ ચરે છે, પાણી પીએ છે, પોતાના ટોળામાં જઇ બેસે છે, શીતળ છાયામાં વિશ્રામ લે છે અને સાંજે દોહવાનો સમય થતાં

* ઉત્તી કે ઉતરી જવું એટલે દૂધ આપતું બંધ થવું.

# ચતુર્થ બિન્દુ.

## સત્સંગ પ્રતાપ.

महानुभावसंसर्गः कस्य नोन्नतिकारकः ।
रथ्याम्बु जाह्नवीसङ्गात्त्रिदशैरपि वन्द्यते ॥

અર્થ—મહાત્મા પુરુષનો સંબન્ધ કોની ઉન્નતિ કરતો નથી? સર્વની કરે છે. શેરીનાં પાણીને ગંગાના સંગથી દેવતાઓ પણ નમે છે.

શિષ્ય—હે પરમ કૃપાળુ ગોવિન્દરૂપ ગુરુજી! આપના આ મહદુપકારનો બદલો હું કંગાલ તો શું, પણ મોટા દેવતાઓ સરખા પણ કેમ વાળી શકે? કેમ કેઃ—

अन्नदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकं ।
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥

અર્થ—બીજાં સર્વ દાનો કરતાં અન્નનું દાન (ભૂખ્યાને અન્ન ખવરાવવું તે) સર્વોત્કૃષ્ટ કહેલું છે; કારણ કે, તે દેહને સંતોષ આપનાર પરમ જીવનરૂપ છે. પણ તે (અન્નદાન) કરતાં વિદ્યાનું દાન બહુ ફળ આપનારું છે; કારણ કે, અન્નનું દાન તો અલ્પ તૃપ્તિ કરનારું જ છે, (એ ખાધેલું અન્ન પચી ગયું એટલે પુનઃ પાછી ભૂખ લાગે છે, ત્યારે તૃપ્તિ કરવાને કંઇ આગળ ખાધેલું અન્ન કામ લાગતું નથી) અને વિદ્યાનું દાન તો મનુષ્યના જીવિત પર્યન્ત તેને તૃપ્તિ આપે છે. (વિદ્યા ભણીને તેના યોગે મનુષ્ય અન્ન પાનાદિક અનેક શરીર પોષક પદાર્થો પેદા કરીને તેના ઉપભોગથી નિરંતર તૃપ્ત થાય છે.) એમ એ, તે દાન લેનાર પ્રાણી વિદ્યાદાન કરનાર મનુષ્યના કેટલા બધા ઉપકારના બોજા તળે આવે

છે? પોતાના આખા જન્મ સૂધી તે દાતાનો દાસ થઇ રહે તોપણ તેનો બદલો વળી રહે નહિ. ત્યારે, હે દયાળુ ગુરુજી! આ ક્ષણભંગુર સંસારમાં અવતરીને અલ્પ કાળ પર્યંત જ ટકનારા આ નાશવંત જીવતરનું પોષણ થઇ શકે એવી વ્યાવહારિક વિદ્યાનું દાન કરનારનો બદલો કોઇ રીતે વાળી શકાય એમ નથી, તો પછી આપ, કોઇ કાળે નાશ પામે નહિ એવાં અખંડ સુખથી નિત્ય તૃપ્તિ કરનારી સદ્ (બ્રહ્મ) વિદ્યા, બ્રહ્મના-પરમાત્માના સ્વરૂપના જ્ઞાનનું દાન કરનારી છે, તે આપો છો, એ આપના ઉપકારનો બદલો મોટા ઇંદ્ર સમાન દેવથી પણ કેમ જ વાળી શકાય? માટે હે સ્વામિન્! હું એક તુચ્છ પ્રાણી, આપના ઉપકારનો બદલો વાળવા ઇચ્છું, એ આકાશનું પુષ્પ મેળવવાની ઇચ્છા કરવા જેવું છે. માટે આવાં મિથ્યા ફાં ફાં મારવાં મૂકી દઈ, સર્વદા સર્વથા આપના ભવતારણ ચરણને શરણે જ પડ્યો છું, જેથી આપ મને પરમ દીન જાણીને મારો ઉદ્ધાર કરશો જ.

ગુરુ–વાહ! વાહ! ધન્ય છે તારી બુદ્ધિને! શિષ્ય! તું મોક્ષ તત્ત્વનો જિજ્ઞાસુ છે અને બ્રહ્મવિદ્યાના ઉપદેશનું પાત્ર બન્યો છે; માટે હે વત્સ! તારા મનના સર્વ સંકલ્પ વિકલ્પને ત્યજી દઇ, કોઇ વાતની ગ્લાનિ ન આણતાં, તને જે જે શંકા થાય તે સુખેથી મારી આગળ કહે. તું મારી પાસેથી તેનું સમાધાન પામી ભવ બન્ધનથી મુક્ત થઇશ એવો મારો આશીર્વાદ છે.

શિષ્ય–હે સ્વામિન્! આપે આ ઉપલા દૃષ્ટાંત પ્રસંગે કહ્યું છે કે, પ્રત્યેક પદાર્થને બંને માર્ગે લગાડી શકાય છે; અને તેથી તેનાં સારાં અને માઠાં, એમ બંને રીતનાં ફલો ઉત્પન્ન થાય છે, ત્યારે એ સમ્બન્ધે મને એક સંદેહ ઉત્પન્ન થાય છે કે, સર્વ શિષ્ટ જનોમાં નિત્ય પ્રશંસા પામેલો સત્સંગ, જેની તુલનાએ કોઈ પણ વસ્તુ આવી શકતી નથી, અને જે સર્વ વાતે શુભ ફલદાયક જ છે, તેને પણ એ ઉપરનો નિયમ લાગુ પડી શકે ખરો?

ગુરુ—વત્સ! જો કે સત્સંગ એટલો બધો ઉત્તમ છે ખરો, તોપણ જો તેને સેવન કરનાર પુરુષમાં કેટલાક મહા અવગુણો હોય છે, તો તે (સત્સંગ), તેને પોતાના ઉત્તમ સ્વભાવ પ્રમાણે

ફળી શકતો નથી. એ અવગુણો—દોષો, કાયિક (શરીરથી ઉપજતા), વાચિક (વાણીથી ઉપજતા) અને માનસિક (મનથી ઉપજતા), એમ ત્રણ પ્રકારના છે; અને તે પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદ છે. માટે એ સર્વ દોષોને જો જડમૂળથી ત્યજી દે, તો જ તે પ્રાણીને સત્સંગ ફળે છે. એ દોષો સંબંધે કહ્યું છે કેઃ—

(દુહા.)—ચોરી, ચારી. હિંસતા, તનહિ દોષ હૈં તીન;
નિંદા, જૂઠ, કઠોરતા. વાક્ચાપલ્ય ઔ ભીન.
તૃષ્ણા ચિંતવન, દોષ બુદ્ધિ નૃસિંહ ત્રૈ મન હોય;*
કાયિક વાચિક મનો હૈ, ત્રિધા દોષ તજ મોખ.†

કાયિક એટલે શરીરથી ઉત્પન્ન થતા દોષો ત્રણ છેઃ ચોરી, વ્યભિચાર અને જીવની હિંસા; વાચિક એટલે વાણીથી (બોલવાથી) ઉત્પન્ન થતા દોષો ત્રણ છેઃ પારકી નિંદા, જૂઠું બોલવું અને સામાને કઠોર-કડવાં લાગે તેવાં વચનો કહેવાં તથા માનસિક એટલે મનથકી ઉપજનારા દોષો પણ ત્રણ છેઃ તૃષ્ણા (નાના પ્રકારના તુચ્છ વિષયોની આશા કરયા કરવી તે), ચિંતવન અને દોષબુદ્ધિ (પરાયા દોષો—અવગુણો જોવાની બુદ્ધિ), આ મન, વાણી અને કાયાના સર્વ દોષોને ત્યજે તો જ સત્સંગ ફળે છે.

હે શિષ્ય! એ તો મેં તારા પ્રશ્નનું ઉત્તર કહ્યું, પણ એ સત્સંગ કે જે સદ્વિદ્યા—સદ્જ્ઞાન પ્રાપ્ત થવાનું મુખ્ય સાધન છે, તેના હું શા શા ગુણ ગાઉં? ઉપર કહેલા ત્રિધા-ત્રણ પ્રકારના દોષ, જેને ત્યજવાથી સત્સંગ ફળે એમ હું કહી ગયો છું, અને તે દોષો પણ સત્સંગ કરવાથી આપોઆપ મટી જાય છે, આવડો મોટો સત્સંગનો પ્રભાવ છે, માટે, પ્રત્યેક મનુષ્યે નિરંતર સત્સંગ કરવો. સત્સંગથી મહા ખળ પુરુષો પણ સત્વગુણી અને સાધુ બને છે; સત્સંગથી પાપાત્મા પણ પુણ્યવાન્ અને પવિત્ર થાય છે; સત્સંગથી અવિદ્યા માત્ર જઈ, સદ્વિદ્યા પ્રાપ્ત થાય છેઃ સત્સંગથી સદ્ગુરુનાં ચરણારવિંદનું શરણ મળે છે, અને સત્સંગના યોગે મનુષ્ય પ્રાણી પ્રભુ પદને પામે છે. અહો! એ સત્સંગને માટે મહા ભક્તરાજ તુલસીદાસજીએ શું કહ્યું છેઃ

(દુહા)—સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ. ધરિય તુલા ઇક અંગ;
તુલે ન તાહિ સકલ મિલિ. જો સુખ લવ સત્સંગ.

---

* હોય. † મોક્ષ.

## સત્સંગ પ્રતાપ.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, એ ત્રણે લોકનાં સર્વ સુખોને એક પલ્લાસાં મૂકીએ અને બીજા પલ્લામાં એક ક્ષણભરના સત્સંગનાં સુખને (એટલે સત્સંગનાં ફળરૂપ સુખને) મૂકીને તોળીએ તો, સત્સંગના સુખવાળું પલ્લું નિચે નમશે અર્થાત્ બીજાં બધાં સુખો સત્સંગ તોલે આવી શકશે નહિ, એવો સત્સંગનો મહિમા અગાધ છે, જેનું માહાત્મ્ય કથવાને શેષ ને શંકર પણ અસમર્થ છે.





# પંચમ બિન્દુ.

## ઈશ્વરનું કર્તવ્ય.



प्रमत्तमुच्चैरितिकृत्यचिंतया । प्रवृद्धलोभं विषयेषु लालसम् ॥
त्वमप्रमत्तः सहसाभिपद्यसे । क्षुल्लेलिहानोऽहिरिवाखुमन्तकः ॥

श्रीमद्भागवत, द. अ. ५१

અર્થ—નાના પ્રકારનાં કાર્યો કરવાની ચિંતાથી ઘણા જ મદમત્ત થયેલા, મહા લોભી અને વિષયની લાલચવાળા ઉંદરને જેમ ભૂખથી ગલોફાં ચાટતો સર્પ ગળી જાય છે, તેમ જ અનેક કાર્ય કરવાના વિચારથી ઘણા જ મદમત્ત થયેલા મહા લોભીને વિષયોની લાલસાવાળા પુરુષને કાલ મૂર્તિ એવા તમે સાવધાન થઇને એકાએક પકડી પાડો છો?



શિષ્ય—હે ગુરુજી! આ જગતના કર્ત્તા પ્રભુ, જે સાકાર તથા નિરાકાર, બંને રૂપે રહેલા છે, તે શું આપણી—પ્રાણીઓની પેઠે આહાર આદિ વ્યવહાર (ખાવું, પીવું, બોલવું, હસવું વગેરે) કરતા હશે? એ વિષે મને આશ્ચર્ય થાય છે, માટે કૃપા કરીને એનું સમાધાન કરો.

ગુરુ—હે વત્સ! એ સંબંધે એક રાજાના પૂછેલા તારા જ જેવા પ્રશ્નો મને યાદ છે, તે હું તને કહું છું, તે સાંભળ.

મનોમયી નામની નગરી વિષે પૂર્વે કોઈ બુદ્ધિધન નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા જાતે પણ બુદ્ધિમાન્, વિદ્યાનો શોખીલો, હાસ્ય, વિનોદ તથા ચમત્કારિક કથા—વૃત્તાંતોનો શ્રવણ કરનાર અને અનેક કળા કુશળ પુરુષોનો સમાગમ કરવા વગેરે વિષયોપર બહુ પ્રીતિ રાખનારો હતો. આવી તેની યોગ્ય વૃત્તિ

હોવાથી, ઘણાક વિદ્વાનો, કવિઓ અને બુદ્ધિમાન્ પુરુષો, વારંવાર તેની સભામાં આવીને માન પામતા હતા. એ રાજા પોતાના હાસ્ય વિનોદાદિના અતિશય શોખને માટે મશ્કરા, વાચાળ, હાજરજવાબી, ખેલાડી વગેરે કલાકુશલ પુરુષોને જાથુકને માટે વર્ષાસન આપીને, પોતાની સભામાં રાખતો હતો; અને વારંવાર રાજકાજથી પરવારી, નવરાશના વખતમાં, તે તેઓને અનેક તરેહના વિલક્ષણ પ્રશ્નો પૂછીને તેના સંતોષકારક ઉત્તરોથી આનંદ પામતો હતો. એવી જ રીતના વિનોદમાં તે એક દિવસે બેઠો છે, તેવામાં તેને કંઇ બુટ્ટો સૂઝી આવ્યો, તે ઉપરથી તે બોલ્યો, "હે સચિવ! આપણી આ વિનોદી રાજસભામાં અનેક પ્રકારનું જ્ઞાન ધરાવનારા પુરુષો છે; પણ શું તેઓ મને હમણાં ઉપજેલા પ્રશ્નોનું ઉત્તર દઇ શકશે?" એ સાંભળી પ્રધાને કહ્યું, "મહારાજાધિરાજ! એમ પ્રથમથી શંકા કરવાનું શું પ્રયોજન છે? આપ પ્રશ્ન કરો અને પછી જો આપને સંતોષકારક ઉત્તર ન મળ્યું તો આપની આજ્ઞાનુસાર કાર્ય કરવાને આપના ચરણનો દાસ, હું તયાર જ છું." રાજાએ તુરત તે પ્રશ્ન પ્રધાનદ્વારા જ રાજસભામાં કહી સંભળાવ્યો, અને પ્રધાને પંડિતોને કહી સંભળાવ્યો પણ તે પૂછવા પૂર્વે જણાવ્યું કે, આ પ્રશ્નોનું ઉત્તર જેઓ આપી શકે નહિ તેઓએ તુરત મારી સભા છોડી જવી, અને પુનઃ મારી આજ્ઞા વગર સભામાં પ્રવેશ કરવો નહિ. રાજાની આવી કડક પ્રતિજ્ઞા સાંભળીને સભા જનો ગભરાઈ ગયા, અને ઉત્તર આપવાની શક્તિ હશે તેવાઓ પણ આ વખતે તો સ્તબ્ધ જ બની ગયા. પછી પ્રધાને સૌ સાંભળતાં રાજાનો પ્રશ્ન નિવેદન કર્યો.

૧ ઈશ્વર શું ખાય છે? ૨ ઈશ્વર શું કરે છે? ૩ તે ક્યારે હશે છે? ૪ તે કયાં રહે છે?

એ પ્રશ્નો સાંભળીને સૌ, એક બીજાના મ્હોં સામું જોવા માંડ્યા. કેટલાક નીચું ઘાલી રહ્યા અને કેટલાક જ્યારે જ્યારે રાજા કોઇ પણ પ્રશ્ન પૂછતો ત્યારે તુર્ત જ જવાબ દેનારા હતા તેઓ પણ આ સમયે તો લજ્જિત થઇ દિગ્મૂઢ બની છાનામાના બેશી રહ્યા. પંડિતોની આવી મૂઢતા જોઈ, રાજાએ ક્રોધ કરી, તુરત સભા વિસર્જન

કરવાની પ્રધાનને આજ્ઞા આપી અને તેને એમ પણ કહ્યું કે, "તારે પંડે આ પ્રશ્નોનું ઉત્તર આપનાર પુરુષને શોધી લાવવો. એ ઉત્તર આપનાર જો કે ગમે તેવી સ્થિતિમાં હશે, તોપણ હું તેને રાજ્યાસનપર બેસાડીને તેની સેવા કરીશ." એ સમયે રાજાએ વિચાર કીધો કે મારી સમર્થ સભાના આટલા બધા બુદ્ધિમાન્ પુરુષોથી પણ જેનું ઉત્તર નહિ અપાયું, તેવા અગમ્ય પ્રશ્નનો ખુલાસો કરનાર પુરુષ કંઇ થોડો અનુભવી કે થોડી યોગ્યતાવાળો હશે નહિ, પણ કોઈ મહાત્મા જ હશે; તો એવા મહાત્માની સેવા કરવી એ તો ઘણી દુર્લભ વાંત છે. આવી સૂક્ષ્મ દૃષ્ટિથી તેણે એવી પ્રતિજ્ઞા કરી.

રાજાનાં આવાં વચન સાંભળીને, બીજે દિને પ્રાતઃકાળ થતાં જ મંત્રી ઘોડેસ્વાર થઇને કોઇ મહાત્મા પુરુષની શોધ કરવા ચાલી નિકળ્યો. એ પ્રશ્નનું ઉત્તર આપે એવો મહાત્મા કેવી રીતે અને ક્યાં મળશે? એના વિચારમાં અને ચિંતામાં તે માર્ગ કાપતો અરણ્ય તરફ ચાલ્યો. ત્યાંથી વળી તે એક ગામથી બીજે ગામ, ને બીજેથી ત્રીજે એમ ફરતો અને તપાસ કરતો ઘણેક દૂર દેશ નિકળી ગયો; છતાં કોઇ તેને એવો પુરુષ મળ્યો નહિ કે જે તેના પ્રશ્નોનું સમાધાન કરે. આથી મંત્રીને પોતાના મનમાં બહુ જ ખેદ અને સંતાપ થવા લાગ્યો. તે એવી ચિન્તા કરવા લાગ્યો કે-"અરે! એક તો મારું પાણી જશે કે મને સોંપેલું કામ હું પૂર્ણ કરી શક્યો નહિ અને બીજું, કામ કર્યા વિના પાછા જવાથી મહારાજા મારાપર ક્રોધે ભરાશે, અને મારા પ્રધાનપદથી મને ભ્રષ્ટ કરશે. આમ હું ધર્મસંકટમાં સપડાયો છું. હવે મારે શું કરવું? શું નિરાશાભરેલું સુખ લઈને પાછું રાજધાનીમાં જવું? પણ ત્યાં જઈ અપમાન પામ્યાથી તો મરવું ભલું. ત્યારે શું આત્મઘાત કરીને દેહ ત્યાગ કરવો? ના, ના, ધિક્કાર છે એવા નપુંસકને કે જે કાયર થઈને પોતાના દુર્લભ, અનેક જન્મનાં સુકૃતથી પ્રાપ્ત થયેલા દેહનો પોતે જ ઘાત કરવા ઇચ્છે છે. ત્યારે હવે શો ઉપાય કરવો? આવા પરમ સંકટના સમયમાં મને કોણ સહાય થશે? હું તો મારાથી બન્યું તેટલું કરી ચૂક્યો. કહ્યું છે કે:-

(સોરઠો) હસ્ત પદાદિક અંગ, અરુ બુધ દીની મનુજ કો;
હોની અહોની હરિ સંગ, હોઇ સકે સો યત્ન કર.

કાર એ ભગવાનનું ભક્ષ છે, તે અહંકાર જેની પાસે વૃદ્ધિ પામે છે, તેને, પરમાત્મા તુરત પ્રાશન કરી જાય (તેનો અહંકાર ઉતારી નાંખે) છે. માળી જેમ પોતાની વાડીમાં પ્રતિદિવસ નિરીક્ષા કર્યા કરે છે અને તેમ કરતાં જે જે વૃક્ષોપર વધારે ખીલી નિકળેલાં પુષ્પો દૃષ્ટિએ પડે છે, તેને તુરત તોડીને ઉતારી લે છે, તેવી જ રીતે હિરણ્યકશિપુ, રાવણ, શિશુપાલ, બાણાસુર, દુર્યોધન ઇત્યાદિ અનેક ભૂપતિઓ અહંકારના મદવડે અત્યંત ફાટી ગયા હતા, તે સર્વનો ગર્વ ભગવાન્ ભક્ષ કરી ગયા, તો પછી બીજા સાધારણ મનુષ્યોની તો વાત જ શી કરવી? હે રાજન્! એ પૂર્વનાં દૃષ્ટાંતોથી તારા મનનું જો સમાધાન થતું ન હોય તો આ પ્રત્યક્ષ જ જો કે તારી સભામાંના આ અનેક ગુણિજનો, જેઓ પોતાના ગુણોને લીધે તારી તરફથી સારાં માનપાનાદિક મળતાં હોવાથી અહંકારી બની ગયા હતા અને પોતાના અહંકારથી જાણતા હતા કે, અમારા સમાન બીજો કોઇ ગુણી નથી. તે સર્વનું આ વખતે પ્રભુએ તારી સભામાં અપમાન કરીને, ગર્વ ઉતાર્યો છે. એ વાતમાં તેઓનું અંતઃકરણ જ સાક્ષી આપે છે."

આ સાંભળીને સર્વ સભાજન સહિત રાજા અતિ હર્ષ પામ્યો અને હવે બીજા પ્રશ્નોના ઉત્તર સાંભળવાને રાજાના મનમાં આતુરતા-ઉત્કંઠા થઇ રહી. તેણે બીજો પ્રશ્ન પૂછવાનું જણાવ્યું, તે ક્ષણે તે ખેડુત મહાત્માએ કહ્યું કે, "ઓ રાજા! હવે તેં કરેલી પ્રતિજ્ઞા તારે પાળવી જોઇએ, તે વિના હું એકે પ્રશ્નનું ઉત્તર આપીશ નહિ," એ સાંભળીને રાજાએ ઉત્તરો શ્રવણ કરવાની ઉત્કંઠાથી, તે જ દિવસે, શુભ પળ ચોઘડીઉં જોવડાવી, બ્રાહ્મણો પાસે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે, તે ખેડૂતને રાજ્યાભિષેક કરાવીને સિંહાસનપર બેસાડ્યો. પછી પોતે બે હાથ જોડી સેવકની પેઠે તેના સામે ઉભો રહ્યો. હવે તે મહાત્માએ (નવા બનેલા રાજાએ) કહ્યું, "હે રાજા! હવે તારી ઇચ્છામાં આવે એવા પ્રશ્નો આનંદથી પૂછ." ત્યારે રાજા બોલ્યો, "હે મહારાજ! પરમેશ્વર શું કરે છે?" ખેડૂતે ઉત્તરમાં કહ્યું, "અહો! સર્વતંત્ર સ્વતંત્ર સર્વેશ્વર જગદાત્મા પ્રભુ, તૃણનો મેરુ અને મેરુનું તૃણ કરી દે છે. તે પરમાત્મા, આ

આખા બ્રહ્માંડને ક્ષણવારમાં ઇચ્છા માત્રમાં પ્રગટ કરીને ક્ષણમાં તેનો લય કરવા શક્તિમાન્ છે. રાયને રંક અને રંકને રાય બનાવી દે છે. આવાં દૃષ્ટાંતો જગતમાં ઘણીવાર જોવામાં આવે છે. મારા તરફ તું દૃષ્ટિ કર. હું મહા રંક અને કૃષિકર્મ (હળ ખેડવું–ખેતી કરવી) કરીને ઉદરપોષણ કરનારો એક ખેડૂત છું પણ સર્વ કર્ત્તા સર્વેશ્વરની ઇચ્છા માત્રથી આજે રાજા થઇ બેઠો છું, ને તું જે આવા મોટા રાજ્યનો પાલન કરનાર ભૂપતિ હતો, તે, મારી આગળ દાસ સમાન થઈને ઉભો છે. તો હવે પ્રભુ શું કરે છે? તે તું તારી પોતાની મેળે જ સમજી લે."

આ ઉત્તરથી આખી સભામાં સાનન્દાશ્ચર્ય ફેલાઇ રહ્યું. પછી રાજાએ ત્રીજો પ્રશ્ન પૂછ્યોઃ "મહારાજ! પમેશ્વર કયાં રહે છે?" તેના ઉત્તરમાં ખેડૂત બોલ્યોઃ "ઇશ્વર સર્વત્ર વસે છે, એના વિના જગતમાં કોઇ પણ ઠામ ખાલી નથી; અને એટલા જ માટે તેનાં ॥ विष्णु, विभु ॥ વગેરે નામો છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, ॥ सर्वं विष्णुमयं जगत् ॥ આખું જગત્ વિષ્ણુમય છે અર્થાત્ પરમેશ્વર જગતમાં સઘળે ઠેકાણે વસી રહેલા છે. ભગવાનના દશ મુખ્ય અવતારો થયા છે, તેમાંનો નૃસિંહાવતાર તો આ વાત સિદ્ધ કરવા માટે જ થયેલો છે. પોતાના ભક્ત પ્રહ્લાદને સહાય કરવા તથા તેના પિતા હિરણ્યકશિપુને, ભગવાન સર્વત્ર વસી રહેલા છે એવું પ્રત્યક્ષ જ્ઞાન કરવા માટે, શ્રીહરિ પોતે તેની સભાના સ્તંભમાંથી પ્રકટ થયા હતા. એ કથા અદ્યાપિ પર્યંત સર્વત્ર પ્રસિદ્ધ પણ છે. માટે પરમેશ્વર ભક્તોના રાગાદિક દોષ રહિત શુદ્ધ અંતઃકરણમાં જ નિત્ય વાસ કરે છે."

ત્યારપછી રાજાએ ચોથો પ્રશ્ન એ પૂછ્યો કે, "પરમેશ્વર કયારે હસે છે?" તેના ઉત્તરમાં ખેડૂતે કહ્યું; "જીવાત્માની વારંવાર બેવચનીપણાંની કુટેવને લીધે ભગવાનને હસવું આવે છે. તે આ પ્રમાણે છેઃ–જીવ જ્યારે ગર્ભવાસમાં અત્યંત દુઃખ પામે છે ત્યારે તેમાંથી છૂટવા માટે દીન થઈને પરમેશ્વરની પાસે અનેક પ્રકારની પ્રાર્થના કરે છે, અને તે સાંભળી ભક્તવત્સલ ભગવાન્ દયા લાવીને તેને દુઃખમાંથી મુક્ત કરે છે, પરંતુ તે પહેલાં તેની પાસે વચન

લે છે કે, 'હે જીવ! તું વારંવાર આમ જ કરતો આવ્યો છે, તોપણ આ વખતે દયા આવવાથી તને છોડું છું, માટે હવે તું સંસારમાં જઇને સન્માર્ગે વર્તજે કે જેથી पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम् સમય પ્રાપ્ત થાય નહિ. એ સમે જીવ કહે છે; 'હવે હું કદી નીચ કૃત્ય કરીશ નહિ.' વળી હરિ કહે છે; 'તું ગૃહસ્થાશ્રમમાં રહીને મને-પરબ્રહ્મને જાણવાથી વિમુખ થતો નહિ; પણ ત્યાં ધર્મના માર્ગ ઉપર ચાલજે, મને જાણવાનો શ્રમ પણ કરજે.' ત્યારે જીવ કહે છે, 'મહારાજ! હું ગમે તે કાળે અને ગમે તે સ્થળે આપના ધ્યાનમાંથી વિમુખ થઇશ નહિ, ધર્મ માર્ગે વર્તીશ, અને વિવેકથી સંસાર યાત્રા કરીશ; મને કૃપા કરીને છોડો. હું તમારા વિના અન્યને ભજીશ નહિ-તમારો જ થઈને રહીશ,' ત્યારે ભગવાન્ કહે છે, 'ના ભાઇ! તું માત્ર સ્વલ્પ કાળ જ મારું ધ્યાન ધરજે એટલે બહુ થયું.' 'રે મહારાજ! આપને ક્ષણભર પણ ભૂલીશ નહિ.' એમ કબૂલ થઇ જીવ ગર્ભમાંથી બહાર આવે છે કે એ સઘળું ભૂલી જઇને એમાંનું કશું કરતો નથી; પણ ઉલટાં પાપકર્મો કરીને નરકમાં પડે છે; એટલે તે જીવનું બેવચનીપણું જોઇને ભગવાન્ હસે છે."

એ ચારે પ્રશ્નોના સંતોષકારક ઉત્તર સાંભળી, રાજા અતિ પ્રસન્ન થયો, અને લાંબો થઇને તે ખેડૂત મહાત્માને નમસ્કાર કરીને બોલ્યો; "હે મહારાજ! આજ પછી તમે આ રાજ્યના અધિપતિ છો અને હું તમારો સેવક છું. આપ શી જ્ઞાતે છો? એ જો કે હું જાણતો નથી, તોપણ આવા ઉત્તમ બ્રહ્મજ્ઞાનનું પાત્ર હોવાથી બ્રાહ્મણ જ હશો, એમ ધારી મારો મનોરથ સફલ થયો સમજું છું." એ પછી તે બ્રાહ્મણે, પેલા પ્રધાનને યોગ્ય શિરપાવ આપ્યો અને પછી રાજાને કહ્યું; "અમે બ્રાહ્મણ હોવાથી રાજ્ય ભોગવવાનો અમારો અધિકાર નથી, તું જ તારું રાજ્ય સુખે ભોગવ," એમ રાજાને કહી ત્યાંથી તે બ્રહ્મવેત્તાએ ચાલવા માંડ્યું; ત્યારે રાજાએ આગ્રહથી તેનાં સ્ત્રી પુત્રાદિને ત્યાં તેડાવી લઇ, તેમને પોતાના નગરમાં જ રાખ્યાં, અને ગુરુભાવથી અહર્નિશ તેની સેવા કરીને બ્રહ્મજ્ઞાન સંપાદન કીધું.

વળી હે શિષ્ય, એમ પણ છે કે, द्वाव ब्रह्मणो मूर्तं चैवामूर्तंच ॥ એ ઉપનિષદ્ વચન પ્રમાણે ભગવાન્ નિરાકાર તેમ જગતરૂપે સાકાર છે અર્થાત્ હું, તું, સ્ત્રી, પુરુષ, બાળક, પશુ, પક્ષી ઇત્યાદિ સર્વ પ્રાણીઓ અને વૃક્ષો, પર્વતો, સાગર વગેરે સૌ સ્થાવર પદાર્થોથી ભરપૂર આખું જગત્, ભગવાન્‌રૂપ જ છે, અને તેમાં (જગત્‌રૂપ ભગવાનના વિરાટસ્વરૂપમાં) વસનાર પ્રાણી માત્ર ભગવાન્‌રૂપ જ છે, અને તેઓ જે જે આહાર વિહારાદિ દેહના ભોગ ભોગવે છે, તે સર્વ તેઓરૂપે ભગવાન જ ભોગવે છે, એમ સમજવું.





# ષષ્ઠ બિન્દુ.

## જ્ઞાન પામ્યા પછી જ્ઞાનીની અવસ્થા.



विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।
निर्ममोनिरहंकारः स शांतिमधिगच्छति ॥

भ॰ गीता, अ. २, श्लो. ७१.

**અર્થ**–જે મનુષ્ય સર્વ કામના તજી નિઃસ્પૃહ થઇને વિચરે છે, અને જેની અહંતા મમતા ટળી ગઇ છે તે શાંતિને પામે છે.



શિષ્ય–હે દીન દયાળુ ગુરુદેવ! જ્ઞાન પામ્યા પછી જ્ઞાની કેવા થાય છે?

ગુરુ–હે વત્સ! જ્ઞાન જેવી પરમ દુર્લભ વસ્તુની પ્રાપ્તિ થવા પછી બાકી તે શું રહે? એથી તો જ્ઞાની સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ થાય છે.

શિષ્ય–હે સ્વામિન્! જ્યારે એ સર્વવ્યાપક બ્રહ્મરૂપ થાય, ત્યારે તે સર્વજ્ઞ શા માટે નહિ? અને તેને બીજાનાં મનની ખબર કેમ પડતી નથી?

ગુરુ–હે વત્સ! જ્ઞાની તે વળી અલ્પજ્ઞ કે સર્વજ્ઞ શાને માટે હોય? કારણ કે અલ્પજ્ઞ એ જીવ અને સર્વજ્ઞ એ ઈશ્વર છે; અને જ્ઞાની તો શુદ્ધબ્રહ્મરૂપ થવાથી, અલ્પજ્ઞ અને સર્વજ્ઞ એકે નથી; પણ તે બંનેથી વિરક્ત છે. મહદાકાશની પેઠે જીવનું અને ઈશ્વરનું જે વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે, તે રૂપ જ જ્ઞાની છે. અલ્પજ્ઞપણું તથા સર્વજ્ઞપણું એ માત્ર ઉપાધિઓ જ છે, અને તેના સંબંધથી જ જીવ

અને ઈશ્વર એવા ભેદ માનવા પડે છે. તે ઉપાધિઓ એવી રીતે છે કે, જેમ આકાશ (પોલાણ) સર્વત્ર એક જ છે, તેમ ઘડામાંનું અને ઘરની અંદરનું આકાશ પણ પેલા સર્વત્ર વ્યાપી રહેલા મહદાકાશ (મોટા પોલાણ)થી જૂદું નહોતાં તેનું તે જ છે, પણ ઘર અને ઘડો એ રૂપ જૂદી જૂદી ઉપાધિઓ વળગવાથી નાનું મોટું એમ માનવાપણું થઇ પડે છે, તેવી જ રીતે જીવ તથા ઈશ્વરપણાંની ઉપાધિઓને અનુસરીને અલ્પજ્ઞતા તથા સર્વજ્ઞતા થાય છે. પણ જ્ઞાની તો એ બંને (જીવની તથા ઈશ્વરની) ઉપાધિઓથી રહિત થઇ જાય છે અને સાક્ષાત્ નિર્ગુણ બ્રહ્મરૂપ જ થાય છે એટલે તે સર્વજ્ઞ કે અલ્પજ્ઞ નથી. વળી જીવ તથા ઈશ્વર, એ બન્ને પોતપોતાની ઉપાધિઓથી રહિત થઇ જાય તો પછી તેઓ બંને સરખા જ છે. તે ઉપર આ એક દૃષ્ટાંત સાંભળ.

કોઇ એક મહાસંપત્તિવાળો ચક્રવર્તી રાજા હતો અને બીજા અનેક માંડલિક રાજાઓ તેની આજ્ઞામાં રહી, પ્રજાનું પાલન કરતા હતા. તે આખી પૃથ્વીનું રાજ્ય કરતો હતો તો પછી તેની સમૃદ્ધિની તો વાત જ શી કરવી? એક વખતે તે ચક્રવર્તી રાજા કેટલુંક સૈન્ય લઇને વનક્રીડા કરવા ગયો. વનમાં તે રાજાએ, અતિ સુશોભિત વૃક્ષલતાઓથી આનંદ પામીને, ત્યાં સૈન્યનો પડાવ નાંખ્યો. પછી પોતાના કેટલાક ખાસ અંગરક્ષકો વગેરેને સાથે લઇ, અશ્વારૂઢ થઇને, તે વનમાં, મૃગયા કરવાને નિકળ્યો. મૃગયાનો ચારે બાજુ ફરી ઘણો શોધ કર્યો, છતાં કોઇ મૃગલી કિંવા મૃગ પણ તેની દૃષ્ટિએ પડ્યો નહિ, તેથી ક્રોધાયમાન થઇ, તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો. થોડે દૂર જતાં પોતાથી કેટલેક દૂર તૃણાંકુર ચરતું કેટલાંક કૃષ્ણમૃગોનું ટોળું તેની દૃષ્ટિએ પડયું. રાજાને પોતાની તરફ જોસભેર ધસી આવતો જોઇ, તે ટોળામાંનાં મૃગો ચારે બાજુએ નાસવા લાગ્યાં; એટલે રાજા, પોતાના સાંથીઓને પછવાડે છોડી દઇ, પોતાના અશ્વની લગામ છૂટી મૂકીને તે મૃગોની પૂઠે પડયો. એ ટોળાંનો નાયક મૃગ ઘણો જ સુંદર હોવાથી, બીજાં મૃગો તરફ દૃષ્ટિપાત ન નાંખતાં રાજાએ તેની જ પછવાડે દોડ કરી, છતાં તે મૃગ, રાજાની ઘણીક ચોટો ચૂકા-

વતો બહુ દૂર નિકળી ગયો. આટલું છતાં પણ રાજાએ તેની પૂંઠ છોડી નહિ. પણ તેની પછવાડે દોડ તેમ જ બાણોનો મારો ચાલુ જ રાખ્યો. આમ જોસભેર દોડતાં, ઘોડાનો એક પગ સહજ ખાડામાં આવી જવાથી લથડ્યો, તેથી તેણે જરાક ખાંચો ખાધો, એ સંધિમાં તે મૃગ, રાજાની દૃષ્ટિ ચૂકવીને ઘનઘટામાં અદૃષ્ટ થઇ ગયો. રાજા ઘણો નિરાશ થઇ ગયો. સૈન્ય તથા સાથીઓ અત્યંત દૂર રહી ગયા હતા. એ સમે મધ્યાહ્નકાળ થયો હતો અને શરીરે અત્યંત શ્રમ પહોંચ્યો હતો, તેથી, તુરત પાછું વળવું માંડી વાળી, પોતાને થયેલો પરિશ્રમ દૂર કરવા માટે, નદીના તીર ઉપરના એક વૃક્ષની શીતળ છાયા નીચે જઇને અશ્વપરથી ઉતર્યો, અને અશ્વને વૃક્ષના થડ સાથે બાંધી, ઝાડના થડની પાસે બેઠક કરી, ધનુષને ઓસીકે રાખીને જરાક આડો થયો. રાજા થાકેલો હતો તેથી તુરત તેને મીઠી નિદ્રા આવી ગઈ. અને ઘડીએક સમય વીત્યા પછી ત્યાં એક કૌતુક થયું.

પાસેની વૃક્ષોની ઘાટીઘટામાંથી સ્ત્રીની આકૃતિનું એક જંગલી પ્રાણી,* એકાએક દોડતું રાજાની પાસે આવ્યું, અને તુરત તેના બન્ને હાથ પકડી, તેને પોતાની પીઠપર નાંખીને તે, સપાટાબંધ

---

* કેટલાંક ઘાડાં વનોમાં "મં" જાતનાં પ્રાણીઓ હોય છે, જેઓ જંગલના ઘણા ઉંડા ભાગમાં પોતાની ગુહ્ય ગુફાઓ કરીને વસે છે. તેઓનો આકાર ઘણે દરજ્જે મનુષ્યના અંગોને મળતો આવે છે અને તે ઘણાં રૂપાળાં હોય છે. પણ માત્ર તેઓના શરીરપર વાળ ઘણા હોવાથી તેમનું શરીર કંઇક વિલક્ષણ અને ભયંકર લાગે છે. આ પ્રાણીઓમાં નરો કરતાં માદાઓનો ભાગ વિશેપ હોય છે. એ જંગલી પ્રાણીઓની માદાઓમાં પુરુષ ભોગવવાની આસક્તિ એટલી બધી હોય છે કે, તેઓ તેટલા સારુ વનમાં ફરી, વારંવાર મનુષ્ય પુરુષોની શોધ કરે છે, ( કારણ કે, તેઓમાં એક તો નરોનો ભાગ ઘણો જ થોડો છે, ને કંઇક કુદરતી રીતે વિષય ઇચ્છાનો દુર્ગુણ પણ તેમનામાં ઘણો હોય છે.) જો એકાદ પુરુષ તેના ઝપાટામાં આવે છે તો તેને નિર્વિલંબે વાંસાપર ઉંચકીને પોતાની ગુફામાં લઈ જાય છે, ને પોતાને રહેવાની જૂદી નાની ગુફા ( જે તે મોટી ગુફાની માંહે જ આવેલી હોય છે, તે)માં તેને રાખી, તેનાં બારણાં મજબુત શિલાઓથી બંધ કરી દે છે અને જ્યારે ઇચ્છા થાય છે ત્યારે તેની પાસે આવી, તેને વનફળો, માંસ ( કાચું ) વગેરે ખાવા આપીને પોતે સંભોગ કરાવે છે, ને પાછું ગુફાદ્વાર બંધ કરીને પોતે નિકળી જાય છે. આમ કરતાં કેટલેક દિવસે પેલો પુરુષ વિષય કરતો થાકી જાય છે, ને તેના શરીરમાં કોઇ વાતની શક્તિ ન છ, નથી એટલે તેને ઉપાડીને પાછો વનમાં છૂટો મૂકી દે છે.

પાછું તે ઝાડોની ઘટામાં અદૃશ્ય થઇ ગયું. રાજા જો કે તુરત જાગ્રત થઇ ગયો, પણ તેનું કશું ચાલ્યું નહિ. તે જંગલી પ્રાણીએ રાજાને એક નાનીશી ગુફામાં લઇ જઇ ત્યાં બેસાડયો, અને તેનાં બારણાંને એક મોટા ભારી પત્થરથી બંધ કીધું. રાજાએ એ ગુફામાં જોયું તો પોતાની પેઠે પકડાયલો એક પુરુષ હતો. તેને જોતાં જ રાજાનો ગભરાટ આગળ કરતાં જરાક ઓછો થયો, અને તે તેની સમીપ જઈને બેઠો. પરસ્પર વાતો કરતાં રાજાએ તે મનુષ્યને પૂછ્યું કે, "ભાઈ, તું કેવી રીતે અહીં આવ્યો છે? અને તું કોણ છે?" એ સાંભળીને તે બોલ્યો, "ભાઇ, હું આ વનની પાસેના ગામનો કઠિયારો છું. હું ઘરનો અત્યંત ગરીબ છું. મારાં સ્ત્રી પુત્રાદિક અન્ન માટે દુઃખી હોવાથી, આ વનમાંથી પ્રતિદિન એક સુકાં લાકડાંની ભારી, ગામમાં લઈ જઈને, વેચું છું અને તેનાપર મારાં કુટુંબનું પોષણ કરું છું. આજે હું આ પાસેની ઝાડીમાંથી લાકડાં કાપી, ભારી બાંધીને ગામમાં જવા માટે તયાર થયો હતો પણ મધ્યાહ્ન થયા હતા અને ભૂખ પણ લાગી હતી, તેથી, છેડે બાંધેલો રોટલો ખાઇ, પાસેના એક ઝરામાંથી પાણી પીધું, અને પછી શીતળ છાયામાં જરાક વિશ્રામ લેવાનો વિચાર કર્યો. મારી કુહાડી, જેમાં મારા આખા કુટુંબનું પોષણ, તેમ જ મારી સઘળી સમૃદ્ધિ સમાયલી છે, તેને બહુ જતનથી મારે ઉસીકે મૂકીને હું સૂતો, પરન્તુ મારી આંખ મળી ન મળી એટલામાં તો આ દુષ્ટ પ્રાણીએ આવી એકાએક મારા બંને હાથ પકડી લીધા, અને મને કાંધ ઉપર નાંખીને ક્ષણવારમાં અહિં આણી મૂકયો. તમારા આવ્યા પહેલાં થોડીક ક્ષણ પૂર્વે જ હું અહીંઆં આવ્યો છું; અને મારી કુહાડી તથા કાષ્ઠનો ભારો બંને ત્યાં જ પડયાં રહ્યાં છે. અરેરે! હે પ્રભુ! દયા કર, કૃપા કર. હવે મારાં બાળકોનું શું થશે? તે બીચારાં ભૂખે રડવડી મરશે." આવી રીતે પોતાની વાત કહીને તે ગરીબ કઠિયારો બહુ બહુ વિલાપ કરવા લાગ્યો, ત્યારે રાજાને તેને કહ્યું, "અલ્યા ભાઇ! તું આમ વિલાપ શામાટે કરે છે? તું દર માટે તો માત્ર તારું કુટુંબ જ દુઃખી થશે, પણ હું, જે આ જ થ્વીનો સાર્વભૌમ રાજા છું, તેને માટે તો આખું રાજ્ય રડા ચૂકા-

મારી રાણી અને કુંવરો મને ન જોવાથી આત્મઘાત કરશે; અને મારું રાજ્ય, રાજા વિનાનું સૂનું પડવાથી તેમાં અનેક પ્રકારના મોટા ઉત્પાતો થશે. પણ હે ભાઇ કઠિયારા! એ સઘળું અર્થાત્ મારાં કે તારાં પછવાડેનાં દુઃખ સુખોમાંનું આ વખતે આપણી પાસે કંઇ પણ નથી. અહીં તો આપણે બન્ને સમાન જ છીએ; માટે તું કશો ક્લેશ કર માં. દુઃખી અવસ્થામાં મનુષ્યે એકાએક ગભરાવું નહિ, પણ ધીરજ રાખવી, અને આવી પડેલાં દુઃખનું નિવારણ કરવા માટે પ્રયત્ન કરવો; અને તે પ્રયત્નમાં સફળ થઈ દુઃખમાંથી મુક્ત થવા માટે દયાસિંધુ પરમાત્માની સ્તુતિ કરીને તેની સહાયતા માંગવી, એજ આ વેળા આપણું કર્તવ્ય છે. શરણ પ્રભુનું જ સાચું છે. હું, તું તથા આ જગતનાં પ્રાણીમાત્રની ગતિ તે પરમાત્મા જ છે. પ્રાણીઓ તેનાં નામ માત્રથી સંસારનાં મોહ-મય કઠિન બંધનોમાંથી પણ મુક્ત થાય છે; તો પછી આ બંધન તે શા લેખામાં છે? માટે હે ભાઇ! હવે આપણે બન્નેએ, હું રાજા અને તું કઠિયારો એવો ભેદભાવ મૂકી દઇને, ભગવાનને જ શરણે થવું જોઇએ." આવી રીતે વાતચિત કરીને તે બન્ને જણા ભગવાનની વિશુદ્ધ ભાવથી સ્તુતિ કરવા મંડયા; અને દયાળુ પરમાત્માએ સંતુષ્ટ થઇને પોતાની અગાધ શક્તિવડે તેઓને સંકટમાંથી મુક્ત કીધા.

હે શિષ્ય! ઇશ્વરરૂપ રાજા અને જીવરૂપ કઠિયારો, બંને જેમ એક ગુફામાં પૂરાયાથી અને પોતાની ઉપાધિ (રાજાની ઉપાધિ ચક્રવર્તી રાજ્ય અને કઠિયારાની ઉપાધિ તેની વહાલામાં વહાલી કુહાડી) રૂપ રાજ્ય તથા કુહાડી, જ્યાંનાં ત્યાં પડચાં રહે-વાથી, બન્ને સમાન દશામાં આવી ગયા; અને જ્યારે તે બન્ને એક મન કરી જગન્નિયંતા પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા ત્યારે જ મુક્ત થયા હતા; કારણ કે, તેની આગળ તો બન્ને સમાન જ [illegible]—ઉંચ કે નીચ નથી; એવી જ રીતે ઇશ્વરની અને જીવની ઉપા-[illegible] મટી જવાથી તે બન્ને સમાન છે; માટે જીવ અને ઈશ્વર-[illegible]—કિંચિત્ માત્ર જાણનાર જીવ અને સર્વજ્ઞ—સર્વ જગતને જાણનાર [illegible]—એ બન્નેની ઉપાધિથી રહિત એવું બ્રહ્મરૂપ છે, જેમાં એઉ [illegible] છે, અને એ રૂપ જ્ઞાની બને છે એમ સમજવું જોઇએ.



# સપ્તમ બિન્દુ.

## જ્ઞાનીને સિદ્ધિ મળે છે?



जितेन्द्रियस्य युक्तस्य जितश्वासस्य योगिनः ।
मयि धारयतश्चेत उपतिष्ठन्ति सिद्धयः ॥

અર્થ–યોગી, ઇંદ્રિયોનો વિજય કરી સાવધાન થઇને પ્રાણવાયુને પોતાને આધીન કરે છે અને મનને સ્થિર કરીને મારે વિષે જોડે છે ત્યારે સિદ્ધિઓ તે યોગીની પાસે સેવામાં હાજર થાય છે.



શિષ્ય–હે સ્વામી! આપનાં વચનામૃતોનું પાન કરીને હું કૃતકૃત્ય થયો છું. હું જેવા પામરને આપ જેવા પ્રભુસ્વરૂપ મહાત્માનાં ચરણનો પરમ દુર્લભ આશ્રય મળ્યો છે, એથી હું અહોભાગ્ય છું. હે કૃપાળુ ગુરુદેવ! આપ વિના મારા મૂઢમતિના મનના સંશયોનું છેદન કોણ કરે? હે દયાળુ! આપની કૃપાથી મેં જાણ્યું કે જ્ઞાની જન સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપ થાય છે, તો તેને કોઈ સિદ્ધિ પ્રાપ્ત થતી હશે કે નહિ?

ગુરુ–હે વત્સ! સિદ્ધિ એ તે શી મોટી વસ્તુ છે? કે જે મેળવવાની જ્ઞાનીને ઇચ્છા પણ થાય? આ જગતમાં વિશેષતાએ કરીને, કદી કોઇ નહિ જોયેલી વસ્તુ જોવી અથવા અલૌકિક કર્મ કરવું, એને જ લોકો સિદ્ધિ કહે છે. જેમ કે ઘડિકમાં ઘણેક દૂર જઈ બેસવું, નાના શરીરનું મોટું અને મોટાનું ઘણું નાનું રૂપ ધારણ કરવું, પારકાના મનની વાત કહેવી, આકાશ માર્ગે ગતિ કરવી, ઈત્યાદિ જે સાધારણ મનુષ્યોથી નહિ બની શકે તેવી કૃતિઓ કરવી તેને સિદ્ધિ કહી છે, પરંતુ એ કરતાંએ વધારે ચમત્કારિક ઈશ્વરી સિદ્ધિઓ જગતમાં ક્યાં થોડી છે? જગતમાં જ્યાં જોઇએ

ત્યાં સિદ્ધિ જ છે. તું જો કે ગર્ભમાં એક અલ્પ માત્ર બિન્દુ પડતા હતું, તેમાંથી આપણે આવડી મોટી સાડા ત્રણ મણની કાયા લઇને બેઠા, એ શું મોટો ચમત્કાર–સિદ્ધિ નથી? એથી પછી કેવી સિદ્ધિ જોઈએ? વળી મળ અને મૂત્રાદિ કુત્સિત પદાર્થોથી જ ભરેલા ગર્ભસ્થાનમાંથી, પરમહંસ એવા જ્ઞાની મહાત્મારૂપ અમૂલ્ય રત્નો, જેવા કે શુક, યાજ્ઞવલ્કય, જનક, વસિષ્ઠ ઈત્યાદિ અગણિત મહાત્માઓ ઉત્પન્ન થયા ને થાય છે, એ કેવી સિદ્ધિ? આકાશને વિષે જોઈએ તો અસંખ્ય નક્ષત્ર, તારા, સૂર્ય, ચંદ્ર આદિ ગ્રહો નિરાધાર (કોઈના પણ ટેકા વગર) સ્થિર રહ્યા છે, કિંવા ગતિ કરી રહ્યા છે, પણ પૃથ્વી ઉપર પડીને આપણને ચગદી નથી નાંખતા, એ શું થોડી સિદ્ધિ? કેટલાક પુરુષો ચાર ચાર, ને ઘણાક રાજાઓ સેંકડો સ્ત્રીઓ પરણે છે, તોએ તેઓને કશી પ્રજા થતી નથી, ને કેટલાકને માત્ર એક જ સ્ત્રીથી દશ દશ પંદર પંદર ને વખતે સો સો (ધૃતરાષ્ટ્રને એક જ સ્ત્રી ગાંધારીથી સો કૌરવો થયા હતા) પુત્રો થાય છે, એ કેવી સિદ્ધિ? આવી કુદરતી (ઈશ્વરી) સિદ્ધિઓ શું થોડું આશ્ચર્ય પમાડનારી છે? પણ એનાથી કોઇને આશ્ચર્ય થતું જણાતું નથી, તો પછી જ્ઞાનીને એવી મિથ્યા સિદ્ધિઓની શી જરૂર છે? વળી તું જો કે પ્રત્યક્ષ સિદ્ધિઓ આપણા અંગમાં જ છે. આપણને ક્ષુધા તૃષા લાગે છે, અન્નજળ ખાઇએ છીએ, એ અન્ન નિયમ પ્રમાણે પેટમાંના ડાબા નળમાં અને જળ જમણા નળમાં, ગળેથી નીચે ઉતર્યા પછી અલગ અલગ થઈ ચાલ્યું જાય છે, તે, પાચન થાય છે, તેમાંથી ઉત્તમ રસ થઇને તે, શરીરની રગેરગમાં પ્રસરે છે, અને નકામો પદાર્થ મળમૂત્ર ઇત્યાદિરૂપ થઈ ગુદા, ઉપસ્થ આદિ ઇંદ્રિયો માર્ગે બહાર નિકળી જાય છે એ શું મહાસિદ્ધિ નથી? આવી સિદ્ધિઓ જાણ્યા પછી, જે વિશુદ્ધ જ્ઞાની છે, તેને તેનાથી ઉતરતી સિદ્ધિઓમાં કેમ પ્રેમ વશે? માટે એવી સિદ્ધિઓની લાલચ જ્ઞાનીજનને થાય નહિ, કારણ કે જ્ઞાની પુરુષ કામના રહિત હોય છે અને સિદ્ધિઓ તો સકામ પુરુષો ઇચ્છે છે. જ્ઞાની કામનાને માને છે અને તેના તરફ તેની મનોવૃત્તિ જતી નથી. જેમ કોઇ પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થ, પોતાની સર્વ રૂપ ગુણાદિ સંપન્ન ગૃહસુંદરીને ત્યજી મહાકુટિલ વેશ્યાને ઘેર જઈને તેનાથી પ્રીતિ કરે, એ જેટલું અઘટિત છે, તેટલું જ જ્ઞાનીજને સિદ્ધિઓ ઇચ્છવી એ અઘટિત છે.

"કોઇને ઓસડ કરવું છે?" એમ પોકારતા પોકારતા જતા હતા આ પોકાર સાંભળવાથી રાજાએ તુરત તેને પોતાની સમીપ બોલાવ્યો અને સન્માનથી આસનપર બેસાડીને તેની પાસે પેટમાં દુઃખવાનું બંધ થવાનું ઓસડ માંગ્યું. તુરત વૈદ્યરાજે પોતાની ઝોળીમાંથી એક ચમત્કારિક બુટ્ટી કાઢી, અને તેને પાણીની સાથે ઘસીને રાજાના પેટપર ચોપડી દીધી. ક્ષણવાર થતાં, તે બુટ્ટીનો અંશ પેટમાં પ્રસર્યો એટલે પેટમાં ગગડાટ થવા માંડયો, અને રાજાને દસ્ત જવાની ઇચ્છા થઇ. તુરત ત્યાંથી ઉઠીને તે જાજરુમાં ગયો; ત્યાં તેને એવો ખુલાસે દસ્ત થયો કે જેથી તેના પેટમાંનું દુઃખ માત્ર મટી ગયું, અને તેને પરમ આનંદ થવા લાગ્યો, ઈંદ્રિયો પણ શાંત થઈ ગઇ ને મોડી રાત્રિ સૂધી પીડાથી અકળાવાને લીધે ઉજાગરો થયો હતો, તેથી તેને ત્યાં જાજરુમાં જ સૂઇ જવાનું મન થયું. અહો! કેટલો બધો તે સદ્વૈદ્યરાજનો, તેમ જ તેમની બુટ્ટિનો અદ્ભુત પ્રભાવ.

હે વિચક્ષણ! એ જ દૃષ્ટાંત પ્રમાણે આ જીવાત્માના સંબંધમાં પણ તારે સમજવું. આ જીવ છે, તેને રાજારૂપ ગણવો, અને ચૌદ તળકનો તેનો મહેલ છે તેને આ ચૌદ તળકનો દેહ જાણવો. દેહના ચૌદ તળક તે આ છેઃ–પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય મળીને દશ, અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર, એ સર્વ મળીને ચૌદ છે. રાજાને જેમ પેટમાં દુઃખતું હતું, તેની પેઠે જીવને પણ આ સંસાર-રૂપી બંધનનો મહાદુઃખારો–રોગ પ્રાપ્ત થયો છે. તે બીજા કશા ઉપાયોથી ન મટતાં, બુટ્ટી આપનારા સદ્ગુરુરૂપ સદ્વૈદ્યરાજનો ચમત્કારિક બુટ્ટીરૂપી સદુપદેશ મળે તો જ મટે. એને માટે કોઇ સારા, ઉંચા કે પવિત્ર સ્થળે જવાની જરૂર નથી, પણ જેમ તે વૈદ્યરાજની બુટ્ટીથી ગમે તેવી સારી, નરસી, પવિત્ર કે અપવિત્ર જગ્યામાં રાજાને આનંદ થયો, તેમ સદ્ગુરુના ઉપદેશથી મળમૂ-ત્રથી ભરેલા આ દેહમાં જ આનંદ થાય છે (આત્મા જીવન્મુક્ત થાય છે) એમ જાણવું.





# નવમ બિન્દુ.

## પ્રારબ્ધ અને પુરુષાર્થ.



पूर्वजन्मकृतं कर्म प्रारब्धमिति चोच्यते ।
पुरुषार्थः परो लोके मोक्षदायी स्मृतः सदा ॥
प्रारब्धं भुज्यमानोपि तत्रासक्तो विवेकवित् ।
यतेत-सच्चिदानंदचरणाब्जोजलब्धये ॥

અર્થ-પૂર્વ જન્મમાં જે કર્મ કર્યાં હોય તે પ્રારબ્ધ કહેવાય છે અને ઉત્તમ પુરુષાર્થ આ જગતમાં મોક્ષકારક છે. આત્મા અને અનાત્માના વિવેક જાણનારા પુરુષે પ્રારબ્ધનો ઉપભોગ કરતાં છતાં પણ તેમાં બંધાવું નહિ, પણ સચ્ચિદાનંદના ચરણ-કમળના લાભ માટે પ્રયત્ન કરવો જોઇએ.



શિષ્ય-હે મહાત્મન્! સંસારને વિષે પ્રાણીમાત્રને જે લાભ, અલાભ, જય, પરાજય, સુખ, દુઃખ, સંસારબંધન અને મુક્તિ ઇત્યાદિ પ્રાપ્ત થાય છે, તે શું તેઓનાં પ્રારબ્ધને અનુસરીને થાય છે? કિંવા તેઓના પુરુષાર્થવડે પ્રાપ્ત થાય છે? અર્થાત્ જગતમાં પ્રારબ્ધ મુખ્ય છે? કે પુરુષાર્થ?

ગુરુ-હે મુમુક્ષુ! શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં એક સ્થળે પ્રારબ્ધને મુખ્ય કરીને કહ્યું છે; અને મનુષ્યને લાભ હાનિ, જય પરાજય, સુખ દુઃખ ઇત્યાદિ પ્રારબ્ધ પ્રમાણે જ મળે છે. વળી તેમણે જ પાછું એમ પણ કહ્યું છે કે,

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

અર્થ-હે અર્જુન! સમસ્ત પ્રાણીઓના હૃદય દેશને વિષે ઇશ્વર-અંતર્યામી રહે છે; તે જન્મમરણરૂપ યંત્ર ઉપર [illegible] સર્વ

"કોઇને ઓસડ કરવું છે?" એમ પોકારતા પોકારતા જતા હતા આ પોકાર સાંભળવાથી રાજાએ તુરત તેને પોતાની સમીપ બોલાવ્યો અને સન્માનથી આસનપર બેસાડીને તેની પાસે પેટમાં દુઃખવાનું બંધ થવાનું ઓસડ માંગ્યું. તુરત વૈદ્યરાજે પોતાની ઝોળીમાંથી એક ચમત્કારિક બુટ્ટી કાઢી, અને તેને પાણીની સાથે ઘસીને રાજાના પેટપર ચોપડી દીધી. ક્ષણવાર થતાં, તે બુટ્ટીનો અંશ પેટમાં પ્રસર્યો એટલે પેટમાં ગગડાટ થવા માંડયો, અને રાજાને દસ્ત જવાની ઇચ્છા થઇ. તુરત ત્યાંથી ઉઠીને તે જાજરુમાં ગયો; ત્યાં તેને એવો ખુલાસે દસ્ત થયો કે જેથી તેના પેટમાંનું દુઃખ માત્ર મટી ગયું, અને તેને પરમ આનંદ થવા લાગ્યો, ઇંદ્રિયો પણ શાંત થઈ ગઇ ને મોડી રાત્રિ સૂધી પીડાથી અકળાવાને લીધે ઉજાગરો થયો હતો, તેથી તેને ત્યાં જાજરુમાંજ સૂઇ જવાનું મન થયું. અહો! કેટલો બધો તે સદ્વૈદ્યરાજનો, તેમ જ તેમની બુટ્ટિનો અદ્દ્ભુત પ્રભાવ.

હે વિચક્ષણ! એ જ દૃષ્ટાંત પ્રમાણે આ જીવાત્માના સંબંધમાં પણ તારે સમજવું. આ જીવ છે, તેને રાજારૂપ ગણવો, અને ચૌદ તળકનો તેનો મહેલ છે તેને આ ચૌદ તળકનો દેહ જાણવો. દેહના ચૌદ તળક તે આ છેઃ–પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય મળીને દશ, અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર, એ સર્વ મળીને ચૌ[દ]. રાજાને જેમ પેટમાં દુઃખતું હતું, તેની પેઠે જીવને પણ આ[...] રૂપી બંધનનો મહાદુઃખારો–રોગ પ્રાપ્ત થયો છે. તે બીજા[...] ઉપાયોથી ન મટતાં, બુટ્ટી આપનારા સદ્દગુરુરૂપ સદ્વૈદ્યરાજનો ચમત્કારિક બુટ્ટીરૂપી સદુપદેશ મળે તો જ મટે. એને માટે કોઇ સારા, ઉંચા કે પવિત્ર સ્થળે જવાની જરૂર નથી, પણ જેમ તે વૈદ્યરાજની બુટ્ટીથી ગમે તેવી સારી, નરસી, પવિત્ર કે અપવિત્ર જગ્યામાં રાજાને આનંદ થયો, તેમ સદ્દગુરુના ઉપદેશથી મળમૂત્રથી ભરેલા આ દેહમાંજ આનંદ થાય છે (આત્મા જીવન્મુક્ત થાય છે) એમ જાણવું.





# નવમ બિન્દુ.

## પ્રારબ્ધ અને પુરુષાર્થ.



पूर्वजन्मकृतं कर्म प्रारब्धमिति चोच्यते।
पुरुषार्थः परो लोके मोक्षदायी स्मृतः सदा॥
प्रारब्धं भुज्यमानोपि तत्रासक्तो विवेकवित्।
यतेत-सच्चिदानंदचरणाम्भोजलब्धये॥

અર્થ-પૂર્વ જન્મમાં જે કર્મ કર્યાં હોય તે પ્રારબ્ધ કહેવાય છે અને ઉત્તમ પુરુષાર્થ આ જગતમાં મોક્ષકારક છે. આત્મા અને અનાત્માના વિવેક જાણનારા પુરુષે પ્રારબ્ધનો ઉપભોગ કરતાં છતાં પણ તેમાં બંધાવું નહિ, પણ સચ્ચિદાનંદના ચરણ-કમળના લાભ માટે પ્રયત્ન કરવો જોઇએ.



શિષ્ય-હે મહાત્મન્! સંસારને વિષે પ્રાણીમાત્રને જે લાભ, અલાભ, જય, પરાજય, સુખ, દુઃખ, સંસારબંધન અને મુક્તિ ઇત્યાદિ પ્રાપ્ત થાય છે, તે શું તેઓનાં પ્રારબ્ધને અનુસરીને થાય છે? કિંવા તેઓના પુરુષાર્થવડે પ્રાપ્ત થાય છે? અર્થાત્ જગતમાં પ્રારબ્ધ મુખ્ય છે? કે પુરુષાર્થ?

ગુરુ-હે મુમુક્ષુ! શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં એક સ્થળે પ્રારબ્ધને મુખ્ય કરીને કહ્યું છે; અને મનુષ્યને લાભ હાનિ, જય પરાજય, સુખ દુઃખ ઇત્યાદિ પ્રારબ્ધ પ્રમાણે જ મળે છે. વળી તેમણે જ પાછું એમ પણ કહ્યું છે કે,

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया॥

અર્થ-હે અર્જુન! સમસ્ત પ્રાણીઓના હૃદય દેશને વિષે ઇશ્વર-અંતર્યામી રહે છે; તે જન્મમરણરૂપ યંત્ર ઉપર

જીવને પોતાની માયા શક્તિએ ભ્રમણ કરાવે છે. અર્થાત્ મનુષ્ય કંઈ કરી શકતો નથી, સઘળું ઈશ્વરની પ્રેરણાથી જ થાય છે. મહાત્મા વસિષ્ઠ ઋષિએ પણ પુરુષાર્થને મુખ્ય કથ્યો છે. ત્યારે હવે શું પરમાત્મા શ્રીકૃષ્ણનાં વચનો પરસ્પર વિરોધતા દર્શાવનારાં હોવાથી અમાન્ય કિંવા પ્રમાણ વગરનાં હશે ? ના. સર્વ અવતારનાં કારણ, સર્વ કળા અપૂર્ણ, સર્વ જ્ઞાતા, વેદ જેને નેતિ નેતિ કરી વર્ણવે છે, અને ઉપનિષદ્ જેને શોધવા ઉદ્દેશે છે તેવા શ્રીકૃષ્ણ પરમાત્માનાં વચનને અપ્રમાણ કેમ કહેવાય ? પરન્તુ તેમના કહેવાનો ભાવાર્થ ઘણો ગૂઢ છે ને એ બન્ને વચનો પ્રમાણ છે. પ્રારબ્ધ છે એ માત્ર સૂક્ષ્મ શરીરનું જ બંધાય છે, આત્માનુ નથી. તેથી કરીને લાભ અલાભ, જય પરાજય તથા સુખ દુઃખ, એ, પ્રારબ્ધ પ્રમાણે આ જડદેહને ભોગવવાં પડે છે, આત્માને નહિ; કારણ કે, આત્મા એ જડદેહથી જૂદો જ છે, માટે જડદેહને વળગેલાં પ્રારબ્ધો આત્માને વળગેલાં નથી. એમ અહીં આગળ પ્રારબ્ધ મુખ્ય છે. હવે પુરુષાર્થ તે શું ? "લાભાલાભ, જયાજય, સુખ દુઃખ, એ પ્રારબ્ધાનુસાર જ જડદેહને થાય છે; પણ મને (આત્માને) નથી; કારણ કે હું તો તેથી વિરક્ત–અસંગ આત્મા છું." એમ જડદેહથી હું જૂદો છું એમ સમજવું એ પુરુષાર્થ છે. હવે એ દેહની અંદર રહેતાં સૂધી તેના સંબંધને લીધે જડદેહનાં પ્રારબ્ધોને આત્મા પોતાનો ભોક્તા માને છે, એ, અવિદ્યા છે; પણ આત્માને જ્યારે "હું આત્મા છું, જડ નથી," એવું જ્ઞાન થવારૂપ પુરુષાર્થ થયો એટલેઃ—

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ॥

એ શ્રીકૃષ્ણનાં વચનાનુસાર જ્ઞાનરૂપી અગ્નિથી સર્વ કર્મો બળી જાય છે, રે સર્વ કર્મો બળી ગયાં; ને सर्वकर्माणि એમાં પ્રારબ્ધ પણ આવ્યાં, માટે તે પણ સઘળાં ભસ્મ થઇ ગયાં, એટલે આત્મા નિષ્પાપ થઈ જાય છે. આ સ્થળે પુરુષાર્થ મુખ્ય છે.

આમ છે, છતાં વળી વિચારીએ તો પ્રારબ્ધ એ શરીરનું હોવાથી શરીરને આધારે છે; તેમ પુરુષાર્થ પણ શરીરને જ આધારે છે: કારણ કે શરીર ન હોત તો, "આ પ્રારબ્ધો તો શરીરનાં છે, [illegible]; કારણ કે, હું તો અસંગ આત્મા હોવાથી શરીર નથી,

પણ તે કરતાં જૂદો છું" એમ માનવા-જ્ઞાન થવા રૂપ પુરુષાર્થ કોણ? અને શા માટે કરત? પંચતત્ત્વથી ઘડાયલું શરીર, પૃથ્વીને આધારે છે, પૃથ્વી જળને આધારે છે, જળ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે, વાયુ આકાશને આધારે છે, આકાશ ગુણને આધારે છે, ગુણ પ્રકૃતિ-માયા બ્રહ્મને આધારે છે, એ માયા બ્રહ્મમાં માત્ર શશશૃંગવત્ (શશલાને શિંગડાં છે, એમ કહેવું હોય તો માત્ર કલ્પનાથી જ કહીએ; કારણ કે તેને કદી શિંગડાં હોય જ નહિ તેવી જ રીતે) કલ્પના માત્ર છે અર્થાત્ છે જ નહિ એટલે પ્રારબ્ધ તથા પુરુષાર્થ કયાં રહ્યાં? બેમાંનું એકે મૂળે છે જ નહિ, તો પછી મુખ્યામુખ્યની વાત જ કયાં રહી? પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બેમાં કોઈનો આત્મા સાથે સંબંધ નથી; માત્ર આધાર ભાવથી જોઇએ તો ઈશ્વરેચ્છા એ જ મુખ્ય છે. આ શરીર, માત્ર પ્રપંચનું ભરેલું છે, એમાં પ્રારબ્ધની સ્થિતિ કયાં છે? પણ જેને જ્ઞાતાઓ પ્રારબ્ધ કહે છે, તે તો અજ્ઞાની જનના બોધાર્થે છે, બીજું કંઇ નથી.



જીવને પોતાની માયા શક્તિએ ભ્રમણ કરાવે છે. અર્થાત્ મનુષ્ય કંઈ કરી શકતો નથી, સઘળું ઈશ્વરની પ્રેરણાથી જ થાય છે. મહાત્મા વસિષ્ઠ ઋષિએ પણ પુરુષાર્થને મુખ્ય કથ્યો છે. ત્યારે હવે શું પરમાત્મા શ્રીકૃષ્ણનાં વચનો પરસ્પર વિરોધતા દર્શાવનારાં હોવાથી અમાન્ય કિંવા પ્રમાણ વગરનાં હશે ? ના. સર્વ અવતારનાં કારણ, સર્વ કળા પૂર્ણ, સર્વ જ્ઞાતા, વેદ જેને નેતિ નેતિ કરી વર્ણવે છે, અને ઉપનિષદ્ જેને શોધવા ઉદ્દેશે છે તેવા શ્રીકૃષ્ણ પરમાત્માનાં વચનને અપ્રમાણ કેમ કહેવાય ? પરન્તુ તેમના કહેવાનો ભાવાર્થ ઘણો ગૂઢ છે ને એ બન્ને વચનો પ્રમાણ છે. પ્રારબ્ધ છે એ માત્ર સૂક્ષ્મ શરીરનું જ બંધાય છે, આત્માનુ નથી. તેથી કરીને લાભ અલાભ, જય પરાજય તથા સુખ દુઃખ, એ, પ્રારબ્ધ પ્રમાણે આ જડદેહને ભોગવવાં પડે છે, આત્માને નહિ; કારણ કે, આત્મા એ જડદેહથી જૂદો જ છે, માટે જડદેહને વળગેલાં પ્રારબ્ધો આત્માને વળગેલાં નથી. એમ અહીં આગળ પ્રારબ્ધ મુખ્ય છે. હવે પુરુષાર્થ તે શું ? "લાભાલાભ, જયાજય, સુખ દુઃખ, એ પ્રારબ્ધાનુસાર જ જડદેહને થાય છે; પણ મને ( આત્માને ) નથી; કારણ કે હું તો તેથી વિરક્ત-અસંગ આત્મા છું." એમ જડદેહથી હું જૂદો છું એમ સમજવું એ પુરુષાર્થ છે. હવે એ દેહની અંદર રહેતાં સૂધી તેના સંબંધને લીધે જડદેહનાં પ્રારબ્ધોને આત્મા પોતાનો ભોક્તા માને છે, એ, અવિદ્યા છે; પણ આત્માને જ્યારે "હું આત્મા છું, જડ નથી," એવું જ્ઞાન થવારૂપ પુરુષાર્થ થયો એટલે:—

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ॥

એ શ્રીકૃષ્ણનાં વચનાનુસાર જ્ઞાનરૂપી અગ્નિથી સર્વ કર્મો બળી જાય છે, રે સર્વ કર્મો બળી ગયાં; ને સર્વકર્માણિ એમાં પ્રારબ્ધ પણ આવ્યાં, માટે તે પણ સઘળાં ભસ્મ થઇ ગયાં, એટલે આત્મા નિષ્પાપ થઈ જાય છે. આ સ્થળે પુરુષાર્થ મુખ્ય છે.

આમ છે, છતાં વળી વિચારીએ તો પ્રારબ્ધ એ શરીરનું હોવાથી શરીરને આધારે છે; તેમ પુરુષાર્થ પણ શરીરને જ આધારે છે; કારણ કે શરીર ન હોત તો, "આ પ્રારબ્ધો તો શરીરનાં છે, ...; કારણ કે, હું તો અસંગ આત્મા હોવાથી શરીર નથી,

પણ તે કરતાં જૂદો છું" એમ માનવા-જ્ઞાન થવા રૂપ પુરુષાર્થ કોણ? અને શા માટે કરત? પંચતત્ત્વથી ઘડાયલું શરીર, પૃથ્વીને આધારે છે, પૃથ્વી જળને આધારે છે, જળ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે, વાયુ આકાશને આધારે છે, આકાશ ગુણને આધારે છે, ગુણ પ્રકૃતિ-માયા બ્રહ્મને આધારે છે, એ માયા બ્રહ્મમાં માત્ર શશશૃંગવત્ (શશલાને શિંગડાં છે, એમ કહેવું હોય તો માત્ર કલ્પનાથી જ કહીએ; કારણ કે તેને કદી શિંગડાં હોય જ નહિ તેવી જ રીતે) કલ્પના માત્ર છે અર્થાત્ છે જ નહિ એટલે પ્રારબ્ધ તથા પુરુષાર્થ ક્યાં રહ્યાં? એમાંનું એકે મૂળે છે જ નહિ, તો પછી મુખ્યામુખ્યની વાત જ ક્યાં રહી? પ્રારબ્ધ અને પુરુષાર્થ એ એમાં કોઈનો આત્મા સાથે સંબંધ નથી; માત્ર આધાર ભાવથી જોઇએ તો ઈશ્વરેચ્છા એ જ મુખ્ય છે. આ શરીર, માત્ર પ્રપંચનું ભરેલું છે, એમાં પ્રારબ્ધની સ્થિતિ ક્યાં છે? પણ જેને જ્ઞાતાઓ પ્રારબ્ધ કહે છે, તે તો અજ્ઞાની જનના બોધાર્થે છે, બીજું કંઇ નથી.





# દશમ બિન્દુ.

## આધારભૂત માયાનું સ્વરૂપ.



माया ह्यचेतना बीजधर्मिणी त्रिगुणात्मिका ।
अपूर्वघटनाभिर्या मायिनामपि मोहिनी ॥

**અર્થ**—જડ, બીજ ધર્મવાળી અને ત્રણ ગુણમય માયા અપૂર્વ ઘટનાઓથી માયાવીઓને પણ મોહ કરે છે.

---

શિષ્ય—હે દયાળુ! આપે જે ગુણોની આધારભૂત માયા કહી, તેનું કેવું સ્વરૂપ છે?

ગુરુ—હે વત્સ! જડ, દુઃખમય, અસત્ અને અઘટિત ઘટના નિપુણ એવું માયાનું રૂપ છે. પત્થર આદિ જડોમાં માયા જડરૂપ છે; અંતઃકરણમાં દુઃખરૂપ છે; અને શશશૃંગવત, વંધ્યા પુત્રવત્, (વાંઝણી સ્ત્રીને પેટે પુત્ર કહેવો એ કલ્પના વગર કહેવાય જ નહિ; અને કલ્પના એ મિથ્યા છે) વગેરે કહેવામાં માયા અસતરૂપ છે. તો પણ માયાને યથાર્થ રીતે વર્ણવીને તેનું સ્વરૂપ કહી શકાતું નથી; કેમ કે એ વળી સત્યા, તુચ્છા, અસત્યા એમ પણ કહેવાય છે; કારણ કે, આ સર્વ જગતનો આવિર્ભાવ થવાના કારણરૂપ માનીએ તો સત્ (સત્યા) છે, અને તેનાથી માંડી તે આખા જગત સૂધી સર્વબ્રહ્મમાં કલ્પિત છે એમ જોતાં, તે અસત્યા, (અસત્–જૂઠી) છે; માટે સત્યા કહેવા જતાં અસત્યા ને અસત્યા કહેવા જતાં સત્યા થઇ પડે છે. વળી જ્ઞાનીઓને માયા તુચ્છારૂપ છે. વિસ્મૃતિ, બુદ્ધિ દોષદ્વારા જેમ જાણિ

સ્ત્રી પોતાના પ્રિયતમને ઘસડી જઇ લપટાવે છે; તેમ વિદ્વાનને પણ વિષયાભિમુખ જોતાંજ એ માયા વિક્ષેપ પમાડે છે. એ માયા પ્રાજ્ઞ છતે પણ જે પરાઙ્મુખ છે, તેને આવરણ કરી દે છે. ચિત્તને જે અનુભવ થાય છે, તે અનુભવના સ્થાનમાં રાગ ધરવો એજ માયાનું લક્ષણ–સ્વરૂપ છે. રૂપે રૂપે તે પ્રતિરૂપ છે. તેનું રૂપ યથાર્થ વર્ણવી શકાતું નથી, તેથી તેને અનિર્વચનીયા પણ કહેલી છે.





# એકાદશ બિન્દુ.

## જ્ઞાની બ્રહ્મસ્વરૂપ કેમ?

चिन्ताशून्यमदैन्यभैक्षमशनं पानं सरिद्वारिषु ,
स्वातंत्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा स्मशाने वने ॥
वस्त्रं क्षालनशोषणादिरहितं दिक्चास्ति शय्या मही ।
संचारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥

**અર્થ**–જ્ઞાની પુરુષો ચિંતા વિનાની અને ઉદારતાવાળી ભિક્ષાનું ભોજન કરે છે, નદીના પાણીનું પાન કરે છે, સ્વતંત્રપણાથી નિરંકુશ થઇને નિર્ભય રીતે જીવન ગાળે છે, સ્મશાનમાં અથવા તો વનમાં નિદ્રા કરે છે, જેને ધોવું પડે નહિ, તેમ સૂકવવું પડે નહિ તેવું દિશાઓરૂપી વસ્ત્ર પહેરે છે, પૃથ્વી ઉપર શયન કરે છે, ઉપનિષદ્‌રૂપી શેરીઓમાં ફર્યા કરે છે અને પરબ્રહ્મ સાથે ક્રીડા કરે છે.



શિષ્ય–હે સ્વામી! જ્ઞાની પુરુષ જે ભગવત્સ્વરૂપનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપ જ થાયછે, એમ આપે આગળ કહેલું છે; પરંતુ બ્રહ્મનું સ્વરૂપ તો નિરાકાર, નિરવયવ અને સચ્ચિદાનંદઘન એમ વર્ણવેલું છે અને જ્ઞાની પુરુષને તો શરીર છે, અવયવ છે, ખાવું પીવું આદિ કર્મો છે, તેમ છતાં તેને બ્રહ્મસ્વરૂપ કેમ કહેવાય?

ગુરુ–હે બાળ! એ સંતપુરુષ (જ્ઞાનીજનનું શરીર જો કે સ્થૂલ દૃષ્ટિએ દેખાય છે ખરું, પણ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં તેમ નથી. એ જે સ્થૂલ દૃષ્ટિને ગોચર થાય છે, અને સ્થિતિ પામી રહેલું છે, તે માત્ર દગ્ધ પટવત્ (બળેલાં લુગડાં જેવું) જાણવું. બળેલું લુગડું, જેમ જોવા માત્ર છે; પણ તે કંઇ ઓઢાતું કે પહેરાતું નથી, તેમ એ

નિદિધ્યાસન કર્યા કરે છે. એમ કરતાં કરતાં સંપૂર્ણ જ્ઞાન થયા પછી એ કર્મો આપોઆપ છૂટી જાય છે; તે કંઈ છોડેલાં છૂટતાં નથી. જ્ઞાની જન અનાસ્થાથી અથવા એ કર્મો વૃથા છે કે બંધનકારક છે, એમ માનીને અધવચમાંથી તે કર્મોને છોડી દેતાએ નથી. આ તારા પ્રશ્નના જેવોજ પ્રશ્ન પૂર્વે કોઈ મહાત્માને તેમના શિષ્યે પૂછ્યો હતો, ત્યારે તેનું પ્રત્યુત્તર તેમણે વાણીરૂપે નહિ કહી સંભળાવતાં, પ્રત્યક્ષ પ્રમાણથી આપ્યું હતું. વૃત્તાંત મને યાદ છે, તે તું ચિત્ત દઈને શ્રવણ કર.

તરણતારિણી, પતિતપાવિની ભાગીરથીના પવિત્ર તટપર આવેલા એક અતિ રમણીય આશ્રમને વિષે તે મહાત્મા રહેતા હતા. તેનાથી કેટલેક દૂર આવેલાં વિષ્ણુપત્તન નામે નગરમાં તેમનો કોઇ ગૃહસ્થાશ્રમી એક શિષ્ય રહેતો હતો. તે પ્રતિ દિન પોતાનાં વ્યાવહારિક કાર્યમાંથી અમુક સમય સૂધીનો અવકાશ લઇને, તે મહાત્માના આશ્રમે, જ્ઞાન પ્રાપ્તિ થવા સારુ જતો હતો. પ્રાતઃકાળે જેવો તે ઉઠતો તેવો જ શૌચ, દન્તધાવન, સ્નાન, સંધ્યા આદિ પોતાનાં નિત્ય આહ્નિક કર્મો આટપી લઈ, તે પછી મહાત્મા ગુરુને આશ્રમે આવતો હતો. ત્યાં આવતાં જ ગુરુદેવને દણ્ડવન્નમસ્કાર કીધા પછી પોતાના હાથમાં સાવરણી લેતો. તે વડે પ્રથમ આખા મઠમાંથી કચરો કાઢી નાંખતો. પછી આશ્રમનાં બારણાં આગળ તથા મઠની આસપાસ, સઘળેથી વાળી ઝાડીને જગા સાફ કરતો. પછી ગોમય, મૃત્તિકા વગેરેને પાણીની સાથે એકત્ર કરી, મઠ (પર્ણકુટી) ની ચારે બાજુએ સડો* નાંખતો. તે પછી, મઠના દ્વાર સમીપ ખડી અથવા તો એવી કોઇ સફેદ માટીની કે પત્થરની ઝીણી ભૂકીથી કોઇ દિવસ ષડ્ દલ,† કદિ અષ્ટ દલ‡, કયારેક ષોડશ દલ§, એવી રીતનું કમલચિહ્ન કાઢતો.‖ પછી ગંગામાંથી જળ

* છાણ, માટી ભેળાં કરી, તેમાં પુષ્કળ પાણી નાંખીને પછી જમીનપર છાંટવું, ને પછી એક ખોયરાવતી વાળી નાંખવું, જેમ કરવાથી પાતળા પાતળા લિપણ સરખું થઇ રહે છે, તેને સડો નાંખવો એમ દક્ષિણી લોકો કહે છે. એ ચાલ દક્ષિણીઓમાં પ્રચલિત છે. † છ પાંખડીવાળું. ‡ આઠ પાંખડીવાળું. § સોળ પાંખડીવાળું. ‖ એ કમલચિહ્ન ગૃહસ્થના બારણા આગળ અત્યંત શુભકારક છે; અને મહાત્મા જ્ઞાનીએ દેહ વિષે જે જૂદાં જૂદાં કમળસ્થાનો કહી, તેમાં દેહના દેવતાઓનાં સ્થાનો કલ્પ્યાં છે, તેમાં જે પરમાત્માનું હૃદયસ્થાનનું ચિહ્ન કમળ છે અર્થાત્ બ્રહ્મલિંગ (બ્રહ્મચિહ્ન) એ કમળ છે.

લાવી મઠની ચારે બાજુએ આવી રહેલાં પુષ્પ વૃક્ષો, તુલસી વૃંદો વગેરેને સિંચન * કરતો અને તે વૃક્ષોપર ખીલી રહેલાં સુંદર પુષ્પો, તુલસીનાં માંજર વગેરે વીણી લાવી, ચંદન ઘસી, તૈયાર કરીને ગુરુ પાસે જતો અને તેમનાં ચરણ પ્રક્ષાલન કરી, ચંદન પુષ્પાદિથી તેમની અર્ચા કરતો હતો. પછી તેમની સમીપ બેસી, પોતાને જે કંઇ શંકા હોય તે નિવેદન કરતો. ને સમાધાન પામ્યા પછી ગુરુ આજ્ઞાથી સમય સર ઘેર ચાલી જતો હતો.

એક દિવસે એ પોતાના નિત્ય નિયમાનુસાર સર્વ કામ કરી લઇ, ગુરુજી આગળ બેઠો અને ઉપરનો પ્રશ્ન પૂછ્યો, ત્યારે મહાત્મા ગુરુએ વિચાર્યું કે, આનો પ્રત્યુત્તર એને માત્ર મોઢેથી જ કહી સંભળાવવો એ ઠીક નહિ. એ વિચક્ષણ છે, તેથી સમજશે તો ખરો; પણ માત્ર ઉત્તરથી જ કંઈ કર્મ ઉપર થયલી એની અનાસ્થા મટવાની નથી. માટે કંઇક નવિન યુક્તિથી એ દૃષ્ટાંત એને યોગ્ય રીતે સમજાવું તો એના મનનું ખરેખરું સમાધાન થાય. આમ વિચારી તેમણે એ વખતે માત્ર તેને એમજ કહ્યું કે, “હે બાપ! જો કે એ નિત્ય નૈમિત્તિક કર્મો પરમહંસ જ્ઞાનીને કંઇ ઉપયોગનાં નથી, છતાં ગૃહસ્થાશ્રમીને તે કેટલાં બધાં આવશ્યક છે, તે થોડા સમય પછી આપોઆપ તને સમજાશે.”

બીજે દિવસે પ્રાતઃકાળમાં શિષ્ય જેવો આશ્રમમાં આવ્યો ને જેવી સાવરણી હાથમાં લીધી કે તુરત ગુરુ હાથમાં દંડ કમંડલુ લઇને ઉભા થયા. તેઓએ પર્ણકુટીના બારણા આગળ આવી, શિષ્ય પ્રત્યે કહ્યું, “હે બાપ! આજે મારી ઇચ્છા છે કે, ગંગા તટ પર, જ્યાં સર્વ ઋષિ મુનિઓ મળી પોતાનાં આહ્નિક કર્મો કરે છે, ત્યાં આગળ સ્નાન કરવા આપણે જઇએ. એ બહાને આપણને ઘણાક મહાત્માઓનાં ત્યાં દર્શન પણ થશે, ને પતિતપાવિની ગંગાનું સ્નાન પણ થશે. માટે, તું એ સાવરણી મૂકી દઇ, મારું કટિ વસ્ત્ર લઇ, મારી સંગે ચાલ.” આ સાંભળી શિષ્યે તુરત વસ્ત્ર બગલમાં મારી લીધું; અને ગુરુ, શિષ્ય સાથે જાહ્નવી તટ પ્રતિ ચાલ્યા. ત્યાં જઇ ગંગાસ્નાન કર્યા પછી તર્પણાદિ ક્રિયા કરીને ગુરુ શિષ્ય બંને

* પાણી સીંચવું તે.

મહાત્મા ઋષિઓનાં દર્શન કરવા ગયા. ત્યાં કોઇ ઋષિ બેઠા બેઠા સંધ્યા જ કરી રહ્યા છે, કોઇ તર્પણ કરે છે, કોઇએ પ્રાણાયામ કરી સમાધિ ચઢાવેલી છે, કોઈ પોતાના બ્રહ્મરંધ્રમાં પરમાત્માનું ધ્યાન કરે છે, કોઇ ચારે વેદના મંત્રોચ્ચાર કરી, બ્રહ્મયજ્ઞ કરે છે, કોઈ ઉભા થઇ, બન્ને બાહુ ઉંચા કરી, સૂર્યનારાયણનું મહોપસ્થાન કરે છે, કોઈ ગૌમુખીમાં હાથ ઘાલી, એકાગ્ર ચિત્તે ગાયત્રી મંત્રનો જપ કરી રહ્યા છે. આમ અનેક પ્રકારે પ્રભુપરાયણ ઋષિઓ ભગવદ્ધ્યાનમાં નિમગ્ન છે. તેઓનાં દર્શન કરતા કરતા ગુરુ શિષ્ય, ચાલ્યા જાય છે. એ સમયે સૂર્યનારાયણ ઘણા ઉંચે ચઢ્યા છે. તે જોઇ ગુરુએ શિષ્યને કહ્યું, “ હે બાપ ! હવે તારા ગૃહ પ્રત્યે જવાનો સમય વીતિ ગયો છે, ને પાછા આશ્રમે જઈશું ત્યારસૂધીમાં બહુ વિલંબ થશે, માટે હવે તું અહીંથી પરબારો શેહેરમાં જા.” આવી ગુરુની આજ્ઞા થવાથી શિષ્ય; તુરત ગુરુને નમસ્કાર કરીને માર્ગસ્થ થયો.

બીજે દિવસે પ્રભાતના નિયમ પ્રમાણે શિષ્ય આશ્રમ પ્રત્યે આવ્યો. એ સમયે પણ ગુરુ તેની વાટ જોતા જ છેક આશ્રમની બહાર આવી તયાર થઈ ઉભેલા હતા. શિષ્યને આવતો જોઈને ગુરુ બોલ્યાઃ—“ હે વત્સ ! આજ તો મારા જાણવામાં આવ્યું છે કે, પેલા સામેના ત્રિવેણી ઘાટ પર આવેલા એક આશ્રમમાં કોઇ બ્રહ્મનિષ્ઠ મહાત્મા પુરુષ, કોઇ દેશાંતરથી પધારેલા છે. તેઓ સાક્ષાત્ પરમહંસ મૂર્ત્તિ છે; માટે તેમનાં દર્શનનો અલભ્ય લાભ લેવાની અતિ ઉત્કંઠા થવાથી ત્યાં જવા માટે હું તારી વાટ જોઈ ઉભો છું; તેથી ચાલ, આપણે નિર્વિલંબે ત્યાં જઈએ.” આવાં ગુરુ વાક્ય સાંભળી શિષ્યે તેમને પ્રણામ કીધા, અને આશ્રમમાં ન જતાં બંને જણા ત્રિવેણી ઘાટને માર્ગે ચાલ્યા. કેટલીક વારે તે મહાત્માના ઉતારા સમીપ જઇ પહોંચ્યા. તે આશ્રમની ચારે દિશાએ આવેલી સુંદર વૃક્ષલતાઓથી આનંદ પામી અંદર ગયા તો ત્યાં ઘણા મુનિઓ, વિદ્વજ્જનો, મુમુક્ષુઓ વગેરેથી વિંટાઈને તે મહાત્મા બેઠેલા હતા. તેમને આ બન્ને ગુરુ શિષ્યે પોતપોતાની યોગ્યતાપૂર્વક નમસ્કાર કર્યા. પછી સર્વની સાથે સભામાં બેઠા. જ્યાં

આવી મહા મુનિની મંડળી હોય ત્યાં પૂછવું જ શું? જિજ્ઞાસુઓ પોતાની અનેક પ્રકારની શંકાઓનું સમાધાન કરાવવા માટે જૂદા જૂદા પ્રશ્નો કરી રહ્યા છે, અને સંતોષકારક ઉત્તરો સાંભળી, મનનું સમાધાન થવાથી શ્રોતાઓ હર્ષ પામે છે. વળી વિદ્વાનો, ધર્મશાસ્ત્ર, ઉપનિષદ્, સાંખ્ય, યોગ, મિમાંસા, વૈશેષિક, પુરાણ આદિનું રહસ્ય, એ સર્વ શાસ્ત્રોના જૂદા જૂદા આશયો વર્ણવે છે, અને તે સાંભળીને, "તે સર્વ સિદ્ધાંતો જો કે જોવા માત્ર જૂદા છે, પણ તે સર્વ વેદાંતપ્રતિપાદ્ય પરમાત્માને દર્શાવનારા છે, કારણ કે, તે સર્વ મળી વેદના રહસ્યને યથાર્થ સિદ્ધ કરે છે અર્થાત્ તે સર્વ શાસ્ત્રો વેદનાં અંગ છે, અને તે સર્વ અંગોથી જ પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થઇ શકે છે," ઇત્યાદિ વચનોથી, તે મહાત્મા સર્વ વિદ્વાનોનું સમાધાન કરે છે. એ પ્રકારે ત્યાં સાક્ષાત્ બ્રહ્માનન્દ રસ પ્રકટ વહી રહ્યો હતો. આવો પ્રકાર જોઈ, તે બન્ને ગુરુ શિષ્ય આનન્દ રસમાં ગળી ગયા હોય તેવા થઈ રહ્યા ને ઘણી વાર સૂધી એકેને ત્યાંથી ઉઠવાનું મન થયું નહિ.

થોડીક વારે જ્યારે તે સભા આપોઆપ વિસર્જન થઈ ત્યારે સૌ સાથે આ બન્ને ગુરુ શિષ્ય પણ તે બ્રહ્મનિષ્ઠ મહાત્માને નમસ્કાર કરીને ત્યાંથી ચાલી નિકળ્યા. ત્રિવેણી ઘાટના આશ્રમની બહાર ઝાડોની ઘટા છવાઈ રહી હતી. ત્યાં થઇને વિશાળ મેદાનમાં અવાતું હતું. ત્યાં આવ્યા ત્યારે બરોબર મધ્યાહ્ન થયલા હતા. ગુરુ શિષ્ય પેલા મહાત્માની પ્રશંસા કરતા કરતા ઉતાવળા ચાલ્યા જતા હતા. હંમેશનો સમય આજે ઘણી વાર થયા વીતિ ગયો હતો અને ભૂખ પણ કકડીને લાગી હતી. ચાલવાની પણ પૂરી શ્રદ્ધા હતી નહિ, એથી શિષ્યે તો માર્ગમાંથી જ ગુરુની આજ્ઞા માગી શેહેરનો રસ્તો પકડ્યો. ગુરુને તો એટલું જ જોઈતું હતું. જેવો શિષ્ય, નગર પ્રતિ ચાલ્યો તેવા જ ગુરુજી પાસેના ઉપવનમાં પેઠા અને ત્યાંથી વન ફળ વગેરે લઇને સ્વાશ્રમ પ્રત્યે ગયા.

બીજે દિવસે પોતાના નિત્ય નિયમ પ્રમાણે, પણ રોજ કરતાં બહુ મોડો અને ઢીલે પગે. હળવે હળવે ચાલતો શિષ્ય, આશ્રમ પ્રત્યે આવ્યો. એ સમયે જ ગુરુજી આશ્રમથી બહાર નિકળી,

પોતાનું કમંડલુ લઈ, ગંગાપર જળ ભરવાં જતા હતા. તે તેને સામા મળ્યા. ગુરુએ શિષ્યને રોજ કરતાં આજે કેવળ ઉદાસીન અને નિસ્તેજ જોયો તેથી આશ્ચર્ય પામીને સમાચાર પૂછવા લાગ્યા કે, "બચ્ચા! તું આજે આમ ઢીલો કેમ છે?" શિષ્ય હાથ જોડી હલકે સ્વરે બોલ્યો, "મહારાજ! કાલે ભોજનનો સમય ઘણો વ્યતીત થયા પછી, ઘેર જઇ હું જમવા બેઠો હતો, પરન્તુ ભૂખ મરી ગઇ હતી, મસ્તક દુઃખતું હતું તેથી યથોચિત જમાયું નહિ. થાક અને ભૂખ, એ બંને દુઃખ ભેગાં થવાથી રાત્રે સખ્ત તાવ ચઢી આવ્યો, તેથી શરીર અશક્ત બની ગયું છે, અને ચાલવાની પણ શક્તિ રહી નથી." એ સાંભળી ગુરુએ તુરત માર્ગની પાસેના ભાગમાંથી એક વનસ્પતિ આણી અને તેને આપીને કહ્યું કે, "તું આનો રસ કાઢી, ત્રણ દિવસ પર્યંત તેનું સેવન કરજે (પીજે), તેથી તારો જ્વરાદિ સર્વ વ્યાધિ શાંત થઇ જશે. શરીરમાં જ્યાંસૂધી જ્વરનો અંશ હોય, ત્યાંસૂધી તું બીલકુલ સ્નાન કરીશ માં." તે ઔષધી લઇ શિષ્ય તો પરબારો જ વિદાય થયો. તે વનસ્પતિના સેવનથી શરીર સારું તો થયું, પણ ચાર દિવસ સૂધી સ્નાન નહિ થવાથી તદ્દન મલિન અને નિસ્તેજ દિસવા માંડયું. શરીર પર સઘળે મેલ ચઢી ગયો હતો, પરસેવો પણ શરીરના ઉપર જ સૂકાવાથી દુર્ગંધ આવતી હતી અને અંગ પર માંખીઓ બણબણવા માંડી હતી. જ્યારે મૂળમાં સ્નાન જ ન થયું, ત્યારે સંધ્યા, તર્પણ, વૈશ્વદેવ ઇત્યાદિ કર્મો તો ક્યાંથી અને કેમ જ થાય? આમ કર્મોનો લોપ થવાથી તેનું મન પણ વ્યગ્ર-અસ્વથ થઈ ગયું હતું. આમ સઘળી રીતે ગ્લાનિ પામીને તે ઉતાવળો ઉતાવળો સ્નાન કરવાની આજ્ઞા લેવાને ગુરુજી પાસે આવ્યો.

તે શિષ્ય આશ્રમની અંદર પેસે છે, તો ત્યાં પણ સઘળું વિલક્ષણ અને નિસ્તેજ જોવામાં આવ્યું, તે જેમ જેમ આગળ જવા લાગ્યો, તેમ તેમ અંદર જવા પણ ગમે નહિ એવું બની રહેલું દૃષ્ટિએ પડયું. જ્યાં જુવે ત્યાં કચરાના ટીસ્બા થયલા હતા, પુષ્પ વૃક્ષોના, તેમ જ ફૂલ વૃક્ષોના ક્યારા તદ્દન સૂકાઇ જઇ, તેપર ઝાડો પરથી ખરી પડેલાં સૂકાં પાંદડાં તથા જનાવરોની અઘારના ઢગ થઈ ગયા હતા. ઘણા દિવસથી પાણી ન મળવાને લીધે કેટલાક નાજુક રોપાઓ તદ્દન

કરમાઇ ગયા હતા. પ્રતિ દિન ન વીણી લેવાવાને લીધે ખીલેલાં પુષ્પો કરમાઇને નીચે પડચાં હતાં અથવા તો ઉપરનાં ઉપર સૂકાઇ ગયાં હતાં. તુલસી વૃક્ષો જળની તાણને લીધે સૂકાઇ જવાની તૈયારીમાં હોવાથી પીળાં પડી ગયાં હતાં. રસ્તા ઉપર અને ઝાડવાનાં થડો ઉપર, ઉધઇના પોપડા બાઝી ગયા હતા. ઝાડોપર અને છોડવાઓપર જ્યાં ત્યાં કરોળીઆઓએ જાળાં બાંધવાની શરુઆતને માટે લાળના તાંતણા નાંખ્યા હતા, અને માર્ગ પરની, તેમ જ ક્યારાઓમાંની જમીનમાં જ્યાં ત્યાં ઉંદરોએ તથા કીડીઓએ પોતાને રહેવાને દર પાડી દીધાં હતાં. આ સર્વ જોઇને મનમાં બહુ ખિન્ન થતો તે, આશ્રમમાં આગળ ગયો. ત્યાં પણ તેવો જ સીચાડો ને કચરો સઘળે જામી ગયાં હતાં. જ્યાં ત્યાં લિપણ ઉખડી ગયું હતું, અને ચોમેર જાળાં બાઝી ગયાં હતાં. આવી રીતે આખા આશ્રમની અવસ્થા થઇ પડી હતી.

આ સઘળું અવલોકન કરવાથી પરમ ખેદ પામતો પામતો તે મઠમાં પેઠો. સામે જ ગુરુજી બેઠા બેઠા પરમાત્માનું સ્મરણ કરતા હતા. પ્રથમ તેમને દંડવન્નમસ્કાર કર્યા પણ પોતાનાં શરીર વગેરેના સમાચાર પણ તેમને કહેવાનું તુરત મુલતવી રાખી, લાગલો જ હાથમાં બોઘરો* લીધો. આ જોઇ તુરત ગુરુએ પૂછ્યું, "બેટા! એને તું શું કરીશ? તેણે કહ્યું, "પૂંજો કાઢીશ." ગુરુજી બોલ્યાઃ—"ભાઈ! રોજ રોજ એ રગડો શાને માટે કરવો જોઈએ? રહેવા દે." આ સાંભળી, તે, જરાક મનમાં અકળાઇને બોલ્યો, "આશ્ચર્ય જેવી વાત છે કે, આ મઠ તથા આખો આશ્રમ, ક્ષણ ભર ઉભું રહેવું ન ગમે તેવો ખરાબ થઈ રહ્યો છે, છતાં આપ મને આ પ્રમાણે વારો છો." ગુરુએ મનમાં જાણી લીધું કે, હવે એ પોતાના મનમાં સમજ્યો છે ખરો કે, પ્રતિ દિન વાળઝાડ ન કરવાથી આશ્રમની આવી દશા થઇ ગઇ છે. છતાં પુનઃ તે વાત દૃઢ કરવા પૂછ્યું કે, "આજથી ચાર પાંચ દિવસ પહેલાં જ્યારે આપણે સાથે ગંગા સ્નાન કરવા ગયા હતા, ત્યારે તો આશ્રમ ઘણો સુંદર દેખાતો હતો, અને આજે એમ કેમ થઈ ગયો હશે વારુ? પણ એ તો બધું ઠીક, તારા શરીરની હવે કેવી સ્થિતિ છે? જ્વર વગેરે ઉતરી ગયો કે?" એ

* રસ્તા વગેરેમાંથી ઘણો પુંજો–કચરો કાઢવાની મોટી મજબૂત સાવરણી.

સાંભળીને તે બોલ્યો, "જેવી આશ્રમની સ્થિતિ છે તેવી જ, બલકે તેથી પણ વધારે, ખરાબ સ્થિતિ મારા આ સ્થૂલ શરીરની છે; કેમ કે, ચાર ચાર દિવસ થયા સ્નાને થયું નથી, સંધ્યા તર્પણાદિ નિત્યાહ્નિક પણ લોપ થઈ ગયાં છે, શરીર આખું ગંધાય છે, મન જાણે ભ્રમિત સરખું અને મલિન થઈ ગયું છે, અને સર્વ પ્રકારે આખું અંગ ભારે શિલા સમ લાગે છે. વળી આગળ હું બ્રાહ્મ મુહૂર્તમાં* ઉઠી, સ્નાન સંધ્યાદિ આટપી, દિવસ ઉગતાં તો સર્વે કાર્યથી મોકળો થઇ જતો, તેથી મન પણ અતિ આનંદી અને પ્રફુલ્લિત રહેતું હતું; તેમ જ તત્ત્વ જ્ઞાન સાંભળવાને અધિકાધિક પ્રીતિ ઉપજતી હતી; અને પ્રભાતમાં શ્રવણ કરેલી કથાનું મનન કરવાથી અનેક પ્રકારના તર્કવિતર્કો અને શંકાઓ ઉઠતી હતી, જેનું સમાધાન મેળવવાને ઉમંગ ભરચો હું અહીં આવતો હતો. પણ આજે તો સઘળું એથી ઉલટું જ છે; તેમાં આ આશ્રમની સ્થિતિ જોઈને તો મારું મન વધારે વ્યગ્ર થયું છે. માટે આપ કૃપા કરીને આજ્ઞા આપો કે જેથી હું આશ્રમને પ્રથમની પેઠે વાળી ઝાડીને ઘેર જાઉં અને સ્નાન મર્દનાદિથી શરીરને પણ સ્વચ્છ કરીને પાછો નિત્ય કાર્યમાં પ્રવૃત્ત થાઉં," ગુરુ બોલ્યાઃ-"હરિ હરિ! એ વળી ઠાલી પંચાતમાં શું કામ પડે છે? અલ્યા! તારે વળી નિત્ય કૃત્ય શાં અને સ્વચ્છતાનું કામ શું છે? કેમ કે, તું તો હવે જીવન્મુક્ત થઇ ગયો છે. પાંચેક દિવસ ઉપર તેં મને પૂછ્યું હતું કે, 'આ નિત્ય કૃત્યની કડાકૂટ રોજ રોજ શા માટે કરવી જોઇએ?' માટે હવે એ બોધરો નીચો મૂકી દે અને બ્રહ્મ વાર્તા કર." આ સાંભળી શિષ્ય, ગુરુનાં વચનોનો ભાવાર્થ સમજી ગયો અને એકદમ દોડી, બોધરો નીચે નાખી દેઇ, તેમના ચરણમાં પડીને બોલ્યો, "આપના પ્રભાવને ધન્ય છે. અહો! મારી શંકાનું સમાધાન આવી રીતે આપ વિના કોણ કરે? હે દેવ! હું આપને શરણે આવ્યો છું. આ દુસ્તર ભવનાં બંધનોથી મને મુક્ત કરનાર આપ વિના બીજું કોઇ નથી, માટે હું સર્વથા સર્વદા આપને શરણે છું." એ પ્રમાણે અનેક પ્રકારે સ્તુતિ કરતો નીચે પડી રહ્યો.

---

* પાછલી ચાર ઘડી રાત્રે.

તે પછી ગુરુએ, તેને હાથ ઝાલીને બેઠો કર્યો. પછી તેને હૃદય સાથે ચાંપી આશ્વાસનયુક્ત પ્રશંસા કરીને પૂછ્યું; "હે વત્સ! હવે તારી શંકાનું સમાધાન થયું? નિત્ય નૈમિત્તિક કર્મો ગૃહસ્થાશ્રમીને કેટલાં બધાં આવશ્યક છે? તે તારા સમજવામાં આવ્યું એ યોગ્ય થયું. જેવી રીતે વાળ ઝાડ, લિપ ગુંપ, સાફ સૂફ વગેરે નિત્ય કૃત્ય વિના આશ્રમની વિલક્ષણ સ્થિતિ થઇ ગઇ છે, તેવી જ રીતે સ્નાન, સંધ્યા ઇત્યાદિ નિત્ય કર્મ વિના તારા શરીરની સ્થિતિ પણ વિલક્ષણ થઇ ગઇ છે. માટે હે શિષ્ય! જ્યાંસૂધી સંસારની સર્વ વસ્તુ ઉપર આસક્તિ ઉઠી જાય નહિ, જ્યાંસૂધી આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવામાં આવે નહિ, જ્યાંસૂધી આયાસે વા અનાયાસે (ચિંતવે કે વગર ચિંતવે) થઇ જતાં પાતકો વિરમે નહિ, ત્યાંસૂધી નિત્ય કર્મો ગૃહસ્થને પછવાડે લાગેલાં જ છે. ગૃહસ્થો નિત્ય પાંચ હિંસા* કરે છે. તે દોષના નિવારણાર્થે દ્વિજ વર્ગને પ્રતિ દિન વૈશ્વદેવાદિ પંચ મહા યજ્ઞ કરવા પડે છે. જો નિત્ય પંચ મહા યજ્ઞો કરવામાં આવે નહિ તો, આશ્રમમાં જેમ કચરો ભેગો થઇને તે ઉજ્જડ થવા વખત આવ્યો હતો, તેમ એ પાપો મનાદિક ઇંદ્રિયોને મલીન અને વ્યગ્ર કરીને મનુષ્યને બ્રહ્મજ્ઞાનમાંથી પાછો પાડે છે અર્થાત પરબ્રહ્મ સમ્બન્ધી ઉત્તમ જ્ઞાનના વિચારો મનમાં ટકી શકતા નથી. વેદના ત્રણ વિભાગ છે: કર્મ કાંડ, ઉપાસના કાંડ અને જ્ઞાન કાંડ. તેમાં પણ કેટલાક મુનિઓ કર્મ કાંડને મુખ્ય ગણે છે; કારણ કર્મમાં પ્રવૃત્ત થયાથી ઉપાસના (ભક્તિ)માં દૃઢતા આવે છે. એ ઉપાસનાથી મન, સંસ્કારી તથા પવિત્ર થઇને પછે તેમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. એવી રીતે પગથીએ પગથીએ ચઢવાથી જ્ઞાનરૂપ મેરુના શિખર પર વિરાજી રહેલા પરમાત્માની ભેટ થાય છે અને એમાં જ લીન થવાથી દ્વૈત ભાવ મટી જઇને અદ્વૈત ભાવ સ્થિર થાય છે. જ્ઞાની જનને અજ્ઞાનાવસ્થામાં જ દ્વૈત ભાસે છે ને ભિન્નતા જોવામાં આવે છે, પણ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતાં જ જરાએ ભેદ જોવામાં આવતો નથી, અને

---

* ખાંડણીઓ, સૂપડું, ઝાડુ, પાણી અને ચુલો, આ પાંચ પદાર્થોનો ઉપયોગ કરતાં નાના પ્રકારના જંતુઓની હિંસા થાય છે, તેનો ગૃહસ્થોને દોષ લાગે છે. તેને શાસ્ત્રમાં "પંચસૂનાજનિત" દોષ કહે છે.

કર્મને તથા અકર્મને સમાન જુવે છે; કારણ કે કાર્ય સહિત અજ્ઞાન નિવૃત્ત થવાથી તેને દ્વૈત પ્રતીત થતું નથી પણ એથી એમ ન સમજવું કે, માત્ર કર્મ કાંડને જ પકડીને બેસી રહેવું. જેમ કે દૂધમાં ઘી રહેલું જ છે, તેમ કર્મ કાંડમાં પરમાત્માનું તત્ત્વ સમાયલું છે. પરન્તુ જેમ દૂધમાંથી દહીં, દહીંમાંથી માંખણ અને તેને તાવ્યાથી ઘી થાય છે, તેમજ કર્મથી ભક્તિ, ભક્તિથી જ્ઞાન અને જ્ઞાનથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે.* વળી જેમ શરીર આરોગ્ય કરવા માટે વૈદ પ્રથમ રેચ આપી શરીર શુદ્ધ કરે છે, તે પછી કવાથાદિક આપીને રોગનાં મૂળ કાઢે છે અને તે પછી શક્તિનું ઔષધ આપે છે, તેમ પરમ જ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રથમ કર્મ કરવાનાં છે, પછી ઉપાસના છે અને છેવટે જ્ઞાન છે. એમ કર્મો કેટલાં ઉપયોગી છે? એ આ ઉપરથીજ તારે સમજી લેવું. એ કર્મો (નિત્ય અને નૈમિત્તિક—નિત્ય એટલે પ્રતિ દિવસે કરવાનાં અને નૈમિત્તિક એટલે કોઇ નિમિત્તને લઇને કરવાનાં) આપણે હાથે કરીને છોડી દેવાં પડતાં નથી પણ સમય આવે આપોઆપ છૂટી જાય છે. જેમ દૂધનું દહીં થયા પછી આપોઆપ દૂધપણું મટી જાય છે, અને દહીંને વલોવી-માંખણ કાઢચા પછી દહીંપણું રહેતું નથી અને તે માંખણને પણ ખૂબ તાવી કાઢચા પછી માખણપણું પણ લય પામી જાય છે, તેવીજ રીતે કર્મ, ઉપાસના ઇત્યાદિ એક પછી એકમાં લય પામતાં છેવટે પરમાત્માના સ્વરૂપનું દર્શન થવાથી જ્ઞાન પણ, અવિનાશી એક રસ બ્રહ્મરૂપજ થઇ રહે છે એમ નિશ્ચે જાણવું."

આવું મહા જ્ઞાન શ્રવણ કરવાથી પરમ આનન્દ પામી, ગુરુ ચરણમાં વારંવાર દંડવત પ્રણામ કરીને શિષ્ય પોતાના નિત્ય કૃત્યમાં વળગ્યો તથા આશ્રમને ઝાડી ઝપટીને પાછો પૂર્વ સ્થિતિમાં આણ્યો અને ગુરુની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયો.

પ્રથમ પેલા ગુરુ શિષ્યને ઉદ્દેશી બોલ્યા, "હે વત્સ! આ પરથી નિત્ય નૈમિત્તિક કર્મ કેટલાં અગત્યનાં છે? તે યથાર્થ તને સમજાયું હશે."

---

* કોઇ વળી આમ પણ કહે છે, કર્મથી ભક્તિ, ભક્તિથી જ્ઞાન, જ્ઞાનથી પુનઃ ભક્તિ અને ભક્તિથી પરમાત્માની શુદ્ધ જ્ઞાનભક્તિ અને તેજ ભક્તિ આનન્દ આપે છે.



# ત્રયોદશ બિન્દુ.

## મનુષ્ય પરીક્ષા.



यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन कुलेन कर्मणा ॥

અર્થ—જેમ કસોટી ઉપર ઘસવાથી, કાપવાથી, અગ્નિમાં તપાવવાથી અને હથોડાવતી ટીપવાથી, આમ ચાર પ્રકારે સોનાની પરીક્ષા થાય છે; તેમ શાસ્ત્રાભ્યાસથી, સ્વભાવથી, કુલ ઉપરથી અને કાર્ય ઉપરથી, એમ ચારે પ્રકારે પુરુષની પરીક્ષા થાય છે.



શિષ્ય-હે દીનવત્સલ! આ જગતમાં અનેક પ્રકારનાં મનુષ્યો ઉત્પન્ન થાય છે, તેઓની પ્રકૃતિમાં બહુ ફેરફાર હોય છે, માટે કાર્ય પ્રસંગે આપણે તે મનુષ્યોને કેવી રીતે ઓળખવા? અને મુખ્યત્વે કરીને તેઓમાં કેટલા ભેદ હોય છે? તે કૃપા કરીને જણાવો.

ગુરુ—હે બાપ! તું કહે છે કે, જગતમાં અનેક પ્રકારનાં મનુષ્યો ઉત્પન્ન થાય છે, પરંતુ અનેક તો શું! પણ જગતમાં તો અનન્ત પ્રકાર (પાર વગર) ના મનુષ્યો છે. તું જો કે, અદ્યાપિ પર્યન્ત તેં તથા મેં જે જે મનુષ્ય જોયા તે સઘળામાં કોઇની પણ આકૃતિ (ચહેરો) મળતી આવતી નથી; તો પછી પ્રકૃતિ (સ્વભાવ) તે મળતી કેમ જ આવે? તોપણ એમ છે ખરું કે, કોઇ અમુક વાતનો નિશ્ચય કરવો હોય ત્યારે સો સત્પુરુષોનો વિચાર એક સરખો મળે છે; બહુધા તેઓ સઘળા એક જ નિશ્ચય પર આવે છે, પણ તે વાત પર, બે ચાર શઠ અથવા મૂર્ખ મનુષ્યના વિચાર અલગ અલગ જ આવ્યા વિના રહેશે નહિ. હવે તેવા (શઠ તથા

સજ્જન )મનુષ્યોની પરીક્ષા કેમ કરવી? તે વિષે કહ્યું છે કે, જેવી રીતે સોનાનું નિઘર્ષણ (કસોટી પર ઘસી રંગ જોવો), છેદન ( કાપી જોવું), તાપ (ભઠ્ઠીમાં ઘાલી ખૂબ તાવી જોવું), તાડન (ટીપી જોવું), એ ચાર પ્રકાર વડે પરીક્ષા કરવામાં આવે છે, અને એ ચાર પ્રકારો અજમાવતાં જો સોનું ફાટી વેરાય નહિ તથા તેના રંગમાં, રૂપમાં કે તોલમાં કશો ફરક પડે નહિ તો તે સોનું ખરું છે, એમ માનવામાં આવે છે; તેવી જ રીતે મનુષ્યોની પણ ચાર પ્રકારે પરીક્ષા કરવામાં આવે છે. મનુષ્ય પરીક્ષા કરતાં પ્રથમ તો તેનામાં જ્ઞાન (વિદ્યા) આદિ કેટલું અને કેવા પ્રકારનું છે? તેનામાં શીલ (સ્વાભાવિક લક્ષણો) કેવાં છે? કેવા કેવા ગુણ અવગુણોનું તે પાત્ર છે? અને તે કેવાં કામ કરે છે? કેવો સંગ છે? ઇત્યાદિ ગુણો સહવાસથી જાણવામાં આવે છે. એમ પરીક્ષા કરતાં સર્વ વાતે જો તે ઉત્તમ પ્રકારનો મનુષ્ય જાણવામાં આવે તો જ તે સજ્જન મનુષ્ય કહેવાય છે.

વળી મનુષ્યોમાં મુખ્યત્વે કરીને ત્રણ ભેદ માનવામાં આવે છે; જેવા કે, ઉત્તમ, મધ્યમ અને અધમ. તેમ તામસ, રાજસ ને સાત્વિક. આ જગતમાં એ કંઇ નવાઇ જેવી વાત નથી કે, સૌ પ્રાણીઓ પોતાના હિતમાં અહર્નિશ તત્પર હોય છે, પણ જેઓ પર હિત કરવામાં પ્રીતિ ધરાવનારા છે તેઓને ધન્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, 'परोपकारः परमं हि पुण्यम्।' પરોપકાર એ મુખ્ય પુણ્ય છે. વિષ્ણુ ભગવાન્ પણ પરોપકારથી જ અત્યંત પ્રસન્ન થાય છે. હવે પરોપકાર કરવાની બુદ્ધિ જેના અંતઃકરણમાં નિરંતર થયા કરે છે, તે, સાત્વિક વૃત્તિવાળા ઉત્તમ મનુષ્ય ગણાય છે. તેમાં પણ જે મનુષ્યો, પારકું હિત કરવામાં એટલી બધી આતુરતા ધરાવનારા હોય કે તેમ કરવા જતાં પોતાનું સઘળું કાર્ય બગડી ભલે, પણ તેની કંઇ દરકાર ન કરતાં પરાર્થ અને પરોપકાર કૃથન માં જ મચ્યા રહે છે, તેઓને સર્વોત્તમ મનુષ્ય ⁄. હે હવે જેઓ પરોપકાર કરવામાં બહુ જ પ્રીતિવાળા છે ખ? પરથી પોતાનું કાર્ય બગાડીને તેમ કરતા નથી અર્થાત્ પોતા ધક્કો ન લગાડતાં થઇ શકે તેટલો પરમાર્થ કરે છે, તે રમાં સર્વનો રાજસી મનુષ્ય જાણવા, અને જે મનુષ્ય પોતાનું તો હતો; પરંતુ

એક વાતે તે અત્યંત દુઃખી હતો; જેથી આ સંસાર તેને ખારો ઝેર જેવો લાગતો હતો. પૈસો ટકો, માલ મતા, સ્ત્રી પુત્ર, માન પ્રતિષ્ઠા વગેરે સર્વ વાતનું સુખ હોવા છતાં, તે સર્વ સુખનો ઉપભોગ જેનાથી લેવાય છે, તે શરીર જો સાજું ન હોય તો, એ સઘળાં સુખ નિરર્થક છે; કેમ કે, "પહેલું સુખ તે જાતે નર્યા." તે પ્રમાણે એ વાણીઓ સર્વ સુખ સંપન્ન છતાં, શરીરે દુઃખી હોવાથી પોતાને સર્વ વાતે દુઃખી જ સમજતો હતો. એના ઉદરને વિષે એવો મહા રોગ હતો કે, તેનાથી જરા પણ અન્ન ખાઈ શકાતું નહિ. કદાચ પરાણે ખાતો તો તુરત ઓકો થઈને સઘળું નીકળી જતું હતું અને તે ઉલટો પીડા ભોગવતો હતો. તે રોગથી તે વણિક્ ઘણા વર્ષપર્યન્ત પીડાતો જ રહ્યો. કોઈએક સમયે તેના નગરમાં એક પરોપકાર બુદ્ધિવાળા વૈદ્યરાજ પધાર્યા. તે મહાત્મા પરમ દયાળુ હોવાથી, કોઈ પણ રોગગ્રસ્ત મનુષ્યને જોતા, તો તુરત તેમનું અંતઃકરણ દયાથી દ્રવી જતું; અને પછી તેને ધીરજ આપી, પોતાની આખી ઉમ્મરમાં ઘણાક પરિશ્રમથી સંપાદન કીધેલી ચમત્કારિક વૈદ્યવિદ્યાનો ઉપયોગ કરીને, તેને રોગથી મુક્ત કરીને સુખી કરતા હતા. તે વૈદ્યરાજ એ નગરમાં પહોંચ્યા ત્યારથી ઘણા રોગીઓ, તેમને આવેલા જાણી, તેમને શરણે ગયા, અને પોતાનાં અસાધ્ય દુઃખો નિર્મૂળ કરી સુખી થયા હતા. આ વાત આખા નગરમાં પ્રસિદ્ધ થઈ, અને તે વાત એ વાણીઆએ પણ જાણી, એટલે તેણે પણ તે વૈદ્યની પાસે જવાનો નિશ્ચય કીધો. બીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠીને તે વાણીઓ, વૈદ્યને મુકામે ગયો, તો ત્યાં તેના જેવા ઘણાક રોગીઓથી વીંટાયલા તે વૈદ્યરાજને બેઠેલા જોયા. તે, દંડવન્નમસ્કાર કરીને તેમની આગળ બેઠો. પછી તેણે વિનંતિપૂર્વક પોતાનું શરીર તેમને બતાવી, સઘળા રોગથી તેમને જ્ઞાત કર્યા. વૈદ્યરાજે એ જ પ્રમાણે પોતાની આસપાસ બેઠેલા સર્વ રોગીઓની વ્યાધિઓ પણ જાણી લીધી હતી, તેથી તેમણે તે સર્વના પ્રતિ દૃષ્ટિ કરીને કહ્યું, "ભાઈઓ! તમારા સર્વના રોગો મેં જાણી લીધા છે, અને તે સઘળાંનો ઔષધાદિક ઉપચાર કરીને સત્વર શાંતિ કરી શકું એમ છે; પરંતુ તે સર્વ વ્યાધિઓ પૃથક્ પૃથક્ હોવાથી, તેઓને માટે જોઈતાં પૃથક્

પૃથક્ ઔષધો હાલ મારી પાસે તૈયાર મળી શકે એમ નથી; કારણ કે, હું ઘણા દિવસથી પ્રવાસમાં છું. માટે જો તમે સૌ મારી સાથે આ પાસેના વનમાં આવો તો જેને જેવી જોઇએ તેવી લાગુ પડતી ઔષધિ હું ત્યાં બતાવીશ; જે તમે પોતપોતાની મેળે લઈ લેજો." આ સાંભળી સર્વ રોગીઓ તેમની સાથે જવાને તયાર થયા, અને વૈદ્યરાજની પછવાડે પછવાડે ચાલ્યા. નગરથી થોડેક દૂર એક ઘાડું વન આવેલું હતું, તેમાં અનેક પ્રકારનાં વૃક્ષો, લતાઓ તથા ઔષધિઓ ઉગેલી હતી. ત્યાં જઇ વૈદ્યરાજે કહ્યું કે, "આ સ્થળે સર્વ જાતની ઔષધિઓ છે; માટે હું વનમાં ચાલ્યો જઇશ, અને આ મારી લાકડીની અણીવતે માર્ગમાં જે જે ઔષધિ આવતી જશે, તે તે બતાવતો જઈશ, તથા તેનાં નામ અને ગુણ કહેતો જઇશ, માટે જેના જેના ખપની જે જે ઔષધિ હોય, તેણે તેણે, તે તે ઔષધિ લઈ, ત્યાંથીજ પાછા વળી નગરમાં જવું." પછી હાથમાં જ્યેષ્ટિકા લઈ વૈદ્યરાજ ચાલ્યા, અને માર્ગની બંને બાજુએ ઉગેલી વનસ્પતિઓ, તે લાકડીની અણીવતે બતાવતા ચાલ્યા કે, આ ઔષધીનું નામ ફલાણું, અને એ અમુક અમુક વ્યાધિઓને શાંત કરે છે. આ ફૂલ ફલાણાં, અને એનાથી અમુક ગુણ થાય છે." તે વૈદ્યરાજનાં એવાં વચનો સાંભળી, જેના જેના ખપની જે જે ઔષધી આવતી ગઈ તે તે રોગીઓ તે તે ઔષધિઓ લેવા માટે ત્યાં જ અટકતા ગયા. પેલો વણિક્ પણ વૈદ્યની સાથે જ હતો. તે પણ વૈદ્યરાજની પછવાડે પછવાડે ચાલ્યો જતો હતો. અને તેની દૃષ્ટિ વૈદ્યરાજના મુખમાંથી કેઇ ઔષધીનું નામ નિકળે છે, તે તરફ આતુરતાથી લાગી રહેતી હતી, અને તે બોલ્યા પછી જ્યારે ઔષધી બતાવતા, ત્યારે તેની દૃષ્ટિ, લાકડીની અણી તરફ ફૂર્યા કરતી હતી. જ્યેષ્ટિકાને છેડે જ તેની દૃષ્ટિ દૃઢ ચોંટેલી હતી, અને જે જે વનસ્પતિ તરફ તેનો છેડો જતો હતો, તે તે તરફ તે ફૂર્યા કરતી હતી. એવામાં તેનાજ રોગનું નામ વૈદ્યરાજે લીધું, અને તેના ઉપયોગની ઔષધી લાકડીના છેડાવતી બતાવી. એ ઔષધી જોતાં જ તેની દૃષ્ટિ જે લાકડીના છેડાપર દૃઢ ચોંટેલી હતી તે ખસી, તુરત ઔષધીપર ચોંટી; અને પછી તે લાકડી, વૈદ્યરાજનું બોલવું અને વૈદ્યરાજ, એ સર્વને છોડીને, તે તો

પેલી ઔષધી આગળ જ ઉભો રહ્યો અને બીજા રોગીઓને તેઓનાં ઔષધો બતાવતા વૈદ્યરાજ આગળ ચાલ્યા ગયા, વાણીઓ, તે વનસ્પતિ લઇને તુરંત ઘેર આવ્યો અને એ અમૂલ્ય ઔષધનું પૂર્ણ શ્રદ્ધાથી સેવન કરવા માંડ્યો, તેથી થોડા સમયમાં તે અસાધ્ય રોગમાંથી મુક્ત થઇને સંપૂર્ણ સુખ ભોગવવા લાગ્યો.

હે વત્સ! એ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધાંત સમજવાનો એ છે કે, પ્રાણીને આ ભવ (સંસાર) રૂપ મહા રોગ પ્રાપ્ત થયો છે, તેથી તેણે મહાત્મા, જ્ઞાની અને પરમ દયાળુ પરાર્થી ગુરુ રૂપ વૈદ્યરાજને શરણે પ્રેમથી જવું; અને તેના વચન પર શ્રદ્ધા અને હેતુ પર લક્ષ રાખીને, તે જેમ આજ્ઞા કરે તેમ વિચાર કરીને વર્તવું. એ પ્રમાણે કરવાથી, વાણીઆને જેમ વનમાંથી વૈદ્યરાજે ઔષધી બતાવી, તેમ આ સંસાર રોગમાંથી મુક્તિરૂપ મહૌષધી—આત્મજ્ઞાનતત્ત્વ પ્રાપ્ત થાય અને તે વડે પ્રાણી જીવન્મુક્ત થઇને પરમાનંદમાં પ્રવર્તે, એ નિશ્ચય છે. તે વણિક્ પ્રથમ વૈદ્યરાજને શોધતો તેમની પાસે ગયો હતો, ત્યાંથી તેમની સાથે વનમાં ગયો હતો, ત્યાં તેમના બોલવા પર અને પછી લાકડીની અણી તરફ ધ્યાન રાખીને કેટલીક વાર સૂધી ચાલ્યો હતો, અને અંતે જ્યારે તેના કામની ઔષધી, તે લાકડીવતે દીઠી કે તુરત તે વૈદ્યરાજ, તેમનું બોલવું અને લાકડીની અણી, એ સર્વે આપોઆપ ત્યજી, માત્ર પોતાની ઔષધી તરફ જ તે સુરતા રાખી રહ્યો હતો, તેમ મુમુક્ષુને પણ, પ્રથમ ગુરુએ બતાવેલાં શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવામાં સાધનરૂપ ભિન્ન ભિન્ન કર્મો, ઉપાસના તથા ધ્યાન ધારણા વગેરે સર્વ, પરબ્રહ્મનાં દર્શન થયા પછી આપોઆપ સહજ છૂટી જાય છે.





# પંચદશ બિન્દુ.

## આત્મા ક્યારે ઓળખાય છે?



स्वयमेवात्मनात्मानमवष्टभ्य विचारतः ।
संसारमोहजलधेस्तारयेत्स्वमनोमृगम् ॥

योगवासिष्ठ.

**અર્થ**-વિચાર કરી કરી, પોતાની મેળે આત્માએ આત્માને અવલંબીને સંસારરૂપી મોહસાગરમાંથી પોતાના મનરૂપી મૃગને તારી લેવો.



શિષ્ય-હે દયાળ! આપે કોઇ એક સમયે કહેલું છે કે, 'तत्त्वमसि'* એ પદ વેદ તથા વેદાંતના સારરૂપ છે; કારણ કે, આત્માને ઓળખાવનારું એ, વેદનું મહા વાક્ય છે; અને જ્ઞાન થવા માટે મુમુક્ષુને પ્રથમ એ મહા વાક્યનો ઉપદેશ થવો જોઈએ;" ત્યારે હે ગુરુદેવ! શું એ મહા વાક્યનો ઉપદેશ થતાંજ મનુષ્ય જ્ઞાની થઈ જાય છે? અને આત્માને ઓળખવા માંડે છે?

ગુરુ-અલ્યા વત્સ! તું જો, કે ગમે તેવાં સુંદર, સ્વાદિષ્ટ અને ગુણકારી પકવાન્નો આપણા સામે તયાર પડેલાં હોય છે ખરાં, પણ તેમાંથી આપણી ક્ષુધા મટાડવા માટે તે ખાવાની જરૂર છે, કંઈ નજરે માત્ર જોયા કરવાથી જ આપણને તેનો રસાસ્વાદ આવવાનો કિંવા ક્ષુધા મટીને શાંતિ થવાની નથી, તેમ એ મહા વાક્યના ઉપદેશનું મનન કરી આત્માની રાજસી, તામસી વગેરે અનેક વૃત્તિઓ

*तत्त्वमसि-(આત્મા) તે તુંજ છે અર્થાત્ જે આત્માને ઓળખવા માટે તું યત્ન કરે છે, તે આત્મા તું પોતેજ છે, બીજો નથી.

જ્યારે મૂકી દેવાય, અને સૌ વાતે નિઃસ્પૃહ થવાય ત્યારે તે મહદુપદેશનો ગુણ લાગે છે અર્થાત્ જીવ આત્માને ઓળખવા માંડે છે. માત્ર તત્ત્વમસિ એ પદ ગોખવાથી જ પ્રાણી, સંસારની દુગ્ધાથી છૂટી, આત્માને જાણી શકતો નથી. જેના આનંદલેશથી વિશ્વ સંપૂર્ણ આનંદમય છે, જેના સત્ત્વાભાસથી સર્વનો ભાસ છે, જેના આલોચનથી અન્ય સર્વ નીચું જણાય છે, એવા પરબ્રહ્મમાં જે સંશય ઉઠે છે, એ ઉઠાડનારને જે જાણે છે, તે જ તત્ત્વમસિ ના પારને પામે છે. એ ઉપર એક દૃષ્ટાંત કહું છું, તે સાંભળ.

પૂર્વે કોઇએક સમયે અશ્વિનીકુમારો, જેઓ, દેવતાઓના વૈદ્યરાજ છે, તેઓ, સર્વે વાતે નિપુણ છતાં, પિંગલશાસ્ત્રથી અજાણ હતા; માટે તે શિખવા સારુ શેષનાગ પાસે ગયા. ત્યાં જઇ જૂવે છે તો, શેષનાગની એક આંખ દુઃખતી હતી. અને તેને એટલી બધી પીડા થતી હતી કે, તે, શેષથી સહન ન થતાં તે આકુળવ્યાકુળ થઇ ગયા હતા. તે, આમ તેમ આળોટતા હતા, તેથી જાણે માથાપર ધારણ કરેલી પૃથ્વી હમણાં પડી જશે એવી ધાસ્તી રહેતી હતી. અશ્વિનીકુમારે જઇ પોતાની પિંગલ ભણવાની ઇચ્છા જણાવી, ત્યારે અનંતે કહ્યું, “હે કાંતિમાન્ અશ્વિનીકુમાર! હું, તમોને મોટા હર્ષથી પિંગલ ભણાવું, એ વાતે મને બહુ સંતોષ થાય એમ છે, કારણ કે, એ વિદ્યા શિખવાને તમે પાત્ર છો; પરંતુ મારી તો આવી દશા છે. હું જાણું છું કે, તમે સર્વ દેવતાઓના વૈદ્ય છો, તેથી મારી આંખની ઔષધી જાણતા જ હશો, માટે મને આરામ કરો, એટલે હું તમને યથાર્થ પિંગલ ભણાવીશ.” એ સાંભળી અશ્વિનીકુમારે તુરત તેની ચિકિત્સા કરવા માંડી, અને તેની દુઃખતી આંખમાં “ત્રિઘાત” નામનું એક ઉત્તમ ઔષધ આંજ્યું; કે જેનાથી શ્રેષ્ઠ ઔષધ આંખને માટે બીજું છે જ નહિ. આથી તો આંખ ઉલટી બમણી દુઃખવા માંડી, અને શેષ તેની પીડાને લીધે બહુ આકળા થવા લાગ્યા. એટલામાં ફરતા ફરતા નારદજી ત્યાં આવ્યા, તે, શેષની આવી અવસ્થા જોઇને, અશ્વિનીકુમાર પ્રત્યે બોલ્યા, “અરે અશ્વિનીકુમાર! તમે મનુષ્ય વૈદ્યના જેટલી પણ યુક્તિ નથી જાણતા એ શું? મૃત્યુલોકમાં જઇ, અમુક દેશને વિષે એક વૈદ્ય છે તેને મળો, જે તમને

આ રોગનો ઉપાય બતાવશે." તુરત અશ્વિનીકુમાર બ્રાહ્મણનો વેશ લઇને મૃત્યુ લોકમાં તે વૈદ્યની પાસે ગયા, અને નમ્રતાપૂર્વક પૂછ્યું કે, વૈદ્યરાજ, આંખ દુ:ખતી હોય તેનું ઓસડ બતાવો. અમે ત્રિઘાત ઔષધ આંજ્યું, તોપણ શાંતિ થઈ નહિ, તેથી આપની ખ્યાતિ સાંભળીને અહીં આવ્યા છીએ." એવું સાંભળીને વૈદ્યે કહ્યું, "શું તમે ત્રિઘાત આંજ્યું? અરે તે તો માત્ર અશ્વિનીકુમાર જ જાણે છે, માટે તે અશ્વિનીકુમાર તો તમે નથી? અને વળી એ ત્રિઘાતથી જ્યારે સારું થયું નહિ, ત્યારે તો નિશ્ચે શેષનાગની આંખ દુ:ખતી હોવી જોઇએ." આમ એકાએક પરીક્ષા કરી, તે જાણી, અશ્વિનીકુમારે આશ્ચર્ય પામીને પોતાનું સ્વરૂપ પ્રકટ કીધું. ત્યારે તે વૈદ્યે આદર-સત્કારથી પૂજા કરીને કહ્યું કે, "મહારાજ! એ સહસ્ર ફણાવાળા શેષ નાગને બે હજાર આંખો છે, તે સઘળી મીંચાવી દઇ, માત્ર જે આંખ દુ:ખતી હોય તે જ ઉઘાડી રાખીને તેમાં ત્રિઘાત આંજજો એટલે તત્કાળ એ સર્વોત્કૃષ્ટ ઔષધથી જ તેમને સારું થઇ જશે. એનાથી શ્રેષ્ઠ ત્રણે લોકમાં બીજું ઔષધ નથી." અશ્વિનીકુમાર બહુ વિસ્મય પામી, હર્ષ સહિત શેષ નાગની પાસે ગયા, અને તે વૈદ્યના કહ્યા પ્રમાણે શેષની સઘળી આંખો મીંચાવી, દુ:ખતી આંખમાં આગળ આંજ્યું હતું, તે જ ત્રિઘાત ઔષધ આંજ્યું કે તુરત તેમાંથી ખળખળાટ પાણી નિકળી ગયું અને આંખ પરમ શીતળ થઈ રહી. આથી આનંદ પામી, સંતોષપૂર્વક શેષે, અશ્વિનીકુમારને પિંગલ શાસ્ત્ર ભણાવ્યું.

હે શિષ્ય! એ પ્રમાણે ત્રિઘાત ઔષધીરૂપ 'તત્ત્વમસિ' ઉપદેશનો ગુણ લાગવાને ઉપર કહેલો ઉપાય લાગુ પાડવો જોઇએ. શેષને તો બે હજાર આંખો છે, પણ જીવરૂપ શેષનાગને તો રાજસી, તામસી વૃત્તિરૂપ લાખો અને કરોડો આંખો છે; માટે સર્વે આંખો બંધ કર્યા પછી, જેમ શેષને તે ઔષધિનો ગુણ લાગ્યો હતો, તેમ સર્વે વૃત્તિઓ મીંચી દેવાય અર્થાત્ ત્યજી દેવાય ત્યારે જીવને 'તત્ત્વમસિ' ઉપદેશરૂપ ત્રિઘાતનો ગુણ લાગે અને પછી પરમ જ્ઞાની થઈ, આ જીવ જીવન્મુક્ત થાય. પણ માત્ર મહા વાક્યો સાંભળીને, તેમ તે ગોખીને વેદિયા પેરે મુખપાઠ કરવાથી કંઇ જ્ઞાની થઈ જવાય નહિ, તેમ આત્માએ ઓળખાય નહિ.



# ષોડશ બિન્દુ.

## સંત સમાગમ કેમ થાય!



शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम्।
सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥

**અર્થ**–શાસ્ત્ર અને ગુરુ વાક્ય એ સત્ય છે, એવો જે નિશ્ચય, તેને, બુદ્ધિમાનો શ્રદ્ધા કહે છે, એ શ્રદ્ધાથી આત્મવસ્તુની પ્રાપ્તિ થાય છે.



શિષ્ય–મહારાજ! સત્સમાગમ એ ઘણો જ ફળદાયક છે, અને તેની જે મોટી યોગ્યતા છે, તેનું વર્ણન કરી શકવાને કોઇ સમર્થ નથી, તેટલા માટે સર્વ મનુષ્યોએ અવશ્ય સત્સંગ કરવો જોઇએ. પરંતુ આ સંસારના અનેક વ્યવસાયોમાં પચેલા, જેઓને ઘણાક મનુષ્યોનું પોતાની પાછળ પોષણ કરવું પડે છે તેવા અને જેઓ રાત્રિ દિવસ પરિશ્રમ કરીને ધન્ધો કરે છે, ત્યારે મહા કષ્ટે પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે તેવા મનુષ્યો, સંત સમાગમ કેવી રીતે કરે? શું તેઓ પોતાની પાછળનાંઓને રવડતાં મૂકીને સત્સંગ કરવા જાય?

ગુરુ–અરે મૂઢ! હજુ સૂધી તારા મનમાં એમ જ છે કે, મનુષ્ય સર્વે કર્તવ્ય કર્મ કરે છે. માણસ પોતાની શક્તિથી શું કરી શકે તેમ છે વારુ? અહીંથી ઉઠીને તહીં બેસવું, એટલું પણ માણસના સ્વાધીનમાં છે ખરું કે? આગળ પાંચે પકવાન્ન તયાર પડેલાં હોય, છતાં તે ઉપાડી મ્હોમાં મૂકવા જેટલું કામ પણ તે પોતા પર વ્હોરી લઇને ભોજન કરી શકે ખરો કે? અરે ના, એવું મિથ્યાભિમાન ધરવું, એ જ્ઞાની પુરુષનું કર્તવ્ય નથી. મનુષ્ય સ્વતંત્ર રીતે કશું પણ

કરી શકવાને સમર્થ નથી. જગત્કર્ત્તા પરમેશ્વરની પ્રેરણાથી જ મનુષ્ય નાના પ્રકારના વ્યવહારો કરે છે, તેની પ્રેરણા વગર વાયુ, વૃક્ષનું એક પાંદડું પણ હલાવવાને સમર્થ નથી, તો પછી તું કહે છે કે, વ્યવસાયી મનુષ્ય પોતાના કુટુંબને ભૂખે મરતું મૂકીને કેમ કરી સત્સંગ કરી શકે? એ શું? શું એ વ્યવસાયી, બહોળા કુટુંબવાળો, જો તેઓની સંગે ન હોય તો તેનું કુટુંબ ભૂખે મરી જાય? અરે! એમ પણ કેમ બને? શું તેઓનું રક્ષણ કરનાર પ્રભુ નથી? પ્રભુ તો પરમ દયાળુ છે. મનુષ્યને તો માત્ર પોતાની કિંવા પોતાના કુટુંબની જ ચિંતા હોય છે, પરન્તુ પરમાત્માને તો આખા વિશ્વની ચિંતા છે. તે, પ્રાણીને માટે સર્વ વાતની આગળથી જ પેરવી કરી મૂકે છે. વિચાર કર, ગર્ભમાંથી બાળક જન્મવાને લગભગ ત્રણ માસ બાકી હોય છે, ત્યાર અગાઉથી તે અવતરનાર બાળકની માના સ્તનોમાં દૂધ ઉત્પન્ન કરી મૂકે છે, જેથી તે બાળક અવતરતાં વેંત જ, તેના ઉપયોગમાં આવે છે. એટલા માટે તો મહાત્મા જનોએ તેને પરમ દયાળુ વિશ્વંભર, વિશ્વપાલક વગેરે વિશેષણો આપ્યાં છે; માટે હે વત્સ! ઈશ્વર જ સૌને સંભાળે છે, તેથી વ્યવસાયી મનુષ્ય પોતાના વ્યવસાય કાળમાંથી અમુક થોડો ઘણો કાળ પણ સત્સંગમાં ગાળે તો તેથી તેનાં કુટુંબને ઈશ્વર દુઃખી થવા દેશે નહિ, એ નિશ્ચય છે. એ સંબંધે પૂર્વે કોઇ વણિક્ સત્સંગ કરતો હતો તેની આખ્યાયિકા તને સંભળાવું છું.

એક શેહેરમાં કોઇ વાણીઓ રહેતો હતો. તે નિર્ધન અવસ્થામાં હોવાથી પોતાના કુટુંબનું પોષણ કરવા માટે શેહેરમાં કોથળો* કરીને તેમાંથી જે કંઈ મળતું તેનાથી ગુજરાન ચલાવતો હતો. તેને બે દીકરા અને એક દીકરી મળીને માત્ર ત્રણ જ સંતાન હતાં. પણ પોતે, પોતાની સ્ત્રી અને ત્રણ છોકરાં મળી પાંચ જણનાં પોષણનો ભાર તેના ઉપર હતો, જે તે મહા કષ્ટે કરી શકતો હતો. સવારના પહોરમાં નહાઇ ધોઈ, ક્ષણ ભર હરિ સ્મરણ કરીને તુરત ખભે કોથળો ભેરવતો, અને ત્રીજે પહોરે ઘેર આવીને ભોજન

* હળદર, મીઠું, મરચું, હિંગ, જીરું, મરી, મસાલો વગેરે રોજ અવશ્ય ખપમાં લાગતી જણસો લઇ ગામમાં ફેરી કરીને વેચે, તેને કોથળો કરવો કહે છે.

કરતો હતો. ગામમાં ફરતાં કયાંઈ દેવ દેવાલયમાં દર્શન કરવા જતો અને ત્યાં કથા વાર્ત્તા થતી હોય તો જરૂર તે ઘડી પા ઘડી ઉભો રહેતો અને જે કંઈ સાંભળવામાં આવતું તે હરિગુણનું શ્રવણ કરીને, પાછો પોતાને માર્ગે પડતો હતો. એમ કરતાં કરતાં કોઇક દિવસ તે કોથળો કરીને ઘેર વળતો હતો એવામાં તે એક વિષ્ણુના મંદિરમાં દર્શન કરવા ગયો. ત્યાં દર્શન કરી, એક સંત પુરુષ કથા વાંચતા હતા, તે સાંભળવા થોડીક વાર થોભ્યો. કથા પ્રસંગમાં એવું સાંભળવામાં આવ્યું કે, मनुष्य प्राणीए प्रति दिन अवश्य सत्संग करवो. એટલું સાંભળી તુરત તો તે ચાલતો થયો, પણ એ વાત તેના હૃદયમાં ઠસી ગઈ, તેથી હંમેશ થોડી વાર સત્સંગ કરવાનો તેણે નિશ્ચય કીધો. બીજા દિવસથી તેણે તેજ મહાત્મા પાસે જવા માંડયું, અને અનેક પ્રકારનાં હિત વચનોનો પોતાના અંતર્ભંડારમાં સંગ્રહ કરવા માંડ્યો. ઘણાક દિવસ પર્યંત એમ સત્સંગ કરવા છતાં તે હવે વૃદ્ધ થવા આવ્યો તેથી પ્રતિ દિન પોતાનાં બૈરાં છોકરાંની વારંવાર ચિંતા કરવા લાગ્યો કે, “અરે રે, હું વૃદ્ધ થવા આવ્યો, છોકરાં મોટાં થયાં છે, તેઓને હજી પરણાવ્યાંએ નથી, વખતે વચમાં જ મારો કાળ થઇ ગયો તો તેઓનાં ગુજરાનને માટે પછવાડે મૂકી જવા મારી પાસે કંઇ ધન પણ છે નહિ. ઓ હરિ! તું એ સર્વેનો બેલી છે.” વગેરે વિચારોમાં તેનું મન વધારે ગુંચવાતું ગયું, તેથી સત્સંગમાં કેટલીક અંતરાય પડવા લાગ્યો. કેટલાક દિવસથી તેની આવી ચર્યા માલમ પડવાથી તેને, તે સંત પુરુષે કહ્યું, “હે વણિક્! તારું મ્હોં ઉદાસ કેમ માલમ પડે છે? શું તું હજુ સૂધી તારાં બૈરાં છોકરાંમાં જ લપટાઈ રહ્યો છે કે? હવે તારી વૃદ્ધાવસ્થા થવા આવી તોએ તું કેમ ચેતતો નથી?” એ સાંભળી વણિક્ બોલ્યો, “મહારાજ! શું કરું? છોકરાં નાહાનાં છે, જાતે નિર્ધન છું, આખો દહાડો ટાંટિયા તોડ કરી સાંજે બે આના લાવું છું તો છોકરાં ખાવા પામે છે; તો પછી ચિંતા તે કેમ ન થાય? હું હમણાં ઘર બાર છોડી દઇને વિરક્ત થઈ જાઉં તો એમને પછી ખાવા કોણ આપવાનું હતું? પાકા ઝાડ તળે જઇને પણ ભૂખે મરે, એવી લાજાળ મારી સ્ત્રી છે, અને છોકરાં સાવ નાહાનાં છે, તો પછી એમની શી દશા? હું ન હોઉં તો પછી તે તો

રવડી રવડીને મરે. માટે ગુરુદેવ! તેથી જ મારું મન આજ કાલ સદા વ્યગ્ર રહે છે." એ સાંભળી સંતે કહ્યું, "શું એ બધાંનું ખાવાનું તું પૂરું કરે છે કે? તેઓ શું પોત પોતાનાં આરબ્ધોને ક્યાંઈ ગીરો મૂકીને આવ્યાં છે? સર્વનો રક્ષક તે જ નિયંતા છે, અને તે જ સૌને પૂરું પાડે છે. તને જો આ વચન અસત્ય લાગતું હોય તો તું એક કામ કર. મારાં વચનની પરીક્ષા જોવા માટે, તે બંધાઓને મૂકીને તું માત્ર એક મહિનો દહાડો જ બહાર–કંઈ ગામગમાતરે જા, અને એક મહિનો વીત્યા પછી આવીને જોજે કે, તેઓની શી દશા થઇ છે?" એ સાંભળીને તે પોતાને ઘેર ગયો. બીજે દિવસે સવારમાં બૈરી છોકરાંને કહ્યું કે, "આ ગામમાં હવે કોથળામાં કંઇ પેદાશ થતી નથી, કારણ કે, ફેરીઆ ઘણા થઈ ગયા છે. વળી તેઓ એક બીજાનો ધંધો તોડવા માટે બહુ સોંઘે ભાવે વકરો કરે છે; માટે મારો વિચાર છે કે, કોઇ બીજા ગામમાં જઇને હું કોથળો કરીશ, અને ત્યાં જો ફાવી ગયો તો પછી ત્યાં નાહાની હાટડી પણ માંડી દેવાશે. એથી આજે હું કોથળો લઇ બહાર ગામ જાઉં છું. તમે ફીકર કરશો નહિ, શ્રીહરિ સહાય કરશે. થોડાક દિવસમાં હું પાછો આવીશ." એમ સ્ત્રી પુત્રને આડું અવળું સમજાવીને તે પરગામ ચાલ્યો ગયો.

મહાત્માએ તે વાણીઆના ગયા પછી, થોડેક દહાડે એક અપરિચિત માણસને નામે કાગળ લખીને તેને ઘેર મોકલાવ્યો. તેમાં એવું લખ્યું હતું કે, "હરિદાસ શેઠ ગામ જતા હતા, ત્યાં રસ્તામાંની ઝાડીમાં તેમને એક વાઘ મળ્યો, તેણે તેમને મારી ખાધા. શું કરીએ, જે પરમેશ્વરને ગમ્યું તે ખરું." આવા સમાચાર મળતાં તેનાં સ્ત્રી છોકરાં બહુ શોકાતુર થયાં, રડ્યાં, કૂટયાં, કાણ મોકાણ મંડાઇ. દશા થયા પછી સૂતક વગેરે કાઢી, જે કંઇ બની શક્યું તે ક્રિયા કર્માંતર પણ કરી દીધું. તેઓની ગરીબ સ્થિતિની તો આખા ગામમાં સૌને ખબર હતી, માટે મોહોલ્લાના તથા ન્યાતના સૌ લોક એકઠા મળ્યા, અને દયા લાવી તેઓએ વિચાર કરવા માંડ્યો કે, વાણીઓ અંતરિયાળ ગુજરી ગયો, ને છોકરાં નાનાં છે, માટે શું ખાશે? આમ કરુણા લાવી, સૌએ મળી, તેઓ માટે આઠ દશ મહિના

ચાલે તેટલો દાણોદૂણી ભરાવી આપ્યો, ને છોકરાંઓને છૂટક છૂટક આનો બબે આના રોજ આપવા કરી, દુકાનોપર નોકરી રાખ્યાં. આમ થવાથી તેઓ હતાં તે કરતાં પણ વધુ સુખી અવસ્થામાં આવી ગયાં ને સુખેથી ખાઇ પીને દહાડા ગુજારવા લાગ્યાં.

મહિના દોઢ મહિના પછી વાણીઓ ગામમાં આવ્યો, ને મન્દિરમાં જઇ, પ્રથમ ગુરુને મળ્યો. ગુરુએ તેને કહ્યું કે, "રાત્રે મોડો છાનોમાનો તું તારે ઘેર જજે, ને સઘળી વિગત જોઇ આવજે; હાલમાં અહીં જ બેસ." પછી ગુરુએ છાનામાના એક તેલિયા રાજાને કંઇ આપવું કરી, સમજાવીને તે વાણીઆને ઘેર મોકલ્યો. તેણે જઇ તેની સ્ત્રીને કહ્યું, "બાઇ! તમારો મરી ગયલો ભરતાર આજ રાત્રે અહીં આવશે, તે ભૂત થયો છે, માટે તમારા ધણી જેવું જ બરોબર રૂપ ધરીને અહીં ઘરમાં આવશે, ને કહેશે કે હું તે જ હરિદાસ છું, અને મરી ગયો નથી; છતાં તમે તેને ઘરમાં પેસવા દેશો નહિ, પણ પત્થરા મારીને હાંકી કાઢજો; કારણ કે, એ ભૂત જો ઘરમાં ઘુસી જશે, તો તમો જન્મ પર્યન્ત દુઃખી થશો, ને અનેક ઉપાયે પણ તે નિકળશે નહિ." આમ સમજાવી તે તેલિયો રાજા તો વિદાય થયો ને જ્યારે રાત્રિ પડી, ને સૌ જળ જંપ્યું ત્યારે તે વાણીઓ છાનોમાનો પોતાને ઘેર ગયો અને બારણાં ઠોક્યાં. તેલિયાએ ચેતાવી રાખ્યાં હતાં, માટે છોકરાં ચમકી ઉઠ્યાં ને ધડાધડ તેને પત્થર મારવા લાગ્યાં. વાણીઆએ કહ્યું. "અલ્યા ભાઇ મોહન! અલ્યા રમણ! કેમ બારણાં ઉઘાડતા નથી? અલી! (સ્ત્રીને કહે છે) કેમ સાંભળતી નથી? ઉઘાડ, હું ક્યારનો ખોટી થાઉં છું." એ સાંભળીને, તો છોકરાં બારીમાંથી વધારે વધારે પત્થર મારવા મંડ્યાં ને કહેવા લાગ્યાં કે, "ઓ બા! ઓ જી! પેલો ભૂત આવ્યો છે, બારણાં ઉઘાડીશ નહિ." સ્ત્રીએ પણ બારીએ આવી કહ્યું, "મારા રોયા પ્રેત! શા માટે છોકરાંને ડરાવવાને અહીં આવ્યો છે? જા તારું કાળું કર. થુઃ તારી આંખમાં રાઇ ને મીઠું. હે અંબા! મારી મા! તમારું રખવાળું છે, તું આ પીટયા ભૂતના દાંત પાડજે." એ સાંભળી તે બોલ્યો, "અરે! હું મરી ગયો નથી, જીવતો છું; હું તો ગામથી આજે જ ઘેર આવું છું, માટે બારણાં ઉઘાડો. મને દુઃખી શા માટે

કરો છો? તમે મારું કહ્યું સાંભળતાં નથી, ને ભ્રમણામાં પડ્યાં છો, પણ પછી મારા વગર દુઃખી થશો." એટલે તો તેની સ્ત્રી ગુસ્સો કરીને બોલી, "જા મારા પીટયા! તું જીવતો હતો તે કરતાં તો હમણાં અમે બહુ સુખી છીએ. તારા જીવતા છતાં ખાવાનું પણ તાણ્યુંતોણ્યું મળતું હતું ને આજે તો અમે પેટ ભરીને ખાઈએ પીએ છીએ. માટે જા, અહીંથી જલદી જા, નહિ તો પત્થરા મારીને માથું ભાંગી નાંખીશું. આ તો તું મરી ગયલો છે, પણ કદાચ જીવતો હોત તોપણ હવે અમારે તારું કંઈ કામ નથી." વાણીઆએ વિચાર કીધો કે, "અરે! આ કેમ થયું હશે? ગમે તેમ હોય, પણ તેઓ સુખી તો દીસે છે, માટે લાવની, પૂછી જોઉં; જો તેઓ એકલાં રહેવા ખુશી હોય તો મારે માથેથી જંજાળ ઉતરી." પછી તે બોલ્યો, "અલી! હું તો જીવતો જ છું, પણ તમારે મારા વગર રહેવાની ખુશી છે? તમે એકલાં રહી શકશો?" સ્ત્રીએ કહ્યું, "હા, હા, જા, મુવા પ્રેત! ભૂત થઈને અમને ફોસલાવવા આવ્યો છેઃ જા અહીંથી. ખબરદાર જો અહીં ફરીથી આવ્યો છે તો, અમોને તારું કશું કામ નથી." આવાં વેણ સાંભળીને તે તુરત ત્યાંથી પાછો વળ્યો, ને ગુરુ આગળ આવી સર્વ વૃત્તાંત નિવેદન કીધો. ગુરુએ કહ્યું, "જોયું? તું કહેતો હતો કે, તેનું પોષણ મારા વગર કોણ કરશે? પણ હવે ખબર પડી. કોણ કોનું પોષણ કરે છે? સર્વ કર્ત્તાહર્ત્તા શ્રીહરિ જ છે, માટે હવે સઘળી લલુતા મૂકી દે અને પ્રભુચરણમાં ચિત્ત લગાડ."

આ સર્વ બનાવથી વાણીઆને ખરેખરો ચટકો લાગ્યો અને તુરત ક્ષણભંગુર સંસારની માયાપરથી મન ઉતારી દઈ, ગુરુ ઉપદેશને અનુસરીને જીવન્મુક્તનું સુખ અનુભવવા લાગ્યો. એક વખતે તેને નાનક ગુરુનું કહેલું વચન યાદ આવ્યું કેઃ—

જીવિતકો વ્યવહાર, જગતમેં, જીવિતકો વ્યવહાર. ટેક.
માતપિતા ભાઇ સૂત બાંધવ, અરુ નિજ ઘરકી નાર. જી૦
તનસેં પ્રાણ હોત જબ ન્યારે, ટેરત પ્રેત પોકાર.. જી૦
આધ ઘડી કોઇ નવ રાખે, ઘરતેં દેત નિકાર. જી૦
મૃગતૃષ્ણા જ્યોં યે જગ રચના, દેખો હ્દેદે બિચાર. જી૦
જન નાનક યે મત સંતનકો, પાંખ્યો તોહે પોકાર. જી૦

વળી તેણે કહ્યું કે;—

જુઠી દેખી પ્રીત, જગતમે, જુઠી દેખી પ્રીત. ટેક.
અપને સુખકું સબ જગ રોવે, ક્યા દારા ક્યા મીત. જ૦
મેરો મેરો સબહી કહતહૈ, હેતસેં બાંધૈ ચીત. જ૦
અંતકાળ કોઇ સંગ ન ચાલે, યહિ અચરજ હૈ રીત. જ૦
મન મુરખ જીન અજહુ ન સમજત, સુખ દેહારે નીત. જ૦
નાનક ભવજલ પાર પરો જબ, ગાઓ હરીકે ગીત. જ૦





# સપ્તદશ બિન્દુ.

## સત્ય સત્સંગ.



स्थूलादिसम्बन्धवतोऽभिमानिनः सुखं च दुःखं च शुभाशुभे च
विध्वस्तबंधस्य सदात्मनो मुनेः कुतः शुभं वाप्यशुभं फलं वा ॥

અર્થ–સ્થૂલ શરીરના સંબંધવાળા પુરુષને અભિમાનને લીધે સુખ દુઃખ, શુભ અશુભ થાય છે, પણ જેણે અભિમાનનો નાશ કર્યો હોય છે એવા (બ્રહ્મસ્વ.પ) મુનિને શુભાશુભ ફળ થવું સંભવિત જ નથી.



શિષ્ય–હે ગુરુજી! આપ વારંવાર સત્સંગની બહુ પ્રશંસા કરો છો, માટે અને મને એ વિષે બહુ આશ્ચર્ય થાય છે કે, સત્સંગમાં તે એવડું બધું શું સમાયલું છે? ખરો સત્સંગ કયો કેહેવાય? અને તેથી શું ફળ થાય છે? તે કૃપા કરી જણાવશો.

ગુરુ–અહો વત્સ! સત્સંગની પ્રશંસા? અરે! સત્સંગના તે હું શા શા ગુણ ગાઉં. તેની પ્રશંસા કરવાને કોણ સમર્થ છે? પ્રભુપરાયણ સત્યશીળ પરોપકારી મહાત્મા પુરુષોનો સંગ કરવો તેને સત્સંગ કહે છે. એવો સત્સંગ જો એક ક્ષણવાર થાય તોપણ તેનું અનંત ફળ મળે છે. એક ભક્તે કહ્યું છે કે, "સત્સંગ સબનકો સાર" તે સત્ય છે. સત્સંગ, હરિને પ્રસન્ન કરવાનું પ્રથમ સાધન છે, તેનાથી બ્રહ્મ પ્રાપ્તિનો માર્ગ મળે છે, બ્રહ્મ પણ મળે છે, એવા સત્સંગનું વર્ણન કરવા કહે કોણ સમર્થ છે? એના માહાત્મ્યનું વર્ણન ક્યાંસુધી કરીએ? સરસ્વતી પણ સત્ય-

સંગનું માહાત્મ્ય વર્ણવવાને અશક્ત છે, તો મનુષ્ય કોણ ગણત્રીમાં? સત્સંગના માહાત્મ્ય ઉપર એક પુરાતન ઇતિહાસ છે, તે હું તને કહી સંભળાવું છું.

પૂર્વે વિજયકુલમાં ઉત્પન્ન થયેલા પ્રતાપી ગાધિ રાજાને વિશ્વામિત્ર નામે મહા પરાક્રમી પુત્ર હતો. વિશ્વામિત્ર યુવરાજ હોવાથી ગાધિ રાજાએ, પોતાની વૃદ્ધ અવસ્થા થતાં તેને રાજ્યપદાભિષેક કીધો, ત્યારથી તે પોતાની પ્રજાને પૂર્ણ ન્યાયીપણે અને પુત્રની પેરે પાળતો હતો. પોતે અતિ વીર્યવાન્ અને ધનુર્વિદ્યામાં કુશળ હોવાથી થોડા કાળમાં ઘણાક રાજાઓને જિતીને તેણે પોતાના રાજ્યને મોટા વિસ્તારવાળું બનાવી દીધું હતું. એક વખતે કોઇક પ્રસંગને લઇને તેના મનમાં એમ નિશ્ચય થયો હતો કે, રાજા જો કે મોટો ચક્રવર્તી હોય, પણ તેનું રાજ્ય (ક્ષત્રિય) બળ, બ્રહ્મબળ (બ્રાહ્મણના બ્રહ્મતેજ–પરાક્રમ) આગળ નિસ્તેજ છે. આ વાત તેના મનમાં એવી ઘર કરી રહી હતી કે, તે દિવસ અને રાત્રિ બ્રહ્મત્વ અને બ્રહ્મત્વ ઝંખ્યા કરતો હતો. "અરે! બ્રાહ્મણ એ કેવું પરમ દૈવત છે? અહો! બ્રહ્મત્વનો પ્રતાપ કેટલો બધો છે? એ મને ક્યારે પ્રાપ્ત થશે?" તે જેમ જાગ્રદવસ્થામાં ઝંખ્યા કરતો હતો, તેમ સ્વપ્નામાં પણ હંમેશાં ઝંખ્યા કરતો હતો. છેવટે તેણે રાજ્યપદ છોડી, બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવાનો વિચાર કીધો. તત્ક્ષણે, પુત્ર, પુરોહિત વગેરેને રાજ્યનો કાર્યભાર સોંપી તથા ઘણી જ કાળજી સાથે પોતાની જ રૂઢિ પ્રમાણે રાજ્ય ચલાવવાની તથા પ્રજાને સારી રીતે રંજન રાખવાની શિખામણ દઇને પોતે વનમાં ચાલી નીકળ્યો. ત્યાં અનેક પ્રકારનાં મહા તીવ્ર વ્રતો આચરવા માંડ્યાં. કોઇ સમયે નિરાહાર, તો કોઈ સમયે માત્ર જળ કે વાયુનું જ ભક્ષણ કરીને રહેવા માંડ્યું; અને તેવી બીજી ઘણી કઠિન પ્રતિજ્ઞાઓથી તે રાજા તપ કરવા લાગ્યો. આવી રીતે મહા ઉગ્ર તપ કરતાં વિશ્વામિત્રને થોડાં ને ઘણાં સાઠ હજાર વર્ષ વીતિ ગયાં, છતાં એ બ્રહ્મત્વાભિલાષી રાજવીર પુરુષ તપથી પાછો હઠ્યો નહિ. તેના તપના પ્રભાવથી આખું બ્રહ્માંડ વિહ્વલ થઈ ડોલવા માંડ્યું. ત્યારે બ્રહ્મદેવ તથા ઇન્દ્ર આદિ સર્વ દેવતાઓ, વિશ્વામિત્રની આગળ ગયા અને તપમાંથી તેમને ઉઠા-

ડીને કહેવા લાગ્યા કે, "હે મહા તપસ્વી વિશ્વામિત્ર! તમને ધન્ય છે. તમારા જેવું તપ કરનાર ત્રૈલોકયમાં પણ કોઇ નથી. તમારા તપથી અમે બહુ પ્રસન્ન થયા છીએ, માટે હવે તપશ્ચર્યા સમાપ્ત કરીને કહો કે, "હે દેવો! જો તમે સર્વ પ્રસન્ન થયા હો તો તો મારી બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા પૂર્ણ કરો." "અસ્તુ! તમને બ્રહ્મત્વ પ્રાપ્ત થાઓ. અમો તો તમને બ્રહ્મર્ષિ કહીએ છીએ. કારણ કે, તમારા તપના પ્રભાવથી તમે બ્રહ્મત્વને યોગ્ય થઇ ચૂકયા છો; પણ વસિષ્ઠાદિ મહાન્ બ્રહ્મર્ષિઓ તમોને પોતાના વર્ગમાં ગણે એવો યત્ન કરો એટલે આપની મનકામના સર્વ પ્રકારે પૂર્ણ થશે." આટલું કહીને દેવતાઓ અંતર્ધાન થયા. પછી વિશ્વામિત્રજી તપ સમાપ્ત કરીને વસિષ્ઠ ઋષિ પોતાને બ્રહ્મર્ષિ કહે, એવો પ્રયત્ન કરવા માટે ત્યાંથી ચાલી નિકળ્યા.

ઇક્ષ્વાકુવંશના રાજાઓની આગળ વસિષ્ઠ ઋષિ પુરોહિતપણું કરતા હતા; માટે વારંવાર અયોધ્યા પુરીમાં રાજસભાને વિષે તેમનું બેસવું થતું હતું. બીજા પણ ઘણાક મહર્ષિઓ નિરંતર તેમની જોડે તે સભામાં હાજર જ રહેતા હતા; તેથી એ રાજસભા સાક્ષાત્ બ્રહ્મસભા સમાન જ હતી. વિશ્વામિત્રજી પોતાને બ્રાહ્મણ મનાવવાને વસિષ્ઠમુનિ પાસે એ સભામાં ગયા, વિશ્વામિત્ર તપ કરીને બ્રાહ્મણપણાંને યોગ્ય થયા હતા, છતાં, ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થવાથી જાતિ સ્વભાવને લીધે ધનુષ, ભાથા, ખડ્ગ ઈત્યાદિ આયુધો ધારણ કરીને સભામાં દાખલ થતાં જ સર્વ મંત્રીઓ તથા ઋષિઓ ઉભા થયા અને મોટા આવકાર સાથે તેમને ઉત્તમ આસનપર બેસાડ્યા, અને પછી સહુ બેઠા. પરંતુ વસિષ્ઠ ઋષિ, કે જે પરમ સત્યવક્તા હોવાથી જેવું જોતા તેવું જ કહેતા હતા, તે, વિશ્વામિત્ર આવતાં ઉભા તો ન જ થયા, પરંતુ ઉલટા, "આવો વિશ્વામિત્ર રાજર્ષિ!" એમ મર્મ વાણીથી તેને આવકાર દીધો. આ સાંભળી સર્વ સભા સાંભળતાં પોતાને રાજર્ષિ કહ્યા એટલા માટે, વિશ્વામિત્ર તુરત તો કાંઈ બોલ્યા નહિ, પણ તે જ સમયથી તેમના મનમાં વૈર વ્યાપ્યું કે, "અરે! બ્રહ્માદિ સર્વ દેવતાઓએ મને બ્રહ્મર્ષિ કહ્યો, છતાં, આ વસિષ્ઠ શા માટે મને બ્રહ્મર્ષિ કહેતા નથી? નિઃશંક એ મારો દ્વેષ કરે છે, માટે લાવ એને સંતાપું

કરું." આવો વિચાર કરીને સૌદાસ નામના એક રાજાને, કોઈ ઋષિના શાપથી રાક્ષસપણું પ્રાપ્ત થયું હતું, તેની પાસે, વસિષ્ઠ ઋષિના એક પુત્રનો ભક્ષ કરાવ્યો. બીજે દિવસે વિશ્વામિત્ર સભામાં ગયા, ત્યારે પણ પૂર્વની પેઠે જ, "આવો રાજર્ષિ!" કહીને વસિષ્ઠ ઋષિએ તેમને બોલાવ્યા એટલે તેણે ક્રોધાવિષ્ટ થઈને પુનઃ વસિષ્ઠ ઋષિના બીજા પુત્રનો નાશ કરાવ્યો. પુનઃ તે સભામાં ગયા, તો પણ વસિષ્ઠે તેમને રાજર્ષિ જ કહ્યા. આથી તે બહુ જ ચીડાઈ ગયા, અને પ્રતિ દિવસે, પોતાને વસિષ્ઠ, બ્રહ્મર્ષિ ન કહેતાં રાજર્ષિ કહે છે, એ વચન સાંભળી, તેમણે વસિષ્ઠના સોએ પુત્રોનો અનુક્રમે નાશ કરાવી નાંખ્યો..આટલું છતાં, પરમ સત્વગુણી વસિષ્ઠજીને કંઈ માઠું લાગ્યું નહિ, અને તેઓ જાણતા હતા કે, આ કામ વિશ્વામિત્રનું છે, તથાપિ પોતાનામાં વિશુદ્ધ બ્રહ્મ ભાવના હતી, તેથી એમ માનતા હતા કે, મારા પુત્રોનું એ નિમિત્તે જ મૃત્યુ થવાનું હશે, તેમાં કોનો દોષ ગણવો? પુનઃ વિશ્વામિત્ર, "હવે તો મને વસિષ્ઠ મુનિ હારીને બ્રહ્મર્ષિ કહેશે જ," એમ ધારીને સભામાં ગયા ત્યારે પણ સત્ય વક્તા વસિષ્ઠ મુનિ તો હતા તેના તે જ રહ્યા. તેમણે તો વિશ્વામિત્રને રાજર્ષિ કહીને જ બોલાવ્યા; કારણ કે, હથીઆર ધારણ કરવાં વગેરે રજોગુણી રાજાનાં લક્ષણો જ્યાંસૂધી વિશ્વામિત્રમાં જોવામાં આવ્યાં ત્યાંસૂધી વસિષ્ઠ મુનિ તેમને બ્રહ્મર્ષિ કેમ જ કહે? આ વેળા તો વિશ્વામિત્રને અત્યંત ક્રોધ વ્યાપ્યો, ને આખરે તેમણે વસિષ્ઠ મુનિનો ઘાત કરવાનું મનમાં ધાર્યું. પછી એક સમયે મધ્ય રાત્રે તે છાનામાના વસિષ્ઠ મુનિના આશ્રમ પ્રત્યે ગયા અને આશ્રમની પાછળ છૂપાઈને વસિષ્ઠ મુનિ નિદ્રાવશ થાય તેની વાટ જોતા ઉભા રહ્યા. રાત્રે ચાંદની પૂર્ણ શોભાથી ખીલી છે, ચંદ્રમા માથા પર આવેલો છે, અને આકાશ વાદળાં વગરનું હોવાથી સર્વત્ર સરખો પ્રકાશ પડી રહ્યો છે, તે જોઈ અરુંધતીએ વસિષ્ઠ ઋષિને કહ્યું, "સ્વામીનાથ! અહા! જુઓની આજે રાત્રિ કેવી શોભી રહી છે? ચંદ્રનો પ્રકાશ કેવો નિર્મળ દીસે છે? ત્યારે શું આવા નિર્મળ અને પૂર્ણ તપવાળા કોઈ મહર્ષિ હશે! કે જેમનું પવિત્ર ને દીર્ઘ તપ આવું પ્રકાશી રહ્યું હોય?" આવું સાંભળીને વસિષ્ઠ મુનિ બોલ્યા કે, "અહો! આવું-

પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્મળ-તપ તે બીજા કોનું હોય? એવા ઉગ્ર તપસ્વી ઋષિ તો આપણામાં એક માત્ર વિશ્વામિત્ર જ છે. એમના સમાન આ કાળમાં અન્ય કોઈ તપસ્વી નથી."

સ્ત્રી પુરુષની પરસ્પર આવી વાતચિત સાંભળી, વિશ્વામિત્ર, કે જે વસિષ્ઠનો પ્રાણઘાત કરવાને શસ્ત્ર ધારણ કરીને આશ્રમ પછવાડે છાનામાના ઉભા હતા, તેમને અત્યંત પરિતાપ ઉત્પન્ન થયો. તે વિચાર કરવા લાગ્યા કે, "અરે રે! હું કેવો પાપી અને મૂઢ છું કે, જેઓ નિષ્પક્ષપાતથી પરોક્ષપણે મારી પ્રશંસા-સ્તુતિ કરી રહ્યા છે તેવા વસિષ્ઠ મુનિનો હું નાશ કરવા ઇચ્છું છું. અરર! ધિક્કાર છે મને. હું બ્રહ્મહત્યાના વજ્ર સમાન પાપમાંથી કેમ કરીને છુટત? તામસી પ્રકૃતિને વશ થઇ, આ પ્રતાપી બ્રાહ્મણનો સહસા મેં ઘાત કીધો હોત તો પછી મારી શી દશા થાત? મારાં સર્વ તપનો નાશ થઇ, હું ઘોર નરક કુંડમાં પડત. અરેરે! હું પોતાને પરાણે બ્રહ્મર્ષિ કહેવરાવવાને મથું છું, તે કંઇ જ નહિ, પણ મારું મિથ્યાભિમાન જ છે. ખરા બ્રહ્મર્ષિ તો આ વસિષ્ઠ જ, કે જેમના સો સો પુત્રોનો નાશ કરીને મેં તેમને અપુત્ર કરી નાંખ્યા છે, તેટલું છતાં, મારી પછવાડે તે આ પ્રમાણે પ્રશંસા કરે છે, એવો જેમનામાં સત્વગુણી સ્વભાવ છે. ધન્ય છે એમને અને એમનાં બ્રહ્મત્વને" એમ કહી તુરત પોતાનાં હથીઆરને ત્યાં જ ફેંકી દેઈ, દોડ્યા દોડ્યા આશ્રમમાં ગયા ને તુરત વસિષ્ઠને દંડવન્નમસ્કાર કરીને તેમનાં ચરણ પકડી લીધાં. તે જોઈ આશ્ચર્ય પામીને વસિષ્ઠે કહ્યું, "અહો બ્રહ્મર્ષિવર* વિશ્વામિત્ર! આ સમયે તમો ક્યાંથી પધાર્યા?" એ પ્રમાણે વસિષ્ઠના મુખમાંથી બ્રહ્મર્ષિ એવો શબ્દ સાંભળી, પોતાની બ્રહ્મત્વપદની પ્રાપ્તિની અપેક્ષા પૂરી થઇ જાણી, આનંદથી ગદ્ગદિત થઇ, વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યું, "મહારાજ! આ સમયે હું આપના દર્શનાર્થે અત્રે આવ્યો છું. આટલા દિવસ હું રાજર્ષિ હતો, ને આજે હું બ્રહ્મર્ષિ કેમ કરીને થયો? તે કૃપા કરી જણાવશો." વસિષ્ઠે કહ્યું, "હે મુનીંદ્ર! બ્રહ્મર્ષિપણાને યોગ્ય થવા માટે બ્રહ્મર્ષિના સત્વગુણ, સત્ય, શીલતા, નિરભિમાનત્વ વગેરે બ્રાહ્મણ ગુણોનો આ વખતે તમારામાં પ્રવેશ

* બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ.

થયો છે અને તમારામાંથી શસ્ત્રધારણ કરવાં, ક્રોધ અને રાજસી સ્વભાવ વગેરેનો સમૂળો વિનાશ થયો છે, માટે તમો બ્રહ્મર્ષિ છો. તમે મહા પવિત્ર અને તપઃપ્રભાવથી સાક્ષાત્ બ્રહ્મદેવ સમાન છો, પરંતુ તમે જ્યાંસૂધી રજોગુણને અનુસરતા હતા, ત્યાંસૂધી હું તમને બ્રહ્મર્ષિ કેમ કહી શકું? પણ હવે તમારી આવી નિર્મળ સ્થિતિ હોવાથી તમો બ્રહ્મર્ષિ જ છો." આથી વિશ્વામિત્રે પોતાને કૃતાર્થ માન્યા, અને હર્ષયુક્ત થઈને પોતાને આશ્રમે ગયા. આ સમયથી તેમનું પરસ્પર ગાઢું સખ્ય થયું, અને એક બીજાને તેઓ અત્યંત ચહાવા લાગ્યા.

પછી કોઇ સમયે વસિષ્ઠ મુનિ વિશ્વામિત્રને ત્યાં જઇ ચઢ્યા; ત્યારે વિશ્વામિત્રે ઘણા આદર સત્કારપૂર્વક તેમનું આતિથ્ય કર્યું, નાના પ્રકારનાં પુષ્પ, વનફળ વગેરેથી તેમની યોગ્ય પૂજા કરીને તેમને ભોજન કરાવ્યું. પછી દક્ષિણા આપવી જોઇએ તેમાં પોતાના એક સહસ્ર વર્ષના તપનું ફળ, સંકલ્પ કરીને અર્પણ કર્યું. તે લઈ, વસિષ્ઠ મુનિ પોતાને આશ્રમે ગયા. તે પછી કોઈ સમયે વિશ્વામિત્ર ઋષિ વસિષ્ઠને ત્યાં જઇ ચઢ્યા, ત્યારે તેમણે પણ તેમની આદર સહિત પૂજા કરીને જમાડ્યા અને દક્ષિણા આપતી વખતે માત્ર એક ઘડીના સત્સંગનું ફળ અર્પણ કીધું. એ જોઇ વિશ્વામિત્રને ક્રોધ ચઢ્યો કે, "અરે! વસિષ્ઠ શું મારી મશ્કરી કરે છે કે એમણે આમ એક હજાર વર્ષના તપ સમાન એમનો એક ઘડીનો સત્સંગ ગણ્યો?" આવા અજ્ઞાત ભાવથી તેમનું મ્હોં ચઢેલું જોઇને વસિષ્ઠે કહ્યું કે, "વિશ્વામિત્રજી! તમારા મનમાં ખેદ થયો તેથી કંઇ ક્રોધ ચઢ્યો હોય એમ મને ભાસે છે, પણ તેમાં તમારે ક્રોધ કરવા જેવું નથી. સત્સંગની યોગ્યતા તથા માહાત્મ્ય તમારા જાણવામાં નથી? શું એ વિષે તમારા મનમાં શંકા હોય તો ચાલો આપણે કોઈ મહાન્ પુરુષ પાસે ન્યાય કરાવીએ." એમ કહી, વસિષ્ઠ તથા વિશ્વામિત્ર બંને મળી, સત્ય લોકમાં બ્રહ્મા પાસે ન્યાય કરાવવા માટે ગયા. બ્રહ્માએ સર્વ વાતનો મર્મ જાણી લઈને વિચાર કીધો કે, "આ બંને બ્રાહ્મણો સરખા પરાક્રમી છે, તેઓના તપનો પ્રભાવ અત્યંત છે, માટે હું તેઓને જે ઉત્તર દઇશ તે જો કે યથાર્થ દઇશ

છતાં તે કંઇ બંનેના લાભમાં તો ઉતરવાનું નથી જ. માટે જરૂર એમાંથી એકાદો મારાપર ક્રોધે ભરાશે ને વખતે શાપ દેશે તો તે ભોગવતાં કષ્ટ વેઠવું પડશે; માટે લાવને પરભારી પીડા કાઢું." એમ વિચારી તેમણે કહ્યું કે, "હે ઋષિઓ! આ તમારો પ્રશ્ન ઘણો ગૂઢ છે, તેથી તેનો સત્વશીળ પુરુષથી જ માત્ર ખુલાસો થઇ શકશે અને હું તો રજોગુણી છું, માટે તમે ભગવાન્ વિષ્ણુ પાસે પધારો." બન્ને ઋષિઓ તુરત ત્યાંથી વૈકુંઠમાં ગયા તો ત્યાં વિષ્ણુએ પણ એમ જ વિચારીને જવાબ આપ્યો કે, "મુનિવરો! એ તો નિરંતર સમાધિસ્થ રહેનારા અને એકાગ્ર ચિત્તવાળા પુરુષનું કામ છે, માટે તમે દૃઢ ધ્યાની શિવજી પાસે જાઓ; તે તમારી તુલના કરશે." એ સાંભળી ઋષિઓ કૈલાસ પ્રત્યે ગયા. ત્યાં શિવજી સમાધિમાં બેસવાને તયાર થઇ રહ્યા હતા. માત્ર સમાધિ કાળ આવવાને ચાર કિંવા પાંચ ક્ષણ બાકી હતા તેથી તેમણે કહ્યું કે, "મારે તો હવે સમાધિનો વખત નજીક આવ્યો છે તેથી મારાથી ઉત્તર દેવું બની શકશે નહિ; માટે તમે અનંતની પાસે જાઓ." મુનિઓ ત્યાંથી અનંત પાસે ગયા. પોતાની પાસે મુનિઓને આવેલા જોઈને અનંત બહુ પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે, "અહો! આજે બહુ કૃપા કરી કે, મુનીશ્વરો મારે ત્યાં પધાર્યા, આજે મને કૃતાર્થ કર્યો, માટે કહો, શી આજ્ઞા છે?" એ સાંભળી ઋષિઓએ પોતાનો વાદ નિવેદન કીધો, અને કહ્યું કે, "બ્રહ્મદેવની પાસેથી ફરતા ફરતા છેક શિવજી પાસે આવ્યા, ત્યારે તેમણે તમારી પાસે અમને મોકલ્યા છે; માટે આપ અમારો ખુલાસો કરો કે એક હજાર વર્ષના તપનું ફળ વધારે? કે એક ઘટિકાના સત્સંગનું ફળ વધારે?"

એ સાંભળી અનંતે (શેષે) વિચાર કરીને કહ્યું, "હે વિશ્વામિત્ર! મને આ પૃથ્વીનો ભાર બહુ લાગે છે, તેને લીધે મારું ચિત્ત બહુ આકુળવ્યાકુળ થાય છે, માટે મારા માથાપરથી તેને જરાક વાર ઉઠાવી લ્યો તો હું નિરાંતે તમારા વાદનો ન્યાય કરું." "મહારાજ! અમારી કંઇ એટલી બધી શક્તિ હોય?" એમ વિશ્વામિત્રે કહ્યું. "ત્યારે માથાપર ન લ્યો તો તમારા એક હજાર વર્ષના તપના પ્રભાવથી

મારે માથેથી જ માત્ર એક વેંતભર પૃથ્વીને ઉંચી કરોની કે થયું." આમ શેષ બોલ્યા ત્યારે વિશ્વામિત્રે તુરત હાથમાં જળ લઇને કહ્યું કે, "હે ધરા! મારા એક હજાર વર્ષ પર્યન્તના તપનું ફળ તને આપું છું, તે તપોબળના પ્રતાપે તું એક વેંતભર અદ્ધર થા." પણ પૃથ્વી જરાએ હાલી સુદ્ધાં નહિ. ત્યારે શેષે વસિષ્ઠને કહ્યું કે, "તમે એને અદ્ધર કરો." તુરત વસિષ્ઠે જળ લઇને કહ્યું, "હે પૃથ્વીદેવિ! માત્ર એક ઘડી પર્યન્તના સત્સંગનું ફળ તને દઉં છું, તું ઊંચી થા, કે જેથી અમારી વાતનો નિર્ણય થાય." તત્ક્ષણે આશ્ચર્ય હવું. પૃથ્વી શેષના માથાપરથી ધમધમાટ કરતી ઊંચી થઇ, ને શેષ બહુ રાજી થયા. પછી વિશ્વામિત્ર તેમને કહેવા લાગ્યા કે, "હે સંકર્ષણ! હવે શીઘ્રતાથી અમને ઉત્તર કહો, ત્યારે શેષ ખડખડાટ હસીને બોલ્યા, "ઋષિવર! ઉત્તર ક્યારનોએ અપાઇ ગયો." વિના બોલ્યે તમારા પ્રશ્નનો ખુલાસો આપ મેળે જ થઈ ચુક્યો છે." આ સાંભળીને વિશ્વામિત્ર તુરત સમજી ગયા તેથી તે જરાક લજવાઈ ગયા, પણ પોતાની સમક્ષ જ જેવો જોઈએ તેવો નિષ્પક્ષપાત ઉત્તર મળ્યો તેથી કંઇ ક્રોધ ન કરતાં શેષની આજ્ઞા લઇ, વસિષ્ઠની સાથે આનંદથી મૃત્યુલોકમાં આવ્યા.

હે શિષ્ય! આ સર્વનું તાત્પર્ય એ છે કે, માત્ર એક ઘડીનો પણ સત્સંગ અતિ દુર્લભ છે. તું જો કે, વિશ્વામિત્રનાં એક હજાર વર્ષનાં તપોબળ કરતાં પણ વસિષ્ઠનો એક ઘડીનો સત્સંગ પ્રબળ થયો, માટે સત્સંગ સર્વ મનુષ્યને સર્વદા કર્તવ્ય છે.





# અષ્ટાદશ બિન્દુ.

## સત્સંગનું ફળ.

अघौघं प्राचीनं विघटयति पुण्यं प्रथयति
प्रसूते सद्बुद्धिं नवनवकलां पल्लवयति ॥
हरत्यज्ञानान्ध्यं दिशति परमानन्दपदवीं
सतां सङ्गः कल्पद्रुम इव न किं किं वितनुते ॥

અર્થ—સત્પુરુષોનો સંગ કલ્પ વૃક્ષના જેવો છે, તે શું શું કરતો નથી ? તે, પાપના પુરાણા પુંજનો નાશ કરે છે, સદ્બુદ્ધિ આપે છે; નવનવી કલીઓને વિસ્તારે છે, અજ્ઞાનરૂપી અંધારાંને દૂર કરે છે અને પરમાનંદની પદવી આપે છે.





વળી હે વત્સ ! પૂર્વે તેં મને પૂછ્યું હતું કે, “સત્સંગનું ફળ શું ? અને તે કેવી રીતે મળે છે ? તે તો સાંભળ.”

એક રાજનગરમાં કોઈ મહાવિચક્ષણ અને બહાદૂર ચોર રહેતો હતો. તેણે પોતાની આખી ઉમરમાં ઘણીક મોટી મોટી ચોરીઓ કરીને ઘણું દ્રવ્ય મેળવ્યું હતુ. તે સર્વ વાતે નિપુણ હોવાથી જાણતો હતો કે, શાસ્ત્ર પુરાણ ઇત્યાદિનું શ્રવણ કરવાથી મનુષ્ય નિશ્ચે સત્વગુણી અને ઉત્તમ પુણ્ય કર્મ કરનારો થાય છે; માટે આપણે ચોર લોકને એવા સત્વગુણી અને ડરકુ થવું પાલવે તેમ નથી અને વિચાર કરીને પુણ્યકર્મ કરનારા થવું પણ કેમ પાલવે ? એમ ધારીને પોતાના છોકરાઓને તેવા થતા અટકાવવા માટે તે બહુ કાળજી રાખતો જણાતો હતો. કેમ કે, તેની એવી ધારણા હતી કે, એવા વિચારવંત થવાથી ચોરી કિંવા લૂટફાટ કરશે નહિ તો ધંધા વગર ભૂખે મરી જશે, અને મારું નામ ડૂબાવશે. આવા વિચારથી ઘેરાયલો તે ચોર

મરવા પડ્યો. એ વેળાએ તે સૌ દીકરા તેની આજુ બા બેઠા; અને તેની પાસે દાટેલી થાપણ વગેરેની ખબ જે જયાં હતું તે સઘળું પોતાના વારસાનું ધનમાલ હવાલે કર્યું, છતાં તેનો જીવ કેમે જાય નહિ. ડોસાના અ. જોઇ દીકરાઓ આતુર થઈને તેને પૂછવા લાગ્યા કે, "કાકા તમારો જીવ કેમ પીડાય છે? શી વાતમાં તમારું અટકી રહ્યું છે? હવે તમારા જીવની મુક્તિ કરો." ત્યારે બાપે ડચકિયાં ખાતાં ખાતાં ધીરેથી કહ્યું, "ભાઈઓ રે! તમે મારું કહ્યું માનો તો તમને કહું." તે સાંભળી મોટા છોકરાએ વચન આપી કહ્યું કે, "જાઓ, અમારું વેણુ છે, જે તમે કહેશો તે પ્રમાણે અમે તમારી પાછળ કરીશું." એ સાંભળી ડોસાએ કહ્યું, "મારી પછવાડે દાડો પાણી તો તમારી સંપત પ્રમાણે કરજો, પણ મારે તો કહેવાનું એટલું જ છે કે, તમારે કોઈએ, કોઇ દિવસ કથા કિંવા પુરાણ સાંભળવું નહિ, તેમ જ કોઇ સંત પુરુષની પાસે બેસવું પણ નહિ. અમારા ઘરડા અમને જે ફરમાવી ગયા છે, તે પ્રમાણે તમારે ચાલવું." એટલું કહી ડોસાએ પ્રાણ તજ્યા.

પછવાડે છોકરાઓ તેમના બાપના કહ્યા પ્રમાણે જ વર્તવા લાગ્યા. કોઈ ઠેકાણે કથા કીર્તન થતું હોય તો ત્યાંથી આડે માર્ગે ચાલ્યા જાય. બેઠા હોય ત્યાં કદાચ કોઈ સંત પુરુષ આવ્યો, કે કોઇએ ભગવાનનું નામ દીધું તો તુરત ત્યાંથી ઉઠીને હીંડવા માંડે. આ પ્રમાણે ધૂડ સરખા મૂઢ થઇને તે અજાણ છોકરાઓ વર્ત્યા જતા હતા. એક દિવસે મોટો છોકરો કંઇ કામ સારુ બહાર જતો હતો, ત્યાં માર્ગમાં એક મન્દિર આગળ થઇ નિકળતાં ત્યાં હરિકથા થતી સંભળાઈ. બાપનાં વચનને અનુસરી, તે કથાનો એક શબ્દ પણ ન સાંભળવો જોઈએ, પરન્તુ માર્ગમાંથી ક્યાંઇ આડે અવળે જવાય એવું ન હતું, તેથી તેણે કાનોમાં આંગળીઓ ઘાલી, અવળું મ્હોં કરી ચાલવા માંડયું. ઊંચી આંખ ને નીચા પગ, તેથી માર્ગમાં શું હતું? તે દૃષ્ટિએ પડે તેમ ન હોતું. કર્મસંજોગે

* હલકી વર્ણના કોળી કાઠિયા વગેરે લોકોમાં બાહુધા બાપને કાકાજી પણ કહેવાનો ચાલ છે.

માર્ગમાં એક મોટો બાવળનો કાંટો ઉભો થઇ રહેલો હતો, તે ભચ્ચ દઇને તેના પગમાં પેસી ગયો. હવે કાંટો કાઢ્યા વિના ચલાય કેમ? તેથી ન ચાલતે કાનમાંથી આંગળીઓ કાઢી, કાંટો કાઢવા ઉભો રહ્યો. જલદી જલદી કાંટો કાઢી નાંખ્યો, પણ જેટલી વાર તેને ઉભું રહેવું પડ્યું તેટલી વારમાં તે મંદિરમાં થતી કથામાંથી તેના કાનમાં બે ચાર શબ્દો પેસી ગયા. તેના સાંભળવામાં આવ્યું કે, "દેવને છાંયો હોય નહિ." તેણે કાંટો કાઢી તુરત ચાલવા માંડયું, પણ સાંભળેલી વાત તેના હૃદયમાં ચોંટી રહી.

એક વખતે તે મધ્ય રાત્રે ચોરી કરવા નિકળ્યો. બીજે કોઈ ઠેકાણે લાગ નહિ ફાવવાથી ઘેર તરફ પાછો ફર્યો. તે રાજમેહેલની પછવાડે થઇને જતો હતો; ઉંચી દૃષ્ટિ કરતાં મેહેલની પછવાડેની બારી અનાયાસે ઉઘાડી પડેલી જોઇ. ચોકી પેહેરાને ભૂલવી તુરત ભીંત ઉપર પોતાની પાસેની પાટલાઘોને ચઢાવી, અને બારી આગળ પહોંચી કે તુરત દોરી પકડી તે ઉપર ચઢી ગયો. અંદર પેઠો તો તેનું ભાગ્ય ઉઘડી ગયલું જોયું. મોટો જવાહીરનો ખજાનો જ તેના હાથમાં આવ્યો. તેમાંથી લેવાય તેટલું દ્રવ્ય લઇ, તેણે ગાંસડો બાંધ્યો, અને દોરી ફાંસીને બારીએથી નીચે ઉતારી દીધો. પછી પોતે પણ તુરત નીચે ઉતરી પડ્યો. દ્રવ્ય પોતે ઉપાડવા જાય છે તો તે એકલાથી ઉપાડી ઘેર સૂધી પહોંચી શકાય તેમ નહોતું. તેને કેવી રીતે ઘેર લઇ જવું? એમ વિચાર કરતો હતો, તેવામાં પાસેની દેવડીની પછવાડે એક ઊંટ બેઠેલું તેના જોવામાં આવ્યું. તુરત ગાંસડાના બે ભાગ કરી, તેમને પલાણની માફક ઊંટની પીઠપર બાંધ્યા અને યુક્તિથી ઊંટને ઉભું કરી છાનોમાનો રાજવાડામાંથી બહાર નિકળી આવ્યો. ચોર લોકો ગુપ્તમાં ગુપ્ત રસ્તો શોધી કાઢવામાં બહુ કુશળ હોય છે. તેવી રીતે આણે રાજવાડામાંથીજ એવો માર્ગ લીધો કે, જ્યાં ચોકી પેહેરો તો શું પણ કાળું કુતરૂંએ મળે નહિ, અને એ રસ્તેથી ચોરીનો પગ પણ નિકળી શકે નહિ. ઘેર આવી તુરતાતુરત દ્રવ્ય જમીનમાં દાટી દીધું અને ઊંટને, ચોરીનો પત્તો ન લાગી શકે માટે છૂટું ન મૂકી દેતાં ઠાર કરી દીધું.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ચોરી થવાની રાજ્યમાં ખબર પડી, એટલે રાજાએ વિચાર કીધો કે, 'અરે! જ્યારે ખુદ મારે ત્યાં જ આવી ચોરી થઇ, ત્યારે બીચારી રૈયતની શી ગતિ? માટે ગમે તે રીતે પણ તે ચોરને પકડી આણી તેને યોગ્ય શિક્ષા કરીને રાજ્યમાં એવો દાખલો બેસાડવો કે જેથી ચોર લોકોનાં કાળજાં થરથરી જાય અને હવે પછી કોઈ પણ વખતે ચોરી થતી અટકે. આ વિચારથી તેણે નગરમાં ઢંઢેરો પીટાવી, ઠરાવ પ્રસિદ્ધ કીધો કે, "જે ધણી ચાર દિવસની અંદર ચોરને પકડી આણશે, તેને ચોરાયેલા દ્રવ્ય કરતાં સવાયું ઇનામ મળશે." ઢંઢેરો આખા નગરમાં ફરચો, પણ કોઈ તયાર થયું નહિ. છેવટે એક વેશ્યા ચોર પકડવા તયાર થઇ. આ નગર નારીઓ બહુ યુક્તિબાજ અને ચતુર હોય છે. તેઓને ત્યાં હજારો લુચ્ચા લપંગાની જા આવ પણ હોય તેથી કોઇ વાત તેઓનાથી અજાણી રહેતી નથી. બીજે દિવસે તે વેશ્યાએ, પોતાનો સુંદર વેશ ત્યજી, એક કંગાલ ભીખારણનો વેશ ધારણ કીધો; અને હાથમાં એક તારો તંબુરો લઇ, ભજન ગાતી ને વચમાં આંસુ પાડતી, કલ્પાંત કરતી ચોર લોકોના મોહોલ્લામાં આવી. ત્યાં ઘેર ઘેર પૂરી દયામણું મ્હોં કરી કરૂણાળ સ્વરે કહેવા લાગી કે, "ઓ બાઇઓ! હું ગરીબ માણસ છું, ને મારો એકનો એક છોકરો છે, તેને મસાણ રોગ થયલો છે, તેને માટે મુવેલા ઊંટનું જરાક માંસ જોઇએ છીએ; માટે તે હોય અને આપો તો મારા છોકરાને જીવતદાન આપ્યાનું પુણ્ય તમને થાય. હું કંગાલ છું, લાચાર છું, અનાથ છું અને રાંક છું, માટે બને તો એટલું આ અભ્યાગત ભીખારણનું કામ કરો." આવું દયામણું બોલવું સાંભળી તે સ્ત્રીઓનાં મન પીગળી ગયાં; અને એક ચોરની સ્ત્રીએ, જે ઊંટ આગલે દિવસે મારી નાંખ્યું હતું, તેનું થોડુંક માંસ તેને આપ્યું. આ વખતે તે વેશ્યાએ ફલાણા ઘરમાંથી માંસ મળ્યું છે, તેની નિશાની રાખવા માટે તે ઘરના બારણાપર કંકુનો થાપો માર્યો, અને કોઇને સંશય ન પડે તે માટે સ્ત્રીઓને સમજાવી કે, "હું મહા માયાની સેવકી છું, ને તેને પ્રસન્ન કરવા માટે ભોગ આપવા આ માંસ લઈ જાઉં છું. તમે પરમાર્થ માટે મારૂં કામ

કર્યું છે તેથી તમારે ત્યાં પણ માતાજી લીલાલેહર ચોર છું, તથા આ મંગળ થાપા મારું છું." એમ કહીને તે ત્યાંથી તુરત ... ખાતરી

જ્યારે પેલો ચોર બહારથી આવ્યો ને ઘર પર નજર કરી ત્યાં જોયું કે બારસાખે થાપો મારેલો છે. તે જોતાં જ તેણે માન્યું કે, જરૂર કોઈ ઉસ્તાદ મળ્યો. પછી સ્ત્રીઓને પૂછતાં તેઓએ જણાવ્યું કે, કોઈ સ્ત્રી આવી હતી, તે ઊંટનું માંસ લઇ ગઇ છે અને બારણે દેવીના આશીર્વાદનો થાપો મારી ગઇ છે. આ વૃત્તાંત સાંભળી તે ચોરે તુરત તે થાપો લીપાવિ સાફ કરાવી નાંખ્યો, ને રાત્રે દસ બાર ઘેર એવા થાપા કરી નાંખ્યા કે, તે ચોરનું ઘર કીયું તે જણાય નહિ. બીજે દહાડે વેશ પાલટી વેશ્યા ત્યાં જોવા ગઇ તો જે ઘર પર તેણે થાપો મારચો હતો ત્યાં કંઇ જ નહતું, પણ બીજે દસ બાર ઠેકાણે થાપા મારેલા હતા. તે જોઇ તેને નિશ્ચય થયો કે, જરૂર જેણે થાપો લીપી નાંખ્યો, તે જ ચોર છે. આવું અનુમાન કરી, લિપેલા થાપાની બરોબર નિશાની રાખીને તે ઘેર ગઈ. ને રાત્રે દેવીનું રૂપ લીધું, બે હાથ કૃત્રિમ કરીને ચાર હાથ કર્યા, એક હાથમાં બળતી સગડી રાખી, એકમાં ખપ્પર, એકમાં ઉઘાડી તરવાર અને એકમાં ત્રિશૂળ, એમ આયુધ ધારણ કરી, કેશ છૂટા મૂકી, ભવ્ય યોગમાયાનું સ્વરૂપ ધરી, પાડા ઉપર ચઢીને, ઘરમાંથી બહાર નિકળી. આ વખતે મધ્ય રાત્રિ વીતિ જવા આવી હતી, ને ગામમાં સોપો* પડી ગયો હતો. પછી દેવીના રૂપમાં રહેલી તે વેશ્યા ચોરવાડામાં ગઇ અને પેલા ચોરના ઘર આગળ જઇ બારણું ઠોક્યું. ઘરમાંથી તેઓ બહાર નિકળી જુએ છે તો સાક્ષાત્ જોગણી તેમને ત્યાં પધારી છે, એમ ધારી ઘરનાં સઘળાં માણસો પગે પડી, "માતાજીને ઘણી ખંમા. જય આશાપૂર્ણા. જય જય જગદંબે!" વગેરે શબ્દોથી તેને વધાવવા લાગ્યાં; કારણ કે, ચોર લોકો દૃઢ દેવીભક્ત હોય છે. પછી તેઓની આગળ ગંભીર વાણીથી તે દેવી કહેવા લાગી કે, "કેમ રે નગણાઓ! તમારા મનમાં શું ધાર્યું છે? આઠ આઠ દિવસ થઇ ગયા મોજ કરો છો, છતાં હું

*સર્વ જીવજંતુ સમસમાકાર નિદ્રાવશ થઇ ગયાં હોય તે વખતને સોપો પડ્યો એમ કહે છે. આ શબ્દ કાઠિયાવાડી છે.

બીજે વિશ્રામ લેવા દેતી નથી, ને ચારે કોરથી તમારી રક્ષા પડી, એ છતાં હજુ તમે મારું બલિદાન આપવું કેમ ભૂલી ગયા?" દેવીનાં આ વચન સાંભળીને ચોરો ભયથી થરથર ધ્રૂજવા લાગ્યા ને માતા કોણ જાણે શુંનું શું કરી નાંખશે? એવી બીકથી તે ચોર, ત્રણે ભાઇ સાથે, લાંબો થઈને માતાને પગે લાગ્યો અને હાથ જોડીને પ્રાર્થના કરી કે, "અહો માતાજી! આપે અમારા પર બહુ કૃપા કરી, કે અમોને આજે દર્શન દીધાં. ઓ મા! તારી કૃપાથી અમને જે કંઇ મળ્યું છે, તેમાંથી હજુ સૂધી એક પાઈ પણ અમે વાવરી નથી. બધું એમ ને એમ આ ઠેકાણે અકબંધ દાટેલું છે. એ તો, પહેલું તમને બલિદાન આપીને પછી અમો લઈશું, ત્યાંસૂધી તો અમારે તે હરામ બરોબર છે. હજુ સૂધી શેહેરમાં તપાસ ચાલે છે, માટે તમને ભોગ અપાયો નથી, માટે ખંમા કરો મા."

આ કરતાં બીજી કેવી તપાસ તે વેશ્યાને કરવી હતી? આનાથી વધારે બીજી શી ખાતરી કરવી જોઈએ? આમ પૂર્ણ નિશ્ચય થયા પછી, તે વેશ્યા પોતાનું કામ થયું એમ જાણીને, મનમાં હરખ પામતી ત્યાંથી વિદાય થઈને જતી વેળા કહેતી ગઈ કે, "ઠીક ત્યારે, ભૂલતા નહિ, નિકર આ ખપ્પર જોયું છે કે?" એમ ભય આપી ઝટ લઈને ત્યાંથી ચાલવા લાગી. પરન્તુ તેના હાથમાં બળતી સગડી હોવાથી તેના અજવાળાને લીધે, તે જ્યારે ચાલી ત્યારે, તેના શરીરનો ઓળો પડ્યો. એ જોઇ પેલા ચોરને તુરત યાદ આવ્યું કે, "અરે! આ તો દેવી ન હોય? કારણ કે, દેવને તો છાયો ન હોય, ને આનો તો ઓળો પડે છે; માટે જરૂર કંઈક દગો છે, તેથી રખેને એ રાંડ દેવી કંઇ ઊંધું મારશે." એવો વિચાર કરી, સમયસૂચકતા વાપરી, તત્ક્ષણે મોટો ચોર તેની પછવાડે દોડ્યો, ને તે વેશ્યાને પકડી ભોંયરામાં પૂરી દીધી.

વેશ્યાની મુદત પૂરી થઇ, ને ચોરની ભાળ જડી નહિ, તેથી રાજાએ બીજો ઠરાવ જાહેર કર્યો કે, "જે ચોર પકડી આપે, તેને મારી દીકરી પરણાવું, ને અર્ધા રાજ્યનો માલિક કરું." આ વાત જાણીને, બીજે દિવસે ચોર પોતે જ દરબારમાં જઇ ઊભો, ને

રાજાને કહ્યું કે, "આપનું વચન પાળો, હું પોતે જ ચોર છું, તથા દ્રવ્ય સઘળું મારી પાસે તયાર છે." તે જ ચોર છે, એમ ખાતરી થવા માટે ઘણીક વાતે પરીક્ષા કીધા પછી, રાજાએ પોતે પોતાના કહેવા પ્રમાણે તેને કહ્યું કે, "તું કહે છે તે સત્ય છે, લે આ કન્યા પરણ, ને તારું અર્ધું રાજ્ય સંભાળી લે. હું એક વખત જે બોલ્યો છું તે સત્ય જ છે." આ સાંભળી ચોરે વિચાર કીધો કે, "અહો! કેવું આશ્ચર્ય! શું ચોરને તે ફટકાના માર અને બેડી હોય કે રાજકન્યા સાથે લગ્ન તથા રાજ વૈભવની પ્રાપ્તિ હોય? શું ચોરને તે મારો, તાડો, બાંધો, એમ હોય, કે આ તારું અર્ધું રાજ્ય લે અને આ કન્યા પરણ, એમ હોય? આહા! કેવી અદ્ભુત ગતિ? પણ એ સર્વ શાને લીધે બન્યું? ગણિકા અમને ઠગીને સહીસલામત ચાલી ગઈ હોત, તો બીજે જ દિવસે અમારું મોત હતું. પણ તેનો છાયો જોઈ, પેલા મંદિર આગળ ઉભા રહેતાં સંભળાયલું કથાવચન યાદ આવ્યું, તેણે જ મને ઉગાર્યો છે, ને મને આવો ભાગ્યવાન્ બનાવ્યો છે. અહો! એક જ દિવસે, માત્ર એક જ વાર, અને તે પણ ફક્ત એક જ શબ્દ, અને તે વળી વગર ઇચ્છાએ, કષ્ટથી સાંભળવામાં આવ્યો હતો, તેથી મારો આવો ભાગ્યોદય થયો છે. માટે એ સત્સંગ નિરંતર થાય અને કથા સંભળાય તો તેથી આ લોકમાં ને પરલોકમાં મારું કલ્યાણ થવામાં શી ન્યૂનતા રહે? અરે! મારા મૂર્ખ પિતાએ કહ્યું કે, 'સત્સંગ ન જ કરવો.' પણ એ કેવા અજ્ઞાની, કેવા મૂઢ, કે પોતે પણ એમના એમ ટાંટિયા ઘસતા કૂવા (નરક) માં પડયા, ને પાછળથી બીજાઓને પણ તેમાં પડવાનો ઉપદેશ દેતા ગયા છે." આમ વિચાર કરતાં તે ચોર, પૂર્વ જન્મના સંસ્કારના યોગથી પરમ વૈરાગ્યમાં ડુબી ગયા જેવો થઇ ગયો, ને પછી જેમ ઉંઘમાંથી જાગે તેમ એકાએક ઝબકીને બોલ્યો, "રાજાધિરાજ! આ રાજવૈભવ અને આ રાજકન્યા, એને મારે શું કરવું? રાજપુત્રી મારે ભગિની સમાન છે, તેને હું શું કરું? હરિ! હરિ! એને પરણું તે તો મોટા અકલ્યાણની વાત થાય; કારણ કે, એ કાર્ય કરવાથી મારા હાથમાં આવેલો અમૂલ્ય હીરો હું ગુમાવું છું. માત્ર એક જ વચન, એક જ ક્ષણ,

ઈચ્છા વિના અનાયાસે, એક જ શ્રવણદ્વારા મારા હૃદયમાં પ્રવેશ્યું, તેનાથી આવો અદ્ભુત અને અલભ્ય લાભ મળે છે, તો નિરંતર શાસ્ત્રશ્રવણ અને સત્સંગ કરવાથી શી વાતની ખોટ રહે ? માટે મારે એ રાજ્ય વૈભવનું સુખ નથી જોઇતું; હું તો હવે આ સંસારને પણ ચહાતો નથી; અસારના સેવનથી શો સાર મળશે ? હું વૈરાગ્ય લેઈ વનમાં જઈ રહીશ ને ત્યાં રહી, ઈશ્વર આરાધન કરી, મારા આ દેહગેહનું કલ્યાણ કરીશ, પછી આત્માને શોધી પરમાત્મા કે જેને મેળવવાને અનેક ઋષિ મુનિઓ મથે છે, તેને મેળવવા મથીશ." એમ કહીને તેણે તુરત સદ્ગુરુ પાસે જઇ ઉપદેશ લીધો, ને જ્ઞાન થતાં વૈરાગ્યવાન્ થઇ પરમ પદને પામી ગયો.

એ પ્રમાણે હે વત્સ ! સત્સમાગમથી કેવા કેવા લાભ થાય છે, તે તારા જાણવામાં આવ્યું હશે. અનેક સાધનો કરતાં જ્ઞાન એ મોક્ષનું પરમ સાધન છે, અગ્નિ વિના પાક થતો નથી, જ્ઞાન વિના મોક્ષ મળતું નથી. સત્સંગ એ જ સર્વ શુભ સાધનનું મૂળ, વૈરાગ્યનો માર્ગ, ભગવત્પ્રાપ્તિનું કારણ અને મોક્ષની નિસરણી છે, એને માટે જેટલું કહીએ તેટલું થોડું જ છે.





# એકોનવિંશ બિન્દુ.

## વૈરાગ્ય.



भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ॥
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

અર્થ–ભોગમાં રોગનો ભય, કુળમાં ભ્રષ્ટ થવાનો ભય, ધનમાં રાજાનો ભય, મૌનમાં દીનતાનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં જરાનો ભય, શાસ્ત્રમાં વાદનો ભય, ગુણમાં ખળનો ભય અને કાયામાં કાળનો ભય, એમ સર્વ વસ્તુ મનુષ્યોને જગતમાં ભયવાળી છે, માત્ર એક વૈરાગ્ય જ અભય છે.

भर्तृहरि.





શિષ્ય–મહારાજ! આપે હમણાં જે વૈરાગ્ય કહ્યો, તે કેવો હોય છે? વૈરાગ્ય કયારે અને કોને ઉત્પન્ન થાય છે? ને તેથી કેવું ફળ પ્રાપ્ત થાય છે?

ગુરુ–વત્સ! આ માયાની ઉપાધિરૂપ જગત્ છે, તેમાંની સારી કિંવા માઠી સર્વ વસ્તુને મિથ્યા માનીને તે ઉપરથી પ્રીતિ ઉઠાડી દેવી, તેનું નામ વૈરાગ્ય છે. આ સૃષ્ટિમાંની સર્વ વસ્તુ પરમાત્મા વિના મિથ્યા–અસત્ય જ છે, એવું દઢ જ્ઞાન થયા પછી, જ્ઞાનીને–મુમુક્ષુને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. પછી તેને લીધે કોઇ

પણ વિષય પર જ્ઞાનીનું ચિત્ત ચોટતું નથી; તે માત્ર આત્મસ્વરૂપ-માં જ દૃઢપણે લીન થાય છે તેથી તે (જ્ઞાની) પરમ મુક્તિને પામે છે. હવે વૈરાગ્ય કેવો હોય છે? તે વિષે સાંભળ.

પૂર્વે મિથિલા પુરીને વિષે જનક નામના રાજાઓનો વંશ રાજ્ય કરતો હતો. મિથિલાના સર્વ રાજાઓ પરંપરાથી જનક નામથી જ ઓળખાતા હતા, અને તેઓના ગુરુ યોગીશ્વર યાજ્ઞવલ્કય ઋષિ હતા. યાજ્ઞવલ્કય ઋષિ મહા પ્રતાપી અને બ્રહ્મવિદ્યાના જાણનાર હતા તથા તત્ત્વજ્ઞાનીઓમાં તે અગ્રગણ્ય હતા. એ જ પ્રમાણે જનક પણ ઉત્તરોત્તર ગુરુ પ્રસાદ વડે મહા તત્ત્વવેત્તા જ થતા આવતા હતા. કોઇએક જનકે, એક સમયે યોગી યાજ્ઞવલ્કયને પ્રશ્ન કર્યો કે, “મહારાજ! ગુરુદેવ! આપે ઘણીક વખત કહ્યું છે કે, વૈરાગ્ય વગર પ્રાણીની મુક્તિ નથી, તો એ વૈરાગ્યનું સ્વરૂપ કેવું હોય?” એ સાંભળી રાજગુરુ યાજ્ઞવલ્કયે વિચાર કીધો કે, હવે એને તે શું સમજાવું? કારણ કે, કોઈ અજાણ હોય તેને વર્ણન કરી બતાવીએ કે, ભાઇ! આવી સ્થિતિ થાય ત્યારે તેને વૈરાગ્ય કહેવાય; પણ આ કંઈ અજાણ નથી; એ પોતે વિરક્તની સ્થિતિ કેવી હોય તે સારી રીતે સમજે છે; વૈરાગ્ય સ્થિતિનું સ્વરૂપ હું પણ જાણું છું ને એ પણ જાણે છે. બન્ને તત્ત્વવેત્તા કહેવાઇએ છીએ, છતાં વિરક્તની પેરે વર્તતા નથી એ દોષ છે. હું પણ વ્યવહાર અને વિષયોમાં લુબ્ધ છું, ને એ પણ વ્યવહાર વિષયમાં લુબ્ધ છે, તો એને કેમ કરીને સમજાવાય? એને તો પ્રત્યક્ષ પ્રમાણથી સમજાવવો જોઇએ. એમ વિચારીને તેને કહ્યું કે, “હે રાજન્! આજે સમય છે નહિ, માટે આવતી કાલે તને વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ–તેના વિશુદ્ધ અંગમાં જ દર્શાવીશ.”

યાજ્ઞવલ્કય ઋષીશ્વરને કાત્યાયની અને મૈત્રેયી નામે બે સ્ત્રીઓ હતી. રાજઋષિએ રાજસભામાંથી ઘેર આવી નિર્વિલંબે પોતાનું સર્વ ધન તે બંને સ્ત્રીઓને, તેમના પછવાડે પોતપોતાની પ્રજાના સંરક્ષણાર્થે વેહેંચી આપવા માંડ્યું. ત્યારે તેમાંથી મૈત્રેયી જે પતિ-પ્રેમમાં પૂર્ણ, પાતિવ્રત્ય પાળનારી અને સમર્થ સતી હતી, તેણે ઋષિને કહ્યું; “સ્વામીનાથ! મારે આ દ્રવ્યની લાલસા શા માટે રાખવી જોઇએ? ચાહે તો એ પર પૂળો મૂકો. હું તો જ્યાં આપ જશો,

ત્યાં આપના ચરણની સેવા કરવામાં જ તત્પર રહીશ. મારે તો ધન, માલમતા અને આખું જીવતર તમે જ. આલોક, પરલોક તથા પરમેશ્વર, એ સહુ પણ આપ જ છો." એ સાંભળી ઋષિએ તેને કહ્યું, "હે સ્ત્રી! હું તો સંન્યસ્ત ધારણ કરીશ, માટે સંન્યાસીએ સાથે સ્ત્રી કેમ રખાય?" પછી સંન્યાસીના ધર્મ વગેરે સમજાવ્યા; પણ મૈત્રેયી પોતાના નિશ્ચયમાંથી ડગી નહિ, અને દ્રવ્ય પણ લીધું નહિં, પણ સર્વ દ્રવ્ય કાત્યાયનીને જ આપી દીધું. પછી મૈત્રેયી સતી, જે સદ્‌ગુણનું પાત્ર અને પતિપ્રેમમાં મગ્ન હતી, તેને, એક રાત્રમાં તત્ત્વોપદેશ કરી, સર્વ જ્ઞાન અંગથી પૂર્ણ બનાવી, ઋષિએ યોગ ધારણ કરાવ્યો. પ્રાતઃકાળ થતાં જ ઘરબાર વગેરે સર્વ ઉપાધિ તજી દઈ, લંગોટ મારીને મુનીન્દ્ર યાજ્ઞવલ્ક્ય બહાર નીકળ્યા, અને તુરત રાજદ્વારે જઈ ઉભા રહ્યા. આજનો મુનિનો વેશ, સૌએ દરરોજ કરતાં તદન નિરાળો જ દીઠો; પરંતુ કાન્તિ કંઈ છાની રહે નહિ, તેથી રાજાના ગુરુ છે, એમ ઓળખી રાજદરબારમાં જતાં કોઇએ તેમને અટકાવ્યા નહિ. રાજા જનક, સભા ભરીને બેઠેલો છે, તેવા જ ઋષિ ત્યાં જઇ "ॐतत्सत्परमात्मने नमः" કરી વિલક્ષણ સ્વરૂપે ઉભા રહ્યા. આ જોઇ સર્વ સભા અત્યંત આશ્ચર્ય પામી ગઇ, અને રાજા એકાએક ઋષિને આવા ડોળમાં નિરખી દિઙ્મૂઢ સરખો બની ગયો. તેણે ઋષિને પ્રણામ કરી પૂછ્યું. "અહો ઋષિરાજ! ગુરુદેવ! આ શું?" યાજ્ઞવલ્ક્યે કહ્યું, "એ જ તારા કાલના પ્રશ્નનું ઉત્તર. વૈરાગ્યનું સ્વરૂપ." તુરત જનક સિંહાસનપરથી નીચે ઉતરી, દંડવત્ પ્રણામ કરી, ઋષિના ચરણારવિંદમાં પડ્યો, અને કહ્યું કે, "મહારાજ! હવે ઘણું થયું, હવે તો હદ વળી રહી; હું વૈરાગ્યનું ખરું સ્વરૂપ સમજ્યો, માટે હવે આપ કૃપા કરી આ યોગીવેશનો શીઘ્ર ત્યાગ કરો." ત્યારે [illegible] સાંભળતાં જેમ ઉપદેશ આપતા હોય તેમ મોટેથી ઋ[illegible]વ્યા કે, "હે રાજન્! પુરુષ શું મળ મૂત્રનો ત્યાગ કરી, [illegible] પણ તેની તરફ પાછું વળી જોવા ઇચ્છે છે? હાથીના દાં[illegible]માંથી બહાર નીકળ્યા હોય તે શું, ફરી પાછા પેસે છે? [illegible]ન માટે માયિક ઉપાધિ તજીને બહાર નિકળે છે, [illegible]? નહીં જ. જે વિદ્યા અને અવિદ્યા ઉભયને

માટે તેમને
વર્ષો એમ પુ
વધી પડી.
એકાંતમાં બે
વાંઝિયાપણું
કરી જણાવ્યું

જાણે છે, તે અવિદ્યાથી મૃત્યુને તરી જઇ, વિદ્યાથી અમરપણાને પામે છે, આવો શાસ્ત્રોમાં બોધ છે, પણ જેને બોધ્યા છતાં પણ કોઈ પ્રકારે અનુભવ થતો નથી તેવા અજ્ઞાનીઓને શાસ્ત્ર શી રીતે બોધ કરશે? લોકવાસનાથી, શાસ્ત્રવાસનાથી તથા દેહવાસનાથી જીવને યથાર્થ જ્ઞાન થતું નથી, પણ તે જ્ઞાન ઉત્પન્ન થાય છે કે, વાસનાઓનો ત્યાગ થાય છે અને એ જ વૈરાગ્ય તેનું ખરું સ્વરૂપ આ તું જો. વૈરાગ્ય-યોગ-હું હવે કેમ તજી દઉં? બસ; હવે તો એ જ, હવે તો સંન્યસ્ત ધારણ કીધું તે કીધું જ. હું તો મારા મનને ઉલટો કૃતાર્થ માનું છું, અને હર્ષ પામું છું કે, આવો અમૂલ્ય સમય ઈશ્વરે મને અનાયાસે પ્રાપ્ત કરાવ્યો. કારણ કે, આ અસાર અને વિષયોથી ભરેલો સંસાર, કે જેમાંના વિષયો ભોગવતાં કોઈ પણ કાળે તૃપ્તિ થતી નથી, તેમાંથી પ્રભુએ મને એકાએક છૂટો કીધો. માટે હે જનક રાજન્! આ ભવની જાળમાંથી પરાણે છૂટેલો આ જીવ, પૂરી તેમાં ફસાવાને કદી ઈચ્છતો જ નથી. હવે તો મને યોગ, યોગ અને યોગ જ અત્યંત પ્રિય અને કલ્યાણકારક છે. જાણ્યા (જ્ઞાન થયા) પછી સંસાર રગડામાં પડ્યા રહેવું, એ જ્ઞાતા પુરુષોનું લક્ષણ નથી." એ વગેરે ઘણીક રીતે યોગની પ્રશંસા કરીને યાજ્ઞવલ્કય યોગીશ્વર ત્યાંથી વન તરફ ચાલી નિકળ્યા.'

એ જ યાજ્ઞવલ્કય કે જે અત્યાર સૂધી જનકના પુરોહિત અને ઋષીશ્વર કહેવાતા હતા, તે ત્યારપછી યોગીઓમાં શ્રેષ્ઠ થવાથી યોગીશ્વર એવે નામે પ્રખ્યાત થયા છે.



વલ્લભ ઘણા કોપાયમાન થશે એમ ધારી, રાજાને બિલકુલ જણાવ્યા વગર રાણી તે શેષ ભાગ ભક્ષ કરી ગઈ. જો કે ચરુ અપવિત્ર થયો છતાં તે સાક્ષાત્ યજ્ઞનારાયણે સ્વતઃ આપેલો પ્રસાદ હતો, એટલે તેનો પ્રતાપ કંઇ જેવો તેવો હોય નહિ; તેથી ઋતુકાળ પ્રાપ્ત થતાં જ રાણીએ ગર્ભ ધારણ કર્યો, ને સંપૂર્ણ દશ માસ થતાં, તેણે એક દિવ્ય સ્વરૂપવાળા પુત્રને જન્મ આપ્યો. જાતકર્માદિ સર્વ સંસ્કારો જેમ જેમ સમય આવતો ગયો, તેમ તેમ તેના પિતાએ બ્રાહ્મણો પાસે કરાવ્યા. વય થતું ગયું તેમ તેમ તેને વિદ્યા કળાકૌશલ્ય વગેરેમાં ખૂબ પાવરધો કીધો, અને અશ્વારોહણ (ઘોડાપર ચઢવાની) વિદ્યા, ધનુર્વિદ્યા, મલ્લવિદ્યા વગેરે રાજપુત્રને આવશ્યક વિષયોનું એક પછી એક અનુક્રમે જ્ઞાન આપવા માંડ્યું. થોડાંક વર્ષમાં એ રાજપુત્ર સર્વ વિષયોમાં નિપુણ થયો અને સ્વરૂપ સૌન્દર્યની અંદર અલંકારરૂપ થઇ પડેલા દુર્લભ ગુણોથી તે બહુ શોભવા લાગ્યો; અને અત્યાર સૂધી કેવળ અપુત્રપણે સંસાર ગુજારનાર પોતાનાં માતાપિતાને તે પોતાની લાવણ્યતાથી અત્યંત આનંદ આપીને તેઓનાં અંતઃકરણને બહુ જ શાંતિદાયક થઇ પડચો હતો. સ્ત્રી પુરુષ બંને પુત્રના સ્નેહમાં કેવળ તરતાં હતાં, ને પોતાના સર્વ મનોરથ સિદ્ધ થયા ગણી પરમ આનંદમાં દિવસો વ્યતીત કરતાં હતાં. એમ કરતાં કુંવરની ઉમર સોળેક વર્ષની થઇ, ત્યારે તેના સમાન ગુણોવાળી એક સુંદર રાજકન્યા સાથે તેનાં લગ્ન કરવાનો રાજાએ નિશ્ચય કર્યો. પણ એટલામાં તો તે પુત્ર સુખમાં લીન થયલાં દંપતીનાં સર્વ સુખોનો અંત જ આવ્યો; કારણ કે, ઈશ્વરેચ્છા જ સર્વથા બળવાન્ છે. કહ્યું છે કે–

अपने मन कछु और है, श्रीहरिके मन और;
ओघोसें मापो कहैं, जूठी मनकी दौर.

અહીં પણ તેમ જ બન્યું. રાજકુમારને બીજા પ્રધાન પુત્રોની સાથે બહુ ગાઢી મિત્રતા બંધાઈ હતી, તેથી તેઓ ઘણી વખત, અશ્વારુઢ થઇને સાથે વનમાં મૃગયા સારુ જતા હતા. તેઓ જતા તેમાં રાજા પણ અંતઃકરણથી ખુશી હતો; કારણ કે, રાજપુત્રને એથી અશ્વારોહણ, ધનુર્વિદ્યા વગેરેની પુનરાવૃત્તિ થઈ સંચય પડતી હતી. એક દિવસે તેઓ નિયમ પ્રમાણે સર્વ મળીને વનમાં ગયા, ને એક

એકની સ્પર્ધાથી તેઓ મૃગો પછવાડે દોડવા માંડયા. મૃગો પણ, તે વન બહુ વિસ્તીર્ણ હોવાથી, ઘણા જ હતા; તેથી સૌએ પોતપોતાની મરજી પ્રમાણે જૂદાં જૂદાં મૃગયૂથો પછવાડે દોડ ચલાવી. આમ મૃગની પાછળ દોડવાથી કોઈ કયાંઇ અને કોઇ કયાંઈ એમ ચારે દિશાએ વિખરાઇ ગયા. મૃગની જાત દોડવામાં ને ફૂલંગ ભરવામાં ઘણી ચપળ હોય છે, ને વળી વનમાં ઝાડી પણ ઘણી ગાઢી હતી તેથી હજુ સૂધી એકે મૃગ કોઇના બાણની ચોટમાં આવ્યો નહોતો. આથી તે જુવાનીઆઓ વધારે ચડસે ભરાયા, ને જેમ જેમ દોડ કરતા ગયા તેમ તેમ એકએકથી વધારે છેટે પડતા ગયા. રાજકુમારનો ઘોડો ઘણો તેજદાર હોવાથી તે ઘણે દૂર ચાલ્યો ગયો, ને ત્યાં કેટલાક મૃગો તેના સપાટામાં આવી ગયા. પણ ઘણો વખત સૂધી એક સામટા દોડવાથી ઘોડો અને રાજકુમાર બંને અતિ શ્રમિત થઈ ગયા; બન્નેને શરીરે પરસેવાના ઝોબેઝોબ છૂટી ગયા. ઘોડાને મોંઢે ફીણ આવ્યાં; અને તેનો શ્વાસ સમાતો નહોતો. તુરત જ રાજપુત્ર એક વૃક્ષ તળે જઇ, નીચે ઉતરી પડીને ઘોડાપરનો સાજ ઉતારી ઝાડના થડ આગળ નાંખ્યો, ને ઘોડાને બાંધી પોતે તે સાજને અઢેલી, શ્રમ નિવારણ માટે જરાક આડો થયો. વનલતાઓમાંથી મંદ મંદ અને શીતળ પવન આવતો હતો, નિર્જન સ્થાન હોવાથી સઘળે શાંતિ પસરી રહી હતી, તેથી રાજકુમારને થોડીક વારમાં મીઠી નિદ્રા આવી ગઇ.

બનવું દૈવાધીન છે ને યજ્ઞનારાયણના પ્રસાદનું ફળ આપવાનું છે, તેટલા માટે જ, કેટલાક સમય પછી, તે વનમાં ફરતો ફરતો એક મોટો વિકરાલ નાગ ત્યાં આવ્યો અને ઝાડની આસપાસ ફેરા મારવા લાગ્યો. તે પોતાનો રાફડો શોધતો હતો તે વનમાં ચારો ચરી આવેલો હોવાથી તેને વિશ્રામ સારુ પોતાના રાફડામાં જવું હતું. તેનો રાફડો તે ઝાડના મૂળમાં જ આવેલો હતો અને તેના ઉપર તો આપણા રાજકુમારે અજાણપણે ઘોડાનો સાજ નાંખ્યો હતો, ને પોતે તેનું ઓસીકું કરીને સૂતો હતો. ચારે કોરથી પોતાનો રાફડો મજબૂત દબાઇ બંધ થયેલો હોવાથી, નાગે તેને માટે ઘણાં ફાંફાં માર્યાં, પણ આખરે તેનો પત્તો નહિ લાગવાથી તે

બહુ જ ચીહડવાઇ ગયો. કહેવત છે કે 'નાગ ખીજવાયો ભૂંડો.' તે નાગે એકાએક રીસ ચઢાવીને રાજકુમારના પગના અંગુઠાને જોરથી ડંશ દીધો, અને તુરત પાસેના ઝાડની બખોલમાં સંતાઇ ગયો. આ વખતે તો રાજકુમાર નિદ્રાવશ હોવાથી તેના ડંશનો ચટકો ઝાઝો લાગ્યો નહિ, પણ માત્ર કોઇ સાધારણ જીવજંતુએ ચટકો ભર્યો હશે એમ ધારી, પગ તરછોડીને, તે પાછો જેમનો તેમ સૂતો. ગરમ દેશના સર્પો ઘણા જ ઝેરી હોય છે, તેથી જરાક વાર થઇ નહિ, એટલામાં તો તેનું વિષ એકાએક આખા શરીરમાં વ્યાપી ગયું, અને રાજકુમાર ચારે તરફથી મૃત્યુ પાશમાં ઘેરાયો. નિદ્રાભેગી તેને તો મહા નિદ્રા આવી, અને શરીર લીલું છમ થઇ ગયું; અને મર્મ સ્થાનોને ભેદીને રુંવે રુંવે વિષ, વિષ અને વિષ જ પ્રસરી ગયું. થોડી વારે માતપિતાને અત્યંત પ્યારો, સ્વર્ગ કરતાં પણ અધિક સુખનો ભોગી, તેમ જ થોડા કાળમાં યુવરાજ પદ ધારણ કરવાને યોગ્ય થયલો રાજકુમાર, પોતાનો આત્મા શ્રીહરિને સ્વાધીન કરી આલોક તજી પરલોકમાં ચાલ્યો ગયો.

હવે સર્વે પ્રધાન પુત્રો ઘણોક સમય વીતિ જવાથી ઘેર જવા માટે એકત્ર થઇ રાજપુત્રને ખોળવા મંડયા. કુંવરજી ફલાણી દિશા તરફ ગયા છે, એમ પ્રથમથી તેઓના ધ્યાનમાં હોવાથી તેઓ તે રસ્તે શોધવા ચાલ્યા. શોધતાં શોધતાં ઘણેક દૂર એક ઘોડો વારંવાર ખોંખારતો તેઓને સંભળાયો. તે આધારે ત્યાં જઇને તેઓ જૂએ તો, સમય થઇ ગયો છતાં પોતાનો ધણી ઉઠતો નથી તેથી ઘોડો બહુ ખડતાળ કરી રહ્યો છે, અને રાજકુમાર લાંબો થઇને સૂતેલો છે. પાસે જઇ, "કુંવરજી, ઉઠો, હવે ઘણી વાર થઇ ગઇ છે, તેથી રાજાજી બહુ ચિન્તા કરતા હશે," વગેરે ઘણી રીતે હાંકો પાડી ઉઠાડવા માંડ્યો, પણ ઉઠે કોણ? આખરે તેઓ હાથેવતી રાજકુમારને ઢંઢોળવા લાગ્યા તો તેનું શરીર તદન લીલુંછમ થઇ ગયલું જોવામાં આવ્યું; ત્યારે સર્વ મિત્રો આશ્ચર્ય પામી માંહોમાંહે કહેવા લાગ્યા કે. "અરે! રાજકુમાર જાગતા નથી અને તેમનું શરીર જે ગુલાબના ફૂલ જેવું સુંદર સુકોમળ હતું, તે આજ લીલું કેમ થઇ ગયું હશે? જરૂર કંઇ કારણ હોવું જોઇએ.

એમના અંગરંગથી માલમ પડે છે કે, તેમને કોઈ ઝેરી જનાવરનું વિષ ચઢયું છે.” આવો વિચાર, અને તે સાથે જ નિશ્ચય થતાં તેઓ સાવ જડ જેવા બની ગયા, ને ગભરાઈ મનમાં જ વિચારવા લાગ્યા કે, હવે શું કરવું? પછી તેઓમાંથી એક જણને તુરતાતુરત મારતે ઘોડે શેહેરમાં મોકલ્યો, ને રાજાને કહાવ્યું કે કુંવરજીને શરીરે આરામ નથી માટે એક રથ મોકલાવો. રાજસભામાં આવી ખબર કહેતાં સહુ હાંફળાંફાંફળાં થઈ ગયાં, અને રથ જોડાવીને રાજા તુરત વનમાં ચાલ્યો. વત્સ, પુત્ર, એ જ પોતાનું જીવતર સમજનારા આ રાજાએ પોતાના પુત્રની આવી દશા જોઈ હશે, તે વખતે તેના શા હવાલ થયા હશે? ચિત્ જેમ પોતાના ભાનના નિર્વાહ માટે સમર્થ છે, તેમ પોતાનાં મને પારકાના નિર્વાહ માટે કુશળ એવી માયા, વિભ્રમથી મોહ ઉપજાવી, પ્રાણીને ભમાવી મૂકે છે; અને એવી રીતે મોહથી ભમાયલા તે રાજા પર બ્રહ્માંડ તૂટી પડયું હશે. અરે! તેનો આત્મા પોતાના પુત્રની સાથે જ ચાલ્યો ગયો હશે. પણ ના, તેમ નહિ બન્યું. તે જેવો પુત્રના શબ આગળ ગયો કે તુરત તેને મૂર્છા આવી ગઈ. ઘણીક મેહેનતે, પુષ્કળ આસનાવાસના કરીને તેને સાવધ કરી, રડતો કકળતો રથમાં બેસાડયો, ને કુંવરના શબને પણ રથમાં મૂકીને રડતા કકળતા સૌ નગર તરફ ચાલ્યા. શેહેરમાં પહોંચતાં તો સર્વત્ર હાહાકાર વર્તાઈ રહ્યો. રાણી માથું અને છાતી કૂટવા માંડી, કુંવરનું માથું ખોળામાં લઈ અખંડ અશ્રુધારાએ મહા કલ્પાંત કરવા માંડી. વિવિધ પ્રકારે પુત્રના ગુણોને સંભારીને વિલાપ કરતાં તે માતપિતાનાં ચક્ષુઓમાંથી નીર પણ ખૂટી પડયાં, ને અશ્રુને ઠેકાણે રક્તની ધારાઓ વહેવા માંડી. ઘણી ઘણી પ્રકારે સર્વ મંત્રીઓ વગેરેએ આસનાવાસના કરી, તેમને જરાક શાંત પાડયાં, ને મરનાર રાજપુત્રના શરીરને અગ્નિદાહ કરાવ્યો. તે પછી તે પુત્ર વિયોગથી મહા શોક સાગરમાં પડેલાં દંપતી એકલાં અટૂલાં જેવાં થઈ ગયાં. મોટો સમુદ્ર પણ સૂકાઈ જાય તેવો નિઃસાસો નાખતાં અન્ન જળ ત્યાગ કરીને મહા કષ્ટે દિવસ નિર્ગમન કરવા માંડયાં, ને આખરે તેમને કશું ન સૂઝતાં શોકમાં ને શોકમાં જ તેમણે દેહનો અંત આણવાનો નિશ્ચય કીધો. રાજસભા

બંધ થઇ ગઇ, શેહેરમાં સઘળે હરતાળ પડી, ને રાજા રાણીના શોકને લીધે આખા નગરમાં સર્વત્ર શોક જ વર્તાઈ રહ્યો. ઘણાક કાળ વાંઝિયાપણું ભોગવવા છતાં છેવટે મહા પરિશ્રમે ઈશ્વર કૃપાથી અમૂલ્ય પુત્ર રત્ન સાંપડેલું, તે ચાર દિવસના ચાંદરણાંની પેઠે સુખનો આભાસ દેખાડીને, પાછું છીનવી લીધું, એ શું સંસાર મોહિત માત પિતાનાં હૃદયને ઓછું કંપાવનારું છે ? આ કારણથી રાજદરબારમાં તો શું પણ શેરીએ, ચૌટે, મોહોલ્લે ને ઘેરેઘેર શોક સંતાપે નિવાસ કીધો.

એવામાં એક મહર્ષિ ફરતા ફરતા તે નગરમાં આવ્યા. તેમની અર્ઘ્યપાદ્યાદિકથી પૂજા કરીને રાજા નિઃસાસા નાખતો તેમની આગળ બેઠો. ત્યારે ઋષિએ પૂછ્યું કે, "હે રાજા ! તું આમ શોકસિંધુમાં ડૂબેલા જેવો કેમ દેખાય છે ? હું જાણું છું કે, એકના એક પુત્રના મરવાથી શોક થાય; પણ તારા જેવા વિચક્ષણ, વિદિત મનુષ્યો એવી અનિત્ય વસ્તુપર સદા કાળ શોક કરતા નથી. એ અવિદિતનું કાર્ય છે. આ સંસારમાં કોઇ કોઇનું સગું નથી, કોણ કોનો બાપ અને કોણ કોનો પુત્ર છે ? પોતપોતાના ઋણાનુબંધે સહુ ભેગું મળે છે, ને નિમિત્ત કર્મ પૂરું થયે પોતપોતાને રસ્તે પડે છે, તેમાં હર્ષ કે શોક શા માટે કરવો ? આપણો દેહ આત્માની સાથે હમ્મેશાં દૃઢ સંબંધ ધરાવે છે, તેને પણ મૂકીને આત્મા ચાલ્યો જાય છે. ને આટલા બધા દિવસ સૂધી તેની સંગે રહી અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં તેની કશી દરકાર કરતો નથી, તો પછી બીજાની શી વાત ? જો એ પુત્ર તારો હતો, તો તું પહેલે વાંઝિયો કેહેવાતો હતો, તે વખતે તે કયાં ગયો હતો ? અને અત્યારે તને મૂકીને તે કેમ ગયો ? કેમ કે જે પોતાનું છે તે તો સદા પોતાની સંગે જ રહે છે; પોતાને મૂકી એક ડગલું પણ તે કયાંઇ દૂર જતું નથી. આ દેહ, ને અવતાર ધારણ કરાવનારાં પ્રારબ્ધો પણ પોતાનાં નથી, કેમકે તેઓ પણ ભોગવાઈ રહ્યા પછી સમૂળાં નાશ થઈ જાય છે; માટે પોતાનો કહેવા યોગ્ય તો આત્મા ને આત્મા જ છે. કે જે સર્વદા અખંડ નિર્વિકાર અને અવિનાશી છે. માટે હે રાજન્ ! જે લોકો મહા મૂર્ખ છે તેઓ જ અનિત્ય વસ્તુપર પ્રીતિ

કરે છે; તેથી તું પુત્ર-શોકનો સર્વથા ત્યાગ કરી સાવધ થા. તે પૂર્ણ-બ્રહ્મ પરમાત્મા, કે જે નિત્ય, શાશ્વત, અખંડ, અને પૂર્ણાનંદરૂપ છે, તેની સાથે દૃઢ પ્રીતિ કર; કારણ કે, તે જ માત્ર તારો-પોતાનો કહેવા યોગ્ય અને સદા સંગે રહેનારો છે, અર્થાત્ આત્માની સંગે સદા સર્વદા માત્ર આત્મા જ રહે છે; અને તેને ઇચ્છનારા આ સંસારનાં દેખીતાં સારાં પણ પરિણામે દુઃખરૂપ નિવડનારાં ક્ષુલ્લક સુખોને કોઈ વાતે ઇચ્છતા જ નથી, કારણ કે, એના (આત્માના) અખંડ સુખનો ઉપયોગ લેવાને જેઓનું મન તલ્પી રહ્યું છે, તેઓ સંસાર સુખને કશા પણ પદાર્થમાં ગણતા નથી; અને તેઓ વિષય સુખના સેવન માટે અવિનાશી સુખ ગુમાવતા નથી. એ પ્રમાણે તે મહાત્માએ અનેક પ્રકારે તેને સદ્બોધ દીધો, તેથી તે રાજાનો શોક ઘણીક રીતે શાન્ત પડ્યો. ગુરુના ઉપદેશનો પ્રતાપ જ એવો હોય છે કે, તે કર્ણદ્વારાએ અંતઃકરણમાં જતાં અંતરનાં પાપોને ધોઇ નિર્મળ કરે છે, અને પૂરી ફરી તેવા ઉપદેશની ઇચ્છા ઉત્પન્ન કરે છે. પછી ઋષિ, જેવા ઉભા થઇને જવાની ઇચ્છા કરવા લાગ્યા કે, તુરત રાજા લાંબો થઇ તેમના ચરણમાં પડી વિનતિ કરવા લાગ્યો કે, "હે દયાળ! હવે આપ એક ઘુંટડો જ અમૃત પાઇને કેમ જાઓ છો? તૃષાતુરને જલદાન કરનારાએ જ્યાંસૂધી તેની તૃષા છીપે ત્યાંસૂધી જળ પાવું જોઇએ કેમ કે થોડું જલપાન તૃષા વધારીને શોષ પાડે છે. એકાદો ઘુંટડો પાવો તે કરતાં તો બિલકુલ પાવું જ નહિ એ વધારે ઉત્તમ છે. માટે આપનું ઉપદેશરૂપ અમૃત હવે મારી તૃષા છીપે ત્યાંસૂધી પાઓ. હે ગુરુદેવ! હું આપને શરણે છું. આ શોકરૂપી સમુદ્રમાં ડૂબેલાને હાથ પકડીને કિનારાપર લાવનાર આપ જ છો, માટે મને શરણે રાખીને સંસાર ત્રાસથી સર્વ વાતે અભય કરો." એ સાંભળી ઋષિને દયા આવી અને તેમણે કહ્યું, "હે રાજન્! તારી પૂર્વની ખેડ ઘણી ઉત્તમ છે, પરંતુ એક પુત્રના શોકથી તું હાથે કરીને દુઃખી થતો હતો તે જાણીને હું અહીં આવ્યો છું અને એ તારો મિથ્યા શોક દૂર થવાથી હું બહુ સંતોષપૂર્વક મારા આશ્રમે જાઉં છું. પણ તારી જિજ્ઞાસા, તત્ત્વોપદેશ શ્રવણ કરવાની છે, તો હવે તું મારા આશ્રમપર આવજે;

કારણ કે વિરક્ત પુરુષોએ એક દિવસ ઉપરાંત વસ્તીમાં રહેવું જોઈએ નહિ. આ નગરથી ઉત્તર દિશાએ, ગંગાના તટપર થોડેક દૂર પર્વતની તળેટીમાં મારો આશ્રમ આવેલો છે, જ્યાં હું નિરંતર સમાધિસ્થ રહ્યા કરું છું." એટલું કહી ઋષિ, રાજાની પૂજાનો અંગીકાર કરીને ત્યાંથી આશ્રમે પધાર્યા.

બીજે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યાદિક કર્મથી પરવારી રાજા અશ્વારૂઢ થઇને તે મુનિ પાસે જવા નિકળ્યો, ને ઉપવન ઓળંઘી મહા વનની સરહદ ઉપર ગયો એટલે તેને ગંગા તટપર પવનની સાથે અથડાતાં આશ્રમનાં ગગનચુંબિત વૃક્ષો દેખાયાં. તેને આધારે ચાલ્યો ચાલ્યો તે આશ્રમમાં ગયો તો તે સુંદર આશ્રમની અપ્રતિમ શોભા જોઇ તેને બહુ આનંદ ઉત્પન્ન થયો. સુંદર પુષ્પો તથા ફળોવાળાં સુશોભિત વૃક્ષો મંદમંદ વાયુને લીધે લેહેકી રહ્યાં છે; તેઓપર અનેક જાતનાં પક્ષીઓ મધુર વાણીથી કલરવ કરી રહ્યાં છે; તે જોતાં સાંભળતાં તેને અંતઃકરણમાં બહુ જ હર્ષ ઉત્પન્ન થયો. એ સર્વ શોભા નિરખતો તે પર્ણકુટીમાં ગયો તો આશ્રમની બરોબર મધ્યમાં આવેલી એક પર્ણશાળામાં પૂર્વોક્ત મહાત્મા, ભગવન્નામોચ્ચારણનો ધ્વનિ કરતા બેઠા હતા, તેમના દર્શન થયાં. ઘણાક મુમુક્ષુ શિષ્યો તેમની આસપાસ નાના પ્રકારના પ્રશ્નો કરી, પોતાની શંકાઓનું સમાધાન કરતા હતા. જ્ઞાનસિંહે ગુરુચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી ગુરુએ તેને શુદ્ધ સત્વગુણી જિજ્ઞાસુ જાણી "अहं ब्रह्मास्मि" એ મહા વાકયનો ઉપદેશ કરીને પોતાનો શિષ્ય કર્યો. પછી ત્યાં થતી જ્ઞાન ગોષ્ટિથી પરમ આનંદ પામી સર્વે મુમુક્ષુઓ સાથે રાજા પણ ગુરુની આજ્ઞા લઈ ચાલી નિકળ્યો, અને ગુરુ વાકયનું મનન કરતો કરતો ઘેર આવ્યો. જેને જ્ઞાન રસની પ્રાપ્તિ થાય છે, તેને તે સિવાય બીજું કશું મીઠું લાગતું નથી. જ્ઞાનસિંહ પણ ગુરુના ઉપદેશ ઉપર મોહ પામીને નિયમ પૂર્વક તેમની પાસે જવા લાગ્યો અને પ્રતિ દિવસ આત્મતત્ત્વનો ઉપદેશ સાંભળીને મહા જ્ઞાની થયો. પોતે ગુરુ પાસે તત્ત્વ કથા શ્રવણ કરવા જાય અને ત્યાંથી ઘેર આવી પોતાની સ્ત્રીને તે સર્વ વાતનો ઉપદેશ કરે, તેથી ભક્તિમતિ પણ દેહાભિમાન છોડીને તથા સર્વ શોક તજી દઈને પરમ જ્ઞાની બનતી ગઈ.

પુત્ર પુત્રને ઠેકાણે ગયો, અને ગુરુ કૃપાથી બંને દંપતી અહંતા મમતા રહિત થયાં. ઉભયના અંતઃકરણમાંથી શોક દુઃખનો સમૂળો નાશ થઈ ગયો, અને તેઓ પરમ આનંદથી નિત્ય નિત્ય ચન્દ્રની ચઢતી કળા પેરે, વધતા જતા પ્રેમથી ગુરુની સેવા કરવા લાગ્યાં, અને પ્રજા એ જ પોતાના પુત્રો તથા પુત્રીઓ વગેરે સંતતિ છે એમ માની પ્રેમથી પ્રજાનું પાલન કરવા માંડયું. નિત્ય શ્રવણ કરેલાં ગુરુ વાકયોનું તેઓ સારી પેઠે મનન કરતાં હતાં, અને નિત્ય શ્રવણ કરેલા અધ્યાત્મ વિષયનું મનન કરતાં ઉપજેલી શંકાઓનું બીજે દિવસે ગુરુ પાસેથી સમાધાન કરતાં હતાં. એ જ હમ્મેશાં તેઓનો ઉદ્યમ થઇ પડયો. એક દિવસે ગુરુ મહારાજાએ ઉપદેશ કરતાં એમ કહ્યું કે, "મુક્તિ પામેલો (જીવન્મુક્ત થયલો) પુરુષ આત્માનુભવજન્ય (આત્માને ઓળખી તેના અનુભવથી થયલા) સુખમાં મગ્ન થઇ જાય છે. ત્યારપછી તેને સંસારના મિથ્યા વિષયો તરફ અનાદર આવી જાય છે." એ સાંભળીને જ્ઞાનસિંહ તે દિવસે તો ત્યાંથી ઘેર આવ્યો, પણ તે વાકયનું મનન કરતાં તેને શંકા ઉઠી કે, "અરે એવું તે આત્માનુભવ સુખ કેવું હશે, કે જેમાં મુક્તજનો સદા જ લોભાઇ રહે છે, ને મુમુક્ષુઓ જેની નિરંતર ઇચ્છા કરે છે?" પછી બીજે દિવસે તે શંકા ગુરુને નિવેદન કરતાં ગુરુએ વિચાર કીધો કે, "આણે પૂછયું તે જો કે યથાર્થ છે, પરંતુ તેનું સમાધાન માત્ર મોઢેથી કહેવા વડે જ થઇ શકશે નહિ, માટે પ્રત્યક્ષ પ્રમાણથી તેની શંકાનું સમાધાન થવું જોઈએ. એમ ધારીને ગુરુએ તેને કહ્યું, "વત્સ જ્ઞાનસિંહ! તને ધન્ય છે કે તને આવી શંકા ઉત્પન્ન થઈ! તારી હું શી પ્રશંસા કરું? પણ આ પ્રશ્ન, ગુરુ વાકય મનન કરવાનું મોટું ફળ છે. પરંતુ હે બાપ! એનું સમાધાન હું પોતે કરીશ નહિ. અહીંથી તું વિષ્ણુપુરી પ્રત્યે જા, ત્યાંનો વિષ્ણુપ્રતાપ નામનો મહાપરાક્રમી રાજા મારો શિષ્ય છે, તે તારું સર્વ રીતે સમાધાન કરશે.?"

ગુરુની આજ્ઞા થવાથી જ્ઞાનસિંહ ઘેર આવ્યો અને બીજે દિવસે રાજ્યકાર્યભાર પોતાના વિશ્વાસુ પ્રધાનોને તથા પુરોહિતોને સોંપી તેઓને પ્રજાપાલનની સારી રીતે ભલામણ કરીને, રાણી સહવર્તમાન, સુખપાલોમાં બેસી, વિષ્ણુપુરનો રસ્તો લીધો. માર્ગમાં અનેક

વનો, પર્વતો, નદીઓ, શેહેરો વગેરે સૃષ્ટિ રચનાનું અવલોકન કરતાં કેટલેક દિવસે તે સૈન્ય સહિત વિષ્ણુપુર નજીક જઈ પહોંચ્યો. વિષ્ણુપ્રતાપ, ગુરુ કૃપાથી સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપ થયો હતો. તેથી તેણે આગળથી યોગ બળવડે જાણી લીધું હતું કે, જ્ઞાનસિંહ આત્માનુભવજન્ય સુખનું સ્વરૂપ જાણવાને પોતાની તરફ આવે છે. જ્ઞાનસિંહના આવતાં જ તે પંચરંગી સૈન્ય તયાર કરાવી બહુ ઠાઠમાઠ સાથે તેની સામો સત્કાર કરવાને આવ્યો. વિષ્ણુપુરના ઉપવનમાં તેઓને પરસ્પર ભેટ થઇ. પરમ આદરપૂર્વક પોતાના ગુરુ ભાઇને વિષ્ણુપ્રતાપ નગરમાં તેડી લાવ્યો, ને એક સુંદર મહેલમાં સૈન્ય સહિત તે દંપતીને ઉતાર્યાં. પછી નાના પ્રકારનાં પકવાનો તયાર કરાવી તે સૌને જમાડયાં, ને તેઓ માર્ગના શ્રમથી નિવૃત્તિ પામ્યાં એટલે વિષ્ણુદત્તે તે દંપતી પાસે આવી વિવેકયુક્ત વાણીથી તેમને પૂછ્યું, "હે ક્ષત્રિય કુલ શોભન જ્ઞાનસિંહ! આપને અહીં સૂધી શ્રમવડે પધારી અમારા દેશ તથા ગૃહને પાવન કરવાની મતિ કેમ ઉપજી! આપ ભલે પધારયા. આપે અહીં પધારીને મને કૃથાર્થ કીધો છે, માટે હવે જે આજ્ઞા હોય તે સેવક પ્રત્યે કહો." એ સાંભળી જ્ઞાનસિંહ બોલ્યો, "હે સત્કરત! હે ભૂપતિ! હે વિષ્ણુપ્રતાપજી! ભગવન્ સ્વરૂપ મહર્ષિ કૌણ્ડિન્ય, જે જગદુદ્ધારક છતાં તમારા તેમ જ અમારા દેહના સ્વામી તથા ગુરુ છે, તેમણે મને આપની સેવામાં મોકલ્યો છે અને કહ્યું છે કે, વિષ્ણુપ્રતાપ તારી સર્વ શંકાઓનું સમાધાન કરીને તને યથાર્થ રીતે અધ્યાત્મ જ્ઞાન સમજાવશે; તે ઉપરથી હું આપની પાસે આવ્યો છું; અને હે મહાત્મન્! આત્માનુભવજન્ય સુખ કેવું છે? એ જાણવાની મારી ઇચ્છા છે." તે સાંભળીને વિષ્ણુપ્રતાપ બોલ્યો, "પ્રિય બાંધવ,* આ ઘર તમારું જ છે; માટે સર્વ વાતે મન સ્થિર કરી નિઃશંક થઇને અત્ર રહો. આપની શંકાઓ સર્વ રીતે ગુરુ કૃપાથી હું નિવારણ કરીશ." પછી વિષ્ણુપ્રતાપ પ્રતિ દિન તેને એક જ આસને જોડે લઇ જમવા બેસે, સાથે લઈ રાજસિંહાસને બિરાજે, વાડી, બગીચા વગેરેમાં પણ સાથે જ ફરવા જાય. એ પ્રમાણે તેની સાથે વિશુદ્ધ–અભેદ ભાવમય એકતાથી વર્તવા

* એક ગુરુના શિષ્ય હોવાથી વિષ્ણુપ્રતાપે એ પ્રમાણે સંબોધન કરીને કહ્યું છે.

લાગ્યો. એ વિષ્ણુપ્રતાપ, કે જે મહા જ્ઞાની: તત્ત્વવેત્તા, વેદ વેદાંગ-પારંગત અને सर्वं खल्विदं ब्रह्म એ ન્યાયે કરીને આખા જગતને બ્રહ્મરૂપ જાણવાથી સર્વની ઉપર સમાન દૃષ્ટિ રાખનારો—અભેદપણું યથાર્થ રીતે જાણનારો હોવાને લીધે સાક્ષાત્ બીજો જનક જ હોયની શું? તેવો પ્રતાપી હતો. તેણે જ્ઞાનસિંહની શંકા નિવારણ કરવાનો ઉપાય કરવા માંડયો.

તેણે પોતાના નગરથી સુમારે બે ત્રણ કોશ દૂર આવેલા પોતાના વિલાસ કુંજમાં, જ્યાં એક સુંદર મેહેલ ચણાવ્યો હતો, ત્યાં ત્રયોદશીને દિવસે, મધ્યાહ્ને, સર્વ જાતનાં પકવાન્નો તથા બીજાં અનેક પ્રકારનાં ઉત્તમ સ્વાદિષ્ટ અન્નો તયાર કરાવવાની કાર્યભારીઓને આજ્ઞા આપી. એકાદશી વ્રત કરનારને દશમીને દિવસે એકટાણું અને દ્વાદશીએ પારણું કરવાનો નિયમ હોય છે, પરંતુ વિષ્ણુપ્રતાપે એવો યોગ સાધ્યો હતો કે, જેથી દશમીને દિવસે જ્ઞાનસિંહથી કંઇ કારણને લીધે જમાયું નહિ. બીજે દિવસે એકાદશી હતી ને ત્રીજે દિવસે વામનદ્વાદશી હતી તેથી લાગલાગટ ત્રણ ઉપવાસ થાય અને ઠેઠ ત્રયોદશીને દિવસે પારણું થઈ શકે એવો જોગ આવ્યો. વિષ્ણુપ્રતાપે આવો યોગ આગળથી જાણીને જ બરોબર તેરસને દિવસે મધ્યાહ્ને રસોઈ તયાર થાય એવી આજ્ઞા આપી રાખી હતી. નીતિ વચન છે કે, "अन्नाद्भवंति भूतानि અન્નને આધારે પ્રાણ છે," માટે ત્રણ દિવસના સામટા ઉપવાસ થવાથી જ્ઞાનસિંહનો આત્મા તો આકુળવ્યાકુળ થઈ રહ્યો; પણ પોતે તે પરમ વૈષ્ણવ—ભગવત્પરાયણ હતો, નિયમ પ્રમાણે વ્રત કરનારો હતો. તેણે નિરાહાર રહીને ત્રણે દિવસ ભગવન્નામોચ્ચારણ કરતા પૂર્ણ કીધા. ત્રયોદશીનો પ્રાતઃકાળ થયો એટલે વિષ્ણુપ્રતાપ તથા જ્ઞાનસિંહ, સ્નાન સંધ્યાદિ આહ્નિકથી પરવારી તયાર થયા, અને સુખપાલ સજ્જ કરાવી કેટલાક કાર્યભારીઓ સાથે પેલા વિલાસ-કુંજ તરફ પ્રયાણ કર્યું: તડામાર કરતાં વાહનો મધ્યાહ્ન થતાં પહેલાં ત્યાં પહોંચ્યાં, રસોઇ પણ તયાર હતી. રાજાને જમવા બેસવા માટે જે ચોક તયાર કરી રાખ્યો હતો, તેમાં ચાકરોએ ચપોચપ રંગોળીઓ પૂરીને સુવર્ણના બાજઠ ઢાળી દીધા, સુવર્ણનાં જળપાત્રો

તથા ઉપપાત્રો શીતળ જળ ભરીને દરેક બાજઠની બાજુએ મૂકી દીધાં, દરેક બાજઠની આગળ મનને અત્યંત આનંદ પમાડનારી સૌગંધિક અગરતગરની બત્તીઓ ધરી દીધી; અને બીજી સર્વ સામગ્રીઓ પણ સજ્જ કરીને ચાકરો બાજૂપર ઉભા રહ્યા. તુરત નાના પ્રકારનાં પકવાન્નો તથા બીજી સામગ્રીઓથી ભરેલા રત્નજડિત સુવર્ણના થાળો દરેક બાજઠ આગળ ગોઠવી દીધા. તે પછી વરદી પહોંચતાં જ સર્વ સાથસહિત બંને રાજવીરો, પીતાંબર ધારણ કરી તયાર થયેલા જ હતા, તે ત્યાં આવીને બાજઠો પર વિરાજી ગયા. જ્ઞાનસિંહ તો એક ક્ષણ પણ બીજા કોઇની સાથે બોલ્યા વગર, કિંવા નજર સરખી પણ કોઈ તરફ ફેરવ્યા વગર એક ચિત્તે મોટા મોટા કોળીઆ જ ભરવા મંડી ગયો. અને લગભગ અર્ધ ઉપરાંત જમી રહેવા આવ્યો ત્યારે મધ્ય જળ કરવા માટે માત્ર મુખ ઊંચું કીધું. પછી અનેક પ્રકારનાં હાસ્યવિનોદ કરતાં સૌ કો જમી તૃપ્ત થયા, અને હાથ મ્હોં પ્રક્ષાલન કરીને ઉઠયા, એટલે સેવકોએ કેસર કસ્તૂરી આદિ પદાર્થોથી ભરેલાં પાન બીડાં લાવી સૌને આપ્યાં. પછી વસ્ત્રો સજી એકાંત બેઠકમાં સૌ વિનોદ કરતા બેઠા, એટલામાં વિષ્ણુપ્રતાપે આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે એક મંત્રીએ સવિનય પૂછ્યું, "ભાઈઓ! આજે ભોજન કરતી વખતે આપણને કેવો આનંદ પ્રાપ્ત થયો હતો?" ત્યારે સૌના બોલતાં પહેલાં જ્ઞાનસિંહ જ તુરત બોલી ઉઠયો કે, "અરે! શું આજનો આનંદ? અહા! તેનું વર્ણન કોણ કરી શકે એમ છે? તે તો માત્ર હું અને આ સૌ જમનારા પોતપોતાના મનમાં જ જાણતા હશે. મારી શકિત કોઈ પણ કાળે એને વર્ણવી શકવાની નથી કે એ આનંદ આવો અને આટલો હતો! મારી જિહ્વેન્દ્રિય, જેના દ્વારા મને એ આનંદ થયો, તે પણ એને વર્ણવી શકવાને કોઇ કાળે સમર્થ થઈ શકે એમ નથી. જ્ઞાનસિંહ આમ બોલ્યો તેનું કારણ એ હતું કે, તે પોતે ચાર દિવસનો ભૂખ્યો હતો તેથી તેને જમતાં જે લહેઝત પડી હતી તે બીજા સૌ કરતાં અધિક જ હતી.

તે પછી એક બીજા દિવાનખાનામાં નાના પ્રકારની મખમલની

તળાઇઓ બિછાવેલા સુવર્ણના પલંગો તઇયાર હતા તેમાં સૌ જરાક વાર આડા થયા.* અને ત્રિજે પહોરે ઉઠી મુખ પ્રક્ષાલન કરીને સૌ એકત્ર થયા ત્યારે તંબોળીએ, કેસર, કસ્તૂરી, બરાસ, એલચી વગેરે પદાર્થો નાખી બનાવેલાં નાગરવેલનાં પાનનાં બીડાં લાવીને હાજર કર્યાં, જેનો મુખવાસ કરી સૌ ગપાટા મારવા બેઠા. એટલામાં રાજાના માળીએ ગુલાબ, મોગરા, ચંબેલી વગેરે સુગંધી પુષ્પોના તોરાઓ તથા હારો લાવીને દરેકના કંઠમાં આરોપણ કરી દીધા. તે પછી એક અત્તરિયો ઉભો હતો, તેણે તુરત પોતાનો અત્તરનો દાબડો ઉઘાડયો ને અનેક પ્રકારનાં એક કરતાં એક ઉત્તમ અત્તરો, અત્તરદાનીમાંથી તેમના શરીરોપર નાંખવા માંડયાં. અનુક્રમે ગુલાબ, મોગરા, ચંબેલી, જાઇ, ખસ, અંબર, મલિયાગર, કેવડા વગેરે ઋતુને અનુસરતાં ઊંચામાં ઊંચાં અત્તરોની સુગંધથી પ્રાહુણાઓને તલ્લીન કરી નાખ્યા. આ સર્વથી એકાએક હરખાઇ જ્ઞાનસિંહ બોલી ઉઠયો કેઃ "અહાઃ! હાઃ! હાઃ ! ભાઇ વિષ્ણુપ્રતાપ! આજે તો તમે મારી પરોણાગત કરીને મને આનંદના સમુદ્રમાં છેક જ ડૂબાડી દીધો છે!" એ સાંભળી વિષ્ણુપ્રતાપ બોલ્યો કે, "પ્રિય બંધુ! એવો તે શો તમને આનંદ થાય કે, તેનું કંઇક પણ વર્ણન તો કરી બતાવો, તે વિના અમે જાણીએ કેમ કરીને કે આ આનંદ આવો છે ?" ત્યારે જ્ઞાનસિંહ બોલ્યો કે, "શું એ આનંદ કહેવાને કોઇ પણ શક્તિમાન્ થાય ખરું? એ તો માત્ર મારી નાસિકા ઇંદ્રિય જ જાણે છે."

ત્યારપછી વિષ્ણુપ્રતાપે સવિનય વિજ્ઞાપના કરી કે, "હવે ઠંડો પહોર થયો છે માટે ચાલો આપણે બાગમાં ફરવા જઇએ." સૌ ઉઠીને ઉભા થયા અને બાગમાં ચાલ્યા. બાગની શોભા તો વળી કંઇ અપ્રતિમ જ હતી. તે સઘળી શોભાનું યથાર્થ વર્ણન કરવું એ અશક્ય છે, પરંતુ સંક્ષેપે વર્ણવીએ તોપણ દિવસના દિવસ વીતિ જાય માટે એટલું કહેવું ઘણું છે કે, તેમાંનાં જલાશયો, ફલ તથા પુષ્પવાળાં વૃક્ષો, તેઓપર કલ્લોલ કરતાં પક્ષીઓ, પિંજરાઓમાં પુરેલાં તેમ જ છૂટાં ફરતાં અનેક દેશાંતરમાંથી આણેલાં અનેક

* જમ્યા પછી થોડીક વાર ડાબું પડખું દબાવીને સૂવું એ ગુણકારક છે.

જાતનાં પ્રાણીઓ, બાગમાં ફરવાના નાના પ્રકારના માર્ગો, દ્રાક્ષના તથા પુષ્પ વેલીઓના ખીલેલા માંડવાઓ, તેમાં પૂરતી ગોઠવેલી સુંદર બેઠકો; બીજી મનને આનંદ આપે એવી કુંજોની જુદી જુદી રચના જોતા જોતા તેઓ ફરતા ફરતા એક દ્રાક્ષના માંડવાની નિચે જઈ પહોંચ્યા. તેની તળેની શીતળ બેઠકમાં સૌ બેસી ગયા. જે જે કંઇ કરવું હતું તે સઘળાની તૈયારી રાજાએ પ્રથમથી જ કરી રાખેલી હતી, માટે પૂર્વાપર આપેલી આજ્ઞા પ્રમાણે; વગર કહ્યે પોતાનું કાર્ય બજાવવાને સમય પ્રમાણે સૌ હાજર થવા લાગ્યા. તેઓ બેઠકમાં બેઠા હતા એટલામાં ત્યાં એક વિલક્ષણ પુરુષ હાજર થયો, ને રાજાને આશીર્વાદ દઇ તુરત પોતાની માયિક વિદ્યા દેખડાવવા માંડી. એકાએક સૌની નજરમાંથી તે બાગ, બેઠક અને મેહેલ સર્વે અદૃશ્ય થઇ ગયાં, અને એક તેજનો અંબાર તેમના સામે ખડો થયો. આ તેજપુંજમાંથી અંજાઇ જઈ તેઓ આંખો મીચી દઇ ફરી ઉઘાડવા જાય છે તેટલામાં એક અત્યંત સુંદર નગર તેઓના જોવામાં આવ્યું. તેનો દેખાવ, તેનો વિસ્તાર, તેની અંદરનાં સુવર્ણમય અને રત્નજડિત અવર્ણનીય શોભાવાળાં સુંદર મંદિરો, તેમાં આનંદભેર ફરતાં દિવ્ય સ્વરૂપવાન્ તેજસ્વી નવયૌવન સ્ત્રી પુરુષો, ત્યાંના રાજાની ભવ્ય રાજસભા, તેમાં વિરાજનારા મહાન્ દેવર્ષિઓ, દેવતાઓ સરખા વીરપુરુષો, તેમાં નાચ કરતી લાવણ્યવાળી ગુણિકાઓ, વગેરે સર્વ ઇન્દ્ર સમાન વૈભવ નિરખીને, શું આ ઇંદ્રપુરી જ હશે કે? એવું પ્રત્યેક જણે અનુમાન કર્યું. એટલામાં તે નગર એકાએક અદૃશ્ય થઈ ગયું અને તેમની દૃષ્ટિ આગળ બીજી જ ભવ્ય શોભા ખડી થઇ! તેમાં આગળની ઇંદ્રપુરીની શોભા કરતાં પણ કંઈ વિલક્ષણ પ્રકાર જોવામાં આવ્યો તે દેખવામાં તો સૂર્ય કે ચંદ્ર એકેના પ્રકાશની જરૂર નહતી, કારણ કે ત્યાં વસનારા પુરુષોનાં મસ્તકોમાં આવેલા મહા તેજસ્વી મણિઓનો પ્રકાશ સર્વત્ર ફેલાઇ રહ્યો હતો. એટલું જ નહિ પણ ત્યાંનાં મંદિરો પણ મણિમય જ હતાં; તેમાં સ્વતઃ તેજ પલકારા મારી રહ્યું હતું. તેથી પ્રકાશ માટે દીપક વા બીજા કોઇ તેવા જ પદાર્થની કશી જરૂર જણાતી નહતી. તેમાં વસનારા પુરુષો કોઇ

પંચમુખવાળા, કોઈ દશ મુખવાળા, કોઇ સો મુખવાળા ને કોઇ કોઈ તો સહસ્ર મુખવાળા જણાતા હતા. તેઓ ઘડીકમાં સર્પનું રૂપ ધારણ કરતા હતા, તો ઘડીકમાં દિવ્ય પુરુષ જણાતા હતા. તેઓની સ્ત્રીઓનાં સ્વરૂપસૌંદર્ય આગળ તો કામદેવની સ્ત્રી રતિ પણ લજ્જા પામે એમ હતું. તે નાના પ્રકારનાં દિવ્ય વસ્ત્રાલંકારો સજી રત્ન હિંદોળા ઉપર બેઠી બેઠી હીંચકા ખાતી હતી અને તેઓની આસપાસ તેઓના જેવી હજારો દાસીઓ સેવામાં ખડી ને ખડી રહેતી હતી. ચોમેર પરમ વૈભવ દૃષ્ટિગોચર થતો હતો. આ સર્વ જોઇને "અરે! શાસ્ત્રમાં કહેલી રચના મળતી આવે છે માટે આપણે આ નાગ લોકમાં તો નથી આવ્યા કે!" એમ આશ્ચર્ય સહિત સૌ કોઇ અનુમાન કરવા લાગ્યા. થોડી ક્ષણમાં ત્યાં એક નૂતન કૌતુક જોવામાં આવ્યું. તે પાતાળ (નાગલોક) ને વિષે આવેલા એક મહાતેજસ્વી મંદિરમાં રત્નજડિત હિંદોળા ખાટપર એક અતિ સુંદર મોહિની સ્વરૂપ, લાવણ્યવતી સુંદરીની સાથે બેઠેલા એક પોતાના ઓળખીતા રાક્ષસ પુરુષને, દિવ્ય શણગાર ધારણ કરીને, આનંદમાં વિલાસ કરતો, જ્ઞાનસિંહે જોયો: એને ધારી ધારીને જોયો તો તે પોતાનો મરણ પામેલો પુત્ર જ હતો! તે જોઈ જ્ઞાનસિંહ પરમ આનંદમાં ગાંડો થઇ એકાએક બોલી ઉઠયો કે, "અહો! મારા પ્રિયપુત્ર, તું આવાં અનુપમ અને અલભ્યસ્થાનને વિષે કેવી રીતે આવી બેઠો છે? શું તને તારાં વિયોગી માતપિતાનું સ્મરણ થતું નથી?" એ સાંભળીને પેલા વિલાસી પુરુષે પ્રત્યુત્તર દીધું કે, "રાજાજી! પુત્ર કોને કહો છો? તમારા ગુરુજીનાં વચન વીસરી ગયા? શું તમને પાછું અજ્ઞાન ઉપજ્યું? કે અવિદ્યાએ ઘેરયા? હું તો મણિગ્રીવ નામનો નાગ છું, તે માત્ર તમારા પૂર્વના સત્કર્મયોગે તમને, પુત્ર વિયોગદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાને જ તમારે ત્યાં અવતર્યો હતો. અત્ર પુત્ર કોણ ને પિતા કોણ? અત્ર તો પિતા અપિતા છે, માતા અમાતા છે, લોક અલોક છે, દેવ અદેવ છે, વેદશાસ્ત્ર અવેદશાસ્ત્ર છે, ચાંડાળ અચાંડાળ છે, સાધુ અસાધુ છે, તપસ્વી અતપસ્વી છે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શુદ્ર એમાંનું અત્ર કંઇ નથી; અત્ર પુણ્યપાપ કશાનો સ્પર્શ નથી, અત્ર સર્વ

કામનાથી તરી જવાય છે; અત્ર દૃષ્ટા કે દૃષ્ટિ નથી, દૃષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી, જોવા ન જવાનું કંઇ નથી; અત્ર સર્વ અભેદમય છે. આ જ નાગલોક, બ્રહ્મલોક, અક્ષર લોક, એજ પૂર્ણ છે, પૂર્ણથી પણ પૂર્ણ છે, એમાંથી પૂર્ણ બને છે ને એ પૂર્ણનું પૂર્ણ જ રહે છે: તમે વિનાશી સંસારની મોહિની મૂકી દઇને બ્રહ્માનંદ જેવા અખંડ સુખની જ ઇચ્છા કરો. આટલી વાતચીત થઇ એટલામાં તો તે સઘળો દેખાવ લય પામ્યો. સૌ પાછા ચકિત થઇ ગયા અને જ્ઞાનસિંહ જાણે ઊંઘમાંથી એકાએક ઝબકીને જાગ્યો હોય તેમ આશ્ચર્ય પામ્યો, અને તે મનમાં ખેદ કરતો બોલ્યો: “અહાહા! મારા જોવામાં આ શો ચમત્કાર આવ્યો! અરે હજુ સુધી જેનું સ્મરણ થઇ આવતાં વારંવાર મારો પુત્ર, પુત્ર, કહી હું રડતો હતો તેણે મને શું કહ્યું? અહો! મારા મિત્રની કૃપાથી કેવો ચમત્કાર મારા જોવામાં આવ્યો. આજે તે મણિગ્રીવના કહેવાથી મારો મહામોહ દૂર થયો અને સંસારાશક્તિ સમૂળ નાશ થઈ ગઇ! વાહ! મારા મનના આનંદની વાત હું કોને કહું? મારી નજરે જે જે આનંદપ્રદ વસ્તુ જોવામાં આવી, તેનાથી થયલો અવર્ણીય આનંદ માત્ર મારું અંતઃકરણ જ જાણે છે.”

એમ કરતાં સંધ્યાકાળ થવા આવ્યો એટલે સર્વે મંડળી ત્યાંથી ઉઠીને ફરતી ફરતી પાછી રંગમેહેલમાં આવી. આ વખતે ભોજન તૈયાર હતું તેથી સૌ વાળુ કરવા ઉઠયાં, ને જેને જે ભાવ્યું તે જમી લીધું. (કારણ કે બપોરે તેઓ સારી પેઠે જમ્યા હતા.) તે પછી વસ્ત્ર બદલી પાન સોપારી લીધાં, એટલામાં જોડેના દિવાનખાનામાંથી તબલાં, તંબુરા, સારંગી, વીણા વગેરે વાદ્યો સજ્જ થવાના સ્વરો સંભળાવા માંડ્યા. અને વિષ્ણુપ્રતાપે સૌને દિવાનખાનામાં લઇ જઈને યોગ્ય આસને બેસાડ્યા. દિવાનખાનાને બહુ જ ઠાઠથી શણગારવામાં આવ્યું હતું અને ત્યાં અપ્સરાઓ નૃત્ય કરવા માટે તત્પર થઇને બેઠી હતી, તેમાંથી રાજાની આજ્ઞાથી એકેકીએ અનુક્રમે નૃત્યનો આરંભ કર્યો, અને જુદી જુદી સરગમો, * ચતરંગો, તીલાનાઓ વગેરેના આલાપ કરીને ગાયનનો

---

* સા. રી, ગ, મ, પ, ધ નીં, એ સાતે સ્વરોનાં નામોના પ્રથમ અક્ષરો છે, જેને ટુંકમાં બોલવા માટે સરગમ, સારીગમ, વગેરે કહે છે.

આરંભ કીધો. એક કરતાં એક અધિક સૌન્દર્યવતી તે લલનાઓના મનોહર આલાપ, ઘુઘરાનો ઠમકારો, તબલાની તાલ, સારંગી, વીણા ઈત્યાદિના અંતઃકરણમાં આરપાર નિકળી જનારા મધુર સ્વરોના રણકાર કરતાં અને નૃત્ય કરતાં કરતાં વારાંગનાઓએ હાવભાવ, કટાક્ષ પ્રહાર વગેરેથી આખી સભાને દિઙ્મૂઢ કરી મૂકી. પછી ભેરવી, કલ્યાણ, બિહાગ, ટોડી, કાનરો વસંત વગેરે સમયને અનુસરતા રાગો તેઓએ એક પછી એક એવી રીતે આલાપ કરીને ગાયા કે જેથી વિષ્ણુપ્રતાપ વિના સર્વ પુરુષો મોહિત થઇ ગયા. હે વત્સ ! સંગીત એક એવી વસ્તુ છે કે જેથી જડ બુદ્ધિનાં પશુઓ પણ વશ થઇ જાય છે, તો પછી સંપૂર્ણ રસ સમજનારા પુરુષનું શું કહેવું ? હવે આ ગાયનોથી ઉત્પન્ન થયેલો મોહ, અને વિષ્ણુપ્રતાપે વાળુ કર્યા પછી પાનમાં ખવરાવેલી કામોદ્દીપન ગુટિકા, એ બંનેનો એકઠો માર પાડવાથી, જ્ઞાનસિંહ તદ્દન કામવિવશ થઈ ગયો, ને બોલી ઉઠયો કે, “ અહા ! વિષ્ણુપ્રતાપ, હવે હદ થઈ રહી. આ આનંદ મારા હૃદયમાં સમાતો નથી, હવે સમાપ્ત કરો. ” તુરત ગાયન બંધ થયું, ને સૌ સુવા માટે જૂદા જૂદા ઓરડાઓમાં વિખરાઇ ગયાં.

જ્ઞાનસિંહની સ્ત્રી ભક્તિમતીને, આગળથી જ વિષ્ણુપ્રતાપે દાસીઓ સાથે શેહેરમાંથી બાગમાં તેડાવી હતી, તે પણ સમયસર આવી પહોંચી અને કામવિવશ થયેલો જ્ઞાનસિંહ જેવો નિર્માણ કરેલા વિલાસગૃહમાં જઇને સૂતો કે તુરત તે નાના પ્રકારના હાવભાવ કરતી તેના પલંગપર જઈને તેના ચરણની સેવા કરવા લાગી. જ્ઞાનસિંહને એટલું જ જોઈતું હતું. આ વેળાએ તે આનંદના મધ્ય બિંદુપર હતો.

બીજે દિવસે સંધ્યાકાળે વાળુ કરીને ચંદ્ર ઉદય થયા પછી સૌ અગાસીપર એકત્ર થયા ત્યારે, જ્ઞાનસિંહે વિષ્ણુપ્રતાપને કહ્યું, “ ભાંઇ, આપ હવે મારી શંકાનું નિવારણ તે કયારે કરશો ? આપે તો મને આ સર્વ માયામાં જ ફસાવવો ધાર્યો હોય એમ લાગે છે; કારણ કે આપને ત્યાં આવ્યા પછી અત્યાર સૂધીમાં મેં કેવળ માયિક પદાર્થોમાં જ રમણ કીધું છે; અને

હમણાં પણ માત્ર માયા, માયા ને માયા જ હું નજરે નિરખું છું. જ્ઞાન સંબંધી પવિત્ર વાર્તા તો વિસારી જ મૂકી છે." એ સાંભળી વિષ્ણુપ્રતાપે હસીને કહ્યું, "મહાત્મા જ્ઞાનસિંહ, એ તમે શું કહ્યું? શું હજુ સૂધી તમારી શંકા નિવારણ થઇ નહિ? તમે પરમજ્ઞાની છતાં આટલી બધી વાતોપરથી કંઇ સમજી શકયા નહિ; અને ઉલટા માયાને નિંદવા મંડી ગયા એ શું? પણ ભાઈ! એ માયા શું એટલી બધી ધિક્કારવા જોગ છે? મહાત્મા પુરુષ જ્ઞાની કહેવાય છે તે શાને લીધે? એ માયા ન હોત અને તેમાં લપટાયા ન હોત તો પછી પુરુષે વિરક્ત કોનાથી થવાનું હતું? જ્ઞાની થવાની શી જરૂર હતી? દીવાના આડું કશાયનું અંતરપટ હોય તો અંધારું પડે છે, ને તેથી તેને કોરે ખસેડવાનો યત્ન કરવો પડે છે, પરંતુ તે ન હોય તો નિર્મળ દીપક પ્રકાશી જ રહે છે, એટલે શાનો અંધકાર પડે? અને શું દૂર કરવાની જરૂર પડે? માટે પ્યારા બાંધવ, સંસારની માયા પ્રાણીને સાવધ અને જ્ઞાની કરનાર છે, (જો તેઓનાં પરિણામ ઉપરથી જે ગ્રહણ કરવાની ખૂબી છે તે જાણી લઇ તેનો સદુપયોગ કરવામાં આવે તો). માટે માયાનો અજ્ઞાનપણાથી તિરસ્કાર કરવો નહિ. તેમાંથી તો ઘણુંક જાણવાનું અને સમજવાનું મળે છે. અત્યાર સૂધીમાં જે જે મહાન્ જ્ઞાની પુરુષો થઇ ગયા છે, તે તે સઘળા પ્રથમ માયામાં લપટાયા હતા, અને તે માયાને સન્માર્ગે ભોગવતાં જ તેઓ જ્ઞાની થયલા છે. સંપૂર્ણ વિષયમાં રંગાઈ ગયેલા જ્ઞાનીનું જ્ઞાન–દૃઢ–કોઈ વાતે ન ચળે એવું હોય છે. એ માયા ત્રિગુણ છતે સમસ્ત જગતની કલ્યાણ કરનારી છે. હરિ હરાદ્ઢ પણ એને જાણી શકતા નથી એવી અપાર છે, સર્વની આશ્રયી છે, આ અખિલ જગતનો અંશ છે, અવ્યાકૃત ને આદ્ય છે, પરમ પ્રકૃતિ છે. તે મહાવ્રતવાળી, મુક્તિદાતા, પરમવિદ્યા, ઈન્દ્રિયોને સુનિયત કરી, સમસ્ત દોષથી નિર્મુક્ત કરનારી, ને મુનિજનોને સેવવા યોગ્ય છે; કેમકે એ માયા, જ્ઞાનીનાં ચિત્તને પણ બલાત્કારે આકર્ષણ કરી, મહામોહમાં નાંખી દે છે. પણ તેમાંથી અવિદ્યારૂપી તિમિરપટને દૂર ખસેડી જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ આપનારી પણ એ જ

છે. એ દરિદ્રોને ચિંતામણિ જેવી છે, એ માયા મિથ્યા છે, આદિએ નથી, અંતે નથી, વર્તમાનમાં નથી, મિથ્યા છતે સત્ય ભાસે છે, એનો જ તમોએ વિચાર કીધો હોત તો તમારા પ્રશ્નનું ઉત્તર આપોઆપ મેળવી શકયા હોત." એમ કહીને વળી તે બોલ્યો, "ભાઇ, એ બધું તો ઠીક, પણ ગઈ કાલે શી શી મઝા તમારા જોવામાં આવી ? એ સંબંધે તો આપણે વાતચિત જ કરવી ભૂલી ગયા.' એ સાંભળી જ્ઞાનસિંહ બોલ્યો," અહા ! કાલની વાત તે શી કરવી? એ રંગનાં ચટકાં તો કાલે જ વહી ગયાં. મિત્ર, કાલે તો તમે મારી પાંચે ઈન્દ્રિયોને આનંદથી તૃપ્ત કરી દીધી હતી. ભાતભાતનાં સ્વાદિષ્ટ ભોજનો, સૌગંધિક પુષ્પો, અત્તરો, અપ્સરાઓનાં નૃત્યો, ગાયનો અને આલિંગનો, એ વગેરેથી મારું મન આખી રાત અને દિવસ આનંદના સમુદ્રમાં જ તરતું હતું. હજુ પણ તે આનંદસાગરની લહેરીઓ કોઈ કોઇ વખતે મને સાંભરી આવે છે, ત્યારે તે મારા મનને પુલકિત બનાવી મૂકે છે. અને અરે ! હું ભૂલી કેમ ગયો ? પેલા માયાવી ખેલે તો વળી હદ્દ જ વાળી દીધી હતી. અહો ! ઘેર બેઠે સ્વર્ગ અને પાતાળના દિવ્ય લોકનાં પ્રત્યક્ષ દર્શન થયાં એ શું થોડી વાત છે ? વળી વિષ્ણુપ્રતાપજી, એક વાત તો તેમાં મેં એવી જોઈ કે તેથી થયલું આશ્ચર્ય મને જન્મોજન્મ યાદ રહેશે; કારણ કે તે મનોહર અને આનંદપ્રદ અદ્ભુત દેખાવ મારા હૃદયમાં આબેહૂબ ચિતરાઈ રહ્યો છે. ભાઈ! તેમાં મારા મરી ગયલા પુત્રને મેં જોયો, ને વળી તેની સાથે કેટલીક વાતચિત પણ કીધી. અહા ! એ સંબંધે મને જે આનંદ થયો તેનો વિચાર તમે જ કરો. એ પ્રમાણે જિહ્વા, નાસા, ચક્ષુ, શ્રોત્ર અને સ્પર્શેન્દ્રિય-ત્વચા, એ પાંચે ઈંદ્રિયો હજુ સૂધી તે સમયના સુખમાં લહેરીયાં લે છે."

એ સાંભળી વિષ્ણુપ્રતાપ બોલ્યો, "તમે કયારના, આનંદ થયો આનંદ થયો, અને સુખ સુખ કરી રહ્યા છો, પણ એવું તે સુખ કેવું હતું તે મને જરાક સમજાવશો." ત્યારે જ્ઞાનસિંહે કહ્યું, "તે સુખ તે હું કેમ કરીને વર્ણવું ? મારા મનમાંએ નથી વર્ણવાતું, તો પછી હું વાણીએ કરીને તમને કેમ કરી કહી શકું ? જમવાનું સુખમાત્ર જિહ્વા જ જાણે છે; સુગંધથી જે લેહેજત આવી તે

મારી નાસિકાને જ ખબર છે; ગાયનથી જે આનંદ થયો તેનો ભોગી તો કાન જ થયા છે: એ પાંચે જ્ઞાનેંદ્રિયોને થયલું સુખ માત્ર તેઓ જ જાણે છે. મારાથી તો શું પણ હું જાણું છું કે આપણા ગુરુજીથી પણ એ સુખાનંદનું વર્ણન થઈ શકવું તદ્દન અશકય છે.”

“બસ, બસ, હું એટલું જ જાણવા માગું છું. હવે તમારા મનમાં નિશ્ચય થયો કે, ઇન્દ્રિયજન્ય અલ્પસુખને પણ જ્યારે તેનો ભોક્તા વર્ણવી શકતો નથી, ત્યારે કેવળ નિર્વિકાર આત્મા, કે જે અતીંદ્રિય (દશ ઇન્દ્રિયોથી જાણી શકાય નહિ એવો અથવા તો દશે ઇંદ્રિયોની ઉપર સત્તા ચલાવનાર) છે, તેનું યથાર્થજ્ઞાન થવાથી જે અપાર આનંદ થાય છે તેનું સ્વરૂપ વર્ણવવાને કોણ સમર્થ હોય ?”

એ સાંભળીને જ્ઞાનસિંહે કહ્યું; “ત્યારે શું આત્માનુભવજન્યસુખ કેવળ અવર્ણનીય–અનિર્વચનીય જ છે ? અહો ! હવે હું યથાર્થ સમજ્યો, રે સમજ્યો. અહા ! ધન્ય, ધન્ય ! જેમ, ઉદાર ચમત્કારવાળો, સદાચાર વિહારવાળો મૃગેન્દ્ર પાંજરામાંથી છૂટી જાય છે, તેમ હું જગમોહથી, તમારા પ્રતાપે છૂટી ગયો છું.” એટલું કહીને જ્ઞાનસિંહ, તુરત આસનપરથી ઉઠયો અને વિષ્ણુપ્રતાપના ચરણમાં પડી તેને દંડવન્નમસ્કાર કરીને હર્ષાલિંગન દીધું. તેનો અભ્યાસયોગ વધારે દૃઢ કરવા માટે અને અતદ્રૂપ બુદ્ધિનો લય કરવા માટે, સ્વસ્થ થઇને વિષ્ણુપ્રતાપે કહ્યું, “ભાઈ, જુઓ કે આ આકાશમાં ખીલી રહેલો ચંદ્ર, તમારા કંઠમાં પડેલી માળામાંનાં મોતી, તમારા હાથમાં રહેલું મોગરાનું પુષ્પ અને આ કટોરામાં ભરેલું દૂધ, એ ચારે વસ્તુઓ આપણે સૌ જાણીએ છીએ કે શ્વેત છે પણ એ કેવાં શ્વેત છે તે કોઇ કહી શકશે ? હું ધારતો નથી; કારણ કે ચંદ્ર જેવું દૂધ શ્વેત નથી, દૂધ જેવું મોતી શ્વેત નથી, ને મોતી જેવો મોગરો શ્વેત નથી. એ પોતપોતાના સ્વરૂપમાં કેવાં શ્વેત છે તે મનમાં જાણ્યા, સમજ્યા છતાં પણ, કોઇ તેની શ્વેતતા વર્ણવી શકતું નથી. સૌ તે પદાર્થને, બીજા પદાર્થોની ઉપમા આપીને કહેશે કે ફલાણી વસ્તુ ફલાણા જેવી શ્વેત છે, અને ફલાણો પદાર્થ ફલાણા જેવો શ્વેત છે. પણ ઘી ખાધું તેનો કેવો સ્વાદ છે તે ફક્ત ખાનાર જાણશે; લાડુ જમી તૃપ્ત

ચયો, પણ તેનો સ્વાદ માત્ર જમનારનું મન જ જાણશે; બીજાના કહેવાથી તે સ્વાદ કેવો હતો તેનો આભાસ પણ મનમાં થશે નહિ. તેવી જ રીતે પરમાત્માનું નિરાકાર નિર્વિકારસ્વરૂપ, તે ગુરુ શી રીતે વાણીથી કહી સમજાવે ? એ તો માત્ર અધ્યારોપ કરીને (ફલાણું સુખ ફલાણાના જેવું, ફલાણો આનંદ ફલાણાના જેવો વગેરે) સમજાવે; પણ એ સ્વરૂપનો અનુભવ કરી, શિષ્ય જાતે તે લેવાને–જાણવાને સમર્થ થાય ત્યારે જ લેશે અને સુખાનુભવને જાણશે. પરમાત્માનું સ્વરૂપ ત્યારે જ સમજશે કે આ સુખ તે આવું છે; અને ત્યારે જ જાણશે કે પરમાત્માનું સ્વરૂપ તે આવું છે. માટે ટુંકામાં એટલું જ કહેવું બસ છે કે, ઇંદ્રિયજન્ય સુખો જ્યારે વાણીથી કહેવાઇ શકાતાં નથી, ત્યારે અતીંદ્રિય આત્માનું સ્વરૂપ, કે તેના અનુભવથી થતું સુખ ને તેથી થતો આનંદ કોઈ વર્ણવી શકતું નથી. કોઇક એને આશ્ચર્યવત્ જૂએ છે, કોઇક એને આશ્ચર્યવત્ વદે છે, કોઇક એને આશ્ચર્યવત્ અનુભવે છે, કોઈક એને આશ્ચર્યવત્ સાંભળે છે, કોઈ એને સાંભળ્યા છતાં પણ જાણતો નથી–કોઈ કંઈ કહી શકતું નથી. સૌ વદે છે, સાંભળે છે, જૂએ છે, અનુભવે છે, પણ કોઇ તે કહી શકતું નથી. એ વાણીથી કેમ કહી શકાય ? માટે "आत्मानुभवजन्य सुख केवल अनिर्वचनीय छे!"

એ પ્રમાણે જ્ઞાનસિંહની શંકાનું પૂરેપૂરું સમાધાન થયું એટલે બીજે દિવસે તેઓ સર્વે વિષ્ણુપુર ઉપડી ગયા. ત્યાં કેટલાક દિવસો પર્યંત આનંદથી જ્ઞાનવાર્તામાં કાળ ગાળીને, જ્ઞાનસિંહ, વિષ્ણુપ્રતાપની આજ્ઞા લઇ સ્વદેશ ગયો, અને ગુરુપ્રતાપે પરમ જ્ઞાની થઇને અવસાને સ્રીસહિત મોક્ષને પામ્યો.





# એકવિંશ બિન્દુ.

## જીવશિવ.

निरुपममनादि तत्त्वं त्वमहमिदमद इतिकल्पनादूरम् ॥
नित्यानन्दैकरसं सत्यं ब्रह्माद्वितीमेवाहम् ॥

અર્થ—ઉપમારહિત, અનાદિ, તત્ત્વસ્વરૂપ, તું, હું, આ અને તે, એ કલ્પનાથી દૂર, નિત્યાનંદ, એકરસ, સત્ય, અને અદ્વિતીય બ્રહ્મ છે તે જ હું છું.

શિષ્ય—હે દીનદયાલ! આપ કહો છો કે આ જીવ દેહધારી અને અવિદ્યા-પ્રપંચમાં પચેલો—ચકચૂર થયલો છે; છતાં જ્ઞાન પ્રાપ્ત થવાથી દેહમાં હોવા છતાં, શિવ—બ્રહ્મરૂપ થઈ જાય છે; એ સંબંધે મને મોટું આશ્ચર્ય લાગે છે કે, એમ તે કેવીરીતે બને?

ગુરુ—વત્સ, એ જીવ અને શિવ આત્મા અને પરમાત્મા, જેમને તું જેવા અજ્ઞાન પ્રાણીઓ જૂદા—દ્વૈત—માને છે, એમ તે દ્વૈત નથી, પણ કેવળ એકરૂપ, અર્થાત્ અદ્વિતીય જ છે; ને એ માત્ર ઉપાધિ ભેદે કરીને જૂદા જૂદા ભાસે છે. આત્મા સદૈવ એક પરબ્રહ્મરૂપ અને અદ્વિતીય છે અને પ્રારબ્ધોને અનુસરીને દેહમાં વસવાથી જીવ કહેવાય છે; છતાં ગુરુ ઉપદેશ છે કે तत्त्वमसि (પરમાત્મા) તે તું જ છે. એવા ઉપદેશના પ્રભાવથી તે પોતાને, अहंब्रह्मास्मि । "હું પરમાત્મા છું—બ્રહ્મ છું," અર્થાત્ જીવ નથી. એમ સમજવા માંડે છે ત્યારે, તેની વૃત્તિ દેહમાંજ રહ્યા છતાં પણ ફેરવાઈ જાય છે. જે વિકલ્પો થાય છે તે ચિત્તથી થાય છે. ચિત્તાભાવ હોય તો કંઈ નથી. જળને વિષે ઓગળી ગયેલા મીઠાનો કટકો

આંખે જણાતો નથી, તેમ જ હૃદયમાં પ્રકાશવા છતાં, જે ઇંદ્રિયોથી ગ્રહાતો કે દેખાતો નથી, પણ કેવળ સદ્ગુરુના વચનરસમાં પરમ શ્રદ્ધાથી એકતાર થવાથી ગ્રહાય છે, દેખાય છે, તે જ બ્રહ્મ છે. તે અજ્ઞાનપટના અંતરાયથી દેખાતું નથી. પણ જેમ સ્વચ્છ દર્પણમાં મુખ સ્પષ્ટ દેખાય છે, તેમ અધિકારીના શરીરમાં રહેલી બુદ્ધિને વિષે આત્મા પરમાત્માની એકતા જણાય છે. એ એકતા જાણ્યા પછી સર્વ સંશય નિર્મૂળ થાય છે. તે વિષે કર્ણનો ઇતિહાસ તેં સાંભળ્યો નહોય તો સાંભળ.

પૂર્વે દ્વાપર યુગના અંતમાં ચંદ્રવંશી શંતનુ રાજાને પાંડુ અને ધૃતરાષ્ટ્ર નામના બે પૌત્રો થયા હતા. તેમાં ધૃતરાષ્ટ્રના પુત્રો તે ધાર્તરાષ્ટ્ર (કૌરવો) કહેવાયા અને પાંડુના પુત્રો તે પાંડવો કહેવાયા. એ પાંડવો ખરું જોઇએ તો છ ભાઇઓ હતા; કર્ણ, અર્જુન, ભીમ, નકુલ અને સહદેવ. પરંતુ લોકો તેઓને પાંચ ભાઇજ જાણતા હતા, કેમકે કર્ણ તેઓનો મોટો ભાઇ છે. એ પાંડવોને તેમ જ બીજા કોઇને પણ ખબર ન હતી. એમ હોવાનું કારણ કર્ણનો વિલક્ષણ પ્રકારે થનાર જન્મ જ હતો. કર્ણ, કુંતાની કુમારિકા અવસ્થામાં અવતર્યો હતો. કુંતા બાલ્યાવસ્થામાં પોતાના પાલકપિતા કુંતીભોજ રાજાને ત્યાં રહેતી હતી તે વખતે, તેના પાલકપિતાએ પોતાને ત્યાં કોઈ મહર્ષિઓ, સાધુ પુરુષો વગેરે આવે તેઓની અતિથિ સેવા કરવાનું કામ તેને સોંપ્યું હતું. ત્યાં જે જે બ્રાહ્મણો, મહાત્માઓ વગેરે આવતા હતા તેઓની કુંતા સારા પ્રકારે સેવા કરતી હતી. કોઇક સમયે ત્યાં દુર્વાસા મહામુનિ પધાર્યા. તેની રાત અને દિવસ, કુંતાજી અત્યંત સેવા કરવા લાગ્યાં. દુર્વાસા જ્યાંસૂધી ત્યાં રહ્યા ત્યાંસૂધી પરમ પવિત્રપણાથી અને એક નિષ્ઠાથી આ કુમારકાને પોતાની અનેક પ્રકારે પરિચર્યા કરતી જોઇ તેનાપર મુનિ બહુ પ્રસન્ન થયા. પછી કુંતિભોજને ત્યાંથી જતી વખતે મુનિએ તે બાળાને કહ્યું, "હે કન્યકે, બેટા! તેં મારી ઘણી સેવા કરી છે તેથી હું અતિ સંતોષ પામ્યો છું, માટે તારું હું શું પ્રિય કરું? મારો વિચાર છે કે, તને યથેચ્છ પુત્ર સંપાદન કરવા માટે કેટલાક દેવતાઓના મંત્રો આપું, ને તે દેવના મંત્રોનાં આવાહન કરવાથી, તે તે દેવ તને પ્રત્યક્ષ થઇ, તારી મનઃકામના સિદ્ધ કરશે. પણ

ખરેખરી અડચણ વગર તારે તે દેવોનું આવાહન કરવું નહિ, અર્થાત્ તારે જે સમયે પુત્ર અવશ્ય થવો જોઇએ એવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે જ, એમાંથી ગમે તે દેવનું ચિંતન કરીને તેનો, જપ કરવો, એટલે તે પ્રકટ થઇને તને પુત્ર આપશે." એમ કહી ઋષિએ તેને યમ, ધર્મ, સૂર્ય, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમાર, એ પાંચ દેવોના મંત્રોનો ઉપદેશ કર્યો અને આશીર્વાદ દઈ પોતે સ્વસ્થાન પ્રત્યે ચાલ્યા ગયા.

દુર્વાસા ઋષિ ગયા પછી એક સમયે કુંતીના મનમાં એવો સંદેહ ઉત્પન્ન થયો કે, જોઉં તો ખરી, ઋષિએ આપેલા મંત્રોથી દેવતાઓ અહીં આવે છે કે નહિ? વળી શું દિવ્ય લોકવાસી અમર પુરુષોનો આ ભૂમિપર વસનારાં મનુષ્યોને સાક્ષાત્કાર થતો હશે? એમનાં તેજસ્વી સ્વરૂપો કેવાં હશે." આવા કુતૂહલથી તેણે પવિત્ર થઇ એકાગ્રચિત્તે સૂર્યનારાયણના મંત્રનો જપ કરવા માંડયો. તે પૂરો થતાં જ થોડીવારમાં તેના એકાંત ભવનમાં ઝળઝળાટ પ્રકાશ થઇ રહ્યો. તુરત પ્રાણીમાત્રના પ્રકાશદાતા આદિત્ય મંડળના અધિપતિ સૂર્યદેવ તેની આગળ દિવ્ય સ્વરૂપે આવી ઉભા રહ્યા. આ સમયે કુંતીના એકાંત ગૃહમાં માત્ર તે અને તેની એક માયાળુ-વિશ્વાસુ દાસી વિના બીજું કોઇ નહતું. એકાએક પ્રકાશ થઇ જવાથી ને અપ્રતિમ તેજને લીધે અંજાઇ જઈ તે બંને જણાં આશ્ચર્યથી ચકિત થઈ ગયાં. કુંતા તો નીચું મ્હોં ઘાલી સ્તબ્ધ જેવી થઇ ગઇ. આ બંને બાળાઓમાંથી કોઇપણ બોલી શકી નહિ કે સૂર્યનો આદરસત્કાર કરી શકી નહિ. અંતે સૂર્યે પોતે જ પહેલ કરી કહ્યું, "રે બાલિકે! તેં કિન્નિમિત્ત મારું આવાહન કર્યું છે તે મને સત્વર નિવેદન કર." આ સાંભળી તેમનું આતિથ્ય (પૂજાઆદિ સત્કાર) કરવું તો એક કોરે રહ્યું; પણ કુંતા, ઉલટી ભયભીત થઇ ગઇ અને થરથર ધ્રુજતાં ધ્રુજતાં બે કરજોડીને સૂર્યદેવને પ્રત્યુત્તર દીધું: "મહારાજ, મહામુનિ દુર્વાસાએ આપેલાં મંત્રોની પરીક્ષા જોવાના હેતુથી જ માત્ર મેં આપનું આવાહન કર્યું હતું; આપને પ્રણામ કરું છું. હવે કૃપા કરીને આપ સ્વસ્થાને પધારો." ત્યારે સૂર્યે કહ્યું, "સુંદરિ! કોઇપણ સ્થળે મારું ગમન મિથ્યા થતું નથી. તેથી અહીં પણ મારું આગમન (આવવું) વ્યર્થ થશે નહિ, માટે

તારે મારી ઇચ્છાને અધીન થવું જોઈએ." એ સાંભળી કુંતીએ લજ્જાવશ થઈને નીચું મ્હો ઘાલી દીધું, ત્યારે દાસીએ સાવધ થઇ કુંતાને સમજાવી કે, "બાઇ! તમારાં અહોભાગ્ય છે જે સાક્ષાત્ સૂર્યનારાયણ તમારા સુખની માગણી કરે છે. તમારું સૌંદર્ય આજે સફળ થયું છે, ને દુર્વાસા ઋષિને મંત્રોપદેશ પણ આજે સફળ થયો છે કે જેથી તમે અને તમારે લીધે મેં, આ સવિતાનારાયણનાં દર્શન કર્યાં. હવે તો તમે લજ્જા મૂકી સૂર્યદેવનું આતિથ્ય કરી તેમની આજ્ઞાને અનુસરો. તમારું વય તો યોગ્ય થયેલું છે, પરંતુ હજુ કુંવારાં છો તેથી મનમાં લજ્જા ધરો છો એ હું જાણું છું; પણ સૂર્યદેવની કૃપાથી સર્વ સારાં વાનાં થશે, માટે કોઈ વાતની ભીતિ ન ધરતાં તેમની આજ્ઞા માન્ય કરવારૂપ પૂજા કરો." એમ કહી દાસી આડી અવળી ખસી ગઇ એટલે સૂર્યનારાયણ દેવ જગત્પિતાએ કુંતીની સર્વ મનઃ-કામના પૂર્ણ કરી. પછી તેના આતિથ્યથી પ્રસન્ન થઈ, પ્રયાણકાળે વરદાન આપ્યું કે, "હે સ્ત્રી, મારા પ્રસાદથી તારે એક મહાતેજસ્વી અને પૂર્ણ પરાક્રમી પુત્ર થશે. તેં કુમારી અવસ્થામાં મારી સાથે સંગ કર્યો છે છતાં પણ તારી તે અવસ્થા ભ્રષ્ટ થશે નહિ. અને તારો તે પુત્ર મારો અંશ હોવાથી મહાપ્રતાપી થશે." આટલું કહી તુરત સૂર્યનારાયણ ત્યાં જ અંતર્ધાન થઇને પોતાના લોકપ્રત્યે પધાર્યા.

કુંતાએ આ વાતથી પોતાનાં મનને કૃતકૃત્ય માન્યું તો ખરું, પણ સૂર્યથી રહેલા ગર્ભને કેવી રીતે છૂપાવવો, તથા લજ્જાનું કેવી રીતે સંરક્ષણ કરવું, એ વાતની તેને મોટી ચિંતા થઇ; પણ દાસીએ સર્વ વાતની ચિંતાથી તેને મુક્ત કરવાનું વચન આપ્યું, અને તેણે એવી યુક્તિ રચી કે જેથી દશ માસ પુરા થતા સૂધીમાં કોઇને કશો સંશય આવ્યો નહિ; તેમ બીજા કોઇ પણ મનુષ્યને કુંતાનું મુખ દેખાવા દીધું નહિ. પૂરે દશ માસે કુંતાને પોતાના એકાંત મેહેલમાં એક મહાતેજસ્વી, દિવ્ય શરીરવાળો, કુંડલ તથા કવચ-ધારી સુંદર પુત્ર પ્રસવ્યો. પુત્રને જોઇ કુંતા અત્યંત હર્ષ પામી અને તેના હૃદયમાં વાત્સલ્યપ્રેમ ઉભરાવા માંડયો. પોતાના ખોળા-માંથી બાળકને વેગળો કરવો, એ દેહમાંથી આત્માનો ત્યાગ કરવા કરતાં પણ વધારે દુઃખકારક તેને થઇ પડયું. પણ શું કરે? કોઈ

પણ ઈતર મનુષ્યને જાણ થતાં જ, આત્મા કરતાં પણ વહાલી પોતાની લજ્જાનો સમૂળ નાશ થવાના મહાભયથી તેણે તે પુત્રને અળગો કીધો. પછી પાણીમાં તરી શકે તેવા આકારની પેટીમાં સુવરાવ્યો; અને તે પેટી બંધ કરીને વિશ્વાસુ દાસીને સોંપી અને તેને જણાવ્યું કે, આ બાળને નદીમાં વહેતો મૂકી દે. દાસીએ કોઇ ન જાણે તેમ તે પેટી પોતાના નગરની સમીપ વહેતી ગંગા નદીમાં તરતી મૂકી દીધી. કુંતા તો સૂર્યકૃપાથી કન્યારૂપ જ થઇ રહી અને તેણે તે સર્વ વાતને સર્વથા વીસારી મૂકી.

યયાતિ રાજાના અતિ પ્રસિદ્ધ અને મહાપવિત્ર વંશમાં ઉત્પન્ન થયલા સત્કર્મા નામના પ્રતાપી રાજાને અધિરથ નામનો એક પુત્ર હતો. તે રથ હાંકવાની વિદ્યા ઘણી જ ઉત્તમ રીતે જાણતો હતો. ઘણીક વેળા યુદ્ધસમયે મોટા મહારથીઓ પોતાનો રથ* હાંકવ માટે તે અધિરથને બહુ આર્જવ કરીને લઈ જતા હતા. અધિરથ પોતે મહા વીર્યવાન અને ધનુર્વિદ્યામાં કુશળ યોદ્ધો હતો, છતાં ઘણે ભાગે તે રથ જ હાંકવાનું કાર્ય કરતો હતો માટે તેને સૂત (રથ હાંકનાર, સારથિ) કહીને બોલાવતા હતા. એક દિવસે તે સૂત "અશ્વ" નામની નદીના તીરપર સ્નાન કરી પોતાનું આહ્નિક કર્મ કરતો હતો તેવામાં નદીના પ્રવાહ ઉપર તેને છેટેથી કંઇ તરતું આવતું દેખાયું. થોડીકવાર સૂધી તે શું છે એમ જાણવા માટે તે આતુર થઇને જોઇ રહ્યો. ક્ષણવારમાં તણાતી તણાતી એક વિલક્ષણ આકારની લંબવર્તુળ પેટી તેની આગળ આવી, જે જોતાં તેણે કિનારેથી કૂદકો મારી, તેણે વેગવાળા પ્રવાહમાંથી તે પેટીને ઝડપી લીધી. પછી કિનારે લાવીને જોયું તો તેને સારી પેઠે મજબૂત બંધ કરેલી દીઠી. સૂતે તે પેટીને ઘેર આણી, કોઇ ચતુર કારીગર પાસે ઉઘડાવી તો તેમાં તેણે મોટું આશ્ચર્ય જોયું. કવચકુંડળાદિ દિવ્ય અલંકારોવાળા એક દિવ્યસ્વરૂપવાન, તેજસ્વી, તેમ જ નાલચ્છેદન

* સાધારણ રથ હાંકવા જેવું જ કંઇ યુદ્ધ સમયે રથ હાંકવાનું કામ સુલભ નથી. તે વખતે તો લડનાર યોદ્ધાઓ કરતાં પણ ઉત્તમ પ્રકારનું ચાતુર્ય રથ હાંકનાર સારથિને વાપરવું પડે છે. નહિ તો સારથિની મૂર્ખતાથી ગમે તેવો યોદ્ધો પણ સંકટમાં આવી પડે છે.

કીધા વિનાનો, તુરતનો જન્મેલો સુકુમારબાળક દૃષ્ટિયે પડયો. તે પગનો અંગૂઠો ધાવતો હતો, મંદમંદ હસતો આનંદમાં પડેલો હતો. બાળકને જોઇ તેને બહુ હર્ષ થયો, અને ઇશ્વરેચ્છાથી અનાયાસે જ તેનીમનઃકામના પૂર્ણ થઇ એમ તેણે માન્યું; કારણ કે હજુ સૂધી તેણે પોતાને ત્યાં પુત્ર પુત્ર્યાદિ કશી પણ સંતતિનું સુખ જોયું નહતું. તુરત તે તેને પોતાની રાધા નામની પતિવ્રતા સ્ત્રીની પાસે લઈ ગયો, અને એ બાળ પોતાને પ્રાપ્ત થયું માટે "ઈશ્વરે જ આપણને તે પુત્રભાવે અર્પણ કર્યો છે, અને એથી આપણું અપુત્રત્વ મટી ગયું, ને હવે આપણે પુત્ર સુખ ભોગવીશું તેથી તું ખૂબ સંભાળથી ઉછેરજે," એમ કહી, તેને સોંપ્યો. આ બાળને નિરખી રાધાને પણ પરાવધિ આનન્દ વ્યાપ્યો. તે બાળકનું મુખાવલોકન કરતાં જ તે હર્ષઘેલી થઇ ગઇ. પછી તેનો નાલચ્છેદન કરાવી અધિરથે જાતકર્મ સંસ્કાર ઘણી ધામધુમ સાથે કર્યો. નામકરણનો સમય થયો એટલે તેનું "વસુષેણ" એવું નામ પાડયું. ઘણાક પ્રેમથી તે તેનું પાલન પોષણ કરતો હતો. તે બાળક પ્રતિદિન વૃધિંગત થયો અને પોતાનાં માતાપિતાને બહુ આનન્દ આપવા લાગ્યો. એ કર્ણનાં રુડાં પગલાંના પ્રતાપે, તેની પાલક મા રાધાને એક બીજો ઔરસ પુત્ર પણ થયો, તેનું નામ રાધેય હતું.

આ વસુષેણ કેટલાક કારણને લીધે કર્ણ એવે નામે પ્રખ્યાત થયો હતો, પરન્તુ પયઃપાન કરાવીને તેનું પોષણ રાધાએ કરેલું હોવાથી રાધેય એવે નામે પણ ક્વચિત્ તેને બોલાવવામાં આવતો હતો. વળી તેનો પિતા સારથિપણું કરતો હોવાથી બીજા રાજપુત્રો તેને સૂતપુત્ર અથવા દાસીપુત્ર કહીને પણ ચીડવતા હતા. કર્ણ તથા રાધેય બન્ને વયે યોગ્ય થવાથી તેમના પિતાએ ધનુર્વિદ્યા શિખવવાનું ધાર્યું. એ સમયમાં હસ્તિનાપુરને વિષે કૌરવો તથા પાંડવોને, દ્રોણાચાર્ય નામના ધનુર્વિદ્યામાં અતિ કુશળ મહર્ષિ, ધનુર્વિદ્યાનું અધ્યયન કરાવતા હતા. હસ્તિનાપુરનું રાજ્ય મોટું હોવાથી, રાજપુત્રોને શિખવવાની શાળા હતી અને તેમાં બીજા ઘણાક દેશના રાજપુત્રો પણ ધનુર્વિદ્યા ભણવા માટે આવતા હતા. કર્ણના પાળક પિતા અધિરથે પોતાના ઔરસ તથા અનૌરસ બન્ને પુત્રોને હસ્તિ-

નાપુરને વિષે ગુરુ દ્રોણાચાર્ય પાસે અધ્યયન કરવા મૂકયા. સઘળા રાજકુમારો જો કે એક જ ગુરુ પાસે ભણતા હતા તથાપિ તેઓ કંઇ એક સરખી જ વિદ્યા સંપાદન કરી શકતા નહોતા. પાંડવો આદિ બીજા ઘણાક કુમારો, જેઓ વિચક્ષણ અને ચપળ હતા તેઓ સૌ કરતાં તેમાં આગળ પડતા હતા, અને દ્વેષીલા કૌરવો, જેમને માટે જ ખાસ કરીને ગુરુને રાખવામાં આવ્યા હતા તેઓ બિચારા ઘણે ભાગે ઠ જેવા જ હતા; કારણ કે અભ્યાસપર ચિત્ત ન દેતાં આગળ પડી ચાતુર્ય દેખાડનારાઓનો દ્વેષ કરવામાં જ તેઓ તત્પર હતા. એ સઘળામાં આપણો આ વસુષેણ (કર્ણ) બહુ જ ચાલાક નિકળ્યો. પાંડવોમાંના અર્જુનની બરોબરી કર્ણે કરવા માંડી, ને કેટલીક વાતમાં તો અર્જુન કરતાં પણ વધારે ચાતુર્ય દેખાવા માંડયું. અર્જુનપર કૌરવોનો સ્વાભાવિક જ દ્વેષ હતો અને વળી તે સર્વ વિદ્યામાં નિપુણ થવા માંડયો એટલે તેઓ વધારે ઈર્ષા કરતા હતા; અને આ કર્ણ જ્યારે તેના કરતાં પણ શ્રેષ્ઠ, સર્વ વિદ્યા કુશળ જણાવા લાગ્યો, ત્યારે કૌરવોએ તેને રાજી રાખી તેની સાથે મિત્રતા કીધી; કારણ કે અર્જુન જેવા બળવાન્ પ્રતિપક્ષીની સામે કર્ણની સહાયતાથી પોતે ફાવી જવાને બહુ ઉત્સુક હતા. કૌરવોનો વડીલ ભાઇ દુર્યોધન, કર્ણની સાથે ઘાડી પ્રીતિ રાખવા લાગ્યો, ને ઘણીક વાતે તેનો સત્કાર કરી પોતાના આશ્રય તળે રાખ્યો. પછી દિવસે દિવસ, તેનો પ્રતાપ, બાહુબળ અને વિદ્યાબળને લીધે તેને ઘણો વધતો જતો જોઇ, તેમજ જરાસંધ વગેરે મોટા રાજાઓની સાથે તેની મૈત્રી થવાથી તેનો વગ ઘણો જ મોટો થયો છે, અને તેથી તેના (કર્ણના) વર્ગના તે તે રાજાઓ વગેરે યુદ્ધ પ્રસંગે પોતાને ઘણા ખપ લાગશે એમ ધારી, દુર્યોધને એ કર્ણને અંગ દેશનું રાજ્ય આપીને તેનો અધિપતિ બનાવ્યો. આ તો સાધારણ નિયમ જ છે કે, એકને સામાન્ય સ્થિતિમાંથી એકાએક ઉંચી સ્થિતિમાં ચઢેલો જોઇ, કેટલાક ઓછી મતિવાળા દુર્જનો તેનો નિષ્કારણ દ્વેષ કરે છે. એવી જ રીતે બીજા રાજાઓએ કર્ણને આમ ઉંચે પદે પહોંચેલો જોઇને તેનો દ્વેષ કરવા માંડયો. કર્ણને અંગદેશનું આધિપત્ય મળ્યું હતું ખરું, પરંતુ તે નિરંતર હસ્તિનાપુરમાં, દુર્યો

ધનની સાથે જ રહેતો હતો. આ કારણથી તેનો દ્વેષ કરનારાઓ તેને (ડરતા હતા તેઓ પછવાડે, અને સમાન હતા તે સન્મુખ રહીને) સૂતપુત્ર, દાસીપુત્ર, રાધેય વગેરે હલકાં વિશેષણોથી બોલાવતા અને ચીઢવતા હતા. વળી ભીમ તો સ્વભાવે ટીખળી હોવાથી તેની સાથે વારંવાર ચરભડી પડતો, અને દાસીપુત્ર, દાસીપુત્ર તેને કહ્યા કરતો હતો. કર્ણ આવો તેજસ્વી, શૂરવીર અને પરાક્રમી હોવા છતાં, આ વાતથી પોતાના મનમાં બહુ મુંઝાતો હતો, અને ભીમ જેવા તડાકીઆઓનાં મહેણાં સાંભળીને ઘણો જ ખેદ પામતો હતો. કોઇ પણ કામમાં કર્ણ આગળ પડીને બોલવા જતો, તો "બેસ બેસ, સૂતપુત્ર, જા, જા, દાસીપુત્ર, તું તે શું બોલે છે? તને તે શો અધિકાર છે? તું શું રાજપુત્રની બરોબરી કરવા માંગે છે કે?" એમ તેને વારંવાર કઠોર વચનો કહી, તેની પ્રતિષ્ઠાને હલકી પાડવા મથતા હતા. પોતે પેટીમાંથી પ્રાપ્ત થયેલો અને સારથિનો પુત્ર છે એમ તે પોતાના સમજવામાં પણ સારી રીતે જાણતો હોવાથી તે કોઇને કશું કહી શકતો નહોતો, પણ ઉલટાં મહેણાં ટોણાં સાંભળીને તેને મનમાં જ બળીને બેસવું પડતું હતું, "અરે, શું હું દાસીપુત્ર છું? રે મને લોકો સૂતપુત્ર કહે છે? અરે પ્રભુ! હું તે કોનો અને કોને પેટે ઉત્પન્ન થયલો પુત્ર હોઈશ? હે હરિ, આ કલંકમાંથી હું કેવી રીતે પાર ઉતરું? હે દીનદયાળ, આ મહાન્ અપવાદમાંથી આપ મને મુક્ત કરો, હું આપને શરણે છું,' એવી રીતે તે એકાંતસ્થળમાં વારંવાર પ્રભુની પ્રાર્થના કરતો હતો. તે અતુલ પરાક્રમી હતો અને તેના હાથથી ઘણાં જ ચમત્કારિક અને અશક્ય કર્મો સહેલથી થતાં હતાં. છતાં આ વાત જ્યારે તેનાં અંતઃકરણમાં સ્ફુરતી હતી ત્યારે સર્વ કાર્યોમાંથી તેનો ઉમંગ તદન ભાંગી પડતો હતો. આવી રીતે તે મહા કલેશાબ્ધિમાં ડબકાં મારતો હતો તેનું કારણ માત્ર એ જ હતું કે તેને પોતાનાં ખરાં માતપિતાની, અને પોતે કેવી રીતે, ક્યાં જન્મ્યો હતો તેની કશી ખબર નહોતી.

શ્રીહરિ અંતર્યામી અને ભક્તવત્સલ છે. પોતાના ભક્તને-શરણાગતને દુઃખ પડ્યું હોય તો તેમને જરા પણ ચેહેન પડતું

નથી માટે તે તેનું દુઃખ દૂર કરે છે. એ તેમનો સ્વભાવ જ છે. વળી પોતે તે સંકટ એવી પરોક્ષ રીતે દૂર કરે છે કે, મનુષ્યના મનને કંઇ આશ્ચર્ય માનવાનું કારણ મળે નહિ. હવે કર્ણની શરણાગતિ ધ્યાનમાં લઇ તેનું સંકટ સહજ રીતે દૂર કરવાની પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની ઇચ્છા થઇ. આ સમયે કૌરવ અને પાંડવો વચ્ચે રાજસંબંધે ઘણાક કાળથી વિગ્રહ ચાલ્યો આવતો હતો. કૌરવો સર્વ રાજ્ય પચાવી પડીને પાંડવોને તેમાંથી થોડો ભાગ પણ આપવાને કેવળ નારાજ હતા, અને તેથી જ તેઓએ પાંડવોને દ્યૂત રમાડીને વનમાં હાંકી મૂકયા હતા. આટલો બધો અન્યાય પાંડવોથી સહન થઈ શકતો નહતો, માટે તેના અંતઃકરણમાં હવે એ જ રમણ કરી રહ્યું હતું કે યુદ્ધ કરવું, કૌરવોનો પરાજય કરવો અને રાજ્ય મેળવવું. પણ પહેલાં કૌરવોને સામભેદ ઇત્યાદિ યુક્તિઓથી સમજાવવા; એવો વિચાર થયો; અને તેમ કરતાં તેઓ માને નહિ તો પછી દંડ દેવો. આવા વિચારથી તેઓએ રાજ્યનીતિનિપુણ તથા પોતાને નિરંતર સહાય કરનારા અને લાડ લડાવનારા શ્રીકૃષ્ણચંદ્રને હસ્તિનાપુરને વિષે સામ (વિષ્ટિ–સમજૂતિ) કરવા સારુ મોકલ્યા. ભગવાનને તો "એક પંથ ને દો કાજ" એમ આ સમયે હતું. પછી કૌરવોની સભામાં જઈ શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મપિતામહ, શકુની, કર્ણ ઇત્યાદિ મહાપુરુષો, કે જેઓ સભાના પ્રમુખ નરો હતા તે સૌના સાંભળતાં, શત ભ્રાતા સહિત દુર્યોધનને વિધવિધ પ્રકારે પાંડવો સાથે ઐકય કરવા માટે સમજાવ્યો, ઘણોક ભય બતાવ્યો, છતાં તે દુષ્ટોએ માન્યું નહિ, અને અમે પણ પાંડવો સાથે યુદ્ધ જ કરશું, પણ પાંડવોને ભાગ આપીશું નહિ એમ છેવટે જણાવ્યું. આથી ક્રોધ કરી શ્રીકૃષ્ણ હસ્તિનાપુરથી ઉપપ્લવ્ય ગામ જવા માટે ચાલી નિકળ્યા. આ વખતે ભીષ્મપિતામહ આદિ સર્વ શિષ્ટજનો તથા કર્ણ, દુર્યોધનાદિ કૌરવો વગેરે સૌ, ભગવાનને વળાવવા માટે ચાલ્યા. શહેર બહાર નિકળ્યા પછી ઘણેક દૂર સુધી સૌ ભગવાનના રથની સાથે, તેમની જોડે વાતો કરતા ગયા, એટલે શ્રીકૃષ્ણે સૌને વિનય પૂર્વક આગ્રહથી પાછા વાળ્યા, પણ એકલા કર્ણને પાછા વળવા

માટે આજ્ઞા આપી નહિ. તે તેમના સંગમાં જ ચાલતો હતો. છતાં વળાવનારાઓથી રથ કેટલેક છેટે પડી ગયો એટલે શ્રીકૃષ્ણે કર્ણને હાંક મારીને પાસે બોલાવ્યો, અને પ્રેમપૂર્વક રથમાં બેસાડી લીધો. પછી સારથિને ઘોડા ધીમે હાંકવાની આજ્ઞા આપી, ભગવાને કર્ણ સાથે અનેક પ્રકારે વિવેકવચનોથી વાતચિત કરવા માંડી, શ્રીકૃષ્ણે કહ્યું:-

"હે કર્ણ, હું જે કંઇ બોલું છું તે સાવધપણાથી શ્રવણ કર. ભાઇ, તું મારી સાથે શો સંબંધ ધરાવે છે, ને તું કોનો પુત્ર છે તેની તને ખબર છે? તને લોકો જે નામથી બોલાવે છે, જેથી તારું અપમાન થાય છે અને જેને લીધે તું નિરંતર ખેદ જ પામતો રહે છે તે હું સારી પેઠે જાણું છું. પણ ભાઇ, તું જ્યાં સૂધી તે વાતથી અજાણ છે ત્યાં સૂધી તારો તે ક્લેશ સટવાનો નથી. તેં દુર્યોધનનો આશ્રય કીધો છે, અને તું પાંડવો સાથે વૈરભાવથી વર્ત્તે છે, પણ વાસ્તવિકપણે જોતાં તેમ કરવું એ તને સર્વથા અયોગ્ય છે. તું એમ સમજે છે અને માને છે કે, તારો સંબંધ-નિકટનો સંબંધ કૌરવોમાં છે ને તેથી તું કૌરવનો પક્ષ કરે છે, અને પાંડવ તારા શત્રુ છે એમ માની તેઓની ઉપેક્ષા કરે છે, પણ જાણ કે તું પાંડવોનો સગો ભાઈ થાય છે; તારો જન્મ મારી ફોઇ કુંતાના ઉદરથી થયો છે અને તું તેનો જ્યેષ્ઠપુત્ર છે, એમ તું સાંભળીશ ત્યારે તને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. અમારું સંપૂર્ણ વૃષ્ણિકુલ તારા માતૃપક્ષનું છે, ને સર્વ પાંડવો તારા સગા ભાઈઓ છે. તું યુધિષ્ઠિરનો મોટો ભાઇ છે એવું જ્યારે તેના સમજવામાં આવશે ત્યારે તેને અપાર આનંદ થશે અને તે પોતાના સર્વ બંધુસહિત તારો સેવક થશે એટલું જ નહિ, પણ ભીમ વગેરે તને દાસીપુત્ર, સૂતપુત્ર વગરે કહી ચીઢવે છે, તેઓ તારી ક્ષમા માંગી, તને પાંડવ કરીને કહેશે એટલું જ નહિ, પણ તારું પૂજન કરશે." એ સાંભળી અદ્યાપિ પર્યંત જે કર્ણ, મહા ક્લેશસમુદ્રમાં ડૂબેલો હતો તે એકાએક મહાહર્ષમાં આવી ગયો, અને શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યો કે, "હે શ્રીકૃષ્ણ, આપ એ શું બોલ્યા? શું હું કુંતાપુત્ર છું? અહો! તે કેવી રીતે? હે પ્રભુ, કૃપા કરીને મને તે વૃત્તાંત સંભળાવો." પછી શ્રીકૃષ્ણે, કુંતાને પેટે કુમારી અવસ્થામાં તે કેવી રીતે પ્રગટ્યો હતો,

નથી અધિરથને હાથ કેવી રીતે તે આવ્યો હતો, એ વગેરે સર્વ વળી વૃત્તાંત યથાર્થ રીતે કહ્યો અને પછી કહ્યું કે, "હે ભાઇ, હવે સુ તારા મનને નિશ્ચિતપણે શાંત કર. તને લોકો રાધેય કહે છે, પણ તું રાધેય ન છતાં કૌંતેય જ છે. તને સૂતપુત્ર કહેનારાઓનાં મ્હોમાં ધૂળ છે, કેમકે તું સૂતપુત્ર નહિ પણ સૂર્યપુત્ર છે." પોતાના જન્મનું સર્વ પૂર્વ વૃત્તાંત સાંભળી, કર્ણનો સર્વ શોક મટી ગયો ને તે આનંદસાગરમાં તરવા લાગ્યો. પછી પોતે જો કે ખરી રીતે પાંડવોનો ભ્રાતા અને કુંતીપુત્ર છે માટે તેઓને જ અનુસરવું જોઇએ, એવી શ્રીકૃષ્ણની સમજણ સ્વીકારી. પરન્તુ અધિરથ અને રાધાએ પોતાનું પાલન કર્યું છે માટે તેઓની જ સેવા કરવી, એ પોતે યોગ્ય ગણ્યું. વળી દુર્યોધનને જ સાહાય્ય કરવું અને તેના જ આશ્રયમાં રહેવું, એમ પોતે ઘણા કાળથી વચનથી બંધાઇ ચૂકેલો છે માટે હવે તેથી ફરી જવું એ સજ્જન પુરુષનું લક્ષણ નથી. માટે કોટિ ઉપાયે પોતાનાથી પાંડવોના પક્ષમાં જઈ શકાશે નહિ, વગેરે બાણતોથી શ્રીકૃષ્ણનું સમાધાન કરી, તેમને દંડવન્નમસ્કાર કરીને તેમનાથી જૂદો પડયો. કેટલાક સમય પછી કુરુક્ષેત્રવિષે કૌરવ પાંડવનાં યુદ્ધમાં તે, નારાયણ સારથિ છે જેના એવા નર (અર્જુન) ને હાથે, મરણ પામ્યો હતો.

હે વત્સ! (ગુરુ શિષ્યને કહે છે) આ ઈતિહાસપરથી તારા સમજવામાં આવ્યું હશે કે આત્મા બ્રહ્મરૂપ જ છે; છતાં પોતાને જીવ માનવાને લીધે નાહનાં પ્રકારનાં કલેશ ભોગવે છે, પણ જ્યારે તે ભ્રમનો નાશ થાય છે ત્યારે તે સાફ જાણે છે, કે હું દેહ નથી હું પુરુષ અથવા તો સ્ત્રી નથી, તેમ હું દશ ઈન્દ્રિયરૂપ નથી, પરંતુ હું ગુણરહિત સત્ ચિત્ અને આનંદમય બ્રહ્મરૂપ છું. જેમ કર્ણ, "હું રાધેય–દાસીપુત્ર છું, સૂતપુત્ર છું" એમ જાણી મહાકલેશ ભોગવતો હતો, તેને શ્રીકૃષ્ણે તેની ઉત્પત્તિ કેવી રીતે થઇ તેનો ઈતિહાસ કહ્યો ત્યારે કર્ણના મનની ખાતરી થઈ કે, હું કંઈ દાસીપુત્ર નથી, તેમ સારથિપુત્ર પણ નથી, પણ હું તો કુંતાપુત્ર ને પાંડવોનો સહોદર છું, આવી તેની વૃત્તિ થઈ ગઇ, ને તે સર્વ કલેશમાંથી મુક્ત થયો. પુરુષ જ્યારે પોતાના

ખરા સ્વસ્વરૂપને જાણે છે ત્યારે તે દેહાદિક ઉપાધિમાં રહ્યા છતાં પણ પોતાને તેનાથી ભિન્ન માને છે અને તેની વૃત્તિ ફેરવાઇ શિવ (બ્રહ્મ)-મય બની જાય છે, ને તે જીવન્મુક્તપણાનું સુખ ભોગવે છે. જીવ પોતે જ બ્રહ્મ છે. આ વિસ્તીર્ણ જગત જ બ્રહ્મ છે. પણ જ્યાં સૂધી પુરુષ આ દેહને ભજે છે-જે દેહ તો શબવત્ છે-ત્યાંસૂધી તે કલેશને પામે છે, અને જન્મ મરણાદિ વ્યાધિગ્રસ્ત રહે છે, પરન્તુ જ્યારે તે સ્વસ્વરૂપને જાણે છે ત્યારે સર્વ કલેશથી મુક્ત થઇ, અર્થાત્ પોતાના દેહાદિક સ્વરૂપમાં આરોપિત કરેલી-થઇ ગયેલી-આભાસરૂપ વસ્તુનું નિરાકરણ કરે છે ત્યારે, તે પૂર્ણ અદ્વય ને ક્રિયારહિત પરબ્રહ્મ જ રહે છે.

इति श्रीनंदनंदनपादारविंदमिलिंदेन देशाईकुलोत्पन्नेन सूर्यरामसुतेन
इच्छारामेण विरचिते चंद्रकांते तत्त्वज्ञानपूर्वकसंसारोद्धार
पुरुषार्थनामा प्रथमः प्रवाहः



# चन्द्रकान्त.



## द्वितीय प्रवाह—चैतन्य.

# चन्द्रोदय.

उत्तिष्ठत, जागृत, प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति ॥

અજ્ઞાનરૂપી નિદ્રામાંથી ઉઠીને આત્મજ્ઞાનના અભિમુખ થાવ! અને મહાત્માઓની પાસે જઇને આત્મસ્વરૂપને જાણો! કારણ કે તીક્ષ્ણ, દુર્ગમ અને દુરત્યય એવી છરીની ધારા જેવો જ્ઞાનમાર્ગ પણ તીક્ષ્ણ, દુર્ગમ અને દુરત્યય છે, એમ સર્વજ્ઞ મુનિઓ કહે છે.

अनपेक्षितगुरुवचना सर्वान्ग्रंथीन्विभेदयति सम्यक् ।
प्रकटयति पररहस्यं विमर्शशक्तिर्निजा जयति ॥

ગુરુનાં વચનની અપેક્ષા નહિ રાખનારી, સર્વ ગ્રંથિઓનું સારી રીતે ભેદન કરનારી, એવી પોતાની જે વિચારશક્તિ પરમ રહસ્યને પ્રકટ કરે છે તે વિજયવતી હો!

वयं येभ्यो जाताश्चिरतरगता एव खलु ते
समं यैः संवृद्धाः स्मरणपदवीं तेपि गमिताः ।
इदानीमेते स्मः प्रतिदिवसमासन्नपतना
गतास्तुल्यावस्थां सिकतिलनदीतीरतरुभिः ॥

અમે જેમનાથી જન્મ્યા હતા તેઓ તો ક્યારનાએ પરલોકમાં સીધાવ્યા, અને જેઓની સાથે અમે ઉછરીને મોટા થયા હતા તેઓ પણ પરલોકમાં ગયા, તથા હમણાં પ્રત્યેક દિવસે પડુ પડુ થઇ રહેલા એવા જે અમે તેઓની અવસ્થા પણ રેતીવાળા નદીના તીર ઉપર ઉભેલાં વૃક્ષોના જેવી થયેલી છે.

शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीमभवार्णवं जनानहेतुनान्यानपि तारयन्तः ॥

શાંત, મહાન્ત, વસંતપેરે લોકોનું હિત કરનારા, ભયંકર ભવસાગરમાંથી જાતે તરેલા અને કેવળ કરુણાથી બીજાઓને પણ ભવસાગરમાંથી તારનારા સત્પુરુષો જગતમાં વસે છે.

शरीरं सुरूपं ततो वै कलत्रं यशश्चापि चित्रं धनं मेरुतुल्यम् ।
मनश्चेन्न लग्नं हरेरंघ्रिपद्मे ततः किं ततः किं ततः किं ततः किम् ॥

સુંદર રૂપવાળું શરીર, સ્ત્રી, ઉત્તમયશ, તથા અનેક જાતનું મેરુ સમાન ધન, હોય તો પણ જો શ્રીરામના ચરણ કમળમાં મન લાગ્યું ન હોય તો તે બધાથી શું છે?

कदा वृन्दारण्ये विमलयमुनातीरपुलिने
चरन्तं गोविंदं हलधरसुदामादिसहितम् ।
अये कृष्ण स्वामिन्मधुरमुरलीवादन विभो
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

યમુનાના નિર્મળ અને વિશાળતીર ઉપર બળદેવ અને સુદામા આદિની સાથે વિહાર કરતા શ્રીકૃષ્ણ ભગવાનને, હે શ્રી કૃષ્ણ! હે સ્વામિ! હે મધુર-મુરલીને વગાડનારા વિભો! મારા ઉપર પ્રસન્ન થાઓ, આમ સંબોધન કરતાં કરતાં વૃંદાવનમાં મારા દિવસોને મટકુ મારવામાત્રમાં ક્યારે હું ગાળી કાઢીશ?

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १ ॥

જે પરમેશ્વરથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, જે પરમેશ્વર ઘડામાં કારણરૂપે, જેમ માટી વ્યાપી રહેલી છે તેમ, કાર્યરૂપ આ પ્રપંચમાં કારણરૂપે વ્યાપી રહેલા છે તથા જે મિથ્યા કાર્યથી જુદા છે, જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે તથા મોટમોટા પંડિતો પણ જે વેદનું રહસ્ય જાણવાને મુંઝાય છે, તે વેદનો પરમાત્માએ આદિ કવિ બ્રહ્માને ઉપદેશ કર્યો હતો. વળી સૂર્યનાં કિરણોથી જેમ ઝાંઝવામાં જળની ભ્રાંતિ થાય છે તે ખરી નથી, તથાપિ સૂર્યનાં કિરણોની સત્તાથી સત્ય ભાસે છે; સ્થિર પાણીમાં ભ્રાંતિથી જેમ આ કાચ છે, આવું ભાન થાય છે, તે સત્ય નથી, તથાપિ પાણીની સત્તાથી સત્ય ભાસે છે; અને કાચમાં જેમ ભ્રાંતિથી આ પાણી છે, એવું ભાન થાય છે, તે સત્ય નથી, તથાપિ કાચની સત્તાથી સત્ય ભાસે છે; તેમ અધિષ્ઠાનરૂપ જે પરમાત્મામાં તમોગુણના કાર્યરૂપ પંચમહાભૂતની સૃષ્ટિ, રજોગુણના કાર્યરૂપ ઇન્દ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત અને અસત્ય છે, તથાપિ પરમાત્માની સત્તાથી સત્ય જેવી ભાસે છે; અને જેમણે પોતાના જ્ઞાનરૂપી પ્રકાશથી માયાનો નાશ કર્યો છે, એવા સત્ય પરમાત્માનું અમે ધ્યાન ધરીએ છીએ.



# ચન્દ્રકાન્ત.

## द्वितीय प्रवाह—चैतन्य.

### પી ઠિ કા.

तत्त्वमस्यादिवाक्योत्थं यज्जीवपरमात्मनोः ।
तादात्म्यविषयं ज्ञानं तदिदं मुक्तिसाधनम् ॥

**અર્થ**-तत्त्वमसि આદિ મહાવાક્યના શ્રવણથી થયેલું, જીવાત્મા પરમાત્માનું તાદાત્મ્ય વિષયનું જ્ઞાન એ જ મુક્તિનું સાધન છે.

પૂર્વકાળમાં દૃઢદુર્ગા નામની અતિ રમણીય નગરી હતી. તેમાં યજ્ઞભૂ નામનો મહાપ્રતાપી અને ધર્મશીલ રાજા રાજ્ય કરતો હતો. તે રાજા ક્ષત્રિયના સર્વ ધર્મોથી પરિપૂર્ણ હતો. ઘણા વર્ષોથી તેનું રાજ્ય એક સરખી રીતે પ્રતિદિન વૃદ્ધિંગત થતું ચાલ્યું જતું હતું. પોતે રાજ્યાસનપર અભિષિક્ત થયા પછી, તેણે બીજા અનેક રાજાઓને જિતી સ્વરાજ્યને મોટા વિસ્તારવાળું કીધું હતું. વળી એકી વખતે સૌ રાજાઓને તેણે જિતેલા અને ઉત્તરોત્તર બીજાં પણ ઘણાંક અદ્ભુત પરાક્રમો કરેલાં હોવાથી, તેની સામે ચૂં કે ચાં કરવાની કોઈ રાજાની હિમ્મત ચાલતી નહોતી, તેનું રાજ્ય કેવળ નિષ્કંટક અને પરમ શાંતિનું સુખ ભોગવતું હતું. પ્રજા પણ સર્વ વાતે નિરંતર સુખી રહેતી હતી. રાજ્યમાં કોઈ પણ વાતની અનીતિ ન હોતી; ચોર, લુટારા, ઠગાખોર, ચાડીઆ, પાપી, હરામી, અધર્મી, પાપાત્માનું નામ પણ નહોતું. પ્રજાને યજ્ઞભૂ પોતાની સંતતિ જ

જાણતો હતો ને તેનું રુડી રીતે પાલન કરતો હતો. યજ્ઞભૂ જેવો પરાક્રમી અને વિદ્વાન્ હતો, તેવો જ સત્યશીલ અને મળતાવડો પણ હતો. તેને સૌ કરતાં તત્ત્વજ્ઞાનની વાર્ત્તા ઉપર બહુ પ્રીતિ હતી. તે વળી શ્રેષ્ઠપંક્તિનો રસિક પુરુષ પણ હતો. તે ઘણીક વેળા નાના પ્રકારના વિલાસોમાં મગ્ન થયેલો જોવામાં આવતો હતો; તથાપિ વિલાસો ભોગવવામાં બીજા પશુ સમાન એકેન્દ્રિય જ્ઞાનવાળા વિષયી પુરુષોની માફક, વિષયની લેહેજત જ લીધા કરવી અને તેમાં લીન થઈ જવું એ વૃત્તિથી તે વિમુખ હતો. આમ વર્તવામાં તેનો ઘણો જ ઊંડો હેતુ સમાયલો હતો. કોઈ કોઇ વાતમાં તો સાધારણ જનોને તેની પ્રકૃતિ એવી વિલક્ષણ પ્રકારની જણાઈ આવતી કે, પ્રસંગોપાત તેઓ, યજ્ઞભૂ ગાંડો વા ભ્રમિષ્ઠ છે એમ કહી તેને અલ્પજ્ઞ જણાવતા હતા. પરંતુ તે જ્યારે ન્યાયની તુલના કરવા રાજ્યાસનપર વિરાજતો હતો, ત્યારે તેની અદ્ભુત તુલનાશક્તિ અને ન્યાયપરાયણ વૃત્તિ જોઇને, લોકોને આશ્ચર્ય થયા વિના રહેતું નહિ. દાન કરવામાં તે કર્ણની કીર્તિનું ઉલ્લંઘન કરતો, ધર્મ કાર્યમાં મહાત્મા રામથી શ્રેષ્ઠ હતો, ન્યાયમાં ધર્મરાજા હતો, જ્ઞાનમાં શંકરતુલ્ય હતો, જ્ઞાન, ધર્મ કે વ્યવહારના પ્રત્યેક કાર્યમાં તે પાત્રાપાત્રનો સારી પેઠે વિચાર કરતો હોય એમ સૂક્ષ્મ દૃષ્ટિએ જોવાથી માલમ પડતું હતું, છતાં તે કોઇ વેળા કર્મ તથા ઉપાસના બન્નેને એક બાજુપર મૂકી દઈ પરમ નાસ્તિક સરખો શેઠ દેખાતો હતો. કદી વિષયોથી રાજી થતો, કદી વિષયોથી બહુ કંટાળતો, કદી અહંકારમય ને કદી અહંકાર રહિત બની જતો, કદી નિર્ભય ને કદી સભય દેખાતો, કદી અખંડ આનંદ રસમાં તૃપ્ત, તો કદી ખેદમાં ડૂબેલો દૃષ્ટિએ પડતો, કદી એકલો ફરતો, તો કદી સર્વ સંપત્તિથી ભરેલો ફરતો, કદી મૂઢ, કદી મૌનવ્રતધારી, કદી સમદૃષ્ટિ, કદી વિષમદૃષ્ટિ, કદી દેહધારી ને કદી દેહ વગરનો બની વિચરતો હતો. પણ ખરી રીતે તેમ ન હતું. તેને પ્રિય અપ્રિય, સુખદુઃખ કંઈ પણ સ્પર્શ કરતું નહોતું. એનો સર્વ વાતનો હેતુ ઘણો જ ગૂઢ હોવાથી તે હેતુ માત્ર કોઈ મહાત્મા જનોના જ જાણવામાં આવી શકતો હતો. ખરી રીતે વર્ણવવા ચાહીએ તો આપણે તેને બીજો જનક વિદેહી જ કહેવો પડે.

આ યજ્ઞભૂ જે જે સાંસારિક વ્યાપાર કરતો તે સઘળા માત્ર બહાર દેખાડવાના જ હતા. તેની ખરી પ્રીતિ માત્ર એક જ વસ્તુપર હતી. તે સાચો બ્રહ્મૈવ જ હતો. બીજા રાજાઓની પેઠે તેને કંઈ દશ કે સો સો સ્ત્રીઓ નહોતી. તે માત્ર એક જ અને વળી પોતાને પૂરે-પૂરી સાનુકૂલ ભાગ્યવતી ભાર્યા સાથે પરણ્યો હતો. સ્ત્રી સાનુકૂલ હોય તે કંઈ માત્ર સંસાર કાર્યમાં જ સુખરૂપ થઇ પડે છે એમ નથી, પણ તે તો પારમાર્થિક કાર્યમાં પણ એક બુદ્ધિમાન્ સહાયક થઇ પડે છે. આ રાજાને પેટે કશી સંતતિ નહતી, છતાં તે વાતની તેની સ્ત્રીને કશી જાણે અપેક્ષા જ હોય નહિ તેમ તે સદા આનં-દમાં રહેતી હતી. દૈવેચ્છાથી તેના અદ્વૈત ભાવની કસોટી કસવા જ કેટલેક કાળે તેને ગર્ભ રહ્યો, ને પૂર્ણ દશ માસ થતાં એક ઘણા જ સુંદર પુત્રને તેણે જન્મ આપ્યો. ઘણાક દિવસથી અપુત્ર છતાં આજે રાજાને પુત્ર થયો તેથી સર્વ પ્રજામંડળમાં જયજયકાર અને આનંદ ઉત્સવ વર્તાઇ રહ્યો. જ્યાં જોઈએ ત્યાં મંગળમય ચિહ્નો જણાવા લાગ્યાં. પરન્તુ યજ્ઞભૂને તો તે નહોતો તોય શું? અને થયો તેથી પણ શું? એમ હર્ષે નહિ ને શોકે નહિ, તેમ હતું. તે એવા પ્રકારે પુત્ર સંબંધમાં, ક્રિયા સમ્બન્ધમાં, પ્રજા સંબંધમાં, આ સમયે વર્ત્યો કે તેથી પ્રધાનમંડળમાં અદ્ભુતાશ્ચર્ય ઉત્પન્ન થયું. મંત્રીઓ વગેરેના કહેવાથી મોટા સમારંભ સાથે પુત્રને જાતકર્માદિ સર્વ સંસ્કારો કરીને તેને રુડી પેરે સંસ્કૃત કીધો. રાજકુંવર એટલો બધો ફુટડો હતો કે તેની કાંતિને માટે દેશદેશાંતરોમાં પ્રશંસા થઇ રહી. વયે આવતાં પરાક્રમમાં પણ તે પોતાના પિતા જેવો જ અત્યન્ત શૂરવીર જણાયો. રાજાએ પોતાને ઘેર, ખાસ કરીને તેને જ માટે, અશ્વારોહણ, રથારોહણ, ગજારોહણ વગેરે વિષયોનું જ્ઞાન થવા માટે, તે તે વિદ્યામાં નિપુણ ગુરુઓ રાખી, તેને સર્વ વાતે કુશલ કીધો. ધનુર્વિદ્યા પણ બહુ જ શ્રમ સાથે તેને શિખવવામાં આવી. થોડાક વર્ષોમાં તે વેદ, શાસ્ત્ર ધનુર્વેદ અને અન્ય સર્વ કલાકૌશલ્યમાં સંપૂર્ણ થયો. મોટા પ્રતાપી રાજાનો કુંવર ને વળી રૂપ ગુણાદિકથી સંપન્ન એટલે તેના રાજના તાબાના બીજા અનેક રાજાઓ, પોતાની પુત્રી તે પાટવીકુંવરને આપવા માટે

બારંવાર કહેવડાવવા લાગ્યા; પરંતુ યજ્ઞભૂ તે સર્વ રાજાઓનાં માગાં પાછાં વાળતો હતો. આમ, છતે દીકરે આવતી વહુ કોને ન ગમે? અને તે પણ વળી માન સાથે આપવા આવે ત્યારે કોણ ના કહે? પણ આ વિવાહ ન થવા દેવામાં યજ્ઞભૂનો હેતુ જૂદો જ હતો. વખત વીતતાં કુંવરની ઉમર પણ વિવાહ કરવા યોગ્ય થઇ. તેની મા અને યજ્ઞભૂના મંત્રી વગેરે સૌએ રાજાને વારંવાર એ સંબંધે કહેવા માંડયું: "મહારાજ! હવે કુંવરજીને પરણાવો." પરંતુ રાજા તે કોઇનો એક શબ્દ પણ સાંભળતો નહિ. "આપણે આપણા કુળના શોભા પ્રમાણે કુંવરને હવે કુંવારો રાખવો જોઈતો નથી, આપણા શત્રુઓ એથી રાજી થશે, અને પછવાડે એમ કહેવા પણ ચૂકશે નહિ કે યજ્ઞભૂના કુળને કન્યા મળતી નથી, માટે હવે તો આપે કુંવરનાં લગ્નને માટે તયારી કરવી જોઇએ. હજારો ઠેકાણેથી કુંવરનાં માગાં આવે છે તોપણ આપ શા માટે હવે તે પાછાં વાળો છો?" આ પ્રમાણે તેને ઘણુંએ કહેવામાં આવ્યું, પરંતુ તેણે કંઇ જ સાંભળ્યું નહિ. રાજાનો આવો દુરાગ્રહ જોઈને સૌ ચકિત થયાં. એ રાજાનો એક પરમ વિશ્વાસુ અને વહાલો પ્રધાન હતો. તેણે આ સંબંધે રાજા સાથે એકાન્તમાં વાતચીત કરવાનો વિચાર કીધો. તેને ઘણા દિવસનો અનુભવ હોવાથી તે જાણતો હતો કે, રાજા જ્યારે જ્યારે આવી હઠ લઈ બેસે છે ત્યારે ત્યારે તેનો વિચાર કંઇ હેતુયુક્ત હોય છે. પણ તે શું છે? એ જાણવું જોઈએ. એક દિવસે સ્નાન સંધ્યાદિ કર્મ કરીને રાજા તયાર થતો હતો, એવો સંધિ સાંધીને પ્રધાન, તેની પાસે ગયો. તુરત રથમાં બેસી, માત્ર તે બે જણા જ નગર બહાર આવેલા એક સુંદર ઉદ્યાનમાં હવા ખાવા માટે ગયા. વાટિકામાં અનેક પ્રકારનાં પુષ્પોનો પરિમલ લેતા, કુંજલતામાં ફરતા ફરતા, એક બેઠક આવી ત્યાં બન્ને બેઠા. તેઓ અનેક પ્રકારની વાતો કરતા હતા, તેવામાં જ્યારે પ્રધાનને લાગ્યું કે રાજા હમણાં આનન્દમાં છે, ત્યારે તેણે તે સંધિ જોઈને પેલી વાત છેડી. તેણે ઘણી નમ્રતાથી રાજાને પૂછ્યું; "રાજન્! આપને હું એક વાત પૂછવા ઇચ્છું છું, જો આજ્ઞા હોય તો પૂછું." રાજાએ તે સાંભળવાની ઈચ્છા દર્શાવી એટલે તેણે કહ્યું, "મહારાજ! આપણા કુંવરજી હવે પૂર યુવાવસ્થામાં આવ્યા છે,

અને બહારના રાજ્યોમાંથી તેમને પોતાની કન્યાઓ અર્પણ કરવા માટે ઘણાક રાજાઓએ આપની મરજી પૂછાવી છે, તો હવે આપ શા માટે તેને પરણાવવાની ઈચ્છા કરતા નથી? હું જાણું છું કે એ વાતમાં આપનો કંઇ ગૂઢ હેતુ હશે; જો તેમ હોય તો કૃપા કરી આ દાસને કહો કે એમાં શું કારણ છે?" રાજાએ કહ્યું, "સુજ્ઞ સચિવ! એ સંબંધે તું ધારે છે તેમ જ છે, અને તેથી હું તે હેતુ કોઈને જણાવવા ઈચ્છતો નથી. પણ તું મને અતિ પ્રિય અને મારા વિશ્વાસનું પાત્ર છે તેથી જ માત્ર તને કહું છું, સાંભળ. એ મારો પુત્ર વિલાસચક્ષુ (એ રાજકુંવરનું નામ હતું) જો કે તમારી સૌની દૃષ્ટિએ યુવાન અને વિવાહયોગ્ય થયેલો જણાય છે, પરંતુ હું તેને મરણના મુખમાં પેસતો જોઉં છું; એ હવે થોડા માસમાં મૃત્યુને આધીન થશે, માટે હે બુદ્ધિમાન્! તું વિચાર કર કે, આવું સુદૃઢપણે જાણ્યા પછી, કોઇ પણ રાજાની સુકોમલ અને સૌન્દર્યવતી કન્યાને હું એની સાથે પરણાવીને જન્મપર્યન્ત વૈધવ્ય દુઃખના ઉંડા કૂપમાં કેમ હડસેલી પાડું?" પ્રધાન બોલ્યો, "હરિ! હરિ! રામ! રામ! આપ એ શું કહો છો. રંભા વૃક્ષના ગર્ભ સમાન કોમળ ચંપાની પાંખડી સમાન વર્ણવાળો સુકુમાર રાજકુંવર વિલાસચક્ષુ, શું મરણોન્મુખ છે? આપે એ શાથી જાણ્યું? એ મરણ કેવી રીતે? તથા કયારે થશે?" એ પ્રમાણે આતુરતાથી પ્રધાને પૂછ્યું ત્યારે બ્રહ્મતેજવાળા યજ્ઞભૂએ કહ્યું કે, "હે વિશાલકેતુ! (એ તે સચિવનું નામાભિધાન હતું) આજ પછી છ માસે એ કુંવર મારા શત્રુની સામે યુદ્ધ કરતાં, તેની કાલશક્તિના પ્રહારથી મરણ પામશે. પરન્તુ તેના મરણથી તે પોતાની પછવાડે મોટો યશ વર્તાવતો જશે. એ મહાયુદ્ધ, એને ગાયોની રક્ષા માટે કરવું પડશે." વિશાલકેતુ બોલ્યો: "ત્યારે આપણે હર કોઈ રીતે તેને યુદ્ધમાં જતો અટકાવીશું, કેમ કે એ બહાને જ એનું મરણ છે તો યુદ્ધમાં એને ન મોકલતાં, આપણે જઇશું ને એનું મરણ નિવારીશું. પ્રાકૃત મનુષ્યના આયુષ્યનો જે ક્ષય થાય છે, તે તો તે બિચારા અજ્ઞાત હોવાથી તે જાણતા નથી કે આપણે કયારે મરીશું? તેથી સાવધ થતા ન હોવાથી થાય છે, પણ જો સાવધ થઇ મરણ વેળા ચૂકાવે તો

'અણી ચૂકયો સો વર્ષ જીવે' તેની પેરે જરૂર તે, એ મરણથી બચે; એમ મારું માનવું છે. માટે આપ કુંવરના લગ્નને માટે તયારી કરો; અને મરણની કશી ધાસ્તી રાખો નહિં." યજ્ઞભૂએ કહ્યું, "વિશાલકેતુ! તું કહે છે કે આપણે એનું મરણ ચૂકાવીશું, એ શું મૂર્ખતા નથી? નિર્માણ થયેલું ભાગ્ય શું બ્રહ્મા પણ ફેરવવા સમર્થ છે ખરો? પણ તું કહે છે કે, એનું મરણ ચૂકાવીશું તો તે ટાંકણું જશે, ત્યારપછી વિવાહ અને લગ્ન બધુંએ સાથે જ કરીશું. એનું મરણ ટાળવા માટે જેટલી થાય તેટલી હોંશીઆરીથી પેરવી કરજે. એનું મરણ કેવી રીતે થશે? તે જાણવાની ઇચ્છા હોય તો હું કહું છું તેપર લક્ષ આપ. આવતી વિજયાદશમીને દિવસે આપણા સૈન્યને શણગારીને સ્વારીએ ચઢાવીશું અને આ નગરમાં કોઈ રહેશે નહિ તે સંધિ સાંધીને, આપણો શત્રુ યવન રાજા, આપણી ગોશાળામાં આવી ગાયોનું હરણ કરશે. તે વખતે, ગાયોને પાછી વાળવા જતાં, વિલાસચક્ષુ મરણ પામશે. આ સિદ્ધ જ છે, નિર્માણ છે તથાપિ બુદ્ધિમાને નિયતિનો આશ્રય કરી, પુરુષાર્થનો ત્યાગ કરવો નહિ, કેમ કે નિયતિ પણ પુરુષાર્થ રૂપે જ નિયામક થાય છે, એવું વચન છે તેથી અને નિર્માણ છે તે ફરવાનું નથી તેટલું છતાં, પુરુષાર્થનું બળ શું છે? ને નિર્માણનું બળ કેવું છે? તે પણ તું જોજે. આ સંસાર સાગરમાંથી તરવા માટે પણ પુરુષાર્થ જ પ્રયોજાયલો છે, ને તેવડે જ સર્વ, સર્વદા સિદ્ધ થઇ શકે છે. તો વ્યવહારમાં આ પુરુષાર્થ કેવે અંશે ફલિભૂત થાય છે? તે જાણવા માટે તારી ઇચ્છા છે તો તે ઇચ્છા પણ એથી તૃપ્ત થશે."

રાજા તો જાણતો જ હતો કે, ભવિષ્ય કોટી ઉપાયે પણ ટળતું નથી, તેથી તે તો સર્વ વાતે નિશ્ચિત જ થઇને બેઠો હતો. પણ સચિવ વિશાલકેતુએ, કુંવરનું મરણ ટાળવાના ઉપાય પ્રયોજવા માંડ્યા. એક પછી એક દિવસ જતાં વિજયાદશમી આવી. એ દિવસ સૂધી યવન રાજા નગરપર ચઢી આવવાની કશી પણ નિશાની જણાઈ નહિ. તથાપિ એ દિવસ પૂર્વે ગાયોની રક્ષા કરવા માટે પોતાના સર્વથી વધારે બળવાન્ ઘોડેસ્વારવાળું લશ્કર અને ઘણીક તોપો, ગોશાળાની આસપાસ ગોઠવીને પૂરો બંદોબસ્ત કીધો અને દશરાના

પ્રભાતના, તે સેનાને જણાવ્યું કે, આજે સ્વારી ચઢે તે વેળાએ એકાએક યવનનું લશ્કર ગાયોનું હરણ કરવા માટે આવશે, માટે તેનો તે હેતુ કોઇ પણ વાતે સિદ્ધ ન થવા દેતાં, તમે મરણાંત સૂધી એક પણ ગાયનું હરણ થવા દેશો નહિ. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરીને, હાથી, રથ, ઘોડા અને પાયદળવાળું બાકીનું ચતુરંગ સૈન્ય શણગાર્યું. પ્રધાન, રાજા તથા રાજકુંવર સહિત, પૂર્વ દિશાના ઉપ-વનમાં શમી પૂજન કરવા સ્વારી નિકળી. મોટી ધામધૂમથી ચાલ્યા. હાથીઓપર સોનાની હીરા જડિત અંબાડીઓ આવી રહી છે, તેઓના ગળામાં સોનાની સાંકળીએ બાંધેલા મોટા ઘંટના રણકાર થઇ રહ્યા છે, બીજા સુવર્ણના શણગારો અને જરીની ઝુલોથી હૃષ્ટપુષ્ટ હાથીઓ અત્યંત શોભી રહ્યા છે. ઘોડાઓને પણ શણગારવામાં આજે કશી કચ્ચાસ રાખેલી નથી. મોંઘા મૂલનાં રત્નોથી જડેલો ઉત્તમ સાજ તેઓપર આવી રહ્યો છે, માણેક અને પન્નાની તેજસ્વી માળાઓ તેઓના ગળામાં રહી ગઇ છે, રત્નજડિત લગામો લટકેલી છે, હિરા-જડિત સોનાનાં ઝાંઝરો તેઓના પગમાં ઝણકારા કરી રહ્યાં છે, કુંકુમ, કેસર, અબીલ, ગુલાલ, પુષ્પની માળા તથા ગુચ્છાદાર છોગાં, કલગી અને ગજરાઓથી તેઓને પ્રકટ રીતે શણગારી મૂક્યા છે; તેમ જ તેઓની ઉપર સ્વારી કરનારા વીર પુરુષોની શોભાનો પણ વર્ણવ્યે પાર આવે તેમ નથી. છત્રીસે હથિયારો ભીડી, સોનાની અને રૂપાની ઝળકીવાળાં રત્ન જડિત બખ્તરો, મસ્તકપર સુશોભિત ટોપો, કેસર ચંદનાદિનાં ભાલે તિલક અને ગળામાં સુગંધી પુષ્પની માળાઓ, કાંડામાં પુષ્પના ગજરા તથા શિરપેચપર મોતીના ને ગુચ્છાદાર પુષ્પના તુર્રાઓ વગેરેથી સર્વ યોદ્ધાઓ દેદિપ્યમાન થઈ રહ્યા છે. પાયદળ સેનાની શોભા પણ સારી રીતે દીપી રહી છે. વળી સુવર્ણના સાજવાળા ચાર ચાર અશ્વો જોડેલા છે એવા અનેક સુવર્ણના રથોમાં બેઠેલા સમર્થ સુભટો સૌને ચકિત જ કરી નાંખે છે. સૌથી ઉત્તમ શણગારેલા ભદ્ર જાતિના શ્રેષ્ઠ ગજરાજપર સુવર્ણ અંબાડીમાં, મહારાજાધિરાજ યજ્ઞભૂ વિરાજ્યો હતો. તેની પછ-વાડે બે દાસ ઉભા રહીને ચામર ઢાળતા હતા, ને જોડમાં સચિવ વિશાલકેતુ બેઠો હતો. બીજી બાજુએ રાજકુંવર વિલાસચક્ષુને

બેસાડવા માટે જગા કરી રાખી હતી. અત્ર જ નિર્માણ ને પુરુષાર્થનો પ્રતાપ પ્રથમ જ દર્શન દે છે. રાજકુંવરે આજે પોતાના ખાસ અશ્વ ઉપર બેસીને જ સ્વારીમાં નિકળવું, એવી હઠ લીધી. પ્રધાને અને રાજાએ ઘણુંએ સમજાવ્યા છતાં, રાજકુંવર અંબાડીમાં બેઠો નહિ. "હશે! આપણે કુંવરને સ્વારીમાંથી ક્યાંઇ આઘો પાછો થવા દઇશું નહિ," આવો વિચાર કરી, પ્રધાને સારાં શુકન જોઇને સ્વારીને ઉપડવાનો હુકમ કીધો કે તુરત દડિંઘિડ્ દડિંઘિડ્ કરતો નોબતવાળો પોતાના હાથીને ડોલાવતો આગળ ચાલ્યો. તેની પછવાડે નાના પ્રકારના શંખ, ભેરી, તૂરી, સિંગી ઇત્યાદિ છત્રીસે પ્રકારનાં ઘોર શબ્દ કરનારાં વાજાંવાળાઓ, પોતપોતાની ટુકડીઓમાં ગોઠવાઈ અનેક પ્રકારના શૂર ચઢાવનારા, સિંધુડા રાગો ગાવા મંડી ગયા. ચારે તરફથી ભાતભાતના રંગ બેરંગી નેજાઓ જળહળવા લાગ્યા, જરીનાં નિશાનો ફરુકવા લાગ્યાં, રાજા તથા રાજકુમાર ઉપર સુંદર છત્રો ધરાયાં. એમ સઘળી રીતે સેના ઉપડવાની તયારી થઇ ચૂકી, માત્ર કોઇ પણ જાતનાં શુકન થાય એટલી જ વાર રહી.

ઉભાં ઉભાં લગભગ દોઢ મુહૂર્ત જેટલો સમય વીતી ગયો ત્યારે યજ્ઞભૂએ પ્રધાનને કહ્યું કે, "શા માટે સૈન્ય ઉભું રહ્યું છે? કોની વાટ જૂઓ છો?" પ્રધાને હાથ જોડીને કહ્યું, "દયાસિંધુ મહારાજાધિરાજ! આપણા યોદ્ધાઓ સારા શુકન થવાની વાટ જોઈ રહ્યા છે તો તે થયેથી ઘડીકમાં પ્રયાણ કરશે." "સચિવ! હું તમને શું કહું? ક્યારનાં શુકન થતા નથી એ જ અપશુકન છે અને તે માઠું ભવિષ્ય વર્તી આપે છે. માટે તેની વાટ જોતાં ક્યાંસૂધી ઉભા રહેવું? ચાલવાને તત્પર થયા તે જ સમયે જે ચિહ્ન દેખાય તેના જ ઉપરથી શુકન કે અપશુકન ગણાવાં જોઇએ. આપણને શુકન કે અપશુકન ક્યારનાંએ થઇ ચુકયા છે, હવે ઉભા રહેવાનું પ્રયોજન નથી. થવાનું તે કોટી ઉપાયે થશે જ. કુંવરે પ્રથમ જ હઠ પકડી અંબાડીમાં બેસવાની ના કહી, આપણાં મનને દુઃખવ્યાં છે, એ અપશુકન નહિ ત્યારે બીજું શું? શુકનને માટે એક વચન મને યાદ છે કેઃ—

उषःप्रयाणको गर्गः शकुनंच बृहस्पतिः ।
अंगिरास्त्वमनोत्साहो विप्रवाक्यो जनार्दनः ॥

ભાવાર્થ—શુકનને સંબંધે ગર્ગાચાર્ય મુનિનો મત એવો છે કે, કોઇ સ્થળે પ્રયાણ કરવું હોય ત્યારે તે ઉષઃ કાળમાં ઉઠીને (ચાર ઘડી રાત્ર લઇને) ચાલવું એટલે શુભ છે; બૃહસ્પતિ ઋષિનો મત એવો છે કે, શુભ ચિહ્નોનું દર્શન થતું હોય તો જ કાર્ય કરવું; અંગિરા મુનિ કહે છે કે, પોતાના મનમાં ઉત્સાહ હોય ત્યારે કાર્ય કરવું અને જનાર્દન (શ્રીકૃષ્ણ) એમ કહે છે કે, વિદ્વાન્ બ્રાહ્મણ જે સમય કહે તે સમયને ઉત્તમ માનવો. આમાં આપણને અંગિરા મુનિના કહેવા પ્રમાણે બન્યું છે. માટે જેવી હરીચ્છા. હવે સૈન્યને ચાલતું કરો." આ પ્રમાણે રાજાએ આજ્ઞા કરી, ત્યારે પ્રધાને તુરત સૈનિકોને આજ્ઞા કરી અને ધમધમાટ કરતું સૈન્ય ચાલવા માંડયું. જોતજોતામાં રાજમાર્ગપર થઇ, માર્ગપર તેમજ બારીઓ અને અટારીઓમાં જોવા ઉભેલા લોકોની ઠઠને સાનંદાશ્ચર્ય પમાડતી રાજસ્વારી, પૂર્વ દિશાના દરવાજા આગળ આવી પહોંચી. પછી શહેરથી સુમારે કોશેક દૂર આવેલા સામેના ઉપવનમાં શમી વૃક્ષની પૂજા કરવા માટે ધામધુમભેર ચાલી. ત્યાં શમી વૃક્ષની બાજુમાં એક વિશાળ મેદાન હતું. એ સ્થળે વર્ષોવર્ષ દશરાને દિવસે ઘોડેસ્વારો શમી પૂજન થયા પછી પોતાના ઘોડાઓને એક બીજા સાથે સરસાઇ કરવા દોડાવતા હતા. આજે પણ રાજાની સ્વારી તે શમી વૃક્ષની આગળ ઉતરી. તે પછી રાજા, રાજકુંવર, મુખ્ય મંત્રી, બીજા પ્રધાનો, સૂબા અને ઇતર કામદારોથી તે એક સાધારણ પ્યાદાં સુદ્ધાંત, સૌએ ક્રમ વાર ગંધાક્ષતપુષ્પ, જવારા, અબીલ, ગુલાબ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા અને નમસ્કાર ઇત્યાદિ સામગ્રીથી, શમી વૃક્ષની પૂજા કરી. પછી સૌ પોતપોતાનાં વાહનોપર અસ્વાર થઇ ચાસદર્શન* માટે તત્પર થયા. પણ આજે ઇશ્વરેચ્છાથી એમ બન્યું કે, ચારે તરફ રાજાના સ્વારો ઉપવનનાં વૃક્ષેવૃક્ષ શોધી વળ્યા, તથાપિ કોઇ સ્થળે ચાસ દેખાયો નહિ. થોડીવારે ગમે ત્યાંથી ચાસ ઉડતો ઉડતો આવશે એટલે દર્શન કરીશું એમ ધારી

---

* દશરાને દિવસે ચાસ પક્ષીનાં દર્શન કરવાનું લોકો મોટું માહાત્મ્ય સમજે છે અને કેટલાકો તો તેના બોલેલા શબ્દો ઉપરથી કાંઇ ગણત્રી કરી, આવતું વર્ષ કેવું નિવડશે? તેનો પણ સુમાર બાંધે છે. આ ચાસ સર્વત્ર હોય એમ લાગતું નથી.

તેઓ હવે ઘોડાઓની સરત કરવા મંડી ગયા. પ્રથમ સરખે સરખા પ્રધાનો, સૂબાઓ વગેરે બબ્બે ચાર ચાર કે તેથી પણ વધારે યોદ્ધાઓ સાથે મળી, રાજા આગળથી પોતાના શણગારેલા અશ્વોને દોડાવવા લાગ્યા. તેઓમાં જેનો ઘોડો આગળ જતો તેને રાજા શેલાં, મંદીલ વગેરે ભારે શિરપાવ આપતો હતો. એમ કરતાં કરતાં છેવટે સરખે સરખી વયના રાજકુમારના મિત્રો, ભાયાતો, પ્રધાનપુત્રો અને છેવટે કુંવર વિલાસચક્ષુનો વારો આવ્યો. પ્રધાન વિશાલકેતુના મનમાં હતું કે આજે રાજપુત્ર ઘોડાની સરતમાં ન દોડે તો ઠીક, કારણ કે, દોડશે તો કંઈ ને કંઈ નવા જૂની થશે માટે તેણે રાજપુત્રને કહ્યું; "કુંવરજી! આપ આજે અશ્વ ન દોડાવો તો વધારે સારું; કારણ કે, હજુ ચાસ દર્શન થયાં નથી, તેથી પિતાજીનું મન વ્યગ્ર છે, અને તેઓ તમને સરતમાં દોડવાની ના કહે છે." આટલું કહેતાં જ કુંવરને તો રુંવે રુંવે ક્રોધ ભરાઇ ગયો, તેનું મસ્તક ધમધમી ગયું. તે મોટેથી બૂમ મારી કહેવા લાગ્યો, "પ્રધાનજી! શું કહો છો? તમે જે તે વાતમાં આડા આવો છો એનું કંઈ કારણ? યાદ રાખો, આજે સુપર્વનો દિવસ છે, મને છેડશો નહિ. ચાસદર્શન થયાં નથી તો શું થયું? બાર માસમાં આજના જેવો શ્રેષ્ઠ દિવસ એકે નથી, તો આજે પણ ક્ષત્રિય પુત્ર હર્ષભેર અશ્વચર્યા કરશે નહિ કે? આજે હું બીજા કોઇને અર્થે કિંવા મારા પોતાના આનંદ કે ભલાને અર્થે નહિ, પણ આ ભાગ્યશાળી ભારતવર્ષમાં એકચક્રે સર્વોત્કૃષ્ટ રાજનીતિથી પ્રજાનું પાલન કરનારા, ભરતખંડના, તેમ જ આખી પૃથ્વીના કંટકરૂપ રાવણ, કુંભકર્ણાદિ રાક્ષસોનો તથા તેઓના કુળનો નાશ કરનારા, પંચ સતીમાં પરમ પાવિની મહા સતી સીતાના પ્રાણપતિ અને સાક્ષાત્ ઈશ્વિરાવતાર એવા રામચંદ્રના માનાર્થે તથા રાવણ કુળનો ક્ષય કરીને તેમણે કરેલા મહાવિજયના સ્મરણાર્થે, હું મારા વહાલા અશ્વને ખૂબ ખેલાવી દોડાવીને મોજ માણીશ. માટે તમારે આડા આવીને સંતાપવો નહિ; નીકર તેનું પરિણામ તમે સારું જોશો નહિ." કુંવરે પકડેલી હઠ કોઇ પણ મૂકાવી શકે તેમ નહતું; તેથી, પ્રધાને વિચાર કર્યો કે, "હશે! દોડાવીને કુંવર પાછો અહીં જ આવશે કેની?

ક્યાં દૂર જવાનો છે?" તેથી તે મૌન ધરી, કુંવરનું કહેવું સાંભળી, રાજા પાસે જઇ બેઠો. તુરત રાજપુત્રે ઘોડાને એડી મારી, અને તેના મિત્રો પણ તેની સાથે જ ઉપડ્યા. સૌ એકી નજરે જોઇ રહ્યા છે, ને આ જાય, આ જાય, એમ દેખતાં રાજપુત્રનો ચપલ અશ્વ, સૌથી આગળ નિકળી ગયો. એટલામાં ક્યાંઇથી આકાશમાં ઉડતો ઉડતો ચાસ, સૈન્ય ઉપર આવ્યો અને દક્ષિણ દિશા ભણી આવેલા એક ઉંચા તરુ ઉપર જઇને બેઠો. તેને જોતાં જ રાજાની સલામતીને અર્થે સૈન્યની ચારે બાજુએ તયાર કરી રાખેલી તોપો ઉપરા ઉપરી ધડાધડ છૂટવા માંડી; અને તોપો, નલિકાઓ અને જંજાળો, વગેરે એકાએક છોડીને તેઓએ ઉત્સાહનું ઘમસાણ મચાવી મૂક્યું. વાજિંત્રો એક સાથે વાગવા માંડ્યાં ને સૌ પુનઃ દક્ષિણ દિશા તરફ દૃષ્ટિ કરી ચાસનાં દર્શન કરવાને આતુર થઇ રહ્યાં. આ ઉમંગમાં, રાજા, પ્રધાન અને સેના તથા સામંત વર્ગ, સર્વે, રાજપુત્રની દોડની વાત ભૂલી ગયા, ને તે ક્યાં ગયો? તથા આવ્યો કે નહિ? તેનું પણ કોઇને સ્મરણ થયું નહિ.

હવે રાજપુત્રનું શું થયું? તે તરફ આપણે દૃષ્ટિ કરીએ. તે પોતાના સાથીઓને છોડીને ઝુમમાં ને ઝુમમાં, બહુ આગળ નિકળી ગયો. શૂરભેર દોડાવતાં, ઘોડો ઉત્તર દિશા ભણીના આડ માર્ગે ચઢી ગયો તેની પણ તેને ખબર રહી નહિ. ઉત્તર દિશા ભણી જતાં, કેટલેક દૂર સુમારે હજારેક ઘોડેસ્વારોની ટુકડી રાજકુમારના જોવામાં આવી. આ સ્વારોના હાથમાં જે ધ્વજાઓ હતી, તે, લીલા રંગની હતી અને પોતાના સૈન્ય કરતાં જૂદી છે, એમ તેને છેટેથી પણ લાગ્યું. રાજપુત્રને વિચાર થયો કે, તેઓ કોણ છે? તેની તપાસ કરવી જોઇએ, એવી ઇચ્છાથી તેણે તેઓના તરફ અશ્વને વાળ્યો. તેટલામાં તેના ચાર મિત્રોના અશ્વો પણ પાછળથી તેને આવી મળ્યા, એટલે સૌ સાથે સાથે તે સૈન્ય તરફ ગયા.

બીજી તરફ દૃઢ દુર્ગાપુરીમાં વૃદ્ધ કે બાળક નિર્ધન કે શ્રીમંત, સઘળા પુરુષો દશરાની સ્વારી સાથે શમીપૂજન કરવા માટે નગર બહાર નિકળી ગયા હતા. આખું નગર નિર્જન થઇ પડ્યું હતું. જ્યાં જોઇએ ત્યાં સ્ત્રીઓ જ જણાતી હતી. નગરમાં કોઇ પણ પુરુષનો

અવાજ કે બોલ સંભળાતો નહિ હતો. રજવાડા આગળ જોઇએ તો છુટાછવાયા પહારેગીરો ચોકી કરતા હતા. માર્ગોપર કયાંય પણ મનુષ્ય અથવા તો હાથી, ઘોડા વગેરે વાહન પણ જતું આવતું દેખાતું હતું નહીં. ગોશાળા આગળ બળવાન્ યોદ્ધાઓ, આયુધોથી સજ્જ થઇને ઉભેલા હતા. વિશાલકેતુએ તેઓને કહ્યું હતું કે, "ગાયોનું હરણ કરવાને જે દુષ્ટો આવનાર છે તેઓની સાથે, આણુસમર્પણથી યુદ્ધ કરવું; તેમાં જય પામનારને રાજા પાસેથી ઉત્તમ શિરપાવ મળશે;" માટે તે સર્વ યોદ્ધાઓ યવનોને આવવાની વાટ જોઈને જ તત્પર ઉભા હતા. એક તો રાજા પાસેથી શિરપાવ મેળવવાની ઉત્કંઠા અને બીજું ગાય માતા, જે ભારતવર્ષવાસી મનુષ્ય માત્રની માતુશ્રી છે તેનું રક્ષણ, સર્વ આર્યે તન, મન, બળ તથા ધનથી કરવું જોઇએ, એવી ધર્મ વચનથી સ્વાભાવિક થયેલી પ્રીતિ; એ કારણથી એ સર્વ સૈનિકોનાં મન ગૌરક્ષણાર્થે પ્રાણ સમર્પણ કરતાં સૂધી યુદ્ધ કરવા માટે તત્પર થઇ રહેલાં હતાં. પાછલા પહોરનો ચાર પાંચ ઘડી દિવસ બાકી હતો ત્યાંસૂધી તો કોઇ પણ રીતે કોઇ પણ દિશામાંથી શત્રુસૈન્ય આવવાનાં ચિહ્ન જણાયાં નહિ ત્યારે સર્વ યોદ્ધાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, "શત્રુ શો ? ને ગાયોનું હરણ શું ? પ્રધાનજીના મનમાં કંઇ ધૂન ભરાઇ આવી હશે તેથી આવે સપરમે દિવસે આપણને સ્વારીમાં જતા રોકી રાખ્યા છે. પણ ચિંતા શી છે ? એ નિમિત્તે પણ ગાય માતાની સેવા તો થાય છે. એ પણ અહોભાગ્ય છે—શત્રુ આવો કે ન આવો. આપણા રાજાને માથે કોઇ શત્રુ છે જ નહિ, તો આવે કોણ ? આપણી નજર આગળ સૌને મહારાજા યજ્ઞભૂએ જેર કરી દીધા છે, અને સર્વે રાજાઓ તેના દાસ સરખા થઈને વર્તે છે. ત્યાં યુદ્ધ કરી જીવ આપવા કોણ આવે ?" એટલે બીજો બોલ્યો, "ભાઇ ! ભૂલી કેમ ગયો ? આજથી સુમારે દશેક વર્ષ ઉપર મહારાજા પોતાના રાજ્યમાં ફરવા નિકળ્યા હતા, તેવામાં કાંબોજ દેશના યવન અધિપતિને પોતાને તાબે કરી તેમની પાસે ખંડણી કબૂલાવી હતી તે યાદ નથી ? અને પછી તેણે ખાર રાખીને આપણા સુમારે હજારેક સ્વારો, તેને ત્યાં ખંડણી ઉઘરાવવા ગયા હતા, તેઓને તે

ખંડણી ન આપતાં હેરાન કીધા હતા, તે શું તારાથી અજાણ્યું છે? મારા સાંભળવામાં આવ્યું છે કે, કાંબોજાધિપતિએ આપણા મહારાજા ઉપર ઘણા દિવસથી વૈર રાખેલું છે, અને તેને માટે તે પ્રતિદિન પોતાના બળ (સૈન્ય) માં વધારો જ કર્યો જાય છે. તમે જાણો જ છો કે, યવનો કદી ધર્મયુદ્ધ કરવાનું તો સમજેલા જ નથી. જ્યારે ને ત્યારે તેઓ ધાડ કે વાટ પાડવામાં જ પ્રાવી જાય છે. તેઓ કયારે ચઢી આવશે? તેની આપણને કેમ ખબર પડે. આપણા પ્રધાનજીના વિચાર અગમચેતીવાળા છે, અને તેમણે તેને અનુસરીને જ આ, પાણી પહેલી પાળ બાંધેલી હશે."

આ પ્રમાણે તે યોદ્ધાઓના બંને સરદારો વાતચિત કરે છે, ને આ બાજુથી પેલી બાજુ હેરાફેરા કરે છે, એટલામાં શહેરની દક્ષિણ બાજુએથી એક ભયંકર ચીસ સંભળાઈ. ઘોર ગર્જનાનો અવાજ થયો. સર્વ સ્વારો ચમકીને સ્તબ્ધ થઇ ગયા. ઉપરાછાપરી ચીસો અને કિકિયારીઓ પડવા લાગી. તત્કાલ ત્યાં ઉભેલા સરદારે કેટલાક સ્વારોને આજ્ઞા કરી કે, "શેહેરમાં વળી શું અકસ્માત્ બન્યો? તે ઝપાટાબંધ જોઇ આવો." તત્ક્ષણે સુમારે પચીશેક યોદ્ધા ઉતાવળી ચાલે શહેર તરફ દોડી ગયા. ત્યાં જોય છે તો મહાભયંકર કતલ ચાલી રહી છે. ઘણાક પાળા અને ઘોડેસ્વાર યવનો, જેઓને કેવળ કળિયુગના રાક્ષસોની જ ઉપમા આપી શકાય, તેઓ, શેરીએ શેરીએ અને ઘેરે ઘેર પૂરી વળેલા છે, અને શું કન્યા, શું તરુણી અને શું વૃદ્ધા, સર્વ સ્ત્રીઓની મહા નિર્દયપણે લજ્જા લૂટવાનો યત્ન કરે છે. બીજી તરફ ઘણાક દુષ્ટ યવનો રાજવાડામાં પણ ઘુસી જઈ, આગલના પહેરેગીરોને કતલ કરીને છેક રાજમંદિર સૂધી પહોંચી ગયા છે. જ્યાં ત્યાં અબળાઓની દીન દયામણી, અંતઃકરણને મુંઝાવી નાંખનારી, કારમી ચીસ પડી રહી છે. આવો અણધાર્યો બનાવ જોઇ ધડકતા અંતઃકરણે તે સ્વારો પાછા પોતાની ટુકડી આગળ આવ્યા, ને પ્રત્યક્ષ જોયલો સર્વ બનાવ વર્ણવીને કહ્યું, "હવે અન્ય સ્ત્રીઓની તો શું, પણ છેક રાજપત્નીઓ અને રાજપુત્રીઓની લજ્જા રહેવી પણ મુશ્કેલ છે, માટે આપને જોગ

રુચે તેમ કરવું." આટલું સાંભળતાં જ સરદારોએ આખા લશ્કરને એકાએક ચેતાવી દીધું, અને આજ્ઞા આપી કે, "જેણે પોતાના પિતાના જ વીર્યથી દેહ ધારણ કર્યો હશે તે સૌએ આજે આ નગરની નારીઓની લજ્જાનું, પ્રાણાર્પણ થતાં સૂધી પણ રક્ષણ કરવું. આમાંથી ડરીને જે પાછો હઠશે તેણે પોતાની માતુશ્રીને દશ માસ સૂધી મિથ્યા જ ભારે મારી જાણવી." આટલું કહેતાં તો સર્વે યોદ્ધાઓનાં અંતઃકરણ ઉકળી આવ્યાં, ને 'પડે તેના કકડા, એમ તડામાર કરતા સૌ દોડયા, ને મારો, કાપો કરતા તેઓ એકાએક યવનોપર તૂટી પડયા.

ગોશાળા મૂકીને આખું લશ્કર શહેરમાં દોડ્યું, એ સમય સાંધી યવનોની બીજી, સુમારે હજાર દોઢેક સ્વારોની ટુકડી સપાટાભેર દોડતી ગોશાળા આગળ આવી પહોંચી અને ચારે-બાજુથી ઘેરો ઘાલીને ગોશાળાના દરવાજા બલાત્કારથી ઉઘાડી નાંખ્યા; તથા યજ્ઞભૂનું વહાલામાં વહાલું ગોધન તે દુષ્ટો હરણ કરી ગયા. તોપખાનું, ગોશાળા આગળ જ હતું, તેથી તોપચીઓએ બને તેટલો મારો ચલાવ્યો; ને સુમારે પાંચસો યોદ્ધાઓનો નાશ કર્યો, પરંતુ તેનું બળ કેટલુંક ચાલે ? કેમ કે ધણી વીનાનાં ઢોર સૂનાં.

આ રીતે દૃઢ દુર્ગા નગરીમાં વિલક્ષણ ખેલ મચી રહ્યો છે. ચાસદર્શન વખતે રાજાનો દેખાવ, પાસેના આખા સૈન્યની ધામ-ધુમ, વાજિંત્રો તથા બંદૂકોના એક સામટા થએલા અવાજ નગર વિષે સુંદરીઓના દયામણા, "સહાય કરો, સહાય કરો, આ દુષ્ટોથી કોઈ છોડાવો રે ! ઓ સ્વામીનાથ ! ઓ પિતાજી ! ઓ ભાઈ રે ! અરે કોઇ મૂકાવો રે !" એવા ત્રાસ ઉપજાવનારા પોકારો; તેમની વહારે ધાયેલા યોદ્ધાઓના "મારો, કાપો, ખબરદાર, નાસે નહિ, જાય નહિ," એવા સુંદરીઓને ધીરજ આપનારા તથા યવ-નોને કંપાવનારા તાડુકાઓ અને ગોશાળામાં થયેલી જબરી ઝપા-ઝપી વગેરેથી બહુ ભયંકર પ્રકાર બની રહ્યો છે. તેની અંદર વળી ગાયોએ, આ સઘળી ગડબડથી ચમકીને હુંભાઃ હુંભાઃ ઈત્યાદિ સ્વરથી બરાડાઓ પાડીને, એક જૂદું જ રમખાણ મચાવી મૂક્યું છે, છતાં તે આરડતી ગાયોને તડામાર હાંકીને તે યવન લશ્કર

માર્ગે પડયું. તે કોશેક દૂર ગયું નહિ હોય એટલામાં તેને જતું જોઈ, તેની પૂઠે રાજકુમાર અને પોતાની સાથેના ચાર પ્રધાનપુત્રો મળી પાંચે ધનુર્વિદ્યાના શીખેલા મહાન્ યોદ્ધાઓ પડ્યા. તેઓ દરેક જણ એકી વખતે પોતાની સામેના હજાર હજાર યોદ્ધાઓ સાથે બાથ ભીડી શકે તેવા હતા. તેથી આ હજાર યવનોનું લશ્કર તેઓની વિસાતમાં પણ નહોતું. તુરત રાજપુત્રે મહા ભયંકર ગર્જના કરી, ને તે લશ્કરના સરદારને લલકારી કહ્યું, "અરે પાપી ચંડાળ ! અરે ચોર શિયાળવાં ! હે દુષ્ટાત્મા ! આમ ચોરી કરી છેતરીને સિંહના આગળથી નાસી જાય છે ? ધિકાર છે તને. સામી છાતીએ ઉભો રહી યુદ્ધ કર, ને અમને જિતીને પછી બેલાશક ગાયોનું હરણ કરી જા." આટલું કહેતાં જ યવન સરદાર તુરત ચમકયો ને આ મહારથીઓને ન પિછાણતાં, માત્ર તેઓ પાંચ જણ જ છે, તે કઈ ગણત્રીમાં? એમ ધારી, તેઓને સામાં મર્મ વચનથી ભેદી, યુદ્ધની તયારી કરી. એટલામાં શહેરમાંના એકેએક યવનોનો નિપાત કરી, ગોરક્ષક યોદ્ધાઓ, તેઓની પૂઠે પડયા. સામસામા થતાં જ ને રાજકુમારને જોતાંજ તેઓના મનમાં મોટી ધીરજ અને હિમ્મત આવી. હવે તો પૂછવું જ શું ? ગોરક્ષકોનાં મનમાં તો રક્ત વરસી રહ્યું હતું અને તેઓનો હાથ ઉપડી ચૂકયો હતો, તેથી તેઓ જરા પણ વિલંબ ન કરતાં એકદમ યવનોપર તૂટી પડ્યા—જો કે યોદ્ધાઓ પોતાના પરાક્રમથી જ લડી શકે છે, પરંતુ તેની પછવાડે પીઠ ઠોકનાર અને હંકારનાર હોય તો તેઓને ચોગણું શૂર ચઢે છે, તેથી આ વખતે રાજકુમારનો લલકારો અને પ્રધાનપુત્રો વગેરેથી અપાતી શાબાશીઓથી ગોરક્ષક સેનાએ બાકી રહેલા યવનોને દાણાદાણ કરી નાંખ્યા. જેઓ નાસી ગયા તેઓ જ માત્ર બચવા પામ્યા; બાકી સઘળાઓનો કચ્ચરઘાણ કરી, આખી અણીએ રાજપુત્રે ગાયોને પાછી વાળી, ને મિત્રો સાથે મળીને ઉપવનવાળા સૈન્ય તરફ ચાલવા લાગ્યા. ઉતાવળમાં ને ઉતાવળમાં પેલા સ્વારોએ શેહેરમાં શું બન્યું હતું? તેની હકીકત પણ રાજકુંવરને કહી નહતી. રાજપુત્રે ઉપવન સામી ચાલ પકડી, ને લશ્કર ગાયો લઈ શહેર તરફ વળ્યું,

એટલામાં પછવાડેથી કેટલાક બળવાન્ યવન સ્વારોએ આવી રાજપુત્રને ઘેરી લીધો, ને તેના અસાવધપણામાં એકાએક તેનાપર શસ્ત્રો લઇ તેઓ તૂટી પડ્યા. પાંચે સ્વારો એકાએક ચમકયા, પણ હવે કંઇ તેમનો ઉપાય ચાલે તેવું નહતું. તેઓ પોતાનાં શસ્ત્રો સંભાળે છે એટલામાં તો રાજપુત્રપર અનેક ઘા પડી ચૂકયા, ને એક યોદ્ધાએ એક તીક્ષ્ણ શક્તિ (સાંગ) રાજપુત્રના હૃદય ઉપર મારી; જે આરપાર નિકળી જવાથી કુમાર વિલાસચક્ષુ મૂર્ચ્છિત થઇને ઘોડાપરથી લથડ્યો, પણ એક પ્રધાનપુત્રે તેને પોતાના ઘોડા સાથે જોરથી તાણી બાંધ્યો, ને બીજા યવનો આવી પહોંચે તેટલામાં તો આ રાજપુત્રને મારનારાઓનો સમૂળો નાશ કરીને ત્યાંથી ઘોડા ઉપાડી મેલ્યા.

રાજપુત્રને લઇને તેઓ સૈન્યને આવી મળ્યા. આ વખતે સૈન્ય નગર તરફ વળેલું હતું, અને ચાલવાની તયારી હતી. રાજપુત્રની આવી દુરાવસ્થા જોઈ, સૌને સખેદાશ્ચર્ય થયું; ને પ્રધાન વિશાલકેતુ તો ચકિત જ થઇ ગયો. ક્ષણે ક્ષણે રાજપુત્રનો આત્મા વધારે ને વધારે ગભરાતો ગયો, અને અનેક પ્રકારના ઉપચારો કરવા છતાં પણ તે જરા પણ સાવધ થયો નહિ. તેને લાગેલો મર્મસ્થાનનો ઘા કંઈ જેવો તેવો નહતો. વાતચીત કરતું સૈન્ય નગરમાં પહોંચ્યું, અને રાજકુંવરને મહેલમાં લઇ ગયા ત્યારે તે તદ્દન બેશુદ્ધ થઇ ગયો હતો. આખું કુટુંબ તેની આસપાસ વિંટીને બેઠું ને ઉપરાઉપરી ઉપાયો કરવા માંડયા છતાં પણ તેની આંખ મીંચાઇ અને છેવટે "શ્રીહરિ, સચ્ચિદાનંદ પ્રભુ પરમાત્માનો જય." એટલું મહાકષ્ટે પોકારતો, તેનો અવિચ્છિન્ન આત્મા, ઘાયલ દેહને છોડી શ્રીપરમ પ્રભુ પરમાત્માને શરણે ગયો. અહો! ભાવી પદાર્થ હરકોઈ વાતે બને છે જ. રાજપુત્રનું મરણ ટાળવા માટે પ્રધાને બની શકી તેટલી પેરવી કીધી, છતાં આખર શ્રીહરિને ગમતું જ થયું. જો કે દિવસ રાત્રી, સવાર સાંઝ, ઉન્હાળો, શિયાળો એમ ક્રમવાર આવે ને જાય છે, એમ કાલ અનેક ક્રીડા કરે છે, અનેકનાં મરણો જોવડાવાય છે; આયુષ પણ ક્ષીણ થાય છે, ગયા ને જનારાની ગતિ જાણે છે, છતાં આશાનો અંકૂર આ વ્યાવહારિક મનુષ્ય ત્યજી શકતો નથી, એ પણ કાલની જ ક્રીડા છે.

રાજપુત્રનો શોક વીત્યા પછી એક દિવસે વિશાલકેતુ પ્રધાન સાથે વાત કરતાં રાજાએ કહ્યું, "પ્યારા સચિવ! કેમ, ભાવીના લેખની હવે સમજણ પડી? રાજપુત્રને કન્યા પરણાવી હોત તો આજે આપણે સુખેથી વાત કરવા દહાડો દેખત ખરા? એને પરણનાર વિધવાને કરુણાળ સ્વરે શોચંતી ને વિલપંતી આપણાથી કેમ સહન થાત? માટે જે થયું તે પ્રભુને ગમતું જ થયું છે અને તે વળી રુડું જ થયું." ત્યારે પ્રધાને વિનતિપૂર્વક પૂછયું, "મહારાજ! ત્યારે શું એ ભવિષ્ય કોઈથી ટળતું નહિ જ હોય? કોઈ સમર્થ પુરુષ પણ એને ટાળી ન શકે?" એ સાંભળી યજ્ઞભૂ બોલ્યો, "વિશાલકેતુ! એમ જો ભવિષ્ય ટળી શકતું હોય તો પછી જગતમાં મરે કોણ? કાર્ય કોનું બગડે, ને દુઃખી કોણ થાય? સૌ આગળ આગળથી પોતાના ભલાને અર્થે તજવીજ કરી મૂકે. પરંતુ મિત્ર! મોટા મોટા ધીરવીર પુરુષોએ પણ ભવિષ્ય આગળ છક્કડ ખાધી છે, તો આપણે માનવી કોણ? એ ભવિષ્ય ટાળવા સંબંધે હું તને એક ઇતિહાસ કહું છું તે સાંભળ.

## ભાવી સંબંધે જનમેજયના કહોડની કથા.

હે વિશાલકેતુ! એક સમયે પાંડવકુલોત્પન્ન પરીક્ષિત પુત્ર જનમેજય રાજાની સભામાં યદૃચ્છાથી શ્રીવેદવ્યાસ મુનિ પધાર્યા હતા. જનમેજયે સાષ્ટાંગ દંડવન્નમસ્કાર કરી, અર્ઘ્યપાદ્યાદિ ઉપચારોથી તેમની વિધિયુક્ત પૂજા કરી, સુવર્ણસિંહાસનપર બેસાડી, પોતે બે કર જોડી વિનતિ કરતો તેમના ચરણકમળમાં મસ્તક નમાવીને ઉભો રહ્યો ત્યારે મહર્ષિ વેદવ્યાસે ઘણીક પ્રકારે તેની પ્રજા, સૈન્ય, રાજ્યકાર્યભાર, કુટુંબ, સંતતિ, ધન, ધાન્ય, પશુ ઇત્યાદિ સંબંધે કુશળ સમાચાર પૂછયા. પછી પ્રસંગવશાત્ વાતચિત કરતાં બોલ્યા કે, "હે રાજન્! હે નિષ્પાપ જનમેજય! ભાવી (ભવિષ્યે નિર્માણ કરેલું) કોઇ વાતે ટળતું નથી. મોટા મોટા સમર્થ અને ભવિષ્યવેત્તા પુરુષો પણ તેને ટાળી (તેનાથી ઉલટું કરી) શકતા નથી." આ સાંભળતાં જ જનમેજય, તારી પેઠે આશ્ચર્ય પામીને બોલ્યો, "મહારાજ! આપ એ શું બોલ્યા? શું ભાવી ટળી શકે નહિ? કદાચ અજાણમાં જો કોઈ વાત બની જાય એ સંભવિત છે, પણ અદૃશ્ય દૃશ્ય થયા પછી, પૂર્ણ સાવધતાથી વર્તનાર મનુષ્યથી ન ટળે એ કંઇ વાત

હોય? એ તો આપનું કહેવું મને આળપપાળ સરખું લાગે છે.” રાંજયના ગર્વને લીધે સર્વત્ર આમ જ ચાલે છે, તેથી તેણે મહા મુનિ વેદવ્યાસ જેવા મહાત્માના બોલવાને પણ તુચ્છ ગણી કાઢયું. એ જોઇ વ્યાસ મુનિએ તેને કહ્યું, “જનમેજય! તારા મનમાં એમ છે તો સાંભળ; તું લાંબો કયાં જાય છે, હું તને તારુંજ એક ભવિષ્ય–ઘણું અનિષ્ટ કરનારું છે તે કહું છું. શું તું તે ટાળી શકીશ?” “હા! આપ કહો તો ખરા, તે શું છે? કે ન ટળે.” ત્યારે મુનિએ જણાવ્યું કે, “તને અઢાર પ્રકારનો કોઢ નિકળવાનો છે તે ભાવીને તું ટાળજે. વળી તે ટાળવાને તું સંપૂર્ણ યત્ન કરે તો હું તને તેના સર્વ ઉપાયો બતાવું. પ્રથમ તો ગમે તેમ થાય તોપણ તું અશ્વમેધ યજ્ઞનો અશ્વ ખરીદ કરતો નહિ. હવે એમાં તો તને કંઈ યત્ન કરવો પડે તેમ નથી. જો કદાચ અશ્વ ખરીદ કરવો હોય તો કંઈ પણ યત્ન કરવો પડે, પણ આ તો ઉલટો ખરીદ કરવો પડતો હોય તોપણ ન ખરીદવો એમ કહું છું. પણ તે પ્રમાણે તારાથી બની શકવાનું નથી અને હરેક વાતે તું ભાવીને આધીન થઇને યજ્ઞાશ્વ વેચાતો લેશે, એ સિદ્ધ છે. હવે બીજું; કદાચ એમ કરતાંએ તારે અશ્વ ખરીદ કરવો પડયો તો ખેર; પણ તે અશ્વને લઇને તું દક્ષિણ દિશાએ પ્રયાણ કરીશ નહિ. પરંતુ તેમ પણ તારાથી થવાનું નથી. તું હરકોઈ રીતે દક્ષિણ દિશા તરફ જવાનો એ સિદ્ધ છે. વારું; તેમ કરતાંએ કદાચ દક્ષિણે જઈ ચઢાયું તો ત્યાં તને એક અદ્‌ભુત લાવણ્યમયી સ્ત્રી મળશે, તે ઘણા પ્રકારે તને લલચાવે તોપણ તું તેને ઘેર લાવતો નહિ. છતાં તું જરૂર લાવવાનો. એ સ્ત્રીને ઘેર લાવે તો ભલે; પણ તેને ગમે તેમ થાય તોએ પટ્ટરાણી પદે થાપતો નહિ. પણ તારાથી તેને પટ્ટરાણી–સૌથી માનીતી રાણી કર્યા વગર રહેવાશે જ નહિ. તેને પટ્ટરાણી કીધી તોપણ પછી તું કદી યજ્ઞ કરતો નહિ અને યજ્ઞ પણ કરે તો તેમાં અશ્વમેધ યજ્ઞ તો કદી કરીશ નહિ. પણ તારું ભવિષ્ય તારી પાસે અશ્વમેધ યજ્ઞ જરૂર કરાવશે. કદી અશ્વમેધ યજ્ઞ પણ કરે તો તેમાં જે વરૂણી માટે અઢાર બ્રાહ્મણો જોઇએ તે વૃદ્ધ લાવજે, જુવાન લાવતો નહિ. પણ તેમાંએ તને ભવિષ્ય ભૂલાવશે ને તું સર્વ બ્રાહ્મણો જુવાન જ લાવીશ. તે બ્રાહ્મણોથી કદાચ તારો કંઇ અપરાધ

થાય તો તું તેઓપર પ્રાણાંતે પણ ક્રોધ કરતો નહિં, પણ તું જરૂર ક્રોધ કરવાનો. તારાથી ક્રોધ થઈ જાય તોપણ તેઓને તું દેહાંતદંડ દેવાનો સંકલ્પ કરતો નહિ, પણ તે મનમાં વિચારતાં જ તેઓનો શિરચ્છેદ થશે; એટલે તુરત તને એ અઢાર બ્રહ્મહત્યાના દોષથી અઢાર જાતનો કુષ્ટ નિકળશે. એ કુષ્ટ ( કોઢ ) નિવારણાર્થ, તું, જેનાં વાણી અને હસ્ત દગ્ધ થયાં ન હોય તેવા બ્રાહ્મણ પાસેથી મહાભારતનાં અષ્ટાદશ પર્વ શ્રવણ કરજે, પણ તેમાં કશી વાતે યત્કિંચિત્ શંકા કરશે નહિ તો તારો કોઢ બધો સારો થઈ જશે, પણ તેમાંએ તને શંકા થશે, ને એ કોઢમાંથી એક ભાગ તેવો જ રહી જશે. લે, એ તને તારું સઘળું ભાવી કહ્યું. હવે તારાથી બને તેટલા ઉપાયો કરીને ભવિષ્ય ટાળજે." એટલું કહી વ્યાસ મુનિ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

મુનિના ગયા પછી જનમેજય રાજાએ તુરત અગમચેતી કરવા માંડી. લાગલી દાંડી પીટાવી કે કોઇ પણ ગૃહસ્થે અશ્વમેધનો અશ્વ ખરીદવો નહિ, તેમ વિક્રયાર્થે યજ્ઞાશ્વ કોઇએ નગરમાં પણ લાવવો નહિ. થોડા દહાડા પછી સર્વત્ર પેં પેં ચેં ચેં વાતો થવા લાગી, ને સૌ કહેવા લાગ્યા કે, "ભાઇ રે ! હવે હડહડતો કળિયુગ આવ્યો. રાજાઓ અધર્મી થઇ ગયા. કર્મપરથી–યજ્ઞાદિ વૈદિક કર્મોપરથી મનુષ્યની આસ્થા ઉઠવા લાગી, રાજાને ત્યાં શી ધાડ આવી છે કે, યજ્ઞાશ્વ ન લેવાય ? તેની શી કુબુદ્ધિ થઇ છે કે પોતે તો યજ્ઞયાગાદિ કરવા બંધ કીધા, પણ બીજા જે કોઈ તેવા નાના યજ્ઞ કરે, તેને પણ ન કરવા દેવા અને યજ્ઞાશ્વ ખરીદવા અથવા શેહેરમાં લાવવા દેવા પણ બંધ કીધા. પોતે યજ્ઞ કરવોએ નહિ, ને બીજાને કરવા દેવો નહિ. અધર્મ ! અધર્મ !" આ પ્રમાણે શહેરમાં ઠામઠામ નિન્દા થવા લાગી. ને રાજાના પ્રધાનો, કાર્યભારીઓ વગેરેને વારંવાર કહી કહીને ચુંટી ખાવા લાગ્યા. અનેક પ્રકારની લોકનિંદા ન સહન થવાથી તેઓએ રાજાને એ વર્તમાન નિવેદન કીધું, એટલે પોતાની નિન્દા થાય છે એમ જાણી રાજાએ કહ્યું કે, "ભલે અશ્વો નગરમાં આવે; અને જેને જોઇએ તે ખરીદે. માત્ર આપણે ખરીદીશું નહિ." ગામમાં અશ્વ આવવાની છૂટ થઈ એટલે તો અનેક દેશાંતરથી વ્યાપારી લોકો ભાતભાતના મહા મૂલી અશ્વો

લઈ વેચવા આવ્યા ને તેમાં અશ્વમેધના ઘણા ઘણા અશ્વો પણ આવવા લાગ્યા. પરંતુ અશ્વમેધનો અશ્વ ખરીદવો એ કંઈ સહજ વાત નથી. જે યજ્ઞ કરી શકે તે અશ્વ ખરીદે ને અશ્વમેધ યજ્ઞ પણ, સર્વ દિશાઓમાં વિજય કરનાર રાજા જ કરી શકે. માટે શહેરમાં વેચાવા આવેલા અશ્વ પાછા જવાનો વખત આવ્યો. હવે અશ્વમેધના અશ્વ, રાજા વગર કોઇ ખરીદી શકે એમ છે નહિ, ને રાજાને તો ખરીદવો નથી; પણ જો નગરમાં આવેલા અશ્વ પાછા જાય તો દેશો દેશ અપકીર્તિ થાય અને રાજા નિઃસત્વ ગણાય, એથી ડરીને એક અશ્વ, કીર્તિને અર્થે લેવો પડયો. તેનાપર સ્વારી કરવી નહિ એમ ધાર્યું, પણ રાજાએ વિચાર કર્યો કે શી હરકત છે સ્વારી કરવામાં ? આપણે દક્ષિણે નહિ તો ઉત્તર દિશા તરફ જઇશું. આવો વિચાર કરી એક સમયે અશ્વ ઉપર સ્વારી કરીને તેણે ઉત્તર દિશામાં પ્રયાણ કીધું, પરંતુ અશ્વ વેગમાં દક્ષિણ દિશા તરફ લઇ ગયો. માર્ગમાં કોઈ સ્થળે એક અતિ સૌંદર્યવાન્ સ્ત્રી મળી, જેનાથી અત્યન્ત મોહિત થઈ જવાને લીધે પોતે જ (જનમેજયે) આગળ પડીને પૂછ્યું કે, "હે મનમોહને ! તું અકસ્માત્ આ સ્થળે ક્યાંથી આવી ?" રાજાના તે શબ્દ સાંભળી તે બોલી, "સ્વર્ગલોકમાંથી." પુનઃ રાજાએ પૂછ્યું, "ત્યારે તારી શી ઇચ્છા છે ? તું મારી સાથે આવીશ ? હું પૃથ્વીપતિ રાજા છું." તે સ્ત્રીએ કહ્યું, "હા, આવું ખરી; પણ મને પટ્ટરાણીપદે થાપો તો જ." જનમેજયે કહ્યું, "ચાલ, હું તને મારી પટ્ટરાણી કરીશ. એ જ સમયે તેણે મનમાં એમ વિચાર્યું કે આપણે યજ્ઞ નહિ કરીએ અને પછી સુંદરીને નગરમાં લઇ આવ્યો, પરણ્યો અને તેને પટ્ટરાણીપદે સ્થાપી. ભાવી મટાડવાને માટે યજ્ઞ નહિ કરવો એવો રાજા ઠરાવ કરી બેઠો, પણ સર્વત્ર તેની અપકીર્તિ થવા લાગી કે, "અરે ! રાજા પણ હવે સમયને અનુસરતા જ થવા લાગ્યા છે. કળિયુગ ખરેખરો અવતર્યો. જ્યારે યજ્ઞયાગાદિ ક્રિયાઓ બંધ પડી ત્યારે હવે પર્જન્ય (વરસાદ) કેમ વરસે ? દુષ્કાળ પડવા લાગ્યા, ને પ્રજા પણ પૂરી હેરાનગતિ ભોગવવા લાગી, ત્યારે અશ્વ ખરીદ્યા છતાં, તેમ જ દિગ્વિજય કર્યા છતાં, રાજા હવે શા માટે યજ્ઞ કરતો નથી ?

અરે ભાઇ! રાજાઓમાં આમ કળિ પ્રવેશ્યો છે તેથી ડરીને જ, ધર્મ પણ પલાયન કરી જવા લાગ્યો છે. આગળના જેવા રાજા પણ હવે ક્યાં છે? દેશ કાળ બહુ માઠા આવવા લાગ્યા. હરિ! હરિ! જો તેમ ન હોય તો અશ્વમેધ જેવો મહા યજ્ઞ કરવાની તો રાજાઓને મોટી હોંશ હોવી જોઇએ, તે આ પાંડવ કુલદીપકમાં ન હોય એ પણ કળિનું માહાત્મ્ય જ છે." આમ અપકીર્તિ થતી સાંભળી રાજાએ યજ્ઞનો આરંભ કર્યો. દેશ દેશાંતરના સર્વ રાજાઓ તથા યજ્ઞ કરાવનાર ઋષિ મુનિઓને આમંત્રણ કીધાં, ને સર્વ સામગ્રી તૈયાર કરી. યજ્ઞમાં મુનિના કહ્યા પ્રમાણે વૃદ્ધ ઋત્વિજો* માટે ઘણી શોધખોળ કરાવ્યા છતાં એકે વૃદ્ધ બ્રાહ્મણ મળ્યો નહિ, પણ સઘળા જુવાન અને મશ્કરા બ્રાહ્મણો મળ્યા. યજ્ઞ ચાલતો થયો, બ્રાહ્મણો સ્વાહા સ્વાહા શબ્દોની ગર્જના કરી હુતદ્રવ્યની આહુતિઓ હોમવા લાગ્યા, મંડપમાં વેદમંત્રનો ઘોષ થઇ રહ્યો, વાજિંત્રો વાગવા લાગ્યાં, સુંદરીઓ મંગળ ગીતો ગાવા લાગી, ને દર્શનાર્થે આવેલા રાજાઓ તથા પ્રજાજનોની મોટી ભીડ મચી રહી. કેટલાક દિવસપર્યંત યજ્ઞક્રિયા ચાલી. હવે યજ્ઞમાં અશ્વ હોમવાનો સમય આવ્યો. વેદમંત્રોના ઉચ્ચાર થવા લાગ્યા, અશ્વનાં પૃથક્ પૃથક્ અંગો હોમાવા માંડ્યાં. યજમાન અને યજમાનપત્ની બન્ને વેદીની આગળ આવીને ઉભાં રહ્યાં. બ્રાહ્મણો યજ્ઞાશ્વનાં પ્રત્યેક અંગો, મંત્ર ભણી ભણીને હોમાવવા લાગ્યા. મહારાજા જનમેજયની પટ્ટરાણી અત્યંત સૌન્દર્યનો ભંડાર હતી. અશ્વમેધ યજ્ઞની યજ્ઞવિધિ એવી છે કે યજ્ઞાશ્વને, વધ કર્યા પહેલાં પણ તેના સર્વ અવયવો, જેવા કે પાદ, ગુલ્ફ, ઉરુ, જંઘા, કટિ, ગુદા, ગુહ્યેન્દ્રિ, નાભિ, ઉદર, હૃદય, કંઠ, મુખ, શિર, કર્ણ, નાસિકા ઇત્યાદિ સર્વ અંગોનો ન્યાસ (અંગશુદ્ધિ) યજમાનપત્નીને હાથેજ કરાવવી જોઇએ, આવો શાસ્ત્રમાં વિધિ છે. હોમકર્મ સમયે યજમાનપત્ની પોતાના કોમલ હસ્તવડે અશ્વનાં તે તે અંગોનો સ્પર્શ કરીને મંત્રવડે તેને શુદ્ધ કરે છે. એ વિધિ પ્રમાણે આ અશ્વને પણ જનમેજયની પટ્ટરાણીને હાથે ન્યાસ કરાવવા માંડ્યા, ને જ્યારે અશ્વની ગુહ્યેન્દ્રિયને હાથ અડકાડવાનો સમય

*વરણીમાં વરેલા બ્રાહ્મણો.

ગ્રાસ થયો ત્યારે પેલા વરુણીના સર્વ બ્રાહ્મણો, તે ક્રિયા જોઈ પરસ્પર નેત્રની સંજ્ઞાથી મશ્કરી કરવા લાગ્યા. આ જોઈ જનમેજયને ક્રોધ ચઢયો ખરો, પણ તેણે ક્રોધનું શમન કરી, બ્રાહ્મણોને એક શબ્દ પણ કહ્યો નહિ; કેમ કે ન્યાસ કરાવવા એ આવશ્યક કર્મ છે, ને ગુહ્યેન્દ્રિય તો અશ્વનું મુખ્ય અંગ છે, તેથી તેને અડક્યા વગર ચાલે એમ નહોતું. તેથી રાજા બ્રાહ્મણોને પણ શું કહી શકે ? રાજા મૌન ધરી રહ્યો, પણ જ્યારે તે અશ્વનો વધ કરયા પછી તેનાં જૂદાં જૂદાં અંગો યજ્ઞમાં હોમવાનો વખત આવ્યો ત્યારે દ્વૈતભાવને વશ થયેલા ભૂદેવોના હૃદયમાં અન્યભાવ પ્રગટ થયો. બીજાં કેટલાંક અંગો હોમ્યા પછી ગુહ્યેન્દ્રિય હોમવાનો સમય આવ્યો. ત્યારે રાણી, બન્ને હાથ પસારી આગળ ધરી ઉભી રહી, ને તેના હાથમાં અશ્વની પૂજા કરેલી ગુહ્યેન્દ્રિય મૂકવામાં આવી. રાણી નવયૌવના, સૌન્દર્યની મૂર્તિ–લાવણ્યમતિ, મુગ્ધાવસ્થામાં હતી, તેના હાથમાં સૌના દેખતાં અશ્વલિંગ જોઈ પેલા વરુણીવાળા, યજ્ઞનું માહાત્મ્ય ન સમજનારા અઢારે બ્રાહ્મણો ખડખડાટ હસી પડ્યા, અને તે જોઇ બીજા સર્વનાં મોઢાં ખુલ્લાં થઈ ગયાં. હે વિશાલકેતુ ! તું જાણે છે કે, આવે સમયે આવો પ્રસંગ જોઈ, આવેલું હસવું કેમ દાબ્યું રહી શકે ? બ્રાહ્મણો હસવામાં રોકાયા તેથી ઘણીવાર સૂધી તેમનાથી મંત્રોચ્ચાર પણ થઈ શક્યો નહિ; અને જ્યારે મંત્ર ન ભણાયો ત્યારે તે વગર, રાણી, તે ઈન્દ્રિય અંગ કેમ હોમી શકે ? તેથી લાજાળ રાણી, તે અંગને પકડીને જ કેટલીકવાર સૂધી ઉભી રહી. જનમેજયના મનમાં ક્રોધ તો આગળથી જ ભરાઈ રહ્યો હતો, તેમાં વળી આ નવીન પ્રસંગ બન્યો તેથી અગ્નિમાં ઘી હોમાયા સમાન થયું. રાજાના ક્રોધનો કંઇ પાર રહ્યો નહિ, તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં, ભ્રુકુટિ ઊંચી ચઢી ગઇ અને રોમે રોમે ક્રોધાગ્નિ વ્યાપી રહ્યો, તેથી તે આવેશમાં જ એકાએક બોલી ઉઠયો, "અરે ! આ દુષ્ટ બ્રાહ્મણોને શું કરું? તેઓ મારી સ્ત્રી–રાજપત્નીની હાંસી કરે છે. ઠીક, પણ મારી પાસે જો ચક્ર હોત તો હું એ અઢારે જણનો આ જ ક્ષણે શિરચ્છેદ કરત." એટલું કહેતામાં જ તે પ્રતાપી

રાજાના બોલવાથી તે બ્રાહ્મણો આગળ પડેલાં, ચક્રના આકારનાં (તરભાણાં છીબાં વગેરે) યજ્ઞપાત્રો ગતિને પામ્યાં, ને ફટોફટ જમીનપરથી ઉછળી, ચક્રરૂપ થઈ, તે પ્રત્યેક બ્રાહ્મણના ગળામાં વાગ્યાં; અને જોતજોતામાં તે સઘળા બ્રાહ્મણોનાં મસ્તકો જમીન-પર તુટી પડ્યાં. સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. અહો! ઘડીમાં શું હતું અને શું થઇ ગયું? ક્રોધ આવો વિનાશકારક છે: ભાવી કેટલું બળ-વાન છે? તે તું વિચાર. તુરત જ સૌ લોકો ધિક્કાર સાથે રાજા તરફ જોવા લાગ્યા તો તે મહા કુષ્ટ રોગી જણાયો. તેના શરીરમાંથી રક્ત ગળે છે, અંગમાં ચાંદાં પડેલાં છે, પરુ વહે છે, એવી રીતે તેને શરીરે અઢાર પ્રકારનો દુઃખરૂપ કોઢ ઉપડી આવ્યો છે, ને ત્રાહિ ત્રાહિ પોકાર કરે છે. અહા! શું ભવિષ્ય? શી ઈશ્વરની ગહન ગતિ? લોકો તેને બ્રહ્મહત્યારો, પાપી, દુષ્ટ, કોઢીઓ વગેરે કહેવા લાગ્યા ને તેની અનેક પ્રકારની નિંદા કરવા મંડી પડયા.

પછી જેમ તેમ કરી બીજા બધા ઋત્વિજ આદિ બ્રાહ્મણોએ યજ્ઞની સમાપ્તિ કરી, ને તેઓ સ્વસ્થાનો પ્રત્યે ચાલ્યા ગયા. રાજા કુષ્ટ રોગી થયો એટલે તેનાં સગાં વહાલાં–આખું કુટુંબ અને વહાલામાં વહાલી, સ્વરૂપસુંદરી તેની પટ્ટરાણી, કે જેને માટે તેને ક્રોધ ચઢચો હતો અને જેને પરણવાથી તે આ અપાયમાં પડયો હતો, તે સઘળાં-ઓને તે હવે ઝેર જેવો અળખામણો થઈ પડચો. કોઇ તેની પાસે જાય નહિ, પ્રીતિ કરીને બોલાવે નહિ, પણ શું કરે? તે રાજા હતો, તેથી પરાણે પણ તેની આજ્ઞામાં રહેવું પડતું હતું. માત્ર તારા જેવો એક તેનો સત્યવાદી અને સદ્ગુણ પાત્ર પ્રધાન હતો, તે વારંવાર તેની પરિચર્યામાં હાજર રહેતો હતો, ને તેને કશી વાતની અડચણ પડવા દેતો નહિ. રાજાને શ્રીવેદવ્યાસ ઋષિએ કહ્યું હતું કે, આ કુષ્ટ રોગનો ઉપાય મહાભારતનું શ્રવણ કરવું એ જ છે, ને તે પૂર્વોક્ત સદ્ પાત્ર બ્રાહ્મણની પાસેથી જ શ્રવણ કરવાનું હતું; તેથી તેણે પોતાના પ્રધાનોદ્વારા જેનાં હસ્ત વાણી આદિ દગ્ધ નહિ થયાં હોય તેવા-

* દાન આદિ પ્રતિગ્રહ લેવાથી હાથ દગ્ધ થાય છે; અને અસત્ય, અયોગ્ય વગેરે ભાષણ કરવાથી જિહ્વા–વાણી દગ્ધ થાય છે અર્થાત્ ભ્રષ્ટ થાય છે; ને તેવા મનુષ્યમાં કાંઇ તત્ત્વ કે પરાક્રમ રહેતું નથી.

બ્રાહ્મણની શોધ કરાવી. તેવો બ્રાહ્મણ મહા તેજસ્વી મુનિ વૈશંપાયન, કે જે શ્રીવેદવ્યાસ મુનિના શિષ્યોમાં મુખ્ય હતો તેને તેડાવી, સાષ્ટાંગ પ્રણિપત કરી, મહાભારત શ્રવણ કરાવવાની જનમેજયે વિનતિ કરી. મુનિએ કહ્યું, "રાજન્! આ મહાભારત ઇતિહાસ શ્રીવેદવ્યાસ પ્રણીત છે, ને તે પરમ સત્ય અને મોક્ષપ્રદ છતાં અતિ અદ્‌ભુત છે, તેથી તેના સત્યપણામાં તારે કોઇ વાતની શંકા કરવી નહિ; નહિ તો તારાં પાપનો પૂરો નાશ થશે નહિ." તે પછી મુનિની તે વાત માન્ય કરી, જનમેજયે કથા સાંભળવા માંડી. આટલું તો પ્રસિદ્ધ જ છે કે શ્રી, મહાભારતની અંદરના ઘણાક ઇતિહાસો અતિ આશ્ચર્યકારક અને અસંભવિત સરખા ભાસે છે, પણ સૂક્ષ્મ-દૃષ્ટિથી જોતાં તેમાં પૂરેપૂરું સત્ય તત્ત્વ સમાયલું છેઃ તેમાં અતિશયોક્તિ ભરેલું કે મિથ્યા વચન એકે નથી. પણ ભવિષ્યમાં જે નિર્માણ થયેલું છે તે કોટી પ્રયત્ને પણ ટળે એમ નથી. વૈશંપાયન મુનિનાં સત્ય વચનપર જનમેજયને પૂરેપૂરો વિશ્વાસ રહ્યો નહિ. મહાભારતના આદિ પર્વથી માંડીને અનુક્રમે સત્તર પર્વ તો મુનિએ તેને સંભળાવ્યાં; તેમાં કશી શંકા થઇ નહિ, અને રાજા જેમ જેમ પર્વો સાંભળતો ગયો તેમ તેમ તેનો એક એક જાતનો કોઢ મટતો ગયો. એમ સત્તર જાતના કોઢ મટ્યા, પણ છેવટના પર્વમાં તેને શંકા થઇ. કથામાં એમ આવ્યું કે, "ભારતના યુદ્ધમાં ભીમસેને અત્યંત પરાક્રમ કર્યું હતું, ને શત્રુના સૈન્યના હાથીઓને પગેથી પકડી પકડી, ફેરવી ફેરવીને આકાશમાં ફેંકી દીધા હતા; જેમાંના ઘણાક હસ્તીઓ હજુ પણ ગગનમાં વાતાવરણની અંદર ભ્રમણ કર્યા જ કરે છે, પણ નીચે પડવા પામતા નથી." આવું આશ્ચર્યજનક વચન, જનમેજયથી સત્ય મનાયું નહિ, તેથી તે બોલ્યો, "અહા! મુનીશ્વર! આપ એ શું કથન કથો છો? એ તો એટલી બધી અસંભવિત વાર્તા છે કે, સાધારણ બુદ્ધિના મનષ્યથી પણ એ સત્ય મનાય તેમ નથી, તો મારા જેવા બુદ્ધિમાનથી તો કેમ જ સત્ય મનાશે?" મુનિએ કહ્યું. "રાજા! એ સર્વથા સત્ય છે અને વળી કહું છું કે, વારંવાર તે સત્ય છે, એમાં શંકા કર નહિ; નિકર તારો બાકી રહેલો કોઢ એમનો એમ જ રહી જશે. હું અદ્યાપિ-

પર્યંત કદી અસત્ય બોલ્યો નથી અને બોલીશ પણ નહિ; પણ તારું ભવિષ્ય તને ભમાવે છે, માટે હે મૂઢ! મનવડે ચેત. મૌન ધર." "મહારાજ! કોઢ બાકી રહ્યો છે તેથી બેવડો ભલે થાય, પણ એવી અસત્ય વાતને હું સત્ય માની લેઉં ને અસત્યને સંમત થાઉં તેમ નથી," એમ રાજાએ કહ્યું; ત્યારે ફરી ફરીને ઋષિએ રાજાને સમજાવ્યો છતાં પણ તેણે ન માન્યું ત્યારે ક્રોધ ચઢવાથી ઋષિ બોલ્યા, "દુષ્ટ ગર્વિષ્ઠ! રાજ મદમાં છકેલા! તું નથી માનતો તો આ પ્રત્યક્ષ પ્રમાણથી જો, હું તને બતાવું છું." એમ કહી ઋષિ સભાની મધ્યે પદ્માસન કરી બેઠા, ને યોગ બળવડે સમાધિ ચઢાવી, આખા બ્રહ્માંડના વાયુનું રુંધન કર્યું. પળ, વિપળ થતાં તો સર્વ જગત્ ત્રાસ પામવા માંડયું, અન્ન કિંવા ભક્ષ્ય પદાર્થ ન મળે તો પ્રાણી કેટલાક દિવસો કાઢી શકે છે, જળ ન મળે તો કેટલાક પ્રાણી કેટલાક પ્રહર જેમ તેમ કરીને પણ ગાળે છે, પરંતુ સર્વનું જીવન વાયુ જો ન મળે તો કોઇ પણ પ્રાણી થોડીક પળ કરતાં પણ વધારેવાર રહી શકતું નથી. એવો વાયુ આ સમયે સર્વત્ર બંધ થયો ત્યારે પ્રાણીમાત્ર આકુળવ્યાકુળ થવા લાગ્યાં. પછી મુનિએ પાછું તે રુંધન કરેલા વાયુનું આકર્ષણ કર્યું એટલે એક અર્ધ ઘટિકામાં તો આકાશ માર્ગેથી અનેક હસ્તીઓનાં પ્રચણ્ડ શરીરોનાં ખોખાં ધડોધડ કોઇના ઘર ઉપર તો કોઇના ચોકમાં, કોઇના આંગણામાં ને ખુદ જનમેજયના સભામંડપમાં પડવા માંડ્યાં. આ જોઇ, અત્યંત આશ્ચર્ય પામી રાજા વારંવાર પોતાના દુરાગ્રહની ક્ષમા માગતો ઋષિના ચરણમાં પડયો. એમ અનેક પ્રકારે સ્તુતિ કરવાથી મુનિએ સમાધિ ઉતારી, વાયુને, મુક્ત કર્યો. પછી રાજાએ ગમે તેટલું માન્યું કે, "મહારાજ! આપે જે જે ઇતિહાસો કહ્યા તે સર્વથા સત્ય જ છે, અને મેં મૂઢે આપના વચનપર મિથ્યા આશંકા કરી છે, મારું સર્વથા રક્ષણ કરો," પણ તેથી વળે શું? એક પ્રકારનો કોઢ તેના શરીરમાં રહ્યો જ. પછી મુનિએ તેને સમજાવ્યો કે, "ભાઇ, એમાં તું શું કરે? તારો કંઇ અપરાધ નથી. ભાવી હરકોઇ પ્રકારે પોતાનો ભાવ ભજવે જ છે; તે કોઇથી પણ કોઇ પણ ઉપાયે હરગીજ મટતું નથી." એ પ્રમાણે તેની આશ્વાસના કરી, મુનિ સ્વસ્થાન

પ્રત્યે ગયા, ને રાજા વિમાસણ કરતો જ રહ્યો. માટે હે પ્યારા સચિવ! ભાવી ટાળવા માટે કંઈ પણ યત્ન કરવો, એ આકાશકુસુમની પ્રાપ્તિ માટે કરેલા યત્નની બરાબર છે.

આ વૃત્તાંત સાંભળી વિશાલકેતુએ કહ્યું, "કૃપાનાથ! આપનું કહેવું યથાર્થ છે, અને તે માત્ર આપના કહેવાથી જ નહિ, પણ પ્રત્યક્ષ રીતે અનુભવી ચૂકયો છું. ત્યારે મહારાજાધિરાજ! આપના કુંવરના આયુષ્યનું ભવિષ્ય આપે કોનાથી અને કેવી રીતે જાણ્યું હતું?" મંત્રીનું એ વચન સાંભળી યજ્ઞભૂએ ક્ષણવાર વિચાર કરીને કહ્યું, "પ્યારા વિશાલ! એ વાત હું અદ્યાપિ પર્યન્ત કોઇને કહેવાનો પણ નહોતો, પરંતુ તું પરમ ભગવદ્ભક્ત, સત્યવાદી અને મારો વિશ્વાસપાત્ર છે, સાથે જિજ્ઞાસુ પણ છે, તો તારી આગળ એ વૃત્તાંત સવિસ્તર પ્રકાશ કરીશ. હું એ એકલું જ નહિ પણ એવાં બીજાં અનેક ભવિષ્યો જાણું છું; ને તે તને જણાવવા માટે મારે સઘળો આગલો ઈતિહાસ તારી આગળ વર્ણવવો પડશે. તે સહજ વિસ્તીર્ણ હોવાથી એક જ દિવસે પૂરો નહિ થાય માટે પ્રતિ દિન નિયમપૂર્વક થોડો થોડો તું સાંભળજે."

એ પ્રમાણે મહારાજા યજ્ઞભૂની આજ્ઞા થવાથી પ્રતિ દિવસે પ્રાતઃકાળના પોતાના નિત્યાહ્નિકથી પરવારી, રાજસભાના સમય પહેલાં વિશાલકેતુ, યજ્ઞભૂ આગળ જતો અને આનંદપૂર્વક તેનાં વચનામૃતનું પાન કરતો હતો.

યજ્ઞભૂએ કહ્યું:–હે વિશાલ! હું બલિભક્ષ નામના મારા પ્રતાપી પિતાનો પુત્ર છું. મારા ધર્માત્મા પિતાને છેક છેલ્લી અવસ્થામાં માત્ર હું એક જ પુત્ર પ્રાપ્ત થયો હતો; તેથી તેઓ મારાપર બહુ પ્રેમ રાખતા હતા. મારાપરના તેમના અણહદ પ્રેમનો હું બદલો વાળી શકું તે તો વાત હજુ ઘણી છેટે રહી હતી, પણ હું ઉછરીને પાંચેક વર્ષનો થઇ મારા કાલાકાલા શબ્દોવડે અને મનોહર આકૃતિવડે તેમને આનંદ પમાડી શકું તે પહેલાં જ તેઓ સ્વર્ગ લોકમાં સિધાવ્યા. હું તદ્દન બાળક છતાં પણ, પિતાજીના મંત્રીઓ ઘણા સાત્વિક અને સ્વામિભક્ત હોવાથી, તેમણે મને રાજ્યપદપર અભિષેક કરી, રુડી રીતે રાજ્ય ચલાવવા ધાર્યું; પણ પિતૃચરણના મૃત્યુ

પાંમવાનો લાગ સાધી, આ રાજ્યનો એક કટ્ટો શત્રુ, રાજ્યપર ચઢી આવ્યો અને સર્વ અમાત્યો વગેરેને પરાજિત કરી તેણે આ દેહે માનેલું પોતાનું રાજ્ય સ્વહસ્તગત કરી લીધું. આ સમયે મારી માયાળુ માતુશ્રી મને લઇ મારા માતુલ પક્ષમાં જઇને રહી. ત્યાં રુડી રીતે પાળી પોષી મને મોટો કર્યો. યોગ્ય વયે પહોંચવા આવ્યો એટલે મારા મામાએ મને સત્યદેવ નામના મહા પ્રતાપી ગુરુ પાસે અધ્યયન કરવા મૂક્યો. આ મહાત્મા ગુરુ બ્રહ્મનિષ્ઠ–તત્ત્વવેત્તા હતા. મારા સિવાય એમની પાસે બીજા અનેક શિષ્યો, વેદ, વ્યાકરણ, ન્યાય, મીમાંસા, સાંખ્ય વગેરે શાસ્ત્રોનો પૃથક્ પૃથક્ અભ્યાસ કરતા હતા. કેટલાક ક્ષત્રિય પુત્રો ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા હતા, કેટલાક જ્યોતિષ, કેટલાક વૈદ્યક, ને કેટલાકો શિલ્પશાસ્ત્ર શીખતા હતા. પણ તે સૌ કરતાં વેદાંત શાસ્ત્રનું અધ્યયન કરનારા શિષ્યોનો સમુદાય તેમને ત્યાં મોટો હતો. એ ગુરુદેવ, સર્વ શાસ્ત્ર, સંપૂર્ણ રીતે, પોતે એક જ સમયે જાણતા હતા, તેથી, સાક્ષાત્ સર્વજ્ઞ (ઈશ્વર તુલ્ય જ) હતા, એમ કહ્યા વગર મારાથી રહેવાતું નથી. તેમની પાસે હું સંપૂર્ણ ધનુર્વેદ શીખ્યો, ને તેમના ચરણની કૃપાથી મને તે ફલીભૂત પણ થયો. પરંતુ એક વાતે મારી જિજ્ઞાસા તેમની કનેથી તૃપ્ત થઇ નહિ. હું ધનુર્વેદ શીખતો તે સમયે જ મારા ગુરુના મુમુક્ષુ (મોક્ષની ઇચ્છાવાળા–તત્વેચ્છુ) શિષ્યો પણ પાઠ લેતા હતા એટલું જ નહિ, પણ બીજા સર્વ વિષયોવાળાને પૃથક્ પૃથક્ પાઠ આપી દઇ, પછી બાકીનો સઘળો સમય નિરંતર વેદાંતની જ ચર્ચા તેમના આગળ ચાલતી હતી. હું જલદીથી મારો પાઠ સમજી લઇ આ ચર્ચા સાંભળતો. સર્વ વિષયો કરતાં મને તેમાં વધારે આનંદ થતો હતો. પણ ગુરુની આજ્ઞા, "વિદ્યાર્થિએ પોતાનો ચાલતો વિષય સંપૂર્ણ ભણી રહ્યા સિવાય બીજા કોઇ પણ વિષયમાં કદી મન લગાડવું નહિ" એવી હોવાથી, વેદાંતની ચર્ચા ચાલતી, તે, હું, ગુરુથી ગુપ્ત રહી સાંભળતો હતો, ને કદાચ તેમ કરતાં ગુરુજીની દૃષ્ટિ મારાપર પડી કે તુરત તે સાંભળવું પડતું મૂકી મારે ઘેર ચાલવા માંડતો હતો. એક વિષય સંપૂર્ણ કર્યા વિના બીજામાં ચિત્ત લગાડવા દેવું નહિ એવો જે ગુરુનો નિયમ હતો તે

ઘણા જ ઊંડા હેતુને લીધે હતો; કારણ કે, વિદ્યાર્થિનું મન નિર્મળ આરસી જેવું હોય છે, ને તેમાં કોઇ પણ વસ્તુનું પ્રતિબિમ્બ સ્વચ્છ રીતે પડે છે; તેથી પ્રથમ તો તેને, જે જે વિષય જૂએ તેમાં આનંદ અને ઉમંગ ઉપજે છે; પણ પોતાનો ચાલતો વિષય મૂકી બીજામાં પ્રવૃત્તિ કરે, ત્યારે તેના મનપર તે બીજા વિષયની છાપ પડી, આગળનો વિષય ત્યાંથી જ અટકે છે. અને તેમાંએ વળી એ વેદાંતનો પરમ શ્રેષ્ઠ વિષય તો કાચી ઉમરના કે વિદ્યાર્થિ જેવા અસ્થિર અને કાચી મનોવૃત્તિના મનુષ્યને શીખવા–જાણવા–વિચારવા યોગ્ય જ નથી. પણ મને તો તે વેદાંતીઓનાં નાનાં પ્રકારનાં સિદ્ધાંત વાક્યો અને अहं ब्रह्मास्मि (હું પોતે જ બ્રહ્મ–પરમાત્મા છું), तत्त्वमसि (તું તે (બ્રહ્મ) છે), વગેરે મહા વાક્યો સાંભળીને તેમાં અનેક પ્રકારનું કુતૂહલ અને નવીન નવીન આનંદ ઉત્પન્ન થતો હતો. હું પ્રથમ વેદ, વેદાંગો, શાસ્ત્ર વગેરેનું અધ્યયન કરી, રાજાને ઉપયોગી ધનુર્વેદ ભણતો હતો, અને તે સંપૂર્ણ થયા પછી મારું મન વેદાંત વિષયનો અભ્યાસ કરવા માટેજ ઉત્કંઠિત થઈ રહ્યું હતું. પણ મારી તે ઇચ્છા પૂરી થઇ નહિ. હું ધનુર્વેદ સંપૂર્ણ ભણી રહ્યો, ત્યારે મારા ગુરુજીએ મારા મામા તથા બીજા અનેક રાજાઓ અને ઋષિઓને આમંત્રણ કરી, મારી પરીક્ષા કરવા માંડી. સર્વ પ્રકારનાં અસ્ત્રો (ફેંકી મારવાનાં આયુધ) અને શસ્ત્રો (હાથમાં પકડ્યાં પકડ્યાં ઘા કરવાનાં આયુધ) મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, ને મંત્રમુક્ત વગેરે સર્વ પ્રકારના શાસ્ત્રના મંત્રો, તેની ક્રિયાઓ, મારેલાં આયુધને પાછાં ખેંચી લેવાની ક્રિયા, યુદ્ધ સમયે રાખવી જોઈતી સર્વ પ્રકારની ચાતુરીઓ, સર્વ પ્રકારની સૈન્ય રચનાના વ્યૂહો, અશ્વ, ગજ, રથ ઇત્યાદિ વાહનોપર રહી યુદ્ધ કરવાની કળાઓ, આકાશ માર્ગે રહી યુદ્ધ કરવાની અદ્‌ભુત શક્તિઓ વગેરેમાં સર્વ પ્રકારે હું તેઓ સમક્ષ પરીક્ષોતીર્ણ થયો. પછી મારાપર અતિ રાજી થઇ મારા માતુલે ગુરુને યથાશક્તિ ગુરુદક્ષિણા આપી. તે પછી જ્યારે વેદાંત માર્ગમાં પ્રવૃત્તિ કરવાને હું તયાર થઈ ગયો તેવામાં જ મારા ગુરુનો મારે સદાનો વિયોગ થયો. તેઓ ઘણા વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હતા; અને અંત્યાવસ્થા સમીપમાં આવેલી જોઈને કોઇ

તીર્થસ્થાનમાં જઇ નિવાસ કરવો એવા વિચારથી બદ્રિકાશ્રમ પ્રત્યે જવાને તયાર થયા. કેટલાક શિષ્યો પણ તેમની સાથે જવા માટે તત્પર થયા હતા. તેઓ ભેગો હું પણ તત્પર થયો; પરંતુ મારી માયાળુ માતુશ્રીએ અને મામાએ મને કોઈ પણ રીતે ગુરુ સાથે જવાની આજ્ઞા આપી નહિ. માતુશ્રીએ કહ્યું, "પુત્ર! તું હવે ઘણીએ વિદ્યા ભણ્યો છે; ને તે સર્વ વિદ્યાનો એક વખતે પૂરો ઉપયોગ કીધા વિના બ્રહ્મવિદ્યા (વેદાંત) ભણવાને તને હું આજ્ઞા આપીશ નહિ. તું ક્ષત્રિય પુત્ર છે, વીર્યવાન છે, પણ નિરાધાર છે, પરાશ્રિત છે, તે છતાં તને અંતઃકરણમાં જરાએ વૈર વસતું નથી, કે ક્ષત્રિયપણાનું અભિમાન આવતું નથી એ શું? તું વિચાર કરતો નથી, કે હમણાં તારી કેવી સ્થિતિ છે? તારું ઘરબાર કયાં છે? તું રાજપુત્ર છતાં રાજ્ય તો શું? પણ એક નાનીશી ઝુંપડી પણ તારે સ્વતંત્ર રહેવા માટે તારા વતનમાં નથી. તું હમણાં કયાં છે? કોનું અન્ન ખાય છે? તારા પિતાની શી ગતિ થઇ છે? તેનું તને કંઇ પણ સ્મરણ થાય છે? એ સઘળી વાતનું તું સ્મરણ કર. તારા પિતાને મારનાર શત્રુપર વૈર લઇ, તારી સ્વભૂમિને પાછી સ્વાધીન લે. જો કે માના જણ્યા ભાઇને ત્યાં હું રહું છું, તોપણ ખરું જોવા જતાં પરતંત્રપણે પડી રહેનારી જે હું, તેને રહેવાને તથા પોષણ કરવાને યોગ્ય વસ્તુ તથા સમય સંપાદન કર; પિતાના કરતાં પણ અધિક વિસ્તારવાળા રાજ્યનો અધિપતિ થા; હાથ નીચે ઘણા વિચક્ષણ વિશ્વાસુ મંત્રીઓ અને હય, ગજ, રથ ઇત્યાદિવાળી મોટી ચતુરંગિણી સેના સંપાદી મસ્તકપર છત્ર ધરાવ; અને એક વખતે આ ભૂમંડળમાં "શ્રીમાન્ યજ્ઞભૂ મહારાજાધિરાજની જય." એવો સર્વત્ર ડંકો વજડાવી, મારા હમ્મેશના બળતા અંતઃકરણને શીતળ કર; પછી તારી ઇચ્છામાં આવે તે સ્થળે અને ઇચ્છામાં આવે તે કાર્ય માટે, ઈચ્છિત સમયે જવાને હું હર્ષ પૂર્વક આજ્ઞા આપીશ." આવાં શૂર ચઢાવનારાં, શત્રુઓપર ક્રોધ અને દ્વેષ ઉત્પન્ન કરાવનારાં અને રાજ્યસંપાદન કરવાની પૂર્ણ લાગણીને જન્મ આપનારાં માતુશ્રીનાં વચન સાંભળી, મેં તુરતને માટે ગુરુજી સાથે બદ્રિકાશ્રમ જવાનું માંડી વાળ્યું.

હે પ્રિય વિશાલ! જો કે મારી માતુશ્રીના પ્રતિબંધથી હું ગુરુજી સાથે જતો અટક્યો, તોપણ તેથી કંઇ પરબ્રહ્મને શોધવાની–જાણવાની મારી પ્રીતિ કિંચિતમાત્ર પણ ઓછી થઇ નહિ પણ ઉલટું એમ બન્યું કે, તેના ઉપદેશથી મને ઉપજેલી રાજ્ય સંપાદન કરવાની લાગણીની સાથે પરમ શ્રેષ્ઠ બ્રહ્મ વિદ્યા-અધ્યાત્મિક વિદ્યા સંપાદન કરનારી લાગણીનાં મૂળ પણ વધારે દૃઢતર થયાં. જેમ કોઇ અત્યંત સૌન્દર્યવતી નવયૌવના સ્ત્રીની સાથે, તેવા જ સુંદર પુરુષનો એક ક્ષણ વાર નયનમિલાપ–તારામૈત્રક થવા ઉપરાંત–જરાક વાર સૂધી,-આપણા બંનેનાં અંતઃકરણ એકબીજાને સંપૂર્ણ પ્રેમથી મળવાને ઇચ્છે છે, તો હવે ઈશ્વર ક્યારે મનઃકામના પૂર્ણ કરશે? એવી પરસ્પર પ્રેમની વાતો કર્યા પછી, તુરત તેમનો વિયોગ થાય અને પછી તેઓના મનમાં એક બીજાને મળવાને માટે જેવી ઇચ્છા–પ્રીતિ વધતી જાય, ને એક બીજાનાં સ્મરણ કરી તેઓ જેવાં ઉદાસ અને વિશુદ્ધાવસ્થાને પામે તેવી અવસ્થામાં હું, વેદાંત શાસ્ત્રની પ્રીતિને લીધે આવી પડ્યો. મને વારંવાર એમ સ્મરણ થવા લાગ્યું કે, "અરે! એ વેદાંત જ્ઞાન કેવું હશે? આહા! તેનો કેટલોક ઉપરચોટિયો સંવાદ અને ઉપર ઉપરની વાતચીત સાંભળીને મને એટલો બધો આનંદ થતો હતો, ત્યારે તેને યથાર્થ જાણવાથી કેટલો આનંદ થતો હશે? અને તેના નિત્ય ભોગી, સંપૂર્ણ અધ્યયન કરીને તેનો અનુભવ લેનારા અને હું પોતે જ પરમાત્મા (બ્રહ્મ) છું એમ સમજી તેના પરમ સુખમાં મહાલનારાને કેટલો બધો આનંદ થતો હશે? વળી અરે! આપણે આ પંચતત્ત્વના પૂતળાંની અવસ્થામાં છતાં પોતે જ ઈશ્વર (બ્રહ્મ) છીએ એમ અંતઃકરણ કેવી રીતે અને શા પ્રમાણથી તથા શી પ્રતીતિથી કહી શકતું કિંવા માની શકતું હશે? રે! મને એની પ્રાપ્તિ ક્યારે થશે? શું હું બ્રહ્મવિદ્યાને માટે નિર્ભાગી જ રહીશ? હે પરમાત્મા! હું કંગાલપર કૃપા કરો. દયા કરો." પુનઃ મને વિચાર થવા લાગ્યો કે, "હું કોણ? ક્યાંથી આવ્યો? ક્યાં જઇશ? આ જીવાત્મા સંસારરૂપ સમુદ્રમાં ડૂબી ગયો છે, તેને કેવા જ્ઞાનમાં નિષ્ઠા રાખીને ઉદ્ધારવો? મનુષ્ય દેહ મળ્યા છતાં અને તેમાં પણ પુરુષ દેહ પ્રાપ્ત થયા છતાં અને

તેમાં પણ વિચાર શક્તિ આપ્યા છતાં, અને તમા પણ સદ્ગુરુની પ્રસાદી પામ્યા છતાં જે જીવ મુક્તિના સાધનમાં પ્રમાદી રહે છે, તેનાથી વધારે બુદ્ધિહીન બીજો કોઇ નથી." આ સંસારરૂપ સમુદ્રને તરવા માટે, મારી શી ગતિ છે? ને સદ્ગતિનો ઉપાય શું? તે જાણવા માટે બહુ આતુર થઇ થયો. સંસારરૂપ દાવાનલની જ્વાલાઓમાં બહુ તપી ગયો ને બ્રહ્માનંદના રસથી ભરેલાં, પવિત્ર, ઠંડાગાર, પરમાનંદરૂપ, કાનને સુખ આપનારા, સદ્ગુરુનાં વચનામૃતનું પાન કરવામાં બહુ તીવ્રતર લાગણીવાળો બની ગયો અને અજ્ઞાનના યોગથી દેહાદિક અનાત્મ પદાર્થોનું જે બંધન જણાયું, એથી જ સંસાર, રાજપાટ, માતાપિતા, સત્ય મનાયાં છે, તેથી જ્ઞાનાગ્નિથી દેહવાસનાનું દહન કરવામાં સર્વ પદાર્થોને તૃણવત્ જોવા લાગ્યો. મારું મન સદા ભ્રમિત સરખું રહેતું હતું. બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિની દૃઢ જિજ્ઞાસાએ મને બીજાં સર્વ કાર્યોમાં નિસ્પૃહ અને કેવળ અસ્વસ્થ બનાવી દીધો. આમ કરતાં સુમારે છએક માસ ચાલ્યા ગયા એટલામાં શ્રીહરિએ મારી દીન વિનતિ ધ્યાનમાં લીધી હોય તેવું એક મહદાશ્ચર્ય પ્રાપ્ત થયું.

એક સમયે હું મારા એકાંત ભુવનમાં આવા જ વિચારોમાં તલ્લીન થઇ, એક તકિયાને અઢેલીને આડો પડચો હતો. પ્રાતઃકાળનો દિવસ સુમારે દોઢેક પહોર ચઢેલો હતો, ને મારાં સર્વ આહ્નિક કર્મ–પૂજન, ભોજન ક્રિયા વગેરે સર્વથી પરવારી બે ઘટિકા વિશ્રામાર્થે જ પડેલો હતો. કોઇ પણ મનુષ્ય મારી પાસે આવતુ જતું ન હોતું, આખા મહેલમાં પણ એ સમયે સઉ ખાઇ પી પરવારેલાં હોવાથી સઘળું શાંત હતું, કોઇ જાતનો શબ્દ મારે કાને પડતો ન હતો, સઘળું સૂમસામ હતું, હું પણ કશો શબ્દ કરચા વગર પડચો હતો, તેવામાં મને જરાક પરમાત્મા ને આત્માના વિચારનું ઘેન આવવા લાગ્યું. એક તરફ પરમાત્માનો વિચાર, બીજી તરફ દેવનો, ત્રીજી તરફ દેહનો ને ચોથી તરફ માયાનો, એવા વિચારના ઘેનમાં જાગ્રતાવસ્થામાં પડચો. મારી આંખ મળવાની તયારીમાં હતી, છતાં હું કંઇ નિદ્રાવશ થયો ન હતો. એટલામાં એકાએક મને કંઇ સ્વપ્ન સરખું દેખાયું. એ સ્વપ્ન સરખું પણ સ્વપ્ન તો નહિ જ, કેમ કે, નિદ્રા

પ્રાપ્ત થવાની તયારીમાં જે કંઈ સાંભળવામાં કે જોવામાં આવે છે, ને આપણું મન નિદ્રાને ચહાતું હોવાથી તે વસ્તુપર સંપૂર્ણપણે લાગેલું ન હોવાને લીધે સ્વપ્ન સરખું ભાસે છે. તત્ક્ષણે એક અત્યંત તેજસ્વી અને સૌન્દર્યનો ભંડાર, દ્વિભુજા સ્ત્રીએ એકાએક મારા એકાંત ગૃહમાં પ્રવેશ કીધો. તે સ્ત્રીનાં તેજ અને સ્વરૂપથી મારાં નેત્ર અંજાઇ ગયાં, તેની અદ્દ્ભુત કાંતિ અને વિચિત્ર સ્વરૂપ જોઈને મને લાગ્યું કે, એ કોઇ પરમાત્માની અલૌકિક શક્તિ હશે, તેથી તેના ઉપર મને સ્વાભાવિક રીતે જ માતૃભાવ ઉત્પન્ન થયો; અને "અહો મહામાયે! તું, કોણ છો? અને શા અર્થે અત્ર પધારવાની કૃપા કરી છે?" એટલા શબ્દો હું તેને કહેવાનો વિચાર કરતો હતો, તેની પૂર્વે તો, તે દેવી, ઝપાટાબંધ મારી તરફ આવી, અને લાગલો મારા મસ્તકપર હાથ મૂકીને, "વત્સ! તારું કલ્યાણ થાઓ, તું કશી ચિન્તા કરીશ નહિ, હું તારી મનકામના પૂર્ણ કરું છું." એટલું બોલી ચડપ દેતો કે તેણે મને જેમ મા બાળકને બંને હાથમાં ઉપાડે છે, તેમ, આડો ઉપાડી લીધો. મારી અવ્યવસ્થિત સ્થિતિમાં જ તે મને પોતાની દિવ્ય શક્તિવડે ઉપાડી, સડસડાટ જેવી આવી હતી તેમ પાછી ચાલી ગઇ. આ સમયે મારી વાચા બંધ થઈ ગઈ હતી, જેથી હું ચું કે ચાં કશુંએ કરી શકયો નહિ. તે મેહે-લમાંથી બહાર નિકળીને તુરત આકાશ માર્ગે પડી, ને એટલી ઝડ-પથી તેણે ઉત્તર દિશાનો માર્ગ કાપવા માંડયો કે, માર્ગમાંની કશી વસ્તુનું મારાથી અવલોકન-દર્શન સુદ્ધાં થઇ શકયું નહિ. તેની ઘણી ઝડપને લીધે મને હીક આવી ગઇ. અને વાયુ થઈ જવાથી જેમ આંખે અંધારાં અને ચક્કર આવે છે, તેમ થવાથી નિરુપાયે મેં મારાં ચક્ષુ મીચી દીધાં. થોડીક વાર થઇ એટલામાં તો તેણે મને (મને લાગે છે કે) હિમાલયની ઉત્તર દિશાએ આવેલા મહા ઘોર અર-ણ્યમાં, એક સુંદર ઘટાવાળા આમ્રવૃક્ષ નીચે મૂકી દીધો. પૃથ્વીનો સ્પર્શ થવાથી મેં ચમકીને આંખ ઉઘાડી જોયું તો મારી દૃષ્ટિએ ભયંકર પર્વતો અને ઘીચ ઝાડીવાળું વિશાળ અરણ્ય પડયું તે વખતે મને ઉપાડી લાવનારી શક્તિ કોણ જાણે કયાં અદૃશ્ય થઈ ગઇ? તે પણ હું જાણી કે જોઇ શકયો નહિ. આ વખતે મારા અંતઃકરણની

વિલક્ષણ સ્થિતિ થઇ રહી. મારાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એક ક્યાં હતો ? ને ક્યાં આવ્યો ? તથા ક્યાં જઇશ ? ને શું કરીશ? આ એવા વિચારમાં મારું મન બહુ ગભરાઇ ગયું.

ચૈત્ર માસનો સૂર્ય મસ્તકપર આવેલો હતો. તાપ પણ સારી રીતે પડતો હતો, ને મન ગભરાટમાં હતું તેથી મને થોડી વારે તૃષા લાગી. તે આમ્રવૃક્ષ નીચેથી ધીરે ધીરે, ઉઠી સ્વસ્થ થઈ, પાણીની શોધ કરવા માટે હું ચાલ્યો. જરાક વાર સૂધી ચારે કોરે નજર કરતો આમ તેમ ફૂરચો એટલામાં એક બાજુએ કંઇક માર્ગ–પગથી જેવું મને દેખાયું, તેને આધારે આધારે 'જ્યાં જવાય ત્યાં ખરું' એવો નિશ્ચય કરીને હું આગળ ચાલવા લાગ્યો.

પણ મારો ગભરાટ ક્ષણે ક્ષણે અને ડગલે ડગલે ઓછો થવા માંડચો. બંને બાજુનાં સ્વાભાવિક રીતે ઉગીને વૃદ્ધિ પામેલાં અતિ સુંદર વૃક્ષો, કે જેઓ વસંત ઋતુને લીધે પુષ્પો અને મ્હોરથી ભરપૂર હતાં તથા કેટલાંક ફળવાળાં પણ હતાં, તે જોવાથી મને અધિકાધિક આનંદ થવા માંડચો. જો કે વૃક્ષો આપણે અહીંઆં ઘણાંક જોઈએ છીએ, ને તેઓ બહુ આનંદ આપનારાં પણ હોય છે; પરંતુ આ વખતે જે વનલીલા હું જોતો હતો, ને તેની અંદર જે અનેક જાતનાં વૃક્ષો મારી દૃષ્ટિએ પડતાં હતાં, તે લીલાનું તો મારાથી વર્ણન થઇ શકતું નથી. એ વન તો ખરેખર કોઈ દિવ્ય જ હતું. મનુષ્યોને તેનાં દર્શન ભાગ્યે જ થતાં હશે. એ માર્ગે ચાલતાં મારી તરફ જે સૌગન્ધિક વાયુનો મંદ મંદ બેહેકાટ આવતો હતો, તેવો દિવ્ય પરિમળ અગાઉ કદી મેં મારી નાસિકા ઇંદ્રિયદ્વારા ગ્રહણ કીધો ન હોતો. વૃક્ષોપર જે ભાગ્યશાળી પક્ષીઓ (એવાં અલૌકિક વનમાં જન્મ પામ્યાં માટે ભાગ્યશાળી જ) આનંદ મગ્ન થઈ આલાપ કરી રહ્યાં હતાં, તે સાંભળી વખતો વખત હું પગલાં ભરતો માર્ગમાં જ સ્થિર થઇ જતો હતો. એ વનની ભૂમિ પણ કંઇ ઓરજ તેજસ્વી દીસતી હતી. ક્યાંક ક્યાંક ઝાડીની છાંટમાંથી પર્વતોનાં સુશોભિત શિખરો દેખાતાં હતાં, તેથી હું વખતે એમાં ભૂલી જતો કે આ સુવર્ણનાં કિંવા મણિનાં દેવાલયો તો ન હોય? આ સઘળી શોભા નિરખતો અને મારું સઘળું દુઃખ વિસરી જઈ

આસ-આનંદ પામતો હું ચાલ્યો જતો હતો, એવામાં એક સુંદર નેરાવર દૃષ્ટિએ પડ્યું. તેની ચારે દિશાએ આંબાનાં તથા વડનાં વૃક્ષો વિસ્તારવાળી શાખાઓથી તેના તટપર શીતળ છાયા કરી રહ્યાં હતાં. કિનારાઓ, ઘણા નિર્મળ અને હંસાદિક પક્ષીઓથી સુશોભિત થઈ રહેલા હતા. સ્વચ્છ જળની ઉપર નીલ, પીત, શ્વેત અને રક્ત ઈત્યાદિ ભાતભાતનાં કમળપુષ્પો સંપૂર્ણ વિકાશ પામી રહ્યાં હતાં. આવું જોતાં જ, વગર પાણી પીધે, મારી તૃષા આપોઆપ શાંત થઈ ગઈ. જ્યારે એ સુંદર જળનાં દર્શનથી મને આટલો બધો આનંદ થયો ત્યારે તેનું પાન કરવાને હું ભાગ્યશાળી કેમ ન થાઉં? એવા વિચારથી હું તટપર ગયો, ને મ્લાન મુખ પ્રક્ષાલન કરી ખોબા ભરીને જળ પીવા માંડ્યું. આહા! પ્યારા સચિવ! એ જળનું પાન કરતાં મને જે આનંદ થયો હતો, તેનું હું તારી આગળ શું વર્ણન કરું? તે સાક્ષાત્ અમૃતથી જ ભરી મૂકેલું સરોવર હતું. જળ પી તૃપ્ત થઈ, વિશ્રામાર્થે તેના તટપરની આમ્રની ઘટ્ટ છાયામાં હું થોડીક વાર બેઠો. પણ એમ ઘણીવાર બેશી રહેવા કરતાં આ દિવ્ય વનની અધિક લીલા નિરખવાનું મેં વધારે ઉત્તમ ગણ્યું. તેથી હું પાછો ત્યાંથી ઉઠ્યો. આટલી ઘડી સૂધી તો મને એ વનમાં દિશાનું ભાન નહોતું; કારણ કે, હું એકાએક ત્યાં ગયો હતો ને વળી સૂર્ય મસ્તકપર હતો તેથી દિશા નક્કી કરી શક્યો ન હોતો. પણ જેમ જેમ દિવસ નમતો ગયો તેમ તેમ સૂર્યગતિપરથી મેં સર્વ દિશાઓ નક્કી કરી, ને હવે તે સરોવરથી ઉત્તર દિશા ભણી હું ચાલું છું એમ મને લાગ્યું. જેમ જેમ હું આગળ ચાલતો ગયો તેમ તેમ તો મને વિશેષ ચમત્કાર દેખાતો ગયો. એવાં એવાં તો સુંદર પૂલિત વૃક્ષો મારા જોવામાં આવ્યાં કે, જેઓને હું ઓળખી શક્યો નહિ. પૂર્વે કદી કોઇ સ્થળે તેવાં વૃક્ષો મારા જોવામાં આવ્યાં ન હોતાં. ત્યાં સુંદર અંગવાળા ચપળ કૃષ્ણમૃગો આમથી તેમ દોડતા હતા, જેઓની તરફથી આવતો વાયુ કસ્તૂરી સમાન સુગંધ આપતો હતો, તેથી તે કસ્તૂરીમૃગો હશે એમ મેં અનુમાન કીધું. એ વિના બીજાં પણ અનેક સુંદર પશુઓ ને કોકિલા, શુક, મયૂર ઈત્યાદિ મનોહર પક્ષીઓને નિરખતો તથા તેઓના નવલ નવલ કુહૂ કુહૂ, કિલ કિલ,

કલરવ શબ્દોને શ્રવણ કરતો હું વિચરતો હતો, એટલામાં એક ગુફાના દ્વાર આગળ આવી ઉભેલો છું એમ મને લાગ્યું. આ દ્વારમાં બે ચાર દિશાઓથી આવેલા જૂદા જૂદા માર્ગો પ્રવેશ કરતા હતા, ને તેઓપર કહીં કહીં મનુષ્યનાં પાદચિહ્ન, ભાંગાં ટૂટાં દેખાતાં હતાં. તેપરથી મેં ધાર્યું કે, આ ગુફાની અંદર કોઇ મનુષ્ય પ્રાણીનો નિવાસ હશે. તે પછી શ્રીહરિની ઇચ્છા હશે તેમ થશે, આવો વિચાર કરીને મેં તે ગુફાની અંદર પ્રવેશ કીધો. જેમ જેમ હું આગળ જતો ગયો, તેમ તેમ પ્રથમ તો અધિક અંધારું આવતું ગયું, પણ એથી ધૈર્ય ન ત્યજી, બીહીક વગર, મેં અંદર ચાલવું જારી રાખ્યું. આગળ ચાલતાં એક ચોગાન આવ્યું, જેમાં જઇ વચોવચ ઉભો તો તેમાંથી ચારે બાજુએ જૂદા જૂદા ચાર માર્ગો નિકળતા જણાયા. પ્રત્યેક માર્ગના મ્હોંપર જઇ, નજર કરી જોવાનો મેં યત્ન કીધો, પણ વૃક્ષઘટા ખૂબ ઘાડી હોવાથી, દૃષ્ટિ દૂર પહોંચી શકી નહિ. આ કારણથી અને મારી મનોવૃત્તિથી દોરાયલો હોઉં તેમ, બીજો કશો વિચાર ન કરતાં, જે માર્ગે આવ્યો તેની જ બરોબર સામો જે માર્ગ હતો તેમાં પેઠો, ને ચાલવા માંડ્યું. થોડેક દૂર ગયો તો વળી પાછી એક સુંદર ખીણ આવી, જે નાનાં નાનાં અનેક વૃક્ષોની ઘટાથી ભરપૂર એવા સુંદર પર્વતોની હારની બનેલી હતી. તેની અંદર પ્રવેશ કરવાનો માર્ગ તે પર્વતની ઉપર થઇને જતો હતો. તેને આધારે હું ઉપર ચઢ્યો. આહાહા! વિશાલ! આ પર્વત ઉપર ચઢવાથી મને એ વનની જે શોભા દૃષ્ટિગોચર થઇ, તેણે તો મારાં મનને આનન્દમાં તલ્લીન બનાવી દીધું. એ સઘળું જોતો જોતો હું પર્વતપરથી ખીણની અંદરની બાજુએ નીચે ઉતર્યો. તે વખતે હું જાણે ઇંદ્રનાં નન્દન વનમાં જ આવ્યો છું એમ મને લાગ્યું. આખી ખીણ કેવળ ઇશ્વરની અદ્ભુત લીલાથી ભરપૂર હતી. જ્યાં જ્યાં દૃષ્ટિ કરી ત્યાં ત્યાં નવીન નવીન પુષ્પવાટિકાઓ, તુલસી વૃન્દો, કદંબ, આમ્ર, આસોપાલવ ઇત્યાદિ કલ્પતરુ સમાન વૃક્ષો, ઠારોઠાર આવેલાં નાનાં નાનાં પણ સુંદર કમલ પુષ્પોથી ભરેલાં સરોવરો અનેક પ્રકારનાં રંગબેરંગી પુષ્પોવાળી વેલીઓ, ચંદનનાં વૃક્ષો વગેરે આવી રહેલાં હોવાથી સર્વત્ર આનંદ, આનંદ અને આનંદ છવાઇ રહ્યો હતો. ચાલતાં

ચાલતાં છેક મધ્ય ભાગમાં જઈ પહોંચ્યો. ચોમેર દૃષ્ટિ કરતાં, ઘાડી ઘટાવાળા આંબાના વૃક્ષ નીચે બેઠેલી એક મહા તેજસ્વી મૂર્તિનાં મને દર્શન થયાં. છેટેથી પ્રથમ તો મને એમ જ લાગ્યું કે, એ તપાવેલા સોનાનો ઢગલો જ પડચો હશે, પણ જેમ જેમ નજીક જતો ગયો, તેમ તેમ એક પરમ તેજસ્વી વિલક્ષણ દિવ્ય સ્વરૂપનું દર્શન થયું. છેક પાસે ગયો તોપણ મને શંકા થઇ કે, શું આ ચૈતન્ય છે ? કે કેવળ સુવર્ણની બનાવેલી પ્રતિમા જ છે ? કશી પણ હાલચાલ કે આંખની પાંપણ પણ ઊંચી નીચી કર્યા વગર તે ભવ્ય દિવ્ય મૂર્તિ વિરાજિત હતી. આ મૂર્તિને ધારી ધારીને દર્શન કરતાં મને કંઇક કંઇક ખબર પડવા લાગી. એક અખંડ કૃષ્ણાજીનપર* તે વિરાજેલી હતી. તેણે સિદ્ધાસન વાળેલું હતું. વલ્કલની કોપીન વાળેલી હતી. બન્ને હસ્ત બન્ને પગના ઉરુઓપર આવી રહેલા હતા. પેનીથી તે શિખા પર્યંત, સઘળાં અંગો, નહિ ઘણાં પુષ્ટ કે નહિ ઘણાં કૃશ, એ પ્રકારે સર્વત્ર સરખાં સુવર્ણમય રંગથી દીપી રહ્યાં હતાં. હૃદય વિશાલ, અને બાહુ પ્રચણ્ડ હતા, કંઠ, શંખ સમાન દેખાતો હતો, મસ્તકપર સોનેરી જટાનો આડબંધ આવી રહ્યો હતો, વામ સ્કંધપર સુંદર ત્રિરેષાયુક્ત યજ્ઞોપવીત પડ્યું હતું. એટલો જ માત્ર અલંકાર દેખાતો હતો. હૃદય, પેટ તેમ જ આખાં શરીર પરની રુંવાંટી, સોનેરી રંગની હોવાથી શરીરના રંગની સાથે મળી જવાને લીધે તે છે કે નહિ? એમ વર્તી પણ શકાતું નહોતું. કમળનેત્ર મીચેલાં અને મુખ બીડેલું હતું. મુખપર મૂછોના તથા દાઢીના કેશ પણ કંઇ અતિશય વૃદ્ધિ પામેલા નહોતા. આટલું છતાં તે મૂર્તિનું વય કળી શકાતું નહોતું. આ સઘળા દેખાવ ઉપરથી મેં સહજ અનુમાન કીધું કે, એ પુરુષ કોઇ મહાત્મા ઋષિ હશે, પરંતુ હું પૂછું પણ કોને ? એ આખા વનમાં મનુષ્યરૂપે માત્ર મેં એમને જ જોયા હતા અને તે પણ કંઇ શબ્દ કે ચેષ્ટા કર્યા વગર જ શાંતપણે બેઠા હતા. તેમની બાજુમાં એક જળથી ભરેલું કમણ્ડલુ પડેલું હતું. તેમનાથી દશેક કદમને છેટે લીલાં વૃક્ષોની પોતાની મેળે જ રચાઇ હોય

---

* કાળા મૃગનું ચર્મ, જેની ખરીઓ, પુચ્છ, શિંગ, મુખનો ભાગ વગેરે સર્વે અંગોનો આકાર દેખાતો હોય તેવું.

તેવી, કુંજના જેવી પર્ણકુટી હતી: જે અનેક પ્રકારની પુષ્પવેલીઓથી ચારે બાજુએ છવાઇ રહી હતી. જરાક આઘો જઈ નજર કરી જોયું તો તેમાં એક પણ વસ્તુ પડેલી દીઠી નહિ. ચારે તરફ વાટિકામાં નજર કરી. વળી તે મહાત્મા તરફ જોયું, તો મને આગળ કરતાં કંઇ વિલક્ષણ સ્વરૂપ દેખાયું. જેમ જેમ વધારે વાર તેમની તરફ જોતો ગયો તેમ તેમ મને તેમનાપર વધારે વધારે ભાવ ઉત્પન્ન થતો ગયો અને સ્વાભાવિક રીતે જ મને કંઇ એમ લાગવા માંડયું કે આ આખા વનનું ચૈતન્યસ્વરૂપ તાત્પર્ય આ મહાત્મા જ છે. પછી બીજું કંઈ પણ ન કરતાં, હું હાથ જોડી તેમની સામે ઉભો રહ્યો. સંધ્યા કાળ થવા આવ્યો હતો. પછી મેં દંડની પેઠે લાંબો પડી, નમસ્કાર કર્યા, પણ જેવા એક, બે ને ત્રણ નમસ્કાર કર્યા ને વળી ઉઠી નમસ્કાર કરવા જાઉં છું કે તુરત તે ભવ્ય મૂર્તિએ ઉંચું જોયું, ચક્ષુ ઉઘાડ્યાં, ને મુખેથી હરયે નમઃ હરયે નમઃ એવો ઉચ્ચાર કર્યો. હવે મને પરમાનંદ થયો, ને પુનઃ ઉપરાઉપરી બે ત્રણ વાર દંડવન્નમસ્કાર કર્યા. "હું કયાં આવ્યો છું? આ કીયું સ્થળ છે? આપ કોણ છો? મારે હવે કયાં જવું? આપ મારાપર કૃપા કરશો?" વગેરે શંકાઓ મારા મનમાં કયારની થતી હતી, તે અનુક્રમે હું બોલવાનો વિચાર કરતો હતો, પણ તે પહેલાં મારે એમની કંઇક સ્તુતિ કરવી, એવી ધારણાથી કંઇક બોલવા જાઉં છું, એટલામાં તો તે મહાત્મા પોતે જ, જેમ પરોક્ષ રીતે આકાશમાં ગંભીર વાણી થતી હોય તેવાં મધુર અને આત્માને આહ્લાદ પમાડતાં વચનામૃતનું પાન કરાવવા લાગ્યા.

"અલ્યા મૃત્યુલોકના માનવી! આ હિમાચલની ઉત્તરે આવેલા અને કોઇ મનુષ્ય પ્રાણીથી પોતાની મેળે પ્રવેશ કરી શકાય નહિ એવા દુર્ગમ્ય, અદ્ભુત અને ઈશ્વરી લીલાથી પરિપૂર્ણ ત્રિવિષ્ટ પ્રદેશમાં તું આવ્યો તે ઠીક થયું. તું જાણ કે તને તારા મહાલયમાંથી અત્ર ઉપાડી લાવનાર યોગમાયા પરમાત્માની દિવ્ય શક્તિ હતી. તે તારા કલ્યાણાર્થે જ તને અહીં લાવી છે. તારું ઇચ્છિત હવે પૂર્ણ થશે. ચિન્તા માં કર. તને ક્ષુધા લાગી છે, માટે પેલા સામા વૃક્ષની નીચે જઈને બેસ." માત્ર આટલું બોલી તે ત્યાંથી ઉઠ્યા, અને હું કંઇ બોલું તે પહેલાં તો પોતે ત્યાંથી કયાં ગયા? તે હું જોઈ

શકયો નહિ. આશ્ચર્યમાં નિમગ્ન થતો હું, તેમણે બતાવેલા વૃક્ષની નીચે જઇને બેઠો. ત્યાં અનેક પ્રકારનાં ફળો, તથા જળ ભરેલું કમણ્ડલુ મારી આગળ પડેલું મેં જોયું. મેં સંધ્યા વગેરે નિત્ય કર્મ કર્યા પછી, યથેચ્છ પ્રકારે મારી ક્ષુધા શાંત કરી, કે મારી આગળ તેમાંનું કશું મને દેખાયું નહિ; મારે હવે તેની ગરજ પણ નહોતી. થોડીક વારે ચંદ્રનો પ્રકાશ થયો, ત્યારે મને તે મહાત્મા ફરી તે વૃક્ષ નીચે બેઠેલા જણાયા, એકલા બેઠાં ગમતું નહોતું તેથી હું તેમની આગળ જઇ દંડવત્ કરીને બેઠો ત્યારે તેમણે પોતાની મેળે જ વળી બોલવાનો ઉપક્રમ કીધો.

"કેમ યજ્ઞભૂ! તું હવે ચિંતા મુક્ત થયો કે? સાંભળ હું કહું તે. જીવ અને બ્રહ્મની એકતાનો અનુભવ લેવામાં તારી બુદ્ધિ તત્પર બની છે, તારી પ્રવૃત્તિ નાશ પામી છે, દૃશ્ય પદાર્થપર મોહ નથી અદૃશ્ય પદાર્થ જાણતો નથી, એ સુખ અપાર, અવધિ રહિત, નિરંતરનું હોવાથી, પણ કેવી રીતનું? ને કેટલું છે? તે જાણવાનો અધિકારી તું બન્યો છે; આ જગત્ શું છે? કયાં હતું? કયાં લીન થશે? એ હમણાં તારી દૃષ્ટિમાં છે, એ શું? એવી સ્થિતિમાં પડેલો તું કંઈ દેખતો નથી, સાંભળતો નથી, જાણતો નથી, પરન્તુ સદાનંદમય, નિત્ય, અદ્વિતીય આનંદ રસરૂપ, વ્યાપક સ્વરૂપમાં લીન થવાની ઇચ્છા છે, તથા કૃતાર્થ થઇ સંસાર ગૃહથી મુક્ત થઇ, નિત્ય આનંદરૂપ બનવા ઇચ્છે છે, તો તેમાં બ્રહ્મના જ અનુગ્રહથી ભાગ્યશાળી થા. સર્વ પદાર્થોમાં અંદર અને બહાર જ્ઞાનરૂપે રહેતો બ્રહ્મ તારું ભાવિ કહે છે કે, તું તારા પિતાના મારનારનું વૈર લઇ, પશ્ચિમ સમુદ્રથી પૂર્વ સમુદ્ર પર્યંત રાજ્ય મેળવીશ, તારી ધનુર્વિદ્યાના પરાક્રમથી તારા સર્વે શત્રુઓ પરાજય પામશે, તારી માતુશ્રીએ તારાપ્રત્યે કહેલાં સર્વ વચનો સિદ્ધ થશે, અને તને ઘણે કાળે એક પુત્ર થશે, પણ તેને તું પરણાવીશ માં, કારણ કે, તે યુવાવસ્થામાં જ મરણ પામશે. તું પરમ ધર્માત્મા થઇને ઘણા કાલ પર્યંત નિષ્કંટક રાજ્ય ભોગવીશ." આટલું સાંભળી મારું મન પૂછવા જતું હતું કે, મારે જે ઇચ્છા છે તે બીજી જ (બ્રહ્મજ્ઞાન સંપાદનની) છે, તેટલામાં તો તે મહાત્મા બોલ્યા—"ભો આર્ય! સુણ વિશેષ. તારી જિજ્ઞાસા

મેં જાણી છે, તું અધ્યાત્મ વિદ્યાનો પૂર્ણ જિજ્ઞાસુ અને મુમુક્ષુ છે. માટે આવતી કાલથી પ્રતિ દિન પ્રાતઃકાળે એકેક મુહૂર્ત મારી સન્મુખે બેસી, હું જે જે સિદ્ધાંત વાક્યો કહું તે તું શ્રવણ કરજે. તે પછી સાંજ સૂધીનો મારો સઘળો કાળ સમાધિનો છે; સાંજે સહજ સમાધિથી નિવૃત્તિ પામી, ફલ મૂલાદિ પ્રાશન કરીને વળી પ્રાતઃકાળ પર્યંત સમાધિસ્થ જ રહું છું. હવે સમાધિ કાળ આવી પહોંચ્યો છે માટે તેજ વૃક્ષ નીચે જઈને યથેચ્છ શયન કર. અત્ર કોઈ વાતનો ભય રાખીશ માં. અત્ર દૃષ્ટા નથી, દૃશ્ય નથી, કર્તા નથી, ભોક્તા નથી, સંગ નથી, અત્ર મંગળ જ છે. તારું કલ્યાણ થાઓ." તરત હું ઉઠીને આગળના વૃક્ષની નીચે ગયો, અને મુનીંદ્ર સમાધિસ્થ થયા.

વૃક્ષની નીચે જઈ મેં વિચાર કીધો કે, "રે હું ક્યાં સૂઇશ? કેમ કે, હું રાજપુત્ર હતો ને સાધારણ મનુષ્યો કરતાં મેં વધારે સુખમાં દિવસો કાઢ્યા હતા. અહીં તો કશું વસ્ત્ર કે બિછાનું નથી. હશે ચાલો આ સુંદર સુકોમલ ઘાસ ઉગેલું છે, તેપર જ સૂઈ રહું." એમ વિચાર કરું છું એટલામાં પાછળ ફરી જોયું તો એક સુંદર તકિયા સહિત બિછાનું તયાર પડેલું દીઠું, તેપર હું સૂતો. હવે મને નિશ્ચય થયો કે આ વૃક્ષ તે સાધારણ વૃક્ષ નથી, પણ ખરેખરું કલ્પવૃક્ષ જ છે, કેમ કે, હું જે ઇચ્છા કરું છું, તે તરત મને પ્રાપ્ત થાય છે. આખી રાત સુખેથી નિદ્રા કરી, પ્રાતઃકાળને ઝળઝળે હું ઉઠ્યો, ને તુરત ગઇ કાલે આવ્યો હતો, તે જ માર્ગે, ગુફાની બહાર નિકળી, શૌચ, સ્નાન ઇત્યાદિ ક્રિયા કરવા માટે, મેં જેમાંથી જળ પીધું હતું, તે સરોવર ઉપર ગયો; ને ત્યાં આગળ મારું સઘળું પ્રાતઃકાળનું કર્મ આટોપીને, તુરત તે મહા મુનિએ કહેલે સમયે ગુફામાં જઇ, તેમની આગળ તત્પર થઇને ઉભો રહ્યો. પછી દંડવન્નમસ્કાર કર્યા અને આજ્ઞા થતાં એક દિશામાં બેઠો.





# પ્રથમ બિન્દુ.

## જ્ઞાન માર્ગ.

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
योगस्तद्वृत्तिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥
अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥

અર્થ—હે રાઘવ! ચિત્ત નાશના બે માર્ગ છેઃ યોગ અને જ્ઞાન. યોગ એટલે વૃત્તિનો નિરોધ અને જ્ઞાન એટલે સમ્યક્ દર્શન. અભ્યાસ અને વૈરાગ્યથી તે (ચિત્ત)નો નિરોધ થાય છે.

યુગ્ભૂ કહે છેઃ—બેઠાં બેઠાં મને વિચાર થયો કે, મુનિને કહું જે, "આપની સેવા કરવાની મને આજ્ઞા કરો." એટલામાં તે જ બોલ્યા, "જિજ્ઞાસુ માનવી! શિષ્યે અવશ્ય ગુરુની, ભક્તિ-ભાવ અને પ્રેમપૂર્વક સેવા કરવી જોઇએ; તેવડે સદ્ગુરુની કૃપા સંપાદન થાય છે. ગુરુની સેવા કરવી, એ શિષ્યનો ધર્મ છે. ગુરુ-સેવામાં આળસ કરનારા શિષ્યને કદાપિ (જો કે ગુરુ, સેવા કરાવ-વાની ઇચ્છા ન કરતા હોય તોપણ) ઇચ્છિત વિદ્યા—સદ્ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. ગુરુ એ સેવ્ય અને શિષ્ય એ સેવક છે. ગુરુને કોઇ પણ જાતનો કિંચિત્ પણ શ્રમ ન પડવા દેતાં, તેમનું ઇચ્છિત કાર્ય કરવું અને તેમને સંતુષ્ટ રાખવા, એ તેમની સેવા કહેવાય. ગુરુસેવા કરનાર શિષ્યને અત્યન્ત લાભ અને સેવાપ્રમાદી શિષ્યને બહુ હાનિ થાય છે.

પૂર્વે હસ્તિનાપુર વિષે નિર્મળ યશ નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેને બે રાણીઓ હતી. જૂની કરતાં નવી સ્રીપર વિષ-

ચાભિલાષી પુરુષની પ્રીતિ વિશેષ હોય છે, અને પાસેથી પાઠ લેતાં રાજાને જૂની સ્ત્રીની સાથે કંઈક કારણસર અણબનાવસર તેને ગુરુ તેનો ત્યાગ કીધો હતો. જે વેળા રાજાએ તેને ત્યજી તે વખતે અળખામણી વતી હતી. ગર્ભને આઠેક માસ થયા હતા. ગમે તેટલી પિતાના નિતી તોયે પણ રાજાની રાણી એટલે તેને રાજમહોલના એકા તે વનમાં રાખી હતી. ત્યાં તેને એક સુંદર પુત્ર જન્મ્યો. પહેલી રાણીને સંતતિ થયા પહેલાં નવી રાણીને એક પછી એક એમ બે બે વરસને આંતરે બે પુત્ર થયા હતા. ત્રણે રાજપુત્ર મોટા થયા ત્યારે તેમને રાજાએ વિદ્યાભ્યાસ સારુ એક ઋષિને આશ્રમે મૂક્યા. ઋષિ મહા સમર્થ હતા અને એકાંત વાસ કરનારા હતા. તે પોતાની પાસે ઝાઝા શિષ્યોને રાખતા ન હોતા; પરંતુ બાળપણથી જ આ રાજાની સાથે તેમની બહુ પ્રીતિ હોવાને લીધે તેમણે તેના કુંવરોને અધ્યયન કરાવવાનું સ્વીકાર્યું. ઋષિને કંઈ પુત્ર પુત્રાદિ સંતતિ નહોતી, માત્ર દંપતી એકલાં જ તાગડધિન્ના કરતાં હતાં. એ તાગડધિન્ના હરિસ્મરણમાં પરાયણ રહેવું તે હતું. તેઓ સંતતિની ઇચ્છા પણ કરતાં નહોતાં; તેમના મનમાં એમ જ સિદ્ધ થયું હતું કે, સંતતિ વગેરેનો પ્રપંચ, તે આ સંસારજાળમાં ફસાવી, ભગવદ્‌ભક્તિમાં અંતરાય પડાવનાર છે. આમ સ્વતઃ સમજવા છતાં મૂર્ખતા કરી તેઓ અપાયમાં કેમ પડે? પ્રભુસેવન કરી સતત આનંદમાં રહેનારાં તે ઋષિ તથા ઋષિપત્ની પૂર્ણ વૃદ્ધાવસ્થાએ પહોંચવા આવ્યાં હતાં અને અપુત્ર હોવાથી આ રાજકુંવરોને જોઈને, તે બહુ આનંદ માનતાં, ને પોતાની સંતતિ સમાન જ તેમને ગણતાં હતાં. ત્રણે રાજપુત્રો કે જેઓ પરસ્પર સાવકા ભાઈઓ હતા, તેમાંના મોટા બેને આ ભગવત્સ્વરૂપ ગુરુ, લક્ષ્મીસ્વરૂપ ગુરુપત્નીની કૃપા સંપાદન કરતાં આવડી નહિ. એ બે મોટા ભાઈઓ નવી રાણીના દીકરા હતા. એટલે તેની મા, રાજાની માનિતી હોવાથી સ્વાભાવિક રીતે પોતે પણ રાજાના માનિતા હતા. તેઓ, અણમાનિતીનો પુત્ર, કે જેનું નામ વિમળમતિ હતું, તેની સાથે કદી કદી કલેશ કરતા હતા. વિમળમતિની મા સુશીળ, પતિવ્રતા, ડાહી અને સાધવી હતી. તેણે પુત્રને ભણવા મોકલતી વેળા કહ્યું હતું કે, “ભાઈ કુમાર! તારું કલ્યાણ થાઓ: તને સરસ્વતી તથા ગુરુદેવ



ા મારી આશીષ છે. પરંતુ તને ગુપ્તમાં ગુપ્ત અને
ે થઇ પડનારું વચન હું જે કહું છું તે કદી વિસ-
સરસ્વતી (વિદ્યા) સંપાદન કરવાનું મુખ્ય સાધન ગુરુની
જ છે, અને તે તેમની (ગુરુની) સેવા કરવાથી આપોઆપ
ા થાય છે. માટે પુનઃ પુનઃ હું તને એટલું જ કહું છું કે, તારા અધ્યયન ઉપરાંતનો સઘળો કાલ તું તારા ગુરુની સેવા કરવામાં જ ગાળજે. ગુરુસેવા કરવામાં કદી પ્રમાદ, કિંવા આળસ કિંવા અનાદર કરતો નહિ. ગુરુસેવામાં પરાયણ થવાથી તને અભ્યાસ કરવાનો સમય ન મળી શકે તોપણ ચિંતા નહિ, પરંતુ તું નિરંતર શુદ્ધ મને ગુરુની સેવા કરજે."

ત્રણે કુંવરોને સાથે લઇને રાજા ઋષિને આશ્રમે ગયો અને ગુરુને પોતાના કુમારો સોંપીને તેઓને સારી રીતે વિદ્યા ભણાવવાની ભલામણ કરતાં મુનિને વિનતિ કરી કે, "મહાત્મા! આ પુત્રો હું આપને ખોળે મૂકી જાઉં છું, માટે કૃપા કરી તેઓને અધ્યયન કરાવજો. તેઓ આપના જ પુત્ર અને આપના ચરણના સેવક છે, માટે સદા આપની પરિચર્યા કરશે." મુનિએ તેઓને અનુક્રમે વિદ્યાભ્યાસ કરાવવો શરુ કર્યો અને કેટલેક કાળે તેઓ, વ્યાકરણ, વેદ, ધર્મશાસ્ત્ર, સાંખ્ય ઇત્યાદિ શાસ્ત્રોમાં કુશળ થયા. હવે ક્ષાત્રધર્મને ઉપયોગી જે ધનુર્વેદ, તેનું અધ્યયન તેઓએ આરંભ્યું. પણ આ સઘળાં અધ્યયન કરતી વખતે તેઓ પરસ્પર કેવી રીતે વર્ત્યા? તે તને જણાવું છું. અલ્યા યજ્ઞભૂ! એ ત્રણેને રહેવાને માટે ગુરુના આશ્રમની નજીક એક પર્ણકુટી હતી. તેમાં અધ્યયનથી નિવૃત્ત થઇ તેઓ નિદ્રા લેતા હતા. અભ્યાસ કરવામાં વિમળમતિ સૌ કરતાં બહુ આગળ પડતો દેખાતો હતો, કારણ કે, તે બહુ બુદ્ધિમાન્ અને ગુરુભક્ત હતો. ગુરુજી જે વચન કહેતા તે એકચિત્તે શ્રવણ કરી, તુરત પોતાના લક્ષમાં લેતો હતો અને આગળનું અધ્યયન સંપાદન કરવા ગુરુને વિનતિ કરતો; ત્યારે પેલા બંને ભાઇઓ પાછળના પાઠમાં જ ગોથાં ખાયા કરતા હતા. આથી તે બંને ભાઇઓ તેની ઇર્ષા કરવા લાગ્યા. ગુરુજી પાસેથી છૂટા પડ્યા કે તુરત તેઓ પોતાની પર્ણશાળામાં જઇ, વિમળમતિને નવાં નવાં કૌતક કરી ચીડવે, અને અનેક

પ્રકારે સંતાપે. પ્રતિદિન ઈર્ષા વધતી જવાથી ગુરુ પાસેથી પાઠ લેતાં પણ તેઓ તેને અડચણ કરે, ને કંઇ ને કંઇ કારણસર તેને ગુરુ પાસેથી ખસેડી પોતે પાઠ લે. વિમળમતિ તેમને કંઈ શિખામણની વાત કહે, અથવા સમજાવે કે, "ભાઇઓ! આપણે એક પિતાના પુત્ર છીએ, એક ગુરુના શિષ્યો છીએ અને સહાધ્યાયી છીએ, તો આપણે સહુએ પરસ્પર સંપ અને પ્રીતિથી વર્તવું જોઇએ, છતાં તમે આમ કરો છો એ ઠીક નહિ." એ સાંભળી તેઓ ઉલટા તેનાપર ક્રોધે ભરાઇ તેને શિક્ષા કરવાની ધમકી આપતા હતા, ને સમય ઉપર ઝપાટો પણ લગાવી દેતા હતા. આ બિચારો તેઓ કરતાં નાનો અને વળી એકલો એટલે પહોંચી વળે તેમ નહોતું, ને વળી પોતાની મા રાજાની અણમાનીતી હોવાથી તેને પછવાડેથી પણ કશી સહાયની આશા નહોતી, તેથી જેમ તેમ કરી સુખે દુઃખે દિન નિર્ગમન કરી અભ્યાસ કરતો હતો. એટલું દુઃખ છતાં પણ તેઓ કરતાં તે આગળનો આગળ જ રહેતો હતો. આ તો જાણે કૌરવ પાંડવવાળું જ થયું. અર્જુનને અભ્યાસમાં વિશેષ ચાપલ્ય ધરાવતો જોઇ, કૌરવો તેનો નિરંતર દ્વેષ કરતા હતા, તેમ આ અજ્ઞાની, આળસુ, જડ, નિદ્રાળુ, પ્રમાદી અને મૂઢ ભાઇઓ પણ વિમળમતિની અદેખાઇ કરવા લાગ્યા. વિદ્યાર્થીઓએ અભ્યાસમાં સ્પર્દ્ધા કરવાની જરૂર છે, પણ તે કેવી રીતે? પોતાના કરતાં બીજો અધિક નિવડે તો તેનો દ્વેષ કરી, તેને હરકોઈ રીતથી પીડવો નહીં અથવા તો તેના અધિકપણામાં ભંગ પાડવો નહિ. વિદ્વાનોએ જે ગુણ અવશ્ય પોતાનામાં રાખવાનો છે તે દ્વેષ નહિ, પણ દ્વેષની સખી સ્પર્ધા છે. પોતાના કરતાં અધિક નિવડનારનું ઉદાહરણ શુદ્ધ રીતે અંતઃકરણમાં લઈ તેના જેવા, બલકે તેના કરતાં પણ સરસ નિવડવાનો યત્ન કરવો અને તેમ ન થઇ શકે તો પોતાના આત્માપર ઈર્ષા કરવી કે, 'અરે! હું શા માટે તેવો ન થઇ શકું? રે મારામાં શી વસ્તુ ઓછી છે? મારે વધારે યત્ન કરવો જોઈએ, ને તેના કરતાં પણ શ્રેષ્ઠ નિવડવું જોઇએ,' તો તે સ્પર્ધા જ તેને શ્રેયસ્કર થઇ પડે છે; પણ જે પોતે યત્ન ન કરતાં સામાનો યત્ન તોડવાની દુષ્ટ ઈર્ષા કરે છે તે પોતાનું તેમ જ સામાનું, બંનેનું અહિત કરે છે. તેવી જ રીતે વિમળમતિની

સાથે તેના મોટા ભાઈઓએ વર્તવા માંડ્યું. આવું દુઃખ કેટલા દિવસ સહન થાય? આખરે વિમળમતિએ તેઓને કહ્યું કે, જો તમારે નિરંતર આમ જ કરવું હોય તો હું તમારી પર્ણકુટીમાંથી નિકળી જઇશ.' તેઓને તો ગમતું જ હતું, તેથી હા કહી, એટલે ગુરુની આજ્ઞા લઇને તેણે ગુરુના મઠમાં જ રાત્રે સૂવાનું રાખ્યું.

ત્રણે રાજપુત્રો જ્યારથી ઋષિના આશ્રમે ગયા હતા ત્યારથી તેઓ નિરંતર મઠમાં જ રહેતા હતા, ને તેટલા સમયમાં ગુરુજી જે બતાવે તે કામકાજ તેઓ કરતા હતા. પાસેના ગામમાંથી ભિક્ષા માગી લાવવી, વનમાંથી પાકાં ફળો, પુષ્પો, ગુરુના અગ્નિહોત્ર કાર્યાર્થે દર્ભ, સમિધ, ઇત્યાદિ વસ્તુઓ, ગંગામાંથી ભરીને થોડાક જળના ઘડાઓ વગેરે લાવવું પડતું હતું તથા આશ્રમની વાળઝાડ તથા નાનાં મોટાં વૃક્ષોને પાણી વગેરે પાવા સંબંધી સંભાળ રાખવી પડતી હતી. આટલું કંઇ તે ત્રણ જણા આગળ વધારે નહોતું. હાથોહાથ કરતાં સપાટામાં તે થઇ જાય તેમ હતું. છતાં તેમાં પણ વિમળમતિપરની પેલા મોટા ભાઈઓની ઇર્ષા આડે આવતી હતી. તેઓ સાથે પાણી ભરવા, વનફળ લેવા અથવા બીજાં કામકાજ કરવા જતા ત્યાં તે બન્ને જોડે જતા અને વિમળમતિની પાસે જ સઘળું કામ કરાવતા, છતાં ઉલટો તેનાપર દાબ રાખીને એમ જણાવતા કે, તારાથી કંઇ બની શકતું નથી, સઘળું કામ અમે જ કરીએ છીએ. મોટા કુંવરો ગમે તેમ કરે, અને ગમે તે કહે, પણ વિમળમતિ તેને ન ગણકારી, પોતાની માતુશ્રીના વચન ઉપર નિરંતર લક્ષ રાખી, પ્રેમપૂર્વક, શુદ્ધ મનથી ગુરુની સેવા કરવી એમાં જ પોતાનું શ્રેય છે એમ સમજતો હતો. મોટેરાઓ જે ન કરે તે કામ પોતાને માથે આવી પડવાથી કદાચ પોતાના અભ્યાસમાં ભંગ થાય તોપણ તે મુંગે મોઢે સહન કરતો હતો. મધ્યાહ્ન નમ્યા પછી ગુરુપત્ની તેમને ભોજન કરાવતી, તે ઉપરાંત સવારમાં અથવા સાંજના જો કદાચ ક્ષુધા લાગે તો તેઓ વનફળનો આહાર કરતા હતા. રાત પડે એટલે પેલા બંને જ્યારે પેટપર હાથ નાખી, લાંબા થઈ, સૂઈ જતા, ત્યારે વિમળમતિ ગુરુજીની તથા ગુરુપત્નીની પાદસેવા કરતો હતો. ગુરુજી પોતાની સ્ત્રીને કિંવા વિમળમતિને સંબોધી

રાત્રે અનેક પ્રકારની કથાઓ, નાના પ્રકારનાં ગુપ્ત વ્રતો, વૃત્તાંતો, ઇતિહાસો ને ધર્મ સંબંધી આખ્યાનો ઉપરાંત યોગની મહત્તા તથા તે પ્રાપ્ત કરવાનો માર્ગ કહી સંભળાવતા હતા. તેમ, દિવસે શીખેલા પાઠનું મનન કરતાં પોતાને કંઇક શંકા થતી અથવા કોઈ વખત કઠણ હોવાથી પોતાને યથાર્થ સમજણ નહિ પડતી તો તે પણ વિમળમતિ, એ સમયે ગુરુજીને પૂછી પોતાની શંકાનું સારી રીતે સમાધાન કરતો હતો. હે યજ્ઞભૂ! તું વિચાર કર કે, ગુરુસેવામાં પોતાનું હિત સમજનાર વિમળમતિને એથી કેટલો બધો લાભ થતો હતો? ને તેને તે સમયે કેટલો બધો આનંદ થતો હશે? પણ એટલા જ આનંદથી કંઈ તેનું ગુરુએ મન વળાવ્યું ન હતું. તેને તો ગુરુસેવાનો અગાધ લાભ મળ્યો હતો. એ સઘળાથી, એ વિમળમતિના સેવાપ્રમાદી ઓરમાન ભાઈઓ, કે જેઓ 'સર્વ કામકાજ વિમળમતિ કરતાં અમે જ વધારે કરીએ છીએ' એમ ગુરુને વારંવાર કહી દેખાડતા હતા, તેઓ તો નિર્ભાગી જ રહ્યા.

વિમળમતિ, રાત્રિ દિવસ, પોતાનાં માતાપિતા કરતાં પણ અધિક, ગુરુ અને ગુરુપત્નીની, સપ્રેમ વિશુદ્ધ મને, સેવા કરતો હતો, તે ગુરુના ધ્યાનમાં હતું. આવી શુદ્ધ મનની સેવાથી તેણે, તે બંને દંપતીનો પોતાપર અત્યંત પ્રેમ ખેંચી લીધો. વાતવાતમાં તે ગુરુના પ્રત્યેક કાર્યમાં તત્પર જ થતો, પોતાનાથી થઈ શકે તેવા હરકોઈ કાર્યની અંદર તે ગુરુને કશો પણ શ્રમ પડવા દેતો નહિ. તેના દ્વેષીઓ, ગુરુ આગળ તેની વારંવાર નિંદા કરતા, તેને તે લેખવતો જ નહિ, તેમ પોતે એક પણ શબ્દ પોતાના ભાઈઓ વિરુદ્ધ ગુરુજી આગળ કદી પણ કહેતો નહિ. આવી રીતે દિવસો નિર્ગમતાં તેઓને કેટલાંક વર્ષ વીતિ ગયાં, ને તેટલા અરસામાં તેણે પુષ્કળ વિદ્યા સંપાદન કીધી. પછી ધનુર્વિદ્યા, કે જે માત્ર ગોખવાથી કે ગુરુનાં વચનો યાદ રાખવાથી જ સાધ્ય કરી શકાતી નથી, પણ તેમાં અંગને પણ ઘણીક પ્રકારની કેળવણી આપી અભ્યાસ પાડવો પડે છે, તેનું અધ્યયન ચાલવા માંડ્યું. ઘણેક દરજ્જે તે પણ હવે સમાપ્ત થવા આવ્યું હતું, એવામાં તે અધ્યયનમાં વિઘ્ન આવી પડ્યું.

ઋષિ અને ઋષિપત્ની બંનેનાં શરીર આ કાળે ઘણાં જર્જરિત થઇ ગયાં હતાં. તેઓ ઘણા કાળથી આ પૃથ્વીપર દીર્ઘાયુષ્ય ભોગવતાં હતાં ને સત્કર્મ કરતાં દિવસ વ્યતીત કરતાં હતાં. આખરે ગમે તેટલું દૃઢ છતાં પણ પરિણામને પામનાર આ પંચભૂતમય શરીર તો નાશવંત જ છે. તેનો અવધિ આવ્યો. સમાધિદ્વારા (યોગબળે) ઋષિએ જાણ્યું કે, હવે થોડા જ સમયમાં આ શરીર પડશે. એક રાત્રીએ મહાત્મા ઋષિ, પવિત્ર આસનપર સૂતા હતા, મહા સતી તેમની પત્ની એક બાજુપર બેઠાં હતાં, વિમળમતિ તેમના ચરણનું સેવન કરતો હતો, સર્વ તપોવન અને તેમનો આશ્રમ કશા પણ શબ્દ વગર કેવળ શાંત બની રહ્યાં હતાં, રાત્રિ આશરે દોઢેક પ્રહર વીતિ ગયેલી હતી એવામાં, તે બ્રહ્મનિષ્ઠ ગુરુદેવ એકાએક બોલી ઉઠયા કે, "અયે સાધ્વી ધર્મપત્ની! તને કંઈ યાદ છે? ત્રણેક સંવત્સર અગાઉ મેં તને કહ્યું હતું કે, હવે થોડા કાળમાં આ સંસાર પ્રદેશ પ્રત્યેનો આપણો લાંબો પ્રવાસ સમાપ્ત થશે, તે દિવસ આજે આવ્યો છે. માટે શીઘ્રતાથી તત્પર થા અને સર્વ ભવબંધનથી સ્મરણ માત્રમાં મુક્ત કરનાર પરમાનંદદાયક શ્રીહરિનાં મંગળચરણારવિંદનું અંતઃકરણમાં ધ્યાન ધર, કેવળ એક આત્માને જ હૃદય સ્થળમાં ચિન્તવી, મનની સર્વ વૃત્તિઓને તેમાં લીન કર, ઉતાવળથી સર્વ ઇન્દ્રિયો સહિત દેહને ગંગાસ્નાનથી શુદ્ધ કરી, દર્ભ, ગોમય ઇત્યાદિથી, આસન કરવા યોગ્ય પૃથિવીને પવિત્ર કર, હોત્રના અગ્નિને છેલ્લા નમસ્કાર કર, તેનું પૂજન કર, આ દેહ, વાણી કિંવા મનથી યત્કિંચિત્ પણ, અજાણે કિંવા જાણે થયલા પાપને તદ્દન ભસ્મ કરવા માટે અગ્નિદેવની વિનંતિ કર, પછી સ્વસ્થ થઇ, શાંત અને સર્વ વસ્તુથી નિઃસ્પૃહ થઇ, પરમાત્મા સાથે આ આત્માનું ઐક્ય કરી, આ અસ્થિર દેહના સંગથી સદાને માટે છૂટી થા. હવે તે અજર, અમર તથા અવિનાશી જીવાત્માને આ દેહનું કામ નથી, પણ એ આત્મા કોઇ અલૌકિક દેહ ધારણ કરશે, ને થોડીકવાર પછી, તેં કોઇ દિન નથી જોયાં એવા અદ્‌ભુત અને પુણ્યમય લોકને જોશે.' આટલું કહી, ઋષિ ચડપ લઇને બેઠા થયા, ને જાણે કોઇ

વિદેશ જવાની તયારી કરતા હોય તેમ, "ચાલો, ચાલો, ઉતાવળ કરો, હવે સમય થવા આવ્યો છે, હમણાં મધ્ય રાત્રિ થશે." એમ કહેતાં હાથમાં કમંડલુ લઈને ગંગાસ્નાન કરવા સારુ ઉભા થયા, ઋષિપત્ની પણ ઉઠ્યાં, ને પતિના કહેવા પ્રમાણે સઘળી તયારી કરવા માંડી. એકાએક આવો પ્રકાર જોઈ, વિમળમતિ, જે, પૂર્ણ પ્રેમથી ગુરુ અને ગુરુપત્નીની ચરણસેવા કરતો હતો, તે બહુ આશ્ચર્ય પામ્યો, અને 'ગુરુજી આ શું બોલ્યા? હજુ તો માત્ર દોઢેક પ્રહર રાત્રિ ગઈ છે, ને સ્નાનાર્થે જવાને બે પ્રહરની વાર છે છતાં હમણાં તેઓ ક્યાં જવાની તયારી કરે છે?' એવો વિચાર કરવા લાગ્યો. એટલામાં વળી પાછા ગુરુ જાણે કંઈ ભૂલી જતા હોય તેમ એકાએક સ્મરણ કરીને બોલી ઉઠ્યા, 'હે સુભગે! મને એક વાત યાદ આવી છે, તેનો હાલ ને હાલ અમલ કરવો જોઇએ. અપુત્ર મનુષ્યે, કિંવા જેનો કોઈ પણ વારસ ન હોય તેવા મનુષ્યે, જો તે વિવેકી હોય અને સારાસાર વિચાર કરી જાણતો હોય તો પોતાનું સર્વસ્વ ધન, પોતાના અવસાન સમયે, દાન કરી દેવું જોઇએ. કારણ કે, જો તેમ કરવામાં નહિ આવે તો, પોતે જન્મપર્યંત, શ્રમ વેઠી, ઉપાર્જિત કરેલું ધન, હરકોઇ કુપાત્રના હાથમાં જશે, અને તેથી કાં તો અધર્મ થશે કે નિરર્થક વપરાશે; પરંતુ તેનો-તે ધનીનો શ્રમ તો મિથ્યા જ જશે. અને તેમાંએ વળી પ્રત્યક્ષ-દેખાય તેવું ધન તો તેવે ઉપયોગે (ગમે તેવે-સારે કે માઠે ઉપયોગે) પણ લાગશે; પણ પરોક્ષ ધન-પોતાના હૃદય આત્મામાં દાટી મૂકેલું ધન જે હશે, અથવા બીજી કોઇ રીતે ગુપ્તરૂપે રહેલું હશે, તે ધન જો સ્વતઃ (પોતાના જ હાથે) ખરચવામાં નહિ આવે તો, તેનો ઉપયોગ કોઈ પણ રીતે કોઈથી પણ થવાનો નથી, એવી રીતે દાટી મૂકી તેનો ઉપયોગ (દાનાદિકથી) નહિ કરનાર મનુષ્ય, કૃપણ નહિ, પણ કૃપણનો શિરોમણિ જ સમજવો. ભય, શંકા તથા સંકોચનું નામ શાસ્ત્રમાં કૃપણતા છે. કૃપણતા એટલે દ્રવ્ય ન વાપરવારૂપ કૃપણતા નહિ. પણ ન વાપરવાની વૃત્તિ ઉપજાવનારું હૃદયનું સાંકડાપણું, સ્વાર્થ બુદ્ધિએ પ્રેરેલા ભય, શંકા, સંકોચ ને વસ્તુ ગતિને યથાર્થ રીતે અનુભવવારૂપ અજ્ઞાન અને તે

અજ્ઞાનજન્ય જે કૃપણુતા છે, તે, હંમેશાં જ આ જીવોને પાછા પાડે છે. હે સંત ! તેવી જ રીતે મારે બન્યું છે. મારી પાસે અગાધ ગુપ્ત-ધન છે–પરોક્ષ સંપત્તિ છે, ને તેનો જો કે મેં ઘણી ઘણી રીતે પરાર્થે અને પરોપકારાર્થે ઉપયોગ કીધો છે ખરો, પરંતુ તેનું દાન અદ્યાપિ પર્યંત કોઈને પણ થયું નથી. વળી મારું તે પરોક્ષ ધન બીજાઓના જેવું નથી, અર્થાત્ જેટલું દાન કર્યું તેટલું તો પોતાની પાસેથી ઓછું જ થાય છે તેવું નથી, પણ જેમ જેમ બીજાઓને આપવામાં આવે છે, તેમ તેમ વૃદ્ધિ પામે તેવું છે, છતાં મેં કોઈને પણ તેમાંનું કશું દાન કર્યું નથી. આમ થવાનું કારણ કંઈ મારું અજ્ઞાન કિંવા કૃપણુતા નથી, પણ અણમોલ સર્વ સિદ્ધિદાતા, એ પરોક્ષ ધનનું દાન કરવાને મને કોઈ પાત્ર જીવ અદ્યાપિ પર્યન્ત મળ્યો નથી; અને પાત્ર વગર અમૂલ્ય વસ્તુનું દાન કરવું, એ મહા દોષ કહેવાય છે. પણ હવે મને પાત્ર મળ્યો છે, મારું અવસાન પણ નજીક પ્રાપ્ત થયું છે, તેથી એ મારા સર્વસ્વ પરોક્ષ ધનનું દાન તેને સત્વર જ હું કરીશ. એ મારું પરોક્ષ ધન તે મેં જન્મપર્યંત અતિ શ્રમ સહિત ગુરુસેવા કરી સંપાદન કરેલી અનેક પ્રકારની બ્રહ્મવિદ્યા છે–આત્મા પરમાત્માની એકતાનું જ્ઞાન છે. આ જીવાત્મા બુદ્ધિમાન્, ગુણજ્ઞ, પંડિત, ચતુર અને સૂક્ષ્મવિષયનો જ્ઞાતા છતાં તથા સર્વ કળાનો જાણનાર છતાં પણ વ્યવહારથી ઘેરાયલો હોય છે, ત્યાંસૂધી પાત્રાપાત્રની પરીક્ષા કરી શકતો નથી; પણ તે તમોગુણથી વિંટાયલો રહી, સ્વાત્મા-ભિમાનમાં મસ્ત રહેવાથી, હું, મારું એવી આવરણશક્તિના સંસર્ગમાં રહી, સદા સંશયવાળો રહેવાથી વિક્ષેપશક્તિના સેવનથી નિરંતર દુઃખ વેઠે છે. એમાંથી છૂટવાનો માર્ગ સત્ત્વગુણનું સેવન છે. એ સત્ત્વગુણના સેવનવડે પરમ શાંતિ, હર્ષ અને પરમાત્મામાં નિષ્ઠા થવાથી શુદ્ધ બને છે ત્યારે અહંભાવ ટળી જાય છે. આ કારણથી દૈવીસંપત્તિ જીવે પોતામાંથી પોતાપણું છોડવા માટે સત્પાત્રને, જે હોય તે આપી દેઈ, આનંદ રસની પ્રાપ્તિ માટે કેવળ એકલા થવું જોઇએ. આવો બનવા માટે મારી પાસે જે કંઇ છે તે હું સત્પા-ત્રને આપવા ઉત્સુક બન્યો છું. આ મારા ત્રણ શિષ્યો, રાજપુત્રો છે, તેઓમાં આ વિમળમતિ સર્વદા મારી સેવા કરનારો, સુશીલ,

બુદ્ધિમાન્, અને પૂર્વ જન્મનો સંસ્કારી છે. એ આ સર્વ સંપત્તિનો-જ્ઞાનનો અધિકારી છે. એના પૂર્વ જન્મની વાસનાઓના બંધનથી આ દેહ એને ધારણ કરવો પડયો છે. પરન્તુ હવે મને જણાયું છે કે, પૂર્વ જન્મની વાસનાના બંન્ધનમાંથી એ મુક્ત થયો છે, એની યોગ્યતાથી વિશ્વાસયુક્ત થયલો હું, મારી સર્વ વિદ્યાનું દાન એને કરીશ. માટે તું સત્વર તારા કાર્યમાં લાગ; ને હું તેને ઉપદેશ આપું છું.' આ સાંભળી સતી (ઋષિપત્ની) એ કહ્યું, 'કૃપાનાથ! આપે એ અત્યંત યોગ્ય ધાર્યું છે. હું પણ આપને એ સંબંધે વિનતિ કરવાની હતી. આ વિમળમતિ સર્વથા આપની કૃપાનું પાત્ર થયલો છે. વળી મુમુક્ષુપણું, શ્રદ્ધા, ભક્તિ, નિર્માનીપણું આદિક ગુણ એમાં વસેલા છે. એણે પોતાના પિતા કરતાં પણ અધિક પ્રેમથી આપની અને માતા કરતાં પણ વિશેષ ભાવ રાખી, મારી સેવા કરી છે. હું અંતઃકરણપૂર્વક કહું છું કે, એનું કલ્યાણ થાઓ. એને પ્રભુ પ્રસન્ન થાઓ ને આપની કૃપાથી એ સર્વદા મુક્ત થાઓ.' આટલું કહી ઋષિપત્ની ગંગા તીરે ચાલ્યાં. ત્યારે ઋષિએ વિમળમતિને કહ્યું, 'વત્સ! તું તારી માતુરૂપ ગુરુપત્ની સાથે જઇ શીઘ્રતાથી ગંગાસ્નાન કરી આવ. પછી રાજપુત્રને આવશ્યક ઉપયોગી ધનુર્વિદ્યા, જે મોટા મોટા ધનુર્ધારીઓને પણ દુર્લભ છે, તે મારી કનેથી સંપાદન કર. તે પછી એકાગ્ર ચિત્તે આ સંસારાર્ણવ ટાળનારી સર્વોત્તમ અને દુઃપ્રાપ્ય બ્રહ્મવિદ્યાને પણ ગ્રહણ કર.'

તુરત વિમળમતિ તથા ગુરુપત્ની સ્નાન કરી, ગંગાજળ તથા ગોમય લઇ મઠમાં આવ્યાં. તેટલામાં ગુરુએ અગ્નિહોત્રના અગ્નિને પ્રજ્જવલિત* કીધો. પછી તેમાં ઘી, જવ, તલ ઇત્યાદિ સંયુક્ત સમિધોથી અવસાન આહૂતિ (છેલ્લી આહૂતિ) આપી, તેને સ્તુતિથી સંતુષ્ટ કરયો, અને તેમની સ્ત્રી, મઠને ગોમયથી લીપી તથા ગોમૂત્ર ગંગા-

* હોત્રનો અગ્નિ કંઇ વારે ઘડીએ બુઝાઈ જતો નથી, તે તો વગર ઓલવાએ નિત્ય જ પ્રજ્જવલિત રહે છે, પરંતુ માત્ર હોમ કરવા વખત તેને ઉઘાડી આહૂતિ આપ્યા પછી પાછો છાણાંની સાથે રાખની અંદર ગુપ્ત રાખવામાં (ભારવામાં) આવે છે. તેને ઉભારી ઋષિએ સચેત કીધો.

જળ વગેરે છાંટી-શુદ્ધ કરવા મંડ્યાં. એટલી વારમાં ગુરુદેવ, વિમળમતિને ઉપદેશ કરવા બેઠા.

"હે વિમળમતિ! મારી ડાબી બાજુએ આ દર્ભાસન પર સ્વસ્થ થઇને તું બેસ અને આચમન તથા પ્રાણાયામ કરી દશ ગાયત્રી મંત્રનો જપ કર. હું તારી સેવાને તથા તારા સુશીલપણાને જોઈ તારાપર બહુ પ્રસન્ન થયો છું, માટે તને અશેષ ધનુર્વિદ્યા ભણાવું છું. એ સર્વ શસ્ત્રોનો અભ્યાસ (એટલે તે આયુધો કેવી રીતે વાપરવાં? ને કેવી રીતે ધારણ કરવાં? વગેરે સારી રીતે જાણવું તથા તેનો શુદ્ધ રીતે મહાવરો પાડવો તે) તો તેં કીધો છે, પરંતુ તેઓનાં વિધાન તથા તે શસ્ત્ર કે અસ્ત્રમાં તેના તે દેવતાનું આવાહન કરવાથી, તે દેવતાનું પ્રાબલ્ય આવી ધારેલું કાર્ય સિદ્ધ કરવાને જોઇતી દિવ્ય શક્તિ, તેનો તેં અભ્યાસ કીધો નથી–જેના વગર તે અસ્ત્રો કે શસ્ત્રો કંઈ કામનાં નથી. જેમ આત્મ વિના દેહ કંઈ કામનો નથી, તેમ દૈવત વિનાનાં અસ્ત્રો પણ થોથાં જ છે; માટે તેને સતેજ કરવા માટે હું તને સર્વ મંત્રો આપું છું, તે તું લે એથી તે આયુધો યુદ્ધ સમયે તને ધાર્યો જય અપાવશે."

વિમળમતિ એક ચિત્ત થઇ ગુરુની આજ્ઞા પ્રમાણે આસનપર બેઠા, એક પછી એક, એમ અનેક પ્રકારનાં ચક્ર, બાણ, શક્તિ ( સાંગ ), પાશ, ખડ્ગો, ગદાઓ અને જેટલી જાતનાં બીજાં અસ્ત્રો છે, તે સર્વના પૃથક્ પૃથક્ મંત્રોનો તેના વિધાન સહિત ગુરુએ તેને ઉપદેશ કર્યો. પછી "આ સર્વ શસ્ત્રાસ્ત્રો સફળ થાઓ તથા સમય આવ્યે તારું કાર્ય કરવામાં તત્પર રહો," એમ આશીર્વાદ આપીને પછી ગુરુએ કહ્યું, "હે વત્સ! આ અસ્ત્રો તું અયોગ્ય સમયે અને નિરપરાધીપર કદી વાપરતો નહિ અને અપાત્રને કદી તેનો ઉપદેશ કરતો નહિ; કેમ કે તેમાંનાં ઘણાંક અસ્ત્રો એક વખતે આખા બ્રહ્માંડને પણ ધ્રુજાવી–ખળભળાવી મૂકે તેવાં છે. એ અસ્ત્રો ક્ષત્રિયે માત્ર પ્રજાના રક્ષણાર્થે જ વાપરવાં જોઈએ. માટે તું સર્વ દુર્જનોને શાસન કરી, ધર્મથી સર્વ પૃથિવીનું પાલન કરજે અને તે કાર્યાર્થે વખતો વખત તને આ સર્વ આયુધો સહાયભૂત થાઓ."

થોડી ક્ષણ વીત્યા પછી ગુરુએ પુનઃ બોલવાનો પ્રારંભ કીધો;

"વળી સર્વ કરતાં શ્રેષ્ઠ એક વસ્તુ મારે તને આપવાની છે, જે શ્રીહરિની પૂર્ણ કૃપા વિના બીજા કોઈને પણ પ્રાપ્ત થતી નથી. તું તારા બંને પગની એડીઓને, બંને સાથળોના મૂળમાં મૂકી સિદ્ધાસન વાળીને બેસ; બંને હાથ બન્ને ઉરુઓપર મૂક; દૃષ્ટિ નાસિકાની અણીપર જોડ; મુખ બંધ કર ને માત્ર નાસિકાથી જ શ્વાસ લે. આ ચિત્તવૃત્તિ સ્થિર કરવાની ક્રિયા છે અને આને પ્રાણાયામ કહે છે. પછી તારા હૃદયની અંદર પ્રથમ દીવાની શિખા જેવું અને પછી સૂર્યના બિંબ જેવું તેજોમય બિંબ કલ્પી તેને એકાગ્રચિત્તે જો તે બિંબના મધ્યમાં એક સુંદર સકોમલ તથા રક્ત (ગુલાબી) વર્ણની સહસ્ર પાંખડીઓવાળું, સંપૂર્ણ વિકાશ પામેલું, કાંતિમાન કમળ તને જણાશે. એ હજાર પાંખડીના કમલના બરોબર મધ્યભાગમાં એક વિસ્તીર્ણ, વર્તુલાકાર તપોવન જણાશે. તે તપોવનની પૃથિવી કોમળ અને નવીન તૃણાંકુરોને લીધે લીલી કુંજાર થઈ રહેલી તું જોશે. તે પૃથિવીપર અનેક પ્રકારનાં મંગલ પુષ્પવૃક્ષો તથા આમ્રાદિ ફલવૃક્ષોને અવલોકન કરજે. તે વનના મધ્યસ્થ રહેલા એક સુલલિત અને પુષ્પોથી શોભી રહેલું કદંબવૃક્ષ જણાશે. એ વૃક્ષ, સ્કંધ, શાખા, પરિશાખા તથા પત્રોથી પરીપૂર્ણ ઘટ (ઘટાવાળું) થઈ રહેલું જણાશે. સમયને બરોબર મધ્યાહ્નનો કલ્પજે. તે કદંબવૃક્ષની નીચે, છાયામાં ચારે બાજુ તૃણાંકુરોને ચરતી સુંદર, જુવાન, હૃષ્ટપુષ્ટ શરીરવાળી, ગૌર, શ્વેત, શ્યામ રંગની તથા વચ્છવાળી ગાયોને જો. તે ધેનુવૃંદના મધ્યમાં અને કદંબ વૃક્ષના થડની પાસે એક ષોડશ વરસની વયના સુંદર બાળકનાં દર્શન થશે. એ બાળકનું શરીર તેજોમય (દિવ્ય) છતાં તેનું વર્ણ આષાઢ માસમાં ચઢી આવતાં જળભરેલાં નવીન વાદળ જેવું (ઘનશ્યામ) જણાશે. તેનાં સર્વ અંગ, સમાન, અતિ સકોમળ અને ઘણી જ સુંદર આકૃતિવાળાં, લલિત લાલિત્યથી ભરપૂર છે. તેના મંગલમય યુગલ (બંને) ચરણમાં રત્નજડિત સુવર્ણનાં નૂપુર, કટિએ પીત વર્ણનું અતિ પ્રકાશિત કૌશેય વસ્ત્ર (દીવ્ય પીતાંબર) ધારણ કરેલું છે, અને તેનાપર અમૂલ્ય રત્નોથી ભૂષિત કરેલી કટીમેખલા પહેરેલી છે. તેની નાભિ અતિ ગંભીર, ઉદર સૂક્ષ્મ, વક્ષસ્થલ (હૃદય) અતિ

વિશાળ અને ચઢિયાતું છતાં તેનાપર અનેક દિવ્ય મુક્તાફળ તથા મણિઓથી પરોવેલી, મધ્યભાગમાં સર્વથી શ્રેષ્ઠ કૌસ્તુભ નામના મણિના લટકણવાળી માળા વિરાજી રહેલી છે. તેના ગજ-શુંડાકાર (હાથીની શુંડના જેવા-ઉપરથી જાડા અને નીચે પાતળા થતા થતા આવેલા) બંને કોમલ બાહુઓમાં સુંદર રત્નનો તથા મોતીઓના બાજુબંધ છે; પોહોંચામાં મોતીની ચોસરી ૨ લટોવાળી અતિ પ્રકાશિત હરિત (લીલી) મણિઓથી સુશોભિત પોહોંચીઓ છે; ખીલેલાં કમળો સરખા સુંદર હસ્તની કોમળ અંગુલીઓમાં પહેરેલી રત્નમુદ્રિકાઓ છે; એ મૂર્તિના ચંદ્રસમાન મુખારવિંદની શોભાનું અવલોકન કરતાં કદી પણ તૃપ્તિ પામતો નહિ, પણ હુલ્લાસ મને તે જ મૂર્તિ જોયા કરજે. જગતમાં સર્વથી સ્વરૂપ-વાન્ કામદેવ કહેવાય છે; પણ તેવા અનેક કામદેવોને પણ લજ્જિત કરે તેવા એ બાળકના અતિ મનોહર, સુખસ્વરૂપ, સર્વ શ્રી (શોભા) ના પરમ સ્થાનસ્વરૂપ, મંદ મંદ હાસ્ય કરી રહેલા વદ-નની પૃથક્ પૃથક્ પરમ અલૌકિક શોભાથી કોણ તૃપ્તિ પામે ? કોઈ નહિ. તેને તું જો. તેનો, શંખની અંદરની બાજૂએ આવેલા ગુલાબી રંગના, વગર ઓકળીવાળા અને અતિ સુંવાળા ભાગ જેવા લાંકવાળો કંઠ; તેની ઉપરની બાજૂએ, ખૂબ ભરેલી, આગળ આવતાં જરાક તીણી અને મધ્યમાં જરાક ખોડવાળી હડપચી; સુંદર પ્રવાલાં જેવા મરક મરક કરી રહેલા અધર તથા ઓષ્ઠ; મંદ મંદ હસતાં મુખની અંદરથી દર્શિત તથા દાડિમ્બબીજ જેવા સુંદર દશન; તે ઓષ્ઠપર લળકી રહેલી, સુંદર મોતીના બેસર (લટકણ)*વાળી તથા પોપટની ચાંચની પેઠે જરાક નમેલી અને જરાક તીક્ષ્ણ એવી નાસિકા; તથા કમળની પાંખડીના જેવાં વિશાળ તથા લાંકવાળાં-અણીયાળાં, અતિ કોમળ, અંદરના ભાગથી કંઈક ગુલાબી છાયાવાળાં તેજસ્વી લોચન, ધનુષ્ય સમાન ભ્રુકુટિ, ભવ્ય

*એ વેસર અથવા બેસર (રતી)નું મોતી, લંબગોળ, પણ નીચેથી ઘણું ગોળ અને ઉપરથી તરેહ ચડતું અણીદાર (O) આવા આકારનું હોય છે. તે નસકોરાના મધ્ય ભાગમાં ઝીણી વાળી સાથે લટકાવવાનો ઉત્તર હિન્દુસ્થાનમાં ચાલ છે. તે ઘણી જ શોભા આપે છે. એને બુલાખ કહે છે.

લલાટ, ઉપડેલું કપોળ અને તેનાપર આવી રહેલા સ્નિગ્ધ, કર્ણ-પર લહેકેલા તથા ગુચ્છાદાર આંકડીઆળા કેશ, બન્ને કર્ણપર આવી રહેલાં અતિ પ્રકાશિત રત્નોથી ભૂષિત, મકરાકૃતિ (મગર અથવા મત્સ્યના આકારનાં) કુંડળ અને મંદ મંદ હસતાં ખંજન પડેલા બન્ને કોમળ અને પ્રફુલ્લિત ગાલોપર પડેલાં તે કુંડળનાં ઝળક ઝળક કરી રહેલાં પ્રતિબિંબ—એ વગેરે અવર્ણનીય શોભાનું, પરમ સૌંદર્યનું જે સ્વરૂપ, તેનું તું, ભક્તિ, શ્રદ્ધા અને વિવેકવડે દર્શન કર. એ શ્રીમુખારવિંદના મસ્તકપર, કેશર, કસ્તૂરી, તેજસ્વી ઊર્ધ્વપુંડ્ર ધારણ કરેલા લલાટમાં, છેક જમણી ભ્રુકુટિ અને કપોલ-પર લહેકેલો-ફુલ્હે સહિત, મયૂરચન્દ્રિકાનો અતિ સુશોભિત મુકુટ જણાશે; અને તેની જમણી બાજુએ લહેકી રહેલાં તેજસ્વી મુક્તાફળોનાં ઝુમતાં, અને ડાબી બાજુએ લહેકી રહેલી મયૂરપિચ્છની વાંકદાર નમણી કલગીઓને નિરખી, તારાં હૃદયચક્ષુને આનંદિત કર. એ મહામંગલ સ્વરૂપ, દક્ષિણચરણ-વામચરણ આગળ વાળી (ત્રિભંગીરૂપે) બન્ને હસ્તમાં રત્નથી જડેલી તથા મોતીનાં ફુમતાંવાળી વેણુ ધારણ કરી, તેનો મનોહર નાદ કરતા તને જણાશે. પછી તે પરમ શાંત, આનન્દઘન મૂર્ત્તિને, પૂર્ણ પ્રેમ ધરી, મનોમય જળવડે પાદ્ય અર્પણ કરી, તેમનાં ચરણારવિંદને પ્રક્ષાલન કરજે, તેને સ્નિગ્ધ વસ્ત્રવડે લોહીને તેપર મનોમય કેશર, કસ્તૂરી ઈત્યાદિ સુગંધીનો લેપ કરજે, તેપર સુંદર મનોમય દિવ્ય પુષ્પો, તુલસી ઈત્યાદિ અર્પણ કરજે. પછી તે મંગળ સ્વરૂપને મનોમય સુવાસિત કમલ પુષ્પની, કંઠથી તે ચરણ લગી પહોંચે એવી લાંબી વનમાલા અર્પણ કરજે. તે પછી તેમને મનોમય ધૂપ, દીપ, નાહના પ્રકારનાં સ્વાદિષ્ઠ શ્રેષ્ઠ પકવાન્નોનું નૈવેદ્ય ધરી, જળ, તાંબૂલ ઈત્યાંદિ ભાવપૂર્વક અર્પણ કરજે. હવે તારા મનરૂપ મોટા પ્રજ્વલિત દીપકથી તેમનું નીરાજન (આરતિ ઉતારવી—અર્થાત્ તે મંગલદીપવડે ભગવંતના અંગોઅંગનું રુડી રીતે અવલોકન કરવું) કરજે. પછી તારા બન્ને હસ્તની મનોમય અંજલી (ખોબા)માં, મનોમય મંગલ પુષ્પો ભરીને, પછી પૂર્ણ પ્રેમથી તેમને વધાવી લેજે. પછી બન્ને હાથ જોડી આ પ્રમાણે તેમની સ્તુતિ કરજે:—'હે પરબ્રહ્મ!

અદ્વિતીય, પરમ તત્ત્વસ્વરૂપ, શાન્ત, નિરંજન, સર્વદા પૂર્ણ, આનંદઘન ચિદ્રૂપબ્રહ્મ! હે શ્રીકૃષ્ણ! હે ગોપાલ! હે ગોવિંદ! હે મુરારિ! હે જગત્કારણ! હે સત્સ્વરૂપ! હે સર્વ લોકાશ્રય! હે ચિત્સ્વરૂપ! હે અદ્વૈતતત્ત્વ! હે આનન્દસ્વરૂપ! હે મુક્તિપ્રદ! હે બ્રહ્મસ્વરૂપ! હે સર્વવ્યાપી! હે સનાતન! હે સચ્ચિદાનન્દ! હે પરમાત્મા! હું આપને નમસ્કાર કરું છું. હે પ્રભો! આપ એકલા જ અશરણના શરણ છો, આપ જ જગતના પાલન કર્ત્તા છો અને આપ જ સર્વમાં પ્રકાશો છો. આપ જ જગતના કર્ત્તા અને લય કરનારા છો; આપ પર થકી પણ પર છો; આપ જ નિશ્ચલ અને નિર્વિકલ્પ છો, આપ સર્વ ભયોના પણ ભય અને ભીષણોના ભીષણરૂપ છો. પ્રાણી માત્રની ગતિરૂપ અને પાવનોના પણ પાવન આપ જ છો. વળી સર્વથી મોટામાં મોટા અને ઊંચામાં ઊંચા પદના નિયંતા પણ આપ એકલા જ છો, છતાં સર્વ રક્ષણોના પણ રક્ષણરૂપ છો. હે પ્રભો! હે જીવના સાક્ષી! હું આપને જ સમરું છું, આપને જ ભજું છું, ને વારંવાર આપને જ નમસ્કાર કરું છું. હે સત્! હે એક! હે નિરાલંબ ઈશ્વર! હું સર્વદા સર્વથા કેવળ આપને જ શરણે છું, અને અન્યથા આશ્રય કે અન્યથા શરણ નથી. આપને જ વંદું છું, આપને જ પૂજું છું, આપને જ આરાધું છું, આપને જ ધ્યાઊં છું, આપને જ હૃદયમાં ધરું છું, આપ વિના જગતમાં બીજું કંઇ હું જોતો નથી. સર્વત્ર આપ અને આપ જ છો. તે આપ મારાં કોટિક પાપો, અને અપરાધો, એ સર્વનો નાશ કરી, આપના ચરણકમળને શરણ મને લ્યો અને આ જીવને પૂર્ણ પ્રેમથી પૂર્ણ આસ્થાવાળી ભક્તિ આપો.'

"એ પ્રમાણે તે પરમાત્મસ્વરૂપ–બ્રહ્મસ્વરૂપની સ્તુતિ, પૂજા કરીને પછી નખથી તે શિખાપર્યંત તે મહામંગલ મૂર્ત્તિને વારંવાર સ્થિર ચિત્તવડે અવલોકન કરી, તારા કોમળ હૃદયમાં તેને દૃઢપણે સ્થિર કર. કદાપિ એનું વિસ્મરણ કરતો નહિ. જેના જ્ઞાનથી અમૃત ભોગવાય તે જ્ઞેયજ તે એ જ છે. એ અનાદિ પરબ્રહ્મ છે. તે સત કહેવાતું નથી, તેમ અસત્ કહેવાતું નથી. એ સર્વત્ર હસ્તપાદવાળું છે, સર્વત્ર ચક્ષુ, મુખ, મસ્તકાદિવાળું છે, સર્વત્ર શ્રોત્ર-

વાળુ છે, સર્વને આવરીને રહેલું છે, સર્વ ઇંદ્રિય ગુણનો આભાસ કરનાર છે, સર્વેન્દ્રિય રહિત છે, અશક્ત સતે સશક્ત છે, નિર્ગુણ સતે સગુણ છે, પ્રાણી માત્રમાં બાહ્ય છે, અંતર છે, ચર છે, અચર છે, સૂક્ષ્મ છે, અવિજ્ઞેય છે. હાથ અને પગ વિના શીઘ્ર ગ્રહિતા છે, અચક્ષુ છતે સર્વ દેખે છે, અકર્ણ છતે સર્વ સાંભળે છે, તે વેદ્યને જાણે છે, પણ તેનો કોઇ વેત્તા (જાણનાર) નથી. એ જ અગ્ર્ય મહાપુરુષ છે, એ જ પરમ સીમા છે, એ જ પરમ ગતિ છે. ઇંદ્રિયથી અર્થો, અર્થથી મન, મનથી બુદ્ધિ, બુદ્ધિથી મહત્, મહત્તથી અવ્યક્ત, ને અવ્યક્તથી પુરુષ પરબ્રહ્મ પર છે. એ પુરુષથી કોઈ પણ પર નથી–તે જ એ. એ સનાતન પુરાણ પુરુષ, પરબ્રહ્મ નિત્ય, પરમ જ્યોતિ છે. એ સાક્ષાત્ મોક્ષનું ફળ છે, એ જ પરમાત્માનું નિત્ય મુક્ત સાક્ષાત્ સાકાર સ્વરૂપ છે. પરમાત્મા સાકાર અને નિરાકાર બન્ને સ્વરૂપે સ્થિત છે અર્થાત્ તે મૂર્ત્તિમાન્ અને અમૂર્ત્તિમાન્ છે:* પરમાત્મા જગદ્રૂપે સાકાર અને બ્રહ્મરૂપે નિરાકાર છે. નિરાકાર ને અગોચર સ્વરૂપનું જ્ઞાન થવું અતિ વિકટ છે, તેથી બીજાં સર્વ સાધનો મૂકી, આ સાકારસ્વરૂપનું નિરંતર ધ્યાન અને સેવન કરવાથી, આપોઆપ તેનું (નિરાકાર સ્વરૂપનું) દૃઢ અને પૂર્ણ જ્ઞાન થાય છે, જેથી તે પરમાત્માનો એકાંતિક ભક્ત, જ્ઞાની પુરુષ, મુક્ત થઈને પરમ પદને પામે છે. આ મેં તને સર્વોત્તમ બ્રહ્મજ્ઞાન કહ્યું છે; જેનો નિત્ય પ્રતિ અભ્યાસ કરવાથી તું પરબ્રહ્મના ચરણારવિંદને પામીશ. એ મેં તને સર્વ સાધનનું સાધન, સર્વ યોગોનો યોગ અને સર્વ જ્ઞાનોનું જ્ઞાન કહ્યું છે. કેવળ નાસ્તિકપણાથી મનને મનાવવાની સાચી ખોટી યુક્તિ પ્રયુક્તિથી કે તર્ક વિતર્કથી, પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થવા ઇચ્છનારા, જેમ કોઇ વામનો આમ્રફળની ઇચ્છા કરે, અથવા તો કોઇ અજ્ઞાની આકાશકુસુમ લેવાને મથે, તેવું છે. તેની તે ઇચ્છા સદેહે સૂર્યમંડળમાં જવા સરખી છે, માટે તેવા દંભીઓથી નિરંતર અલગ રહીને, પ્રેમ પૂર્વક પરમાત્માની માનસિક સેવા કરવાનો પ્રયત્ન કરવો, જેથી પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા, તારાપર કૃપા કરી, તને પોતાના સ્વરૂપનો નિત્ય-

---

*द्वेवावब्रह्मणो मूर्त्तं चामूर्त्तं च એ શ્રુતિ–ઉપનિષદ્ વચનથી.

પ્રતિ અભિનવાનુભવ આપશે. અને તેથી તું દેહી છતાં વિદેહી થઇને પરમાત્મસ્વરૂપાનન્દમાં મગ્ન થતો થકો, જીવન્મુક્ત થઇને આ જગતમાં વિચરીશ."

એટલું કહીને ગુરુજી શાંત થયા. તે વખતે વિમળમતિ ગુરુની નિકટ આસનપર ધ્યાનસ્થ થઇ, ગુરુ, જેમ ઉપદેશ કરતા હતા, તેમ જ, એકાગ્ર ચિત્તથી, ચિત્તવૃત્તિને વહેતી મૂકતો હતો. તેનાં રોમેરોમમાં આનંદ વ્યાપી ગયો તેથી તે ખડાં થઇ ગયાં, અંગેઅંગે પ્રસ્વેદનાં બુંદ છૂટયાં, અને તે હર્ષના આવેગથી એકાએક ધ્યાનમાં જ બોલી ઉઠયો, "અહાહાહા! પરમ કૃપાળુ ગુરુદેવ! સંત મહાત્મા! આપે આજે મને કેવળ કૃતાર્થ કરી દીધો છે. હું પામરને આ અલભ્ય લાભ કયાંથી? હે પ્રભો! હું હવે આ મારો આનંદ કેમ કરીને વર્ણવું? મારો ભગવદ્દર્શનાનંદ મારા અંગમાં કયાંય સમાતો નથી. રે! ત્રૈલોકયમાં પણ તે સમાતો નથી. હે પરોપકારી દયાળુ ગુરુદેવ! આપના કહ્યા પ્રમાણે જ હું આ મારી સન્મુખ તે આનંદના મહાસાગરરૂપ, ઘનશ્યામસુંદર, લલિત ત્રિભંગી, કોટીમદનમોહન, પરમાત્મા–પરબ્રહ્મની સાક્ષાત્ છબીને જોઉં છું. હે મહારાજ! તેના મહામંગલ સ્વરૂપનું જો કે હું યથાર્થ દર્શન કરું છું, પરંતુ તેનું આપની આગળ વર્ણન કરવાની મારી શક્તિ જ નથી. સ્વરૂપાનંદરૂપી અમૃતથી ભરેલા પરબ્રહ્મસાગરનો મહિમા શબ્દથી કહી શકાય તેમ નથી, મનથી ધારી શકાતો નથી. હે દેવ! હવે આ જગત્ કયાં ગયું? તે પણ જણાતું નથી. આપ મહાત્માના અનુગ્રહથી હું ભાગ્યશાળી થયો છું, કૃતાર્થ થયો છું, મોહથી છૂટયો છું, અખંડ આનંદ વૈભવવાળા આત્મ પદને પામ્યો છું. હે કૃપાળ! હું કેવળ અનધિકારી છતાં પણ આપનું માન રાખવાને માટે પ્રભુ મને મારો હાથ ઝાલીને પોતાને શરણે લે છે. હે દયાળુ! મારા ભાગ્યનો કંઇ પાર નથી. આપે મને પંગુને એકાએક સુમેરુના શિખરપર બેસાડી દીધો છે. હું પામરને તે પરમાત્માનું શરણ કયાંથી? અને પરબ્રહ્મનું દર્શન કયાંથી? ધન્ય છે મારાં ભાગ્યને! અને ધન્ય છે મારાપરની આપની કૃપાદૃષ્ટિને!" એ સાંભળીને ઋષિએ કહ્યું, "શિષ્ય! હવે એ પરબ્રહ્મ પરમાત્મા પુરુષો-

તેમને વારંવાર પ્રણામ કરી, સર્વદા પોતાને શરણે રાખવાની તેમને વિનતિ કરીને, તારાં નેત્ર ઉઘાડ."

નેત્ર ઉઘાડતાં જ વિમળમતિ હર્ષભેર એકાએક ઉભો થયો અને દંડવન્નમસ્કાર કરીને ઋષિના ચરણમાં નમી પડયો, અને આનંદનાં અશ્રુથી તેમનાં ચરણને ભિંજવી દીધાં. પછી ઋષિએ તેને ઉઠાડી તેને પોતાના હૃદય સરસો ચાંપ્યો, અને કહ્યું, "તારૂં નામ આજથી દ્યુતિમાન્ ધરજે, તું માત્ર નામનો જ દ્યુતિમાન્ (તેજ–પ્રભા–કાંતિવાળો) નથી, પણ આજથી પરમાત્માના જ્ઞાનરૂપ દ્યુતિવાળો થયો છે. તને મેં મારી સંપૂર્ણ બ્રહ્મવિદ્યાના મૂળરૂપ ઉપદેશ કીધો છે, તે તને સફળ થાઓ. એ ઉપદેશ, તું કોઇ અપાત્રને, અભક્તને, નાસ્તિકને, દુષ્ટને, કૃતઘ્નીને, શઠને, દંભીને, પાપીને તથા વેદની અને પરમાત્માની નિન્દા કરનારને, આત્મા પરમાત્મામાં દ્વૈતભાવ ધરનારને કદી પણ આપતો નહિ," આ પ્રમાણે કહ્યા પછી તે મુનિએ પોતાની સ્ત્રી તરફ જોયું તો તેને સર્વ તયારી કરી રાખેલી દૃષ્ટિએ પડી. અહીં મધ્યરાત્રિ પણ લગભગ થવા આવી હતી. પછી ગુરુ સ્થિર ચિત્તે ઉભા થયા અને પછી બોલ્યા, "દ્યુતિમાન્! પેલા ઘૃતદીપકોની જ્યોતિઓ સતેજ કર; તેમાં ઘી પૂર, ને મારું હવે છેલ્લું વચન સાંભળઃ "અમો હવે આ અસાર સંસારને છોડીને પરમાત્માના (જેનું હમણાં તેં દર્શન કર્યું તે પરમાત્માના) પરમ આનન્દરૂપ ધામને વિષે જઈશું, માટે તારે અમારો શોક કરવો નહિ. અમારા મૃતદેહોને આ તારા સમક્ષ પ્રજ્જ્વલિત થયલા કુંડમાંના હોત્રાગ્નિથી સંસ્કૃત કરજે (અગ્નિસંસ્કાર કરજે). આ આશ્રમમાંનું મારું સર્વ વિત્ત મારી પછવાડે પુરુષોત્તમ પ્રીત્યર્થે સત્પાત્ર બ્રાહ્મણોને અર્પણ કરજે. મારી કામધેનુ સમાન સો ગાયો છે, તે મારી પછવાડે કોઈ સત્પાત્ર બ્રાહ્મણોને આપજે, પણ એટલું ધ્યાનમાં રાખજે કે તેમ કરવાથી તેઓ કોઈ વાતે જરા પણ દુઃખી થાય નહિ. અને કદાચ તેવું થવાનો સંભવ જણાય તો દાન ન કરતાં તું પોતે જ રુડી રીતે તેમનું પાલન (જેવું હાલ કરે છે તેવું) કરજે; અને તેમનાથી ઉત્પન્ન થતા ગોરસ વગેરેથી શ્રેષ્ઠ બ્રાહ્મણોનું પોષણ કરજે. તને હવે શીઘ્ર રાજ્ય ને મહા રાજ્ય લક્ષ્મી પ્રાપ્ત થશે. તે વડે

પરમ સદ્ધર્મવાન્ અને રાજનીતિયુક્ત થઇને તારે આશરે વસેલી પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરજે; દુષ્ટોને દંડ આપી સાધુ જનોનું નિરંતર રક્ષણ કરજે, અને ઘણા લાંબા કાળ સૂધી તે સુખનો અનુભવ કરીને અવસાને શ્રીહરિના પરમપદને પામીશ એવી મારી અંતઃકરણપૂર્વક આશીષ છે. મારો સમય થઇ ચૂકયો છે, હું ઉઠું છું, તું દૂર બેસ."

એટલું કહી विष्णवे नमः। विष्णवे नमः। विष्णवे नमः એમ બોલતા ઋષિ ઉભા થયા. પછી કુંડમાં પ્રજ્વલિત થયલા ભગવદ્વિભૂતિરૂપ હુતાશનને નમસ્કાર કરી પોતાની ધર્મપત્નીએ, ગોમયલિપ્ત ભૂમિપર બિછાવેલા દર્ભાસનપર, સિદ્ધાસન વાળી વિરાજ્યા. તેમની જોડે સાક્ષાત્ મહાયોગિની સ્વરૂપ, ઋષિપત્ની પણ તેવી જ રીતે વિરાજ્યાં. બન્નેએ સાથે યોગમાર્ગવડે પ્રાણાયામ સાધી, સમાધિ ચઢાવી, અને પરબ્રહ્મ પરમાત્માનું મંગલ ધ્યાન ધરીને આત્માને બ્રહ્મરંધ્રમાં સ્થિત કર્યો.

મધ્યરાત્રિ વીતિ ગઇ. સર્વ સ્થળે શાંતિ પથરાઈ ગઈ. પવન બન્ધ પડચો. મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, વનસ્પતિ, નદીઓમાં વહન કરતું જળ, અને કહો કે એક રીતે આખું જગત્ કેવળ શાંત બની ગયું. સર્વ સ્થળે શૂન્યકાર વ્યાપી રહ્યો છે. એવામાં દ્યુતિમાનના જોતજોતામાં તે બન્ને દંપતી (યોગી યોગિની)નાં બ્રહ્માંડ ફટાફટ ફાટયાં. ને તેમાંથી કેવળ તેજનાં જ પ્રતિબિમ્બ નિકળ્યાં, જે નિમેષ માત્રમાં દિવ્ય મૂર્તિઓ થઇ રહ્યાં. એટલામાં આકાશ માર્ગેથી નાના પ્રકારના મનોહર શબ્દ કરતું સૂર્યસમાન તેજસ્વી વિમાન ઉતરી આવ્યું. જેને જોતાં દ્યુતિમાન્ દિઙ્મૂઢ થઇ ગયો. તેમાં અનેક પ્રકારના દિવ્ય શણગારોથી સજેલી સુંદરીઓ, હાથમાં વ્યંજન, ચામર, પૂજાના ઉપચારો વગેરે લઇને તત્પર થઈને ઉભી હતી. ગંધર્વો વીણા, વેણુ ઇત્યાદિ વાદ્યોના મનહર રવ કરી રહ્યા હતા. ઘણાંક દિવ્ય સ્ત્રી પુરુષો ઉત્તમ પ્રકારનાં ભગવન્નામોચ્ચારણ સહિત ગાયનના આલાપ કરી રહ્યાં હતાં. તે દિવ્ય વિમાનને માંહેથી તથા બાહેરથી અપરિમિત બેઠકોની શોભાથી શણગારેલું હતું. તુરત તેમાંથી બે દિવ્ય પુરુષો (શંખ, ચક્ર, ગદા, પદ્માદિ–

ચતુર્ભુજોને વિષે ચતુરાયુધ્યાત્મક) નિકળી; પેલાં દંપતીનાં શરીરમાંથી પ્રકટેલી બન્ને દિવ્ય મૂર્તિઓની આગળ આવીને ઉભા રહ્યા; અને તેમને વિમાનારૂઢ થવાને વિનતિ કરી, પછી પોતાની સાથે આણેલાં દિવ્ય વસ્ત્રાભૂષણ તથા ચંદન પુષ્પમાળાઓ વગેરેથી અલંકૃત કરીને તેઓને વિમાન ઉપર લઇ ગયા. દંપતીને વિમાનપર બેસતાં જ આકાશમાંથી મંગળ સુમનોની વૃષ્ટિ થઇ, દેવ દુંદુભિ ગડગડી રહ્યાં, ને જયજયકારના શબ્દો થઈ રહ્યા. તુરત વિમાન ઉપડયું, અને અનેક પ્રકારનાં વાજિંત્રોના ઘોષ થતાં વિષ્ણુલોકને માર્ગે ચાલ્યું ગયું. આશ્રમમાં તુરત અંધારું ઘોર થઇ ગયું. તેજસ્વી આત્માઓ સ્વધામ પધારી ગયા, અને ખંખ જેવા મઠમાં ઘુતિમાન્ એકલો જ રહ્યો. વિમાન આકાશમાં અદૃશ્ય થઇ ગયું કે, તુરત ઘુતિમાન્ મોટી નિરાશા અને શોકનો પોકાર કરીને, "હા ગુરુ! આહ ગુરુજી! હે માતુશ્રી!" એમ ગળગળા કંઠે બોલતો અને રડતો, મઠના દ્વારઆગળ પડયો. તત્ક્ષણે તેને મૂર્ચ્છા આવી ગઇ.

ઉષઃકાલ થયો, ધીરે ધીરે પૂર્વ દિશા અરુણ પ્રકાશથી કુંકુમવર્ણી દીસવા લાગી. બંધ પડેલો વાયુ મંદ મંદપણે વાવા લાગ્યો. પક્ષીઓ ધીરે ધીરે જાગ્રત થઈ પોત પોતાના કામે વળગ્યાં: બ્રાહ્મણોનાં આહ્નિક કર્મોનો આરંભ થઇ ચુકયો હતો, તે સમયે બ્રહ્મલોક નિવાસી ઋષિરાજના પેલા સેવા પ્રમાદિ શિષ્યો (રાજપુત્રો), જેઓ મઠથી કેટલેક છેટે એક પર્ણકુટીમાં નિશ્ચિંતપણે સૂતા હતા તે, પોતાના નિરંતરના નિયમિતકાળે જાગી ઉઠયા અને શીઘ્રતાથી શૌચાદિક ક્રિયા કરી, નાહવા માટે સુરસરીતાપર ગયા અને ત્યાં ઘણી જ ઝડપથી તેઓએ સ્નાન, સંધ્યા, તર્પણ ઇત્યાદિ કરી લીધું, અને ઉતાવળમાં ને ઉતાવળમાં જળના ઘડા ભરી પર્ણકુટી તરફ વળ્યા. ચાલતાં ચાલતાં મોટાએ નાહાનાને કહ્યું, "ભાઈ! ઉતાવળ કર, આજે સ્વાધ્યાયનો દિવસ છે; પેલો વિમળમતિ રોજ રોજ આગળ આગળથી પાઠ લઇ લે છે; પણ આજે આપણે વહેલા ઉઠયા છીએ, માટે તેના પરવાર્યા પહેલાં જઇને, આપણે ગુરુજી પાસેથી સંથા* લઈ લઈએ. તે તો હજી ઉઠયોએ નહિ હોય, ને

* ગુરુ પાસેથી નવો પાઠ સાંભળવો તે.

જ્યારે ઉઠશે ત્યારે મઠમાંથી સંમાર્જન* કરશે, સ્નાન કરવા જશે, સંધ્યા જપાદિ કરશે, વળી ગુરુને ત્યાં જળ ભરશે, ગાયોને ચારો પાણી નિરશે, પછી દોહોશે, તેઓને વનમાં ચરવા મૂકશે, ગુરુના અગ્નિહોત્રને અર્થે વનમાંથી દર્ભ સમિધ ઇત્યાદિ લઇ તથા લણી લીધેલાં અન્નક્ષેત્રોમાંથી હવિષ્યાન્નનો સલો† કરી આવશે; પણ એટલી વારમાં તો આપણે પાઠ શિખી શીઘ્રતાથી પાછા આવતા રહીશું. પછી ભલેને તે એકલો ભિક્ષા કરવા જાય અને ભણવાનું કુટી લે. એના સત્તર પ્રપંચ પૂરા થતાં થતાંમાં તો આપણે જ ભિક્ષા લઇ આવીશું! ચાલ, જલદી કર, ગુરુના ઘરના પણ એક બે ઘડા પાણી ભરી આવીએ, ને પછી શહેરમાં જઇશું." આમ વાતો કરતા કરતા હરખભેર તેઓ પાણીના ઘડા પોતાની પર્ણકુટીમાં મૂકીને મઠ તરફ ગયા. પણ જેવા મઠના બારણામાં પેસવા જાય છે ત્યાં તે દ્યુતિમાન્ મૃતપ્રાયઃ થઇને પડેલો તેઓના જોવામાં આવ્યો. દ્યુતિમાનને મૂર્છા આવી હતી તેથી તે હજી સૂધી એ જ સ્થિતિમાં જ ચત્તોપાટ, નિરાધાર, શૂન્ય થઇને પડેલો હતો. તે બે ભાઇઓએ આવી જોયું અને મહાશ્ચર્ય સાથે એકાએક ચમકયા, ને પરસ્પર કહેવા લાગ્યા કે, "ભાઇ! આને શું થઇ ગયું? એને તપાસો તો ખરા, કે એ જીવતો છે કે મૂવો." એમ કહી તેને મોટેથી હાંકો મારી ઢંઢોળવા માંડયો, ને ઉપાડી બેઠો કર્યો. થોડીકવારમાં તે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ એકાએક, "હે ગુરુ! ઓ ગુરુજી!" કરી કોમળ કરુણાળ સ્વરે બોલી ઉઠયો, ને મોઢેથી નિઃસાસા નાંખવા લાગ્યો. જરાક સાવધ થયા પછી પેલા પ્રમાદી રાજકુંવરોના પૂછવાથી પોતાની આંખમાંથી વહેતી આંસુની ધારા સાથે, રાત્રિની સઘળી વિગત તેઓને જણાવીને (પોતાને થયલા ઉપદેશ વગરની) કહ્યું, "ભાઇઓ! આપણે મોટા ભાગ્યહીન છીએ. આપણા કૃપાળુ ગુરુ, આપણને વનમાં જ મૂકી પરલોક સિધાવ્યા છે. માટે હવે બીજાં સર્વ કાર્ય

---

* ઝાડુ વગેરે કાઢવું, લીપવું, ગુંપવું (અગ્નિકુણ્ડો વગેરેમાં).

† પાકેલું અનાજ ક્ષેત્રના ધણીએ સઘળું લઇ લીધું હોય, પણ પછવાડે કયાંક કયાંક અન્નનાં કણસલાં રહી ગયાં હોય છે, તેને ફરી શોધી એકઠાં કરી આણવાં તેને સલો કરવો કહે છે.

છોડી આપણે વનમાંથી ચન્દન, કાષ્ઠો તથા સમિધો શીઘ્રતાથી એકઠાં કરીને સૂર્યોદય થતાં જ તેઓનાં પવિત્ર શરીરોને અગ્નિસંસ્કાર કરીએ."

આ વૃત્તાંત સાંભળતાં જ તેઓ પણ નિરાશ અને શોકાતુર મુખે, દ્યુતિમાન્ સાથે મઠમાં ગયા. ત્યાં અગ્નિહોત્રનો અગ્નિ હજુ સૂધી મોટી શિખાઓથી ધમધમાટ બળી રહ્યો હતો; ઘૃતદીપકોની સઘળી જ્યોતિઓ અખંડ બળતી હતી; અને દર્ભાસનોપર તે મહાપુણ્યવાન્ પતિપત્નીનાં શરીર, આગળની જ સ્થિતિએ–સમાધિમાં બેઠેલા યોગીઓનીપેરે બેઠેલાં હતાં. પછી એક જણને મઠમાં મૂકી બે જણ (દ્યુતિમાન્ અને મોટો રાજપુત્ર) વનમાં કાષ્ઠ ભેગાં કરવા માટે ગયા. કાષ્ઠ આણ્યા પછી ગંગાને ઉત્તર તીરે એક મોટી ચિતા ખડકી. પછી આસપાસના બીજા આશ્રમોમાંથી ઘણાક ઋષિઓ, ઋષિપુત્રો વગેરેને તેડી લાવી, તેઓની સમક્ષ, શાસ્ત્રોક્ત ક્રિયાથી તે બંને શબને, હોત્રના અગ્નિવડે અગ્નિસંસ્કાર કર્યો, અને પુત્રની પેઠે, દ્યુતિમાને પોતાનાં માતાપિતાસમાન તે ઋષિ તથા ઋષિપત્નીની સર્વ ઉત્તરક્રિયા કરી. સપિંડીકરણ, માસિક, ત્રિપક્ષી, ત્રૈમાસિક, ષાણ્માસિક, સંવત્સરી ઇત્યાદિ સર્વ ક્રિયા તેમની પછવાડે સાચવી, તેમના સર્વ ગોધનાદિ વિત્તનો પણ તેમની આજ્ઞાનુસાર સદુપયોગ કર્યો. પછી ગુરુવિયોગથી શોકાતુર થયલો અને ગુરુના ગુણાનુવાદનું વારંવાર સ્મરણ કરતો દ્યુતિમાન્ પેલા રાજપુત્રો પ્રત્યે બોલ્યો; "વડીલ બાંધવો! સાક્ષાત્ બ્રહ્મદેવ સ્વરૂપ આપણા ગુરુદેવની કૃપાથી આપણે સર્વવિદ્યા સંપાદન કીધી છે, તો હવે તે વિદ્યાનું પરાક્રમ જગતમાં દેખાડી, બ્રહ્મપુરનિવાસી ગુરુજીની કીર્તિને સર્વ સ્થળે પ્રકાશિત કરવા નગરમાં ચાલો.

પુત્રો વિદ્યા સંપાદન કરી આવે છે, આવું સાંભળીને રાજા, અતિ પ્રસન્ન થઇને પુત્રોને લેવા માટે તેઓની સામો ગયો અને તેઓને ધામધુમથી નગરમાં તેડી લાવ્યો. અને પછી તેઓની પરીક્ષા લેતાં સર્વ કરતાં દ્યુતિમાન્ શ્રેષ્ઠ ઉતર્યો જેથી, તે બીજા રાજપુત્રો કરતાં તે દિનથી રાજાની તેનાપર અધિક પ્રીતિ થઇ. દ્યુતિમાન્ તુરત પોતાની માયાળુ માતુશ્રીની પાસે ગયો, ને જ્યારે તેના

ચરણમાં મસ્તક મૂક્યું, ત્યારે પરસ્પરનાં નેત્રમાંથી હર્ષનાં આંસુઓ વહેવા લાગ્યાં. પછી પૂર્ણ આનંદથી તેણે માતુશ્રીને પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો.

"માતુશ્રી! આપને અને આપના ઉદ્દેશને અનુસરવાથી તથા મારા ગુરુની સેવા કરીને, તેમની સંપૂર્ણ કૃપાનો પાત્ર થયો છું. અને અમૂલ્ય વિદ્યાઓ અને ભગવચ્છરણ સંપાદન કરીને આવ્યો છું. હું એમ જ સમજું છું કે, મારા જેવો અલભ્ય લાભ જગતમાં ક્વચિત જ કોઇને થયો હશે; અને તે સઘળો તારા માયાળુ ચરણનો પ્રતાપ છે." એ દિવસથી દ્યુતિમાન્ ગુરુએ કરેલા બ્રહ્મવિદ્યોપદેશનો નિરંતર અભ્યાસ કરવા લાગ્યો; કૃપાળુ ગુરુનું વારંવાર સ્મરણ કરવા લાગ્યો, ને માતુશ્રીની રુડી રીતે સેવા કરતો, માતુશ્રીવાળા એકાંત મહાલયમાં જ રહેવા લાગ્યો. પ્રતિદિન પોતાની વિદ્યાવડે નાના પ્રકારના ચમત્કારો દેખાડી, તેણે રાજાનું અધિકાધિક ચિત્ત આકર્ષવા માંડયું, તથા પોતાના બાહુબળે અનેક દેશાંતરોના રાજાઓને જિતીને સ્વાધીન કરવા માંડયા, ને પિતાના ચરણમાં નમાવવા માંડયા, જેથી પિતાએ ચકિત થઈને તેને પોતાનો મુખ્ય અધિકાર સોંપ્યો. તે ગુણમાં તથા પ્રજાનું રક્ષણ કરવામાં જ્યેષ્ઠ પુત્રો કરતાં ઉત્તમ દેખાવ આપવા લાગ્યો તેથી અવસ્થામાં તે નહાનો છતાં પણ, પ્રજાની વિનતિથી અને પોતાની અંતઃકરણની પ્રીતિથી, રાજાએ તેને યુવરાજપદનો અભિષેક કીધો. પિતા વૃદ્ધ થવાથી તે સિંહાસનારુઢ થયો ને પરમધર્મવડે પ્રજાનું પાલન કરતો હતો; અને ગુરુના ઉપદેશને સફળ કરીને, પરમાત્મ સ્વરૂપના અનુભવાનંદમાં મગ્ન થતો, અવસાને પરમપદને પામ્યો.

હે પ્રિય સચિવ વિશાલકેતુ! (યજ્ઞભૂએ કહ્યું) આટલો ઇતિહાસ કહી તે મહાત્મા યોગીપુરુષે મને કહ્યું, "ઓ મૃત્યુ લોકના માનવી! આ સઘળા ઈતિહાસપરથી તેં જાણ્યું હશે કે, ગુરુસેવાકરનારા દ્યુતિમાનને કેટલો મોટો લાભ થયો? તેણે કેવા કેવા ઈશ્વરી ચમત્કારો જોયા? તેને ધ્યાનસ્થ પરમાત્માનાં કેવાં દર્શન થયાં? અને પેલા સેવા પ્રમાદી રાજપુત્રો તે સર્વ વાતથી કેવા નિર્ભાગી જ રહ્યા. એ સર્વ તેં જોયું, જાણ્યું, એનું મનન કર, નિદિધ્યાસન કર.

ગુરુસેવા એ જ મનુષ્યોનું શ્રેય સાધન છે. આ ઇતિહાસને અંગે પ્રસંગોપાત પરમ દુર્લભ એવી પરમાત્માની માનસિક સેવાનો પણ તને ઉપદેશ મેં કીધો છે, તેને તું કદી વિસરતો નહિ; એવું તું નિરંતર ધ્યાન અને અભ્યાસ કરજે. હવે તારે ગુરુ સેવાની કંઇ જરૂર નથી, તથાપિ તારી ગુરુ સુશ્રૂષાની ઇચ્છા પૂર્ણ કરવા માટે, આ પછવાડેની વાટિકામાં જઇ મારે માટે થોડાં ફલપુષ્પાદિ લઇ આવ."

હે વિશાલ! ગુરુની આજ્ઞા સાંભળી તેમણે કહેલા દ્યુતિમાનના ઇતિહાસથી અત્યંત આનંદ પામતો અને તેનું જ મનમાં મનન કરતો, હું વનમાં ગયો. એક સુંદર વૃક્ષઘટામાં પેઠો. મારા મનમાં નિરંતર એમ જ આવતું હતું કે, એ દ્યુતિમાન્ કેવો ભાગ્યશાળી! માત્ર એક જ રાતમાં અને ફક્ત બે જ ઘડીમાં તેને કેટલું બધું અને કેવું પરમ જ્ઞાન મળ્યું? તેને જે દર્શન થયાં તે પ્રભુનું સ્વરૂપ કેવું હશે? શું તે આનંદ મૂર્તિ પરમાત્માની સ્તુતિ કરતાં તેમણે (દ્યુતિમાનના ગુરુએ) સર્વવ્યાપી એવું વિશેષણ આપ્યું, તે પરમાત્મા મારા અંતઃકરણમાં પણ એવે સ્વરૂપે જ વિરાજતા હશે? શું મને પણ કૃપા કરી તે પરમ કૃપાળુ દર્શન આપશે?" આ પ્રમાણે ચિંતન કરતો હું એક આંબાના વૃક્ષ ઉપર ચઢચો, ને તેના મઘમઘાટ કરતા સુગંધથી મગજને તૃપ્ત કરી દેતાં પકવ ફળો (સાખો તોડી) ઝોળીમાં ભરી નીચે ઉતરવા લાગ્યો; પણ હું ત્યાં ગયો, વૃક્ષપર ચઢચો, ફળ તોડ્યાં, ને નીચે ઉતરવા લાગ્યો, આ સર્વમાંથી કોઇમાં પણ મારું ચિત્ત નહોતું, મારો આત્મા તો શ્રીહરિના સ્વરૂપ તરફ જ લક્ષ પૂર્વક લાગેલો હતો. જેમ કોઇ બાળક ભૂખ તરશનું ભાન ભૂલી, પોતાને પ્રિય એવાં રમકડામાં રમણ કરે છે, તેમ જ હું પણ સર્વ અહંતા મમતા ભૂલી જઇ, નિજસ્વરૂપમાં જ રમતો હતો. એ સ્વરૂપ સ્વયંપ્રકાશ, અનંત શક્તિવાળું, પ્રમાણોથી અગમ્ય, અને સર્વાનુભાવી હતું. આવી ચિત્તવૃત્તિએ વૃક્ષપરથી ઉતરતાં બાજુની એક નાની શાખા ઉપર એક સુંદર અને મોટું પકવ ફળ મારા જોવામાં આવ્યું. તેને ગ્રહણ કરવા માટે હું આતુરતાથી લાંબો હાથ કરી વાંકો વળ્યો, કે તરત મારો ટેકાવેલો

પગ થડપરથી લથડ્યો, ને કડડડભૂસ કરતો હું જમીનપર આવી પડ્યો. ઉંચેથી પડવાને લીધે મને એકાએક ચક્કર આવ્યાં; આંખે અંધારાં આવી ગયાં; શરીર શિથિલ થઇ ગયું અને હું મૂર્છિત થઈ ચત્તોપાટ પડ્યો. એ સમયના આશ્ચર્ય અને આનંદનું હું તારા આગળ શું વર્ણન કરૂં? મને અંધારાં આવ્યાં તે વખતે જાણે મને કંઇ પ્રત્યક્ષ થતું હોય તેવું હું જોવા લાગ્યો. પ્રથમ સર્વત્ર એકાકાર–અંધકાર મારી નજરે પડ્યો. પછી એકાએક તેમાંથી ઝળઝળાટ દિવ્ય પ્રકાશ થઇ ગયો. ક્ષણમાત્રમાં તે પ્રકાશની અંદર, અનુક્રમે, દ્યુતિમાનના ગુરુએ જે વર્ણન કર્યું હતું તેવીજ લીલા હું અનુભવવા લાગ્યો. તાદૃશ્ય તેવા જ પ્રભુનાં મને દર્શન થયાં, ને તેવી જ વિધિએ મેં તેમનું પૂજન આરંભ્યું. અનેક મંગળ નામોથી મેં તેમનું સ્તવન કર્યું, અત્યંત પ્રેમથી પુલકિત થઇ વારંવાર તેમની પ્રદક્ષિણા કરી, અને હર્ષઘેલો થઇ જવાને લીધે મોટેથી–"હે સચ્ચિદાનંદ પરમ પ્રભુ પરમાત્મા પરબ્રહ્મ દીન-દયાળ! હું આપનો–આપના દાસનો પણ દાસ છું; મને અન્યથા શરણ નથી, કેવલ આપનાજ જગદુદ્ધારક ચરણારવિંદનો આશ્રય છે. માટે હે પ્રભુ! મને શરણે રાખો." એમ સ્તુતિ કરતો દંડવન્ન-મસ્કાર કરી, જેવો તેમના કોમળ પાદપંકજમાં પડવા જાઉં છું, તેવું જ ધડાકદેતું કે મારા હૃદય ઉપર એક મોટું આમ્રફળ (જેને વૃક્ષપરથી ઉતરતી વખતે હું લેવા માટે ઇચ્છતો હતો તે જ, વૃક્ષ-પરથી પડતી વખત ડાળાંઓ સાથે મારું શરીર અફળાવાથી, ડાળાં ખૂબ હાલ્યાં ને તેમના પરસ્પર ઘસાવાને લીધે આપોઆપ (ટૂટી પડ્યું) આવી પડ્યું. તેના જોરભેરના પડવાને લીધે એકાએક હું ચમકી ઉઠ્યો. મારી આંખ ઉઘડી ગઇ; અને મારાં જ્ઞાનચક્ષુ-(હૃદયચક્ષુ) એ; એ ગોચર થતી સઘળી અદ્ભુત અલૌકિક લીલા તત્કાળ અદૃશ્ય થઇ ગઇ.

તુરત હું વૃક્ષ તળેથી ઉઠ્યો, અને ઉપરથી પડવાનો કશો શ્રમ કે વ્યથા મને માલમ પડી નહિ, પણ ઉલટું જાણે મારા શરીરમાં અધિક બળ આવ્યું હોય તેમ લાગ્યું. અપરોક્ષ અનુભવ થવાથી મને સર્વ બ્રહ્મરૂપે જ પ્રતીત થવા લાગ્યું. મારામાં રહેલા

શોક મોહને સ્થાન જ મળ્યું નહિ. હું તો હવે સત્યસ્વરૂપાનંદમાં ખેલતો, હસવા અને નૃત્ય કરવા લાગ્યો. પછી તે ધૂનમાં ને ધૂનમાં ફળની ઝોળી લઈ, ભગવદ્દર્શન સંબંધી વિચાર કરતો અને વનની અનુપમ શોભા નિરખતો ગુરુજી પ્રતિ ચાલ્યો. આવો જ્ઞાનોપદેશ મળવાથી મારું મન, સૂર્યદર્શનથી વિકસિત થયેલા કમલની પેઠે પ્રફુલ્લિત થવા માંડયું અને ઉંચે ચઢવા લાગ્યું. મને ઉપરાઉપરી અનેક સુવિચારો આવવા લાગ્યા અને આ આત્મા જ બ્રહ્મ છે, તે જ સર્વસ્વરૂપે સ્થિર છે, એવું નૂતન જ્ઞાન આપોઆપ સ્ફૂરાયમાન થઇ આવ્યું. પણ ગમે તેટલું તોએ હું હજી નવો અને થતો જ્ઞાની હતો, તેથી તે વખતે હું સૃષ્ટિની અંદર ચાલતા કેટલાક ધર્મમાર્ગોને મારા મનમાં નિંદવા ને તેમનો તિરસ્કાર કરવા મંડયો. તેમાં પ્રથમ મને એમ લાગ્યું કે, જગતમાં કેટલું બધું અંધેર છે? કે જે અનંત અને સર્વવ્યાપક દિવ્ય તેજસ્વીસ્વરૂપ પરમાત્મા પરમ આનંદમય છે, તેને પાષાણમય, ધાતુમય, મૃત્તિકા કિંવા કાષ્ઠાદિમય પ્રતિમારૂપે લોકો પૂજે છે એ કેવું અવિદ્યાનું સ્વરૂપ? તે પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરે છે, ને જેમ ભગવાનને પૂજીએ તેમ ભાવથી શૃંગાર નૈવેદ્યાદિ ઉપચારોથી તેને પૂજે છે. રે! રે! આ લોક કેટલો બધો અજ્ઞાનથી આવૃત્ત છે? અનંત શક્તિમાન્ પ્રભુ પાષાણાદિની મૂર્તિસ્વરૂપે આ આત્મામાં કેમ બિરાજે? જેમ આકાશમાં નીલત્વ મિથ્યા છે, મરુ ભૂમિમાં જળ મિથ્યા છે, વૃક્ષ ઠુંઠામાં પુરુષાકૃતિ ભ્રાંતિથી કલ્પાય છે તેમ જ પાષાણાદિ મૂર્ત્તિમાં, અખંડાનંદ રસ-ભોગી પરબ્રહ્મ કલ્પાય છે, એ માત્ર ભ્રાંતિ જ છે, અને એમ ભ્રાંતિથી કલ્પાયલું સત્ય, તે સત્ય નથી. પણ હે વિશાલ! એથી કંઇ હું મારા મનનો તેવો જ નિશ્ચય કરી બેઠો નહિ. મને પછી એમ શંકા થઈ કે કોણ જાણે, એમાંએ કશો ચમત્કાર હશે! એમ હોવાનું કારણ શું? એ પ્રકારને (મૂર્ત્તિપૂજાદિ પ્રકારને) પરંપરાથી શિષ્ટ જનો પણ માન આપતા આવ્યા છે, માટે તેમાં કંઇ કારણ હશે. આવા વિચારોમાં મગ્ન થતો હું તે દિવ્યપુરુષની આગળ આવી પહોંચ્યો અને ફળની ઝોળી અર્પણ કરી, દંડવત્ પ્રણામ કરીને બેઠો. જેવો હું તેમના સન્મુખ બેઠો કે, તુરત તે પોતાની દિવ્ય વાણીથી મને પાછો તૃપ્ત કરવા મંડયા.

તે બોલ્યા, "અલ્યા મર્ત્યલોકના માનવી! સાંભળ, એક વાત વિશેષ કહું છું તે, તારા મનમાં કંઈ કંઈ નવી નવી શંકાઓ તો થતી હશે જ કે, આ જગતનો શો વિચિત્ર ખેલ છે? એ શંકા યોગ્ય છે, અને એ પ્રમાણે મનમાં આવવું (શંકા થવી) એ મુમુક્ષુનું લક્ષણ છે. પણ એવા વિચારથી હમણાં ને હમણાં તું કશા નિશ્ચયપર આવતો નહિં. એ નિશ્ચિત વાર્તા તને ઈશ્વરકૃપાથી આપોઆપ સમજાઈ જશે. જગતમાં મૂર્ત્તિપૂજાદિક અનેક કર્મકાંડની લીલા પ્રવૃત્ત છે. યજ્ઞભુ! એ ચાલતો (મૂર્ત્તિપૂજાદિનો) પ્રકાર કેવળ અયોગ્ય કિંવા નિરર્થક નથી, તે સકારણ અને યોગ્ય છે; એમાં સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરવાનો છે; એમાં મહાત્મા જનોનો અતિ ગૂઢ આશય છે. એ પ્રકાર મનુષ્યને કુમાર્ગે ચઢાવનાર નથી, પણ સન્માર્ગ પ્રવર્તક અને પરમાત્માના સ્વરૂપનાં દર્શનના સાધનની પહેલી પાયરી છે. હે રાજતનય! તું જો કે, રાજપુત્રો જે પ્રથમ બાલવયમાં ધનુર્વિદ્યાનો અભ્યાસ કરે છે, તેનો મુખ્ય હેતુ પ્રૌઢ વયે રાજ્ય રક્ષણ કરવા માટે શત્રુઓ સાથે યુદ્ધ કરવું પડે તે, તથા તેમાં સ્વશરીરની રક્ષા કરી શત્રુનો વધ-પરાજય કરવો પડે તે છે. પણ તે માટે યોગ્યાયોગ્ય વિચાર કરી સત્ય વિવેકથી ધનુર્વિદ્યા શીખતી વખતે અભ્યાસ પાડયો હોય તો જ તે યુદ્ધ સમયે કામ લાગે છે; નહિ તો ગમે તેવો બળવાન્ યોદ્ધો પણ શત્રુને હાથે નિશ્ચય મહાત થઈ જાય છે. એ અભ્યાસ પાડવા માટે કંઈ ખરેખરા શત્રુ રાજપુત્રો સામે હોતા નથી, પણ તેઓનાં આયુધો (બાણો, ગદાઓ, ભાલાં, ફરસીઓ વગેરે) ના પ્રહાર સહન કરવાને એ રાજપુત્રોને પોતાની સામે અનેક જાતનાં નિશાન રૂપ શત્રુઓ કલ્પવા પડે છે; અને તેના ઉપર શસ્ત્રાસ્ત્રો યોજીને એકાગ્રતાથી અભ્યાસ કરવો પડે છે. એ કલ્પિત શત્રુઓ (નિશાનો) માત્ર તેઓને પૂરેપૂરો અભ્યાસ પડી રહે ત્યાંસુધી જ કામનાં છે; અભ્યાસ-માહવરો પડી રહ્યા પછી તેઓને તે વસ્તુઓની જરૂર પડતી નથી. પછી તો તેઓ નિશ્ચિન્તપણે ખરા શત્રુ સામા ઉભા રહે છે, ને અભ્યાસમાં જેવો શ્રમ કર્યો હોય તે પ્રમાણે જયાજય મેળવે છે. હે પુરુષ! તેથી જ પ્રથમ ભક્તિપંથે લાગેલા મુમુ-

ક્ષુને ભગવત્સેવા કરવાનો તથા માનસિક સેવા કરવાનો હેતુ સિદ્ધ થવા માટે, મૂર્ત્તિરૂપ ભગવંતને કલ્પીને તેનું ધ્યાન, સેવન ઇત્યાદિનો પૂર્ણ અભ્યાસ કરવો પડે છે; કેમ કે, માયાની આવરણશક્તિથી ઘેરાયલા પ્રાણીનાં ચક્ષુ આદિમાં અને દેહમાં ચિદાભાસના તેજથી 'હું' નામનું અભિમાન ઠરી બેઠું છે, તેનો લય કર્યા વિના, અગસ્ય, અગોચર, અવિનાશી, સર્વવ્યાપી એવા ભગવત્સ્વરૂપનું યાથાર્થ્ય લક્ષમાં આવતું નથી. પરન્તુ નિત્યનો અભ્યાસ પાડતાં શ્રીહરિની મંગલમૂર્ત્તિ, આંખો મીચતાં પણ જાણે નજર આગળ રમતી હોય તેમ સર્વ ઇન્દ્રિયો એકાકાર–તદાકાર થઈ જાય છે; અને ધીરે ધીરે તે અખંડાનંદ રસથી વહેતા સ્વરૂપમાં લીન થયા પછી પાષાણાદિક મૂર્ત્તિની સેવાની જરૂર રહેતી નથી. આત્મા પરમાત્માની એકાકારવૃત્તિ જોયા–જાણ્યા પછી કીયો આત્મજ્ઞ જીવ એ આનંદ રસનો રસ ચાખવાથી વિમુખ થઈ શૂન્ય પદાર્થનું સેવન કરશે? પ્રત્યક્ષ ચન્દ્રનાં દર્શનના લાભ પછી, ચિત્રમાં ચિત્રેલ ચન્દ્રને કોણ પૂજે છે? તે જાણે છે કે એ મિથ્યા પદાર્થના સેવનથી સુખે મળતું નથી ને દુઃખે વિરમતું નથી. અદ્વિતીય આનંદ રસમાં પરિસિક્ત થયા પછી સર્વદા બ્રહ્મનિષ્ઠ જ થઇ જવાય છે. જેમ રજ્જુનો વિવેક થવાથી, સર્પના ભ્રમનો નાશ થાય છે, તેમ જ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થવા પછી સર્વ માયાનો લય જ થાય છે. જીવ, બુદ્ધિમાન્, પંડિત, ચતુર અને સૂક્ષ્મદર્શી છે, પણ જ્યાંસૂધી તમોગુણી માયામાં રહી, કામ, ક્રોધ, લોભ, દંભ, અહંકાર, ઇર્ષ્યા, મત્સર વશવર્તી છે, ત્યાંસૂધી તેમાંથી મુક્ત થવા માટે, સગુણ ઉપાસના એ પ્રારંભ કર્મ છે. જીવ આવરણશક્તિથી ઘેરાયલો છે, તેને ઉંધો નિશ્ચય ને સંશય પીડે છે, ને તેથી નિરંતર દુઃખ વેઠયા કરે છે. તેમાંથી છૂટવાનો આ ઉપાસના માર્ગ શ્રેષ્ઠ છે. એ જડમૂર્ત્તિરૂપે ભગવંતને કેમ માનવા? એમ જો શંકા થાય તો તેનું નિવારણ એ જ છે કે, सर्वं विष्णुमयं जगत्। આખું જગત ભગવાન્ વિષ્ણુમય જ છે. સર્વત્ર વિષ્ણુ* વસી રહ્યા છે, માટે આ પાષાણાદિની મૂર્ત્તિ પણ વિષ્ણુમય જ છે. વળી તેમ કરતાં પણ તેમાં વિશેષ દૈવત્વ આવવા માટે વેદ-

* વિષ્ણુ શબ્દનો મૂળ અર્થ સર્વત્ર વાસ કરનાર એવો છે.

મંત્રવડે તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે છે, તેથી તે પ્રતિમા ઈશ્વરરૂપ થાય છે; એટલે તેને પૂજવાનો અભ્યાસ કરનારનો હેતુ સફલ જ થાય એમાં શો સંદેહ? હે રાજપુત્ર! એવાં કારણને સમજીને મૂર્ત્તિ સેવા કરનારને જ ખરો અર્થ (ભગવત્સ્વરૂપે દર્શનનો માર્ગ) પ્રાપ્ત થાય છે—બીજાને નહિ. બાળકને અક્ષરજ્ઞાન શિખવવા માટે કેવો યત્ન કરવો પડે છે? તેનો જ પ્રથમ તું વિચાર કર. તેઓને શિખવવાનો હેતુ ઘણો પ્રૌઢ અને આગળ ઉપર બહુ જ ઉપયોગી થઈ પડવાનો હોય છે. સંપૂર્ણ અક્ષરજ્ઞાન થયા પછી નાના પ્રકારના ઉત્તમ લેખો લખી, તેમ જ વાંચી શકાય છે; અનેક પ્રકારના ગ્રંથો —શાસ્ત્રો, પુરાણો, સ્મૃતિઓ, વેદો ઇત્યાદિ વાંચીને સમજી શકાય છે; અને વ્યવહારાદિકમાં પણ તે સઘળે ઉપયોગમાં આવી શકે છે. પણ એ અક્ષરોનું યથાર્થ જ્ઞાન થયા પહેલાં જ બાળકની આગળ મોટા મોટા ગ્રંથો મૂક્યા હોય તો તે તેઓનો શો ઉપયોગ કરશે? તે વખતે તેનાથી એક અક્ષર પણ તેમાંનો વંચાઇ શકાવાનો નથી. તેથી એ ગ્રંથોનો પ્રથમ અભ્યાસ પાડવો જોઈએ અને પછી તે આપોઆપ વંચાઈ શકે છે. એ અભ્યાસનું અક્ષરજ્ઞાન શીખવાને બાળકને પ્રથમ અક્ષરોના આકારના મોટા ખરડા કરી આપવા પડે છે, ને તે અક્ષરો પોતાની મેળે (કોઈની પણ સહાયતા વગર અર્થાત્ સામેના અક્ષરો જોયા વગર જ) લખાઈ શકાય ત્યાંસૂધી તે ખરડો તેને ઘૂંટવો પડે છે. કિત્તા ઘૂંટતાં ઘૂંટતાં હાથ વળી રહ્યો એટલે પછી આપોઆપ તે કિત્તાના ખરડાને છોડી દેવાશે, ને અક્ષરો લખવાનું, અગર બીજે હરેક સ્થળે લખેલા હશે તે વાંચવાનું મન થશે, ને તે વંચાશે. માટે હે યજ્ઞભૂ! તું નિશ્ચયપૂર્વક સમજ કે ભગવત્સેવાનો અભ્યાસ કરવાને માટેજ મૂર્તિપૂજા છે, ને તેમ અભ્યાસાર્થે કરેલું સેવન પૂજન પણ પ્રભુ (ભક્તિભાવપૂર્વક કર્યું હોય છે તો) સપ્રેમ ગ્રહણ કરે છે. તેથી તેને ખોટું, નિરર્થક, દોષવાળું અને કુમાર્ગે ચઢાવનારું કહેનારાઓ કેવળ પ્રમાદી, અવિચારી, અજ્ઞાનવિવશ અને ભ્રાંતિ વશ જ થયેલા જીવો છે. જેમ શરીર નિરોગી કરવાના ઉપચાર પૂર્વે, જુલાબની જરૂર છે, તેમ પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ જાણવા માટે, આરંભમાં ઉપાસના ભક્તિની જરૂર છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન,

કામનું ? તે સુખ છતાં દુઃખ જ છે. પોતાનું મન માને તે સુખ અને ન માને તે દુઃખ. આ રાજાને સઘળાં સુખ નિરર્થક હોવાનું કારણ માત્ર એટલું જ હતું કે, પોતાને એકે પુત્ર નહોતો. લૌકિકમાં વંધ્યપણું એ સંતાપનું કારણ મનાયું છે; અને વળી પુત્રની અભિલાષા ધરાવનાર સ્ત્રી પુરુષોને તો બહુ સંતાપકારક થઈ પડે છે. તેથી પોતાની સ્ત્રી બુદ્ધિમતી સહિત, વૃદ્ધિચંદ્ર બહુ ખિન્ન અંતઃકરણનો રહેતો હતો. તેને વારંવાર પુત્રની અભિલાષા થયા કરતી હતી. આજે સંતાન થાય, કાલે થાય, એમ કેટલાએક દિવસો તો રાજાએ આશામાં જ ગાળ્યા. છેવટે તેણે પુત્રપ્રાપ્તિના ઉપાયો કરવા માંડ્યા. ઘણાક વૈદ્યો, જ્યોતિષીઓ, મંત્રશાસ્ત્રીઓ, સિદ્ધો, મહાત્માઓ ઈત્યાદિની તેણે સેવા કરવા માંડી, પુત્રપ્રાપ્તિ અર્થે તેઓને ઉપાયો પૂછવા માંડયા. વૈદ્યોએ નિદાનાદિનો નિર્ણય કરીને રાજાને જણાવ્યું કે, "તમારા કિંવા તમારી સ્ત્રીના શરીરમાં કોઈ જાતનો રોગ જણાતો નથી તેથી તમારી સ્ત્રીને જરૂર સંતતિ થવી જ જોઈએ એમ લાગે છે; છતાં થતી નથી તેથી એવું ધારવામાં આવે છે કે, તેને કંઈ દિવ્ય દોષ નડતો હશે." જ્યોતિષિઓ તરફથી જણાવવામાં આવ્યું કે, "રાજન્! તમારા સંતાનભુવનને વિષે ઉચ્ચ ગ્રહ પડયો છે, તેથી તમને નિશ્ચય એક મહા પ્રતાપી પુત્ર થવો જોઈએ, પરંતુ કેટલાક (શનિ, રાહુ આદિ) ગ્રહોની ગતિ, તમારી રાશિ પ્રત્યે ઘણી વિરુદ્ધ અને કઠિન હોવાથી; તમારા પુત્રયોગને તેઓએ નિષ્ફળ કરી મૂકયો છે, માટે તેનું નિવારણ થવું જોઈએ." સામુદ્રિક જોનારાઓ, કર્મવિપાકીઓ ઇત્યાદિઓએ નિર્ણય કીધો કે, "મહારાજ! પૂર્વ જન્મના અમુક પ્રાયશ્ચિત્તને લીધે તમને સંતતિ પ્રાપ્ત થતી નથી, તો તેનું વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ." સિદ્ધોએ અમુક ચમત્કારિક ઔષધ (બુટ્ટી)થી, મંત્રશાસ્ત્રીઓએ અમુક અનુષ્ઠાનદ્વારા અને તાંત્રિકોએ અમુક તંત્ર (જંતરમંતર)થી રાજાને પુત્ર થવાના ઉપાયો બતાવ્યા, તેમ મહાત્મા સંતપુરુષો સાથે સમાગમ થવાથી, તેમણે તેવા જ માર્ગપર તેને ઉતારવા યત્ન કર્યો અર્થાત્ જણાવ્યું કે, "હે રાજન્! તું શા માટે બીજા મિથ્યા યત્ન કરે છે? ને શા માટે વધારે

વધારે પ્રપંચોમાં ફસાતો જાય છે? આ સંસાર કેવળ દુઃખરૂપ અને મિથ્યા છે. એમાં એક પરમાત્માનું સ્મરણ જ સાચું છે. એમાં અવતરનારને પોતાની પાછળ લાગેલાં પ્રારબ્ધોને લીધે જ નાના પ્રકારનાં સુખ અને દુઃખ ભોગવવાં પડે છે. પ્રારબ્ધો પછ-વાડે લાગેલાં હોય છે, છતાં તે સમયમાં પણ ચતુરાઈથી ને શ્રીહ-રિની સહાયતાથી જે પુરુષ કાંઈ પુરુષાર્થ (પરમાત્માની પ્રાપ્તિ કરવા સંબંધે) કરે છે, તો તે કોઇ કાળે પણ આ પ્રારબ્ધજન્ય ભવબંધનમાંથી છૂટવાનો માર્ગ જોઈ, મેળવે છે. બાકી તો સઘળું પ્રારબ્ધ પ્રમાણે થયા જ કરે છે. નિર્ધનતા, દ્રવ્યપ્રાપ્તિ, વંધ્યપણું, પુત્રપ્રાપ્તિ, સુખ, દુઃખ ઇત્યાદિ સઘળું પ્રારબ્ધથી જ છે. માટે બીજા પ્રકારે પ્રારબ્ધને મટાડવા યત્ન કરવો એ કેવળ મિથ્યા જ છે. પ્રારબ્ધમાં હશે તે તો થયા જ કરવાનું, તો પછી શાને માટે પુત્ર પુત્ર કરીને બીજાં પ્રાપ્ત થયલાં સુખ પણ દુઃખ સમાન માને છે? પુત્ર કોના? અને આ સૌ કોનું? આ હું અને મારું, એવા અહંભાવવાળું મોહના મૂળરૂપ શરીર, જેમાં, માંસ, હાડકાં, ચામડાં, કફ, પરુ, લોહી, માંસ, ધાતુ ભરી છે, ને હાથ, પગ, જાંઘ, સાથળ, પીઠ, માથું, મ્હોંડું આદિ અંગ ઉપાંગ છે, તે સ્થૂલ શરી-રમાં, પાંચ ભૂતોની તન્માત્રા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ છે, તેજ વિષયોને સુખકર બનાવે છે; અને જે મૂઢ મતિજનો, મહા કષ્ટે જેમાંથી છૂટી શકાય એવા રાગ રૂપ મજબૂત પાશથી એ વિષયોમાં બંધાય છે, તેઓ, કર્મ, વિષય, મોહ પાશમાં બંધાઈ, વેગવાળા સંસાર સાગરમાં વારે વારે તણાઈ ઊંચ નીચ યોનિઓમાં આવાગમન કર્યા કરે છે; પણ એ વિષયો–મોહપાશમાંથી જે છૂટો થાય તે જ મોક્ષ પામવાને યોગ્ય થાય છે. એ મોક્ષ જ સર્વ કલ્યા-ણનું કલ્યાણ, સર્વ સુખનું સુખ, સર્વ આનંદનો આનંદ છે; પુત્ર, કલત્ર તો જીવની ફાંસી છે. એક પુત્ર હોય તોપણ તે સુખનું કારણ નથી. અંતે તેમાં દુઃખ જ છે. માટે એ આશા છોડી દઈ તું ભગવત્પ્રાપ્તિનો યત્ન કર, જેથી તને અખંડ સુખપ્રાપ્તિ થશે." આટલું સમજાવ્યા છતાં પણ રાજાની પુત્રાભિલાષા કંઈ ઓછી થઈ નહિ. તેથી મહાત્માઓએ વિચાર કરીને તેને ફરી જણાવ્યું કે,

"જગતમાં પુણ્યથી સર્વ વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. પુણ્યથી ઐહિક (આ સંસારનાં) સુખ અને સ્વર્ગનાં પારલૌકિક સુખ પણ પ્રાપ્ત થાય છે; પુણ્યથી પરમાત્મા પણ પ્રસન્ન થાય છે, તેથી સઘળી કામના સિદ્ધ થવા અર્થે પુણ્ય જેવું બીજું સાધન નથી. ભગવત્પ્રાપ્તિ પણ પુણ્ય કરનારને સુલભ છે; કેમ કે પુણ્યથી અંતઃકરણ નિર્મળ થાય છે, તેના યોગે સદ્ગુરુ-મહાત્મા સંતપુરુષોનો સમાગમ થાય છે. તેમના વચનોપર વિશ્વાસ બેસે છે, ને તેમના ઉપદેશથી છેવટે ભગવત્પ્રાપ્તિ પણ થાય છે. માટે તું સઘળું મૂકી યથાશક્તિ પુણ્ય કર્મ કર."

આ માર્ગ રાજાને ઠીક લાગવાથી, તેણે હવે જેમ બને તેમ પુણ્યદાન કરવા માંડયાં. નિર્જળ ગામોમાં નવાણ, વાવ, કૂવા ઇત્યાદિ જળાશયો બંધાવ્યાં; અશક્ત, નિરાધાર, અપંગ એવાં મનુષ્યો તથા જાનવરો માટે શરીર પોષણનાં અન્નજળાદિ પદાર્થોનાં સદાવ્રત બાંધ્યાં; નિરુદ્યમી સ્ત્રી પુરુષોને ઉદ્યમે વળગાડી તેમનાં દારિદ્ર્ય દૂર કીધાં; ઉગતાં બાળક તથા બાળકીઓને સદ્વિદ્યાનું જ્ઞાન આપવા માટે સ્થળે સ્થળે અને ગામે ગામે મોટી વિદ્યાશાળાઓ સ્થાપન કરી; જીર્ણ થયલાં દેવસ્થાનો, ધર્મશાળાઓ ઇત્યાદિનો જીર્ણોદ્ધાર કર્યો; ઉપરાંત બીજે યોગ્ય સ્થળે ધર્મશાળાઓ બંધાવી. વારંવાર મોટા યજ્ઞ, હોમ વગેરે સત્કર્મો કરી દેવતાઓને સંતોષવા માંડયા. તેનું નામ સાંભળી દેશાંતરોથી આવતા અનેક પંડિતો-વિદ્વાનો વગેરેને રાજાએ મોટો આશ્રય આપવા માંડયો. એ પ્રમાણે પોતાના રાજ્યની ઉપજનો ઘણો મોટો ભાગ તેણે વારંવાર એવાં પુણ્યનાં કામોમાં જ વાપરવા માંડયો. આટલું છતાં પણ રાજાનું અંતઃકરણ કંઈ સ્થિર થયું નહિ. હજુ પણ તે પુત્રપ્રાપ્તિને માટે બહુ ફાંફાં મારતો રહ્યો. એક ઇંદ્રિયના જ્ઞાનવાળા પ્રાણીને -એક જ ઇચ્છામાં નિમગ્ન થયલા પુરુષને, હરકોઈ આડે રસ્તે ઉતારનારા પાખંડીઓ મળે છે અને તે વખતે તે બહુ ફાવી જાય છે.

વૃદ્ધિચંદ્રના સંબંધમાં પણ એમ જ બન્યું. તેને પુત્રપ્રાપ્તિને માટે એક નિષ્ઠાથી પ્રયત્ન કરતો સાંભળી, એક વેષધારી બાવાજી તેના નગરમાં આવ્યો. તે શરીરે બહુ ઊંચો, તેમ જ લઠ્ઠપઠ્ઠ અને

ભવ્ય આકૃતિવાળો હતો. તેના શરીરપર વિભૂતિ રગડેલી હતી. કપાળમાં તથા બીજાં અંગોપર સિંદૂરના ચાંદલા અને કાજળની બિંદીઓ કરવાથી તેનો દેખાવ જોનારને એકાએક આશ્ચર્ય પમાડનારો હતો. તે હાથના ચાળા અને બોલવાના ઝપાટાથી મનુષ્યને એકાએક કંઈ ને કંઇ આશામાં લોભાવીને, પોતાને વશ કરી લેતો હતો. તે પોતાના એક હાથમાં કાષ્ઠનો મજબૂત દંડ તથા બીજા હાથમાં, સિંદૂર, કરેણપુષ્પના હાર ઇત્યાદિથી પૂજેલું અને ધ્વજાવાળું ત્રિશૂળ ધારણ કરતો હતો. તેને જોતાં જ પ્રત્યક્ષ માલમ પડતું હતું કે, એ નિશ્ચે કોઇ પાખંડ મતાનુયાયી–અર્થાત્ વામમાર્ગી હતો. તેના ગળામાં ભાતભાતનાં ગુંથેલાં માદળિયાં, બાહુઓમાં અનેક પ્રકારના યંત્રો તથા તાવીજો ને કાંડામાં નાના પ્રકારનાં ખડકનાં, કચકડાનાં, તાંબાનાં ને લોઢાનાં કડાં ઘાલેલાં હતાં. તેણે ઘણી પ્રકારના મારણ, મોહન, ઉચ્ચાટન ઈત્યાદિ મલીનમંત્રોનાં અનુષ્ઠાન કરી, ભૂત, પ્રેત, પિશાચ, ભૈરવ, યોગિની, વૈતાલ ઈત્યાદિ નીચ દેવતાઓને સાધ્યા હશે, એમ લોકમાં પ્રત્યક્ષ અનુમાતું હતું. તેની મુખમુદ્રા ઘણી ભવ્ય હતી, પણ સમયે સમયે ઘણી દાંભિક અને ક્રોધી દીસતી હતી. તે ઘણાક તંત્રો જાણતો હોવાથી, પ્રથમ તો તેનું દર્શન કરવા આવનાર મનુષ્યને તે દ્વારા ચકિત કરીને, તેનું મન હરી લેતો હતો, અને પોતાપર આસ્થા બેસાડી દેવામાં તે બગસાધુ પ્રવીણ હતો.

એ સાધુએ પૂર દમામથી વૃદ્ધિચંદ્રના શહેરમાં આવીને એક પ્રખ્યાત ધર્મશાળામાં ઉતારો કીધો. ત્યાં ખૂબ દંભ અને ડોળથી આસન માંડીને પોતાની સાથેના પોતાના બે પુત્રો–તેના શિષ્ય છે એમ જણાવતો હતો–તેઓને પોતાની કીર્તિ ફેલાવવાને તથા પોતાના આવવાની સર્વને જાણ કરવાને, નગરમાં મોકલ્યા. તેઓનો પણ વેશ ઘણો અદ્‌ભુત હતો. તેઓએ કેટલાક દિવસ સૂધી આખા શહેરમાં ફરી સર્વત્ર લોકોમાં જાણ કર્યું કે, એક મહાચમત્કારી સિદ્ધ પુરુષ અત્ર પધાર્યા છે. તેઓ સૌની મનકામના પૂર્ણ કરે છે. આ સાંભળી કોઈ સ્ત્રી વગરના, કોઇ ધન વગરના, કોઇ રોગી, કોઈ સ્ત્રીને વશ કરવાની ઇચ્છાવાળા, કોઇ સ્ત્રીઓ પુરુષને વશ કરવાની ઇચ્છાવાળી, કોઇ પારકા ધનની આશામાં ડૂબેલા, કોઇ પારકા

"જગતમાં પુણ્યથી સર્વ વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. પુણ્યથી ઐહિક (આ સંસારનાં) સુખ અને સ્વર્ગનાં પારલૌકિક સુખ પણ પ્રાપ્ત થાય છે; પુણ્યથી પરમાત્મા પણ પ્રસન્ન થાય છે, તેથી સઘળી કામના સિદ્ધ થવા અર્થે પુણ્ય જેવું બીજું સાધન નથી. ભગવત્પ્રાપ્તિ પણ પુણ્ય કરનારને સુલભ છે; કેમ કે પુણ્યથી અંતઃકરણ નિર્મળ થાય છે, તેના યોગે સદ્‌ગુરુ–મહાત્મા સંતપુરુષોનો સમાગમ થાય છે. તેમના વચનોપર વિશ્વાસ બેસે છે, ને તેમના ઉપદેશથી છેવટે ભગવત્પ્રાપ્તિ પણ થાય છે. માટે તું સઘળું [illegible] યથાશક્તિ પુણ્ય કર્મ કર."

જેવાં છે. [illegible] રાજાને ઠીક લાગવાથી, તેણે હુવે જેમ બને પાસો, તેના કહેવા પ્રમા[illegible]માં નિર્જળ ગામોમાં નવાણુ, વા[illegible]ક કામના સંજોગાસંજોગથી સફળ થઇ, [illegible]ધાર, [illegible]મા, બીજાઓને કહેવા લાગ્યો કે; "જુઓ, પેલા શેઠે મારા કહ્યા પ્રમાણે કર્યું તો તેનું કાર્ય સિદ્ધ થયું. પણ તમે મારી બતાવેલી ક્રિયામાં કે વિધિમાં ભૂલ કરી હશે તેથી તમારું કાર્ય થયું નહિ. પણ ભાઈ! અહિં તો મહાકાલીનો પ્રતાપ છે, તેથી તેને પારે આવેલું કોઈ નિરાશ ગયું નથી. તમે ધીરજ રાખો, તમારું પણ કામ અંબા પૂર્ણ કરશે. અંબા મહામાયાનો પ્રતાપ કંઈ જેવો તેવો નથી." આ પ્રમાણે આડું અવળું સમજાવી, આખા શહેરમાં તેણે પોતાની ખ્યાતિ વધારી દીધી. ધીરે ધીરે રાજદરબાર સૂધી તેની વાત પહોંચી ગઈ.

એક દિવસ વૃદ્ધિચંદ્ર, પોતાની રાજસભા ભરી બેઠો હતો; કેટલાક ગૃહસ્થો અને કાર્યભારીઓ ત્યાં બેઠા હતા, તેઓ પરસ્પર અનેક પ્રકારની વાત કરતા હતા. વાતમાં ને વાતમાં એકે કહ્યું, "ભાઈ! આપણા નગરમાં કેટલોક સમય થયાં એક મહાસિદ્ધ પુરુષ આવ્યો છે, જે રાજાજીએ બંધાવેલી મોટી ધર્મશાળામાં ઉતરચો છે. તે ઘણો પ્રતાપી છે. મેં તો આજ દિન સૂધી કોઇ એવો પુરુષ જોયો નથી." બીજાએ કહ્યું, "હા ! હા ! હું પણ જાણું છું. રે ! એની તો મેં ઘણી કીર્તિ સાંભળી છે. જાણવામાં આવ્યું છે કે, એ ગમે તેવું અશક્ય શક્ય કરે છે. અસં-

ભવ્ય આકૃતિવાળો હતો. તેના શરીરપર વિભૂતિ રગડેલી હતી: કપાળમાં તથા બીજાં અંગોપર સિંદૂરના ચાંદલા અને કાજળની બિંદીઓ કરવાથી તેનો દેખાવ જોનારને એકાએક આશ્ચર્ય પમાડનારો હતો. તે હાથના ચાળા અને બોલવાના ઝપાટાથી મનુષ્યને એકાએક કંઈ ને કંઇ આશામાં લોભાવીને, પોતાને વશ કરી લેતો હતો. તે પોતાના એક હાથમાં કાષ્ઠનો મજબૂત દંડ તથા બીજા હાથમાં, સિંદૂર, કરેણપુષ્પના હાર ઇત્યાદિથી પૂજેલું અને ધ્વજાવાળું ત્રિશૂળ ધારણ કરતો હતો. તેને જોતાં જ પ્રત્યક્ષ માલમ પડતું હતું કે, એ નિશ્ચે કોઇ પાખંડ મતાનુયાયી—અર્થાત્ વામમાર્ગી હતો. આપણે
તેના ગળામાં ભાતભાતનાં ગુંથેલાં માદળિયાં, [illegible] તો એમને પણ એ
[illegible]રના યંત્રો તથા તાવીજો ને કાંડામાં [illegible]
સિં[illegible] તાંબાનાં [illegible] હું જાણું છું કે, ખરેખર પ્રભુએ જ
એને આહ મોકલ્યો હશે." આમ સઘળાઓની સંમતિ થવાથી તેમણે કોઈ પ્રસંગે તે વાત મહારાજા વૃદ્ધિચંદ્ર આગળ કરી, અને તેને સારી પેઠે સમજાવ્યું કે, "બેશક એ સિદ્ધથી આપનું કાર્ય સિદ્ધ થશે, એ સિદ્ધ સાક્ષાત્ મહામાયાનો પરમભક્ત અને અનુચર સરખો છે ને તેના પ્રતાપે તેણે આપણા નગરમાં પણ ઘણાકને સુખી કર્યા છે. વળી એ સઘળાપર વિશ્વાસ રાખવાનું મોટું કારણ એ છે કે, તે એવડું મોટું કાર્ય કરી પોતાને માટે કશી પણ આશા રાખતો નથી. તે તો કેવળ નિસ્પૃહી છે. તેને શી ખોટ છે? આદ્યશક્તિ મહામાયાના પ્રતાપથી નવેનિધિ અને અષ્ટમહાસિદ્ધિ તેના આગળ હાજર છે." ઇત્યાદિ વચનો સાંભળવાથી રાજાને તેનાપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તત્ક્ષણે તેને પોતાની રાજસભામાં બોલાવી લાવવાની આજ્ઞા કરી. તુરત જ કેટલાક કાર્યભારીઓ, અનુચરો સહિત ધર્મશાળામાં ગયા. ત્યાં મોટા દમામ સાથે કાલિકાપ્રતાપને બેઠેલો જોયો. સિદ્ધ મહારાજ એક મોટું વ્યાઘ્રાંબર બિછાવી, તેપર સિદ્ધાસન કરીને વિરાજેલા હતા. કેટલાંક સ્ત્રી પુરુષો તેમને પંખા કરતાં તેમની બાજુઓપર ઉભેલાં હતાં. કોઈ હાથ જોડીને બેઠેલાં હતાં, કોઇ ઉભાં વિનતી કરતાં હતાં, કોઈ દંડવન્નમસ્કાર કરતાં હતાં, ને કોઈ અંબેમાતકી જે, ઇત્યાદિ ધ્વનિ કરતાં હતાં, સેંકડો સ્ત્રી પુરુષો તેમની આગળ

પોતાની મનકામના પૂર્ણ કરવાની લાલસાએ ભેગાં થયલાં હતાં. કાર્યભારી પણ ત્યાં જઇ સૌ મનુષ્યોની પેઠે તેના ચરણમાં પડયો, ને સઘળું વર્તમાન જણાવીને બોલ્યો કે, "આપને, રાજાજી પોતાની રાજસભામાં તેડે છે; માટે કૃપા કરી આપ અમારી સાથે ચાલો, આપને બેસવા માટે આણેલો ઉત્તમ મીયાનો તયાર છે." કાલિકાપ્રતાપનો આ સઘળો યત્ન આટલા માટે જ હતો. તેથી કાર્યભારીનું કહેવું સાંભળી તેને પોતાના મનમાં બહુ આનંદ થયો. પણ આ વખતે પોતાની ખરેખરી નિસ્પૃહતા દેખાડવા માટે વધારે આડંબરથી ડોળ કરીને જણાવ્યું: "તારા રાજાને ઇચ્છા હોય તો ભલે અમારી પાસે આવે; અમે તેને ત્યાં આવીશું નહિ. આ જગદંબાના જળહુળતા પારામાં તો જેની મનકામના હોય તે પોતે જ નમ્ર થઈને આવે." આવું પ્રત્યુત્તર સાંભળીને કાર્યભારી રાજા પાસે ગયો, ને રાજાને આ વાત જણાવી. આથી તો તેનાપર વધારે શ્રદ્ધા બેઠી. પછી રાજાએ પોતે જ બીજે દિવસે તે દેવીભક્ત આગળ જવાનો ઠરાવ કીધો. બીજે દિવસે આહ્નિક કૃત્યથી પરવારી રાજા સજ્જ થયો અને કેટલાક મીયાના, પાલખી ઇત્યાદિ વાહનો તયાર કરાવી, એક પ્રધાનને સાથે લઇ કાલિકાપ્રતાપ પાસે ગયો. વૃદ્ધિચંદ્ર જેવો પૃથ્વીપતિ તેની આગળ ગયો છતાં તેણે તેને કંઇ લેખામાં પણ ન ગણતાં તેની સામે નજર સરખી પણ ન કરી. રાજાની ખાત્રી થઇ કે, અહો! આ કોઇ ખરેખર પ્રતાપી પુરુષ છે, એને નમવામાં કંઇ હરકત નથી. એમ વિચારી–માની તેણે તુરત લાંબો થઇ કાલિકાપ્રતાપના પગમાં પડી નમસ્કાર કીધો અને પોતાના ઉપર દયા કરવાને વિનતી કરી. કાલિકાપ્રતાપ હવે શું કરવા બાકી રાખે? તે એકાએક પોતાના મ્હોંમાંથી ધુમાડાના ગોટેગોટ અને પછી અગ્નિના ભડકા કાઢતાં મહાગંભીરપણે બોલ્યો, "બેટા! તેરી કયા ઇચ્છા હૈ? કિસ કારણ તુમ મહામાયાકે પાર આયે? ઇતને દિન કહાં સોતા થા? તેરા સબ દુઃખ દફે હો જાયગા. માત સબ અચ્છા કરેગી, મહામાયા આદ્યશકિત સર્વ બાતે બલવાન્ હૈ." તે સાંભળી રાજાએ તેને જણાવ્યું કે, "હે દેવીપુત્ર! આપનું અહીં પધારવું એ મહા-

માયાએ કેવળ મારાં કલ્યાણને અર્થે જ કર્યું હોય એમ લાગે છે. પુત્રની ઇચ્છાએ, આશામાં ને આશામાં મેં આટલાં બધાં વર્ષો કાઢ્યાં, ને અનેક ઉપાયો કર્યા, છતાં મારી પુત્રપ્રાપ્તિની મનઃકામના પૂર્ણ થઇ નહિ. મે ઔષધોપચાર કર્યા, અનેક જ્યોતિષીઓ ને સામુદ્રિકો પાસે ભવિષ્ય જોવરાવ્યાં, અનેક અનુષ્ઠાન કરાવ્યાં, ને ઘણાક મહાત્માઓની સહાયતા લીધી, છતાં મારું કંઇ વળ્યું નહિ. અન્તે નિરાશ થઇને બેઠો હતો, એવામાં શ્રીહરિએ આપ કૃપાળુનાં દર્શન આપ્યાં." આ છેલ્લા બોલ ('શ્રીહરિએ') રાજાના મ્હોંમાંથી સાંભળતાં જ તો કાલિકાપ્રતાપ એકાએક ક્રોધાવિષ્ટ થઇને બોલી ઉઠયોઃ "અબે ગંડુ! એ તેરા હરિ હરિ કોન? અબ મરતા તબભી હરિ હરિ! કયા માનવી હે! કૈસે હરામખોર હે! હરિ હરિ! જગન્માતા, આદ્યજનની, આદ્યશક્તિ, આદિમાયા એસી સાક્ષાત જગદંબા, જો સ્થાવર જંગમાદિ સબ જગકી માતુશ્રી હે, ઔર સબકું ઉત્પન્ન કરતી હૈ, ઔર સબકા રછન કરતી હે, ઉનકું છોડકર ગંડુલોક અન્યાશ્રય કરતે હે! બ્રહ્મા, વિષ્ણુ ઔર મહેશ્વર, ઔર રજ, સત્વ ઔર તમોગુણકા તિન અધિકારીઓ દેવતા હે, ઉન્હોંનેભી મહામાયા જગદંબાકી સહાયતા લી હૈ, તો તું કોન? તેરા હરિ કોન? ઓ દેવ સબ કાર્ય કરતે હૈં. સો સબ મહામાયાકા પ્રતાપ હૈ. ઉસકું જન્મ દેનેબાલી ઓહી આદ્યશક્તિ હૈ. યહ જગતમેં શક્તિ બિના દુસરા હૈ કયા? સબ જગે શક્તિ, શક્તિ ઔર શક્તિ જ વ્યાપેલી હય. સબ દેવગન, ઉસિકા અધિપતિ ઇંદ્ર, સૂર્ય ઔર નવગ્રહ, સબ નછત્રગન સહિત ચંદ્ર, પિતૃ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, દૈત્ય, ઔર મહાન્ તીન બર્ગકા ઋષિ,* સબ નાગલોક, ઔર સપ્ત પાતાળ, ઔર સપ્તઊર્ધ્વ લોક, ઔર યહ સમગ્ર બ્રહ્માંડ, શક્તિકે આધારસે રહે હૈં, શક્તિસેહિ ઉત્પન્ન હુવે હૈં ઔર અવસાને શક્તિ હી સબકા લય કરનેવાલી હૈ. યહ મહા માયાકી ઉપાસના તજકર સબ ગંડુઓ હરિ હરિ કરતે. જો શક્તિકું સેવતા, ઉસિકું ધન્ય હૈ, ઔર ઉસિકાહી ઉદ્ધાર હૈ. માતુશ્રીકું છોડ

---

*દેવર્ષિ, બ્રહ્મર્ષિ, અને રાજર્ષિ એ ત્રણ વર્ગના ઋષિઓ.

કરકે તેરી માફક અન્ય કોઇકા આશ્રય લેનેવાલા કૃતઘ્ની હૈ, ઔર ઓ માતાકા કૃપાપ્રસાદ પાતા નહિ હૈ. સૂનબે ગંડુ ! જગન્માતુશ્રી આદ્યશક્તિ જગદંબા, એહી પ્રાણીમાત્રકા સત્ય દૈવત હૈ, ઉસકું તું તન, મન ઔર ધનસે ભજ, તેરી સબ મનકામના સફલ હોયગી."

અલ્યા યજ્ઞભૂ! જોયું પાખંડીઓ પોતાના મતને પ્રબળ કરવા માટે કેવું ચાતુર્ય વાપરે છે? ગમે તેવા પંડિતને પણ ભમાવવાને તેઓ કેટલી બધી ધૃષ્ટતા વાપરે છે. એ જ પ્રમાણે આ વૃદ્ધિચંદ્રને કાલિકાપ્રતાપે ભમાવી, પોતાની ઉપર પૂર્ણ–સર્વાંગે શ્રદ્ધાળુ કીધો. વૃદ્ધિચંદ્રને એ સમયે એમ જ લાગ્યું કે, આ સિદ્ધ પુરુષ કહે છે તે જ યથાર્થ છે, મેં અદ્યાપિપર્યંત જે કંઇ યત્નો કીધા અથવા જે કંઇ ભગવત્સંબંધી કાર્યો કીધાં તે માત્ર ખાલી ફાંફાં જ છે, તે સિવાય બીજું કંઇ નથી. આવા નિશ્ચયથી તેણે તે દેવીભક્તને બહુ નમ્રપણે કહ્યું કે, "મહારાજ ! દુર્ગાપુત્ર, આપનાં જ્યાંસૂધી દર્શન થયાં નહિ, ત્યાંસૂધી આ નિર્ભાગી સેવક કેવળ નિરાશપણે જ ભમતો ફર્યો, પણ હવે સર્વ યત્ન મૂકીને કેવળ આપની આજ્ઞાને જ અનુસરશે. આપ હવે કૃપા કરીને સેવકનાં દુઃખને દૂર કરો." દેવી પુત્રે આવાં વચનો સાંભળીને ધાર્યું કે, હવે હું મારા પોતાના યત્નમાં પૂરેપૂરો સફળ થયો છું, તેણે રાજાને પોતાના સપાટામાં લેવા માંડયો. તેણે ખૂબ પક્કી રીતે સમજાવીને રાજાને કહ્યું, "જો તારે તારી મનઃકામના પરિપૂર્ણ કરવાની ઇચ્છા હોય તો આજ પછી પ્રતિજ્ઞા લે કે, મારા સિવાય અવર કોઇની પણ (કોઇ અન્ય મતવાળાની) વાત માનવી નહિ; માત્ર હું કહું તેમ જ વર્તવું." રાજા તેમ કરવા કબૂલ થયો કે તુરત તેણે પોતાના વામમાર્ગની (દેવીમાર્ગની) મંત્રદીક્ષા તેને આપી, અને જણાવ્યું કે, આ મહામંત્રનો પ્રાતઃ, સાયં અને મધ્યાહ્‌ને, એમ ત્રણ વાર અમુક સંખ્યાનો જપ કરવો; તે ઉપરાંત મહામાયાનાં તારે દર્શન પૂજનાદિક કરવાં જોઇએ, માટે આ ગંગાના તટપર આવેલા મહાકાળીના મંદિરમાં જઇ તું જપ કરજે અને અમે પણ આજથી ત્યાં જઇ તારા કાર્યાર્થે પ્રતિદિન દેવીની પૂજા કરશું, માટે સર્વ પ્રકારનો પૂજાપો કાલથી અમોને પહોંચાડજે."

આટલી વાતચીત થયા પછી રાજા તુરત ઉઠયો અને ઘેર

જતાં જ તાબડતોબ તે દેવાલયને પ્રથમ સમરાવવાની આજ્ઞા આપી. એ શહેરમાં કોઇને વામમાર્ગપર પ્રીતિ નહિ હોવાથી કોઈ રડયું ખડયું જ તે દેવાલયમાં પૂજન કરવા જતું હતું. તે મંદિરમાં બીજે જ દિવસથી રાજાના નામની પૂજા ચાલુ થઈ, ને કાલિકાપ્રતાપે પોતાનો અખાડો ત્યાં જ મચાવ્યો, રાજા રોજ સાંજસવાર નિયમિત રીતે દર્શન કરવા જવા લાગ્યો, એટલે 'યથા રાજા તથા પ્રજા' તે પ્રમાણે આખા નગરનાં લોક તે રસ્તે વળ્યાં. જ્યાં અજ્ઞાન, અવિદ્યા ને મોહ વસ્યો હોય ત્યાં જ્ઞાન, વિદ્યા ને સત્ પદાર્થપર પ્રીતિ ક્યાંથી હોય? ચિત્તનો, જે જે પદાર્થપર અનુભવસિદ્ધ મોહ ઉત્પન્ન હોય છે, તે તે મોહના સ્થાનમાં રાગ ઉત્પન્ન થાય છે, એ અજ્ઞાનતું લક્ષણ છે. જેમ જે વૃક્ષના થડમાં દેવતા હોય છે તે કદી લીલું હોતું નથી, તેમ જ્યાં માયિક પદાર્થપર પ્રેમ હોય છે ત્યાં જ્ઞાન હોતું નથી. આવા અજ્ઞાનમય શેહેરમાં અને દેશમાં કાલિકાપ્રતાપ એક રાજા જેવો થઇ પડયો. જેની રાજા પણ આજ્ઞા માને, અને તે કહે તે પ્રમાણે કરે, તેને પ્રજા કેમ ન માને? એવામાં 'કાગનું બેસવું ને તાડનું પડવું,' આ નિયમ પ્રમાણે દૈવયોગથી રાજાની રાણીને ગર્ભ રહ્યો, ને સમય પૂરો થતાં પુત્ર આવ્યો; એટલે તો પછી પૂછવુંજ શું? કાલિકાપ્રતાપ ગગનમાં જઇને બેઠો, અને રાજા તથા પ્રજા એકે અવાજે કહેવા લાગ્યાં કે, "ધન્ય છે કાલિકાપ્રતાપને, જેણે વાંઝિયા રાજાને ત્યાં આજ સાઠે વર્ષે પારણું બંધાવ્યું." હવે તો રાજા અને પ્રજા સૌનો કાલિકાપ્રતાપ ઇશ્વર થઇ પડયો. ને તેને જ આંખે સૌ જોવા લાગ્યાં. મોઢામાંથી નિકળતાં પહેલાં રાજા તેનો બોલ ઉપાડી લેવા લાગ્યો. કાલિકાપ્રતાપ બોલે તે જ ન્યાય અને તે જ ધર્મ. આજકાલ કરતાં રાજકુમાર પાંચ વરસનો થયો, અને રાજારાણી પુત્રસુખમાં નિમગ્ન થઇ ગયાં. પણ એવામાં એક ચમત્કાર બન્યો.

દિવસો વસંતઋતુના ચાલતા હતા. શહેરમાં કોઇ ઠેકાણે દ્વિજ બાળકોને યજ્ઞોપવીતના સંસ્કાર થતા હતા, તો કોઇ સ્થળે લગ્ન સમારંભ થઇ રહ્યા હતા; કોઈ સ્થળેથી મંગળ વાદ્યોના ઘોષ સંભળાતા હતા, તો કોઈ ઠામે સુંદરીઓ માંગલિક ગીતો ગાઇ રહી

હતી. સમય સંધ્યાકાળનો હતો. ગંગાના નિર્મળ જળનો પાપનાશ
પ્રવાહ ગંભીરપણે વહી રહ્યો હતો. નાની મોટી સુંદર નૌકાઓમ
બેઠેલા વિલાસી જનો કોઇ લાંબા આલાપથી ગાન કરતા, તો કોઇ
વીણા, વેણુ ઈત્યાદિ વાદ્યોના નાદ કરતા હતા. ગંગાના ગંભીર મોજા
ઓપર લહરીઓપર લહરી આવી રહી હતી. સાયંકાળનો સમય
હોવાથી સ્નાતક બ્રાહ્મણો સાયંસંધ્યાનો આરંભ કરી રહ્યા હતા.
એક સુંદર ઘાટની ઉપર મોટા શૈલશિખર સમાન આવી રહેલું અને
કાલિકાપ્રતાપના અદ્‌ભુત પ્રતાપથી સર્વમાન્ય થઇ પડેલું મહાકાળીનું
મંદિર, અંદર થતા ઘંટાનાદોથી ઘમઘમાટ ગાજી રહેલું હતું. નૌતમ
વસ્ત્રાલંકારો સજીને સુંદરીઓ તથા ફાંકડા છેલ પુરુષોનાં ટોળેટોળાં
તે મહા દેવીનાં દર્શન કરવાને આવતાં હતાં. મહામાયાની સંધ્યા
આરતિ કરવાને હજુ કેટલોક સમય હતો તેથી તેના પરમભક્ત
કાલિકાપ્રતાપ, મંદિરના બહારના મંડપમાં વ્યાઘ્રાંબરપર મોટા આડં-
બરથી ધ્યાન ધરી, ગૌમુખીમાં હાથ ઘાલીને બેઠેલા હતા. અંદરનો
મંડપ કે જેમાં દેવીની પ્રતિમા હતી તેના કરતાં બહારનો મંડપ
બહુ વિશાળ અને ખુલ્લો હતો. પાષાણના ઘણા મજબૂત તથા
ઊંચા આઠ થાંભલાઓપર તે આવેલો હતો. એ મંડપની ત્રણે
બાજુએ ફરતી, બહારના મનુષ્યોને અન્દર આવવાને પાયરીઓ હતી
તેથી મંદિરમાં આવ્યા પૂર્વે મંડપમાં જવાતું હતું, દેવીની પ્રતિમા
કરતાં પણ તે મંડપમાં ધ્યાન ધરી બેઠેલા કાલિકાપ્રતાપની આગળ
લોકો બહુ ભાવથી નમન કરતા હતા. એવામાં એક ઉન્મત્ત સરખો
સાધારણ બાંધાનો પુરુષ તે દેવાલય આગળ આવતો જણાયો.
તેના શરીરપર કોઇ જાતના અલંકાર નહોતા, વલ્કલ પહેર્યું હતું.
તે સઘળી રીતે સાદો છતાં શરીર અને મુખમુદ્રા નિહાળી જોતાં
જાણે કોઈ મસ્ત, નિઃસ્પૃહી અને આનંદી પુરુષ હોય તેવો લાગતો
હતો. તે ચાલતાં ચાલતાં ચારે દિશાએ નજર કરીને માર્ગપરનાં
મનુષ્યો, ગંગાનો ઘાટ, અને નાના પ્રકારનાં વૃક્ષો વગેરેની સામું જોઈ
હસતો અને ખુશી થતો જણાતો હતો. ક્ષણમાં કોઇ તરફ નજર
કરી, તેથી જાણે પોતાને કંઇ ખેદ થયો હોય તેમ મુખમુદ્રા ગંભીર
કરી દેતો હતો. માર્ગમાં ચાલતાં વાહનો તથા મનુષ્યો વગેરે તે

પુરુષને ઉન્મત્તની પેઠે માર્ગમાં મહાલતો જોઇને "ચલો, ચલો, માર્ગ આપો, બાજુ થાઓ," ઇત્યાદિ શબ્દો કહેવા છતાં તે જાણે બહેરો હોય તેમ સાંભળતો જ નહિ, પણ નિશ્ચિંતપણે ચાલ્યા કરતો હતો. કોઇ વખતે જરા ઠીક–સીધો ચાલતો, તો કોઈ વખતે જડની માફક સામે આવતા માણસ કે જનાવરની સાથે અથડાઇ પડતો; સમય ઉપર કોઈ બોલાવે ને ધ્યાનમાં આવી ગયું તો તેની સાથે જેમ બોલાયું તેમ બોલતો, અને સમયે જડની પેઠે મુંગો જ રહેતો હતો. કોઇ વખતે કોઇ વસ્તુપર એકચિત્તે નજર ઠેરવીને કેટલીકવાર સૂધી અડગ ઉભો રહેતો, તો કોઈ સમય જાણે કંઇ તાન આવ્યું હોય તેમ ચડપ લઇને નાચતો કુદતો ચાલતો થતો હતો. માર્ગમાં ચાલતાં ભીડને લીધે કદાચ ધક્કામુકી થાય તો તે કંઇ પણ બોલ્યા વગર સહન કરતો હતો. સમયે કોઇ માર્ગમાં જ ચાલતાં કશી ખાવાની વસ્તુ આપી તો જરાએ આનાકાની વગર તે હાથમાં લઇ ત્યાં ઉભાં ઉભાં અથવા ચાલતાં ચાલતાં જ ખાઇ જતો. તેનો આવો વિલક્ષણ પ્રકાર જોઇને, સમયે નાનાં બાળકો તેની પછવાડે ચાલતાં, બુમો પાડતાં, ધૂળ ઉડાડતાં ને ચાળા ચસકા કરતાં, ત્યારે તેમના સામું જોઇને તે હસતો, દિઙ્મૂઢ સરખો થઇ જતો, ને ઘડીકમાં ભૂતની માફક ચાળા કરીને ચાલવા માંડતો. આવો જડ, મુંગો, બહેરો અને પિશાચવત્ ચેષ્ટા કરતો તે પુરુષ, આ મહાકાળીના મંદિરના ચોતરા ઉપર આવીને થોડીકવાર ઉભો રહ્યો. ક્ષણભર ત્યાં ઉભો રહ્યા પછી, જાણે ગંગાપરની સૃષ્ટિલીલા અવલોકન કરવાનું મન થયું હોય તેમ, ગંગા તરફ મુખ રાખી, મંદિરમાંની મહાકાળી તરફ પીઠ કરી, નિશ્ચિંત થઇને બેઠો. થોડીકવાર થઇ નહિ એટલામાં ધ્યાન કરવાનો ડોળ ઘાલ્યા છતાં પણ મંદિરમાં દર્શન કરવાને કઇ સુંદરી આવી? ફલાણા ગૃહસ્થે શી ભેટ મૂકી? ફૂલાણો કાર્યભારી હજુ કેમ આવ્યો નથી? રાજા આજે મોડો આવશે કે શું? ઇત્યાદિ વિચારોથી, ચારે તરફ ચપળપણે દૃષ્ટિ ફેરવતા દેવીપુત્ર કાલિકાપ્રતાપની દૃષ્ટિ, પેલા પુરુષપર પડી. તેને જોતાં જ કાલિકાપ્રતાપને, કોણ જાણે કેમ, પણ અકસ્માત્ જ અત્યંત ક્રોધ ચડયો. તે તુરત ધ્યાનભંગ થઇને બોલ્યો, "અરે! પેલો દુષ્ટ કોણ છે? રે! શું એનો કાળ પાસે આવ્યો છે

કે શું? એ ચાંડાલ મહામાયા કાલિકાની તરફ ગાંડ કરીને બેઠો છે તેનું એને ભાન પણ નથી? અલ્યા ઓ દુષ્ટ! આ માતુશ્રીને તું ઓળખતો નથી? માતુશ્રીની સન્મુખ થઇને બેશ, નહિ તો હમણાં પ્રાણ ખોઈ બેસીશ." આ પ્રમાણે સક્રોધ વાકય કહેતાં જ તે પુરુષ તુરત ઉભો થયો: નમસ્કાર કરી દેવીની સામે મુખ કરીને બેઠો, તે વેળા ક્રોધ વચનથી પોતાને કશું પણ માઠું લાગ્યું ન હોય તેમ, પોતાની સ્થિતિ-આકૃતિમાં યત્કિંચિત્ પણ ફેરફાર કર્યા વગર શાંત થઇને બેઠો, અને જાણે જ્ઞાન મૂર્ત્તિ હોય તેવો દેખાવ કરી કાલિકાપ્રતાપ પાછો ધ્યાનસ્થ થયો. થોડીકવાર વીતિ ગઇ, પછી પેલો વિલક્ષણ પુરુષ સૌ સાંભળતાં મોટેથી બોલ્યો, "અરે! ઓ દેવીપુત્ર! તું ચિંતા શાને કરે છે? જેનું ધ્યાન ધરે છે, તે તારા પગની નીચે જ છે, માટે પગ નીચે જ ખો જ (ખોદ), એટલે તે તારા હાથમાં આવશે." આવા ગૂઢ શબ્દો સાંભળી, સૌ કોઇ આશ્ચર્યથી ચકિત થઇ ગયા, અને મૂર્ખ દંભી દેવી પુત્ર ગભરાઇ ગયો. "તેણે વિચાર કર્યો કે, આ મારા મનની વાત ક્યાંથી જાણે? ન જાણે, પણ મેં એને બેઠો હતો ત્યાંથી ઉઠાડયો, માટે તેના દ્વેષને લીધે એ મને આમ કહેતો હશે. પણ આથી લોકો શું ધારશે? હું તો કાલિકાનું ધ્યાન ધરું છું, અને હું જેનું ધ્યાન ધરું છું તે મારા પગ નીચે છે, એટલે શું કાલિકા પગ નીચે છે? અરરરર! આવો વિચાર લોકોનાં મનમાં આવશે તો તેઓ શું ધારશે? એ મારી કીર્ત્તિનો તરસ્યો શત્રુ છેઃ શત્રુઓનો તો નિધડકપણે નાશ જ કરાવવો જોઇએ; કેમ કે આજ એનું સાંભળી રહું તો કાલે લોક મારી દરકાર કરશે નાહ." આવા વિચારથી તે એકાએક ક્રોધાયમાન થઈને બોલ્યો, "હાંરે, કોઇ હાજર છે? આવો કૃતઘ્ની, પાપી, ચંડાળ અહીં કેમ આવ્યો છે? એ દુષ્ટ કેવાં પાપી વચન બોલ્યો? અંબે! અંબે! જગન્માતા મહાકાળી મારા પગ નીચે છે? એ પાપાત્માનું બોલવું વિનાશકારી જ છે? અરે! માતુશ્રીનો અને મારો પણ કેટલો મોટો એણે અપરાધ કર્યો છે? એવા દુષ્ટનો શિરચ્છેદ થવો જોઈએ, એનું મ્હોં જોનાર પણ મહાપાતકી થાયઃ માટે વિલંબ કરો માં, સિપાઇઓ! માતુશ્રી મહાકાલિની આજ્ઞા છે-રે ખાસ આજ્ઞા છે કે તેને એનું બળિદાન દેવું."

યજ્ઞભૂ, આગળ તને જણાવ્યું છે કે, આખા નગરની પ્રજા અને વૃદ્ધિચંદ્ર રાજા, એ સહુ કાલિકાપ્રતાપને સાક્ષાત્ દેવીપુત્ર માનતા હતા. તે જે કહે તે જ ધર્મ, તે કહે તે જ સત્ય, તેની વાણી દૈવી અને તે સાક્ષાત્ પરબ્રહ્મ! રાજા પણ સદા તેની આજ્ઞાને આધીન જ રહેતો હતો, અને તેની આજ્ઞા થતાં જ તુરત તેને હરકોઇ રીતે અમલમાં લાવવી જ પડતી હતીઃ પછી તે યોગ્ય હો કે અયોગ્ય. આ વખતે તે દેવાલયની પરિચર્યા, રક્ષા, ઇત્યાદિને માટે રાજાએ રાખેલા કેટલાક શસ્ત્રબંધ યોદ્ધાઓ તયાર જ હતા. તેઓને કાલિકાપ્રતાપે આજ્ઞા કરી કે, એનો શિરચ્છેદ કરો. તે અદ્ભુત પુરુષને માટે ખડ્ગો ઉઘાડાં થયાં. હજારો માણસોની વચ્ચે દેવીના મંડપની બહાર તેને ઘસડી જઇને ઉભો કરવામાં આવ્યો, ને જેવા યોદ્ધાઓ ખડ્ગ ઉગામવા જાય છે તેવો જ તે વિલક્ષણ પુરુષ મ્હોં મલકાવી ખડખડાટ હસી પડ્યો. શાંત બન્યો, હોઠપર સ્મિત ફરી વળ્યું; મારાઓ તથા લોકો ભયવિલીન થઇ ગયા. સર્વ લોકો આશ્ચર્ય પામ્યાં. મરણ સમયે આટલો બધો આનંદ શો? આમ લોકો પરસ્પર આશ્ચર્ય પામતાં હતાં, એટલામાં તે પુરુષે, હસતાં હસતાં, નિર્ભયપણે કંઇ બોલવા માંડ્યું. લોકોની સાથે તે મારાઓ પણ આવી વિલક્ષણતા જોઇ સ્તબ્ધ થઇ ગયા. તેઓના હાથ ઠરી ગયા. તે પુરુષ પોતાના શરીર ઉપર નજર કરી તેને જ જાણે કહેતો હોય તેમ બોલ્યોઃ "અહો મિત્ર! મારી સાથે અંતપર્યંત મિત્રતા જાળવી રાખનારા સદ્ગુણ સંપન્ન મિત્ર! મારાપર તારો મોટો ઉપકાર થયો છે. આટલાં વર્ષ સૂધી તારી સાથે રહી હું કેવળ કૃતાર્થ થયો છું. તારી મિત્રતા મને બહુ ઉપકારક અને યોગ્ય થઇ પડી છે, તેનો લાભ મારાથી એટલો બધો સંપૂર્ણપણે લેવાયો છે કે, હવે ફરીને કદી પણ મારે તારા જેવા બીજા મિત્રની સાથે મૈત્રી કરવાની જરૂર પડે તેમ નથી. પ્રિય ભાઇ દેહજી! જે જીવ તારી સાથે સંબંધ પ્રાપ્ત થયા છતાં તેનો કશો સદુપયોગ કરતો નથી, પણ મહાદુર્લભ પ્રસંગ સહજમાં ગુમાવી દે છે, તેઓનાપર જગત્પિતા અતિકોપ કરે છે, અને તેથી તેઓને અનંતકાળ સૂધી પામરા કરતાં ઘણી નીચ અને વિલક્ષણ પંક્તિના પણ કેવળ અજ્ઞાન

(જ્ઞાન પ્રાપ્ત કરવાને પણ કેવળ અયોગ્ય) અને પરાધીન તથા ક્ષુલ્લક મિત્રો (મિત્રો તો શું, પણ અનેક પ્રારબ્ધો ભોગવાવનાર શત્રુઓ) સાથે વારંવાર વસવું પડે છે. પરમ ભાગ્યવંત જીવને જ તારા જેવો મિત્ર મળે છે, કે જેથી તે (તારા સંબંધમાં રહી) પરમાત્મપદને પામે છે. આ જગતમાં સર્વ જંગમો (હરી ફરી શકનારા પદાર્થો, પ્રાણીઓ) કરતાં તું શ્રેષ્ઠ છે. કલ્યાણઃ કલ્યાણઃ આજે તારો અને મારો ઘણા કાળનો સંબંધ પૂરો થવા આવ્યો છે. હું સફળ, તુંએ સફળઃ તારાથી હું સફળ, મારાથી તું સફળ. હવે હું જાણી જોઇને તારી મિત્રતા તોડું તો કૃતઘ્ની કહેવાઉં, પણ ઇશ્વરેચ્છાથી જ તેમ કરવાનો સહજ પ્રસંગ પ્રાપ્ત થયો છે, તો હવે તેને અટકાવવા શા માટે યત્ન કરવો? તું જાણે છે કે, આ છેવટના સમયમાં હું તારું લાલનપાલન કરીને તને કશું સુખ આપી શકતો નથીઃ તને જ્યાં ફાવે ત્યાં, ગામમાં, વગડામાં કે ઘરમાં, ભોંયપર, પત્થરપર કે ઘાસપર, સુવાડું છું. જે કંઇ અનાયાસે પ્રાપ્ત થઇ જાય તે ઉપર તારું આ જીવનાદિ ચાલે છે. તે સિવાય કંઇ પણ તને ખાવાનું મળતું નથી, અને એ વિના અન્ય કોઇ પણ રીતે હું તને સુખ આપવાની પણ કાળજી ધરાવતો નથી; તો હું ધારું છું કે, આજે આપણે છૂટા પડીશું, હું તને ત્યજી દઇશ, તેથી તને કંઈ ખોટું લાગશે નહિ. હજી પણ તને મારી પાસે રહેવાથી કશું સુખ પ્રાપ્ત થવાનું નથી, તો પછી આપણે વધારે ભેગા પડ્યા રહેવાનીએ શી જરૂર છે? હવે તું નિડર રહી સાવધ થા; તું તારે ઘેર જજે (અર્થાત્ જઈશ જ) ને હું મારે ઘેર જાઉં છું. પરંતુ ભાઇ, ચિંતા કરીશ માં, જ્યાં સૂધી તારો ને મારો સંબંધ છે ત્યાં-સૂધી બીજા અજ્ઞાન, પામર અને ક્ષુદ્ર બુદ્ધિવાળા આત્મદ્રોહીઓનો તને સ્પર્શ થશે નહિ, ઓ સદાના સાથી આત્મા! પ્રાચીમુખે વિસ્તરતા ચન્દ્રોદય ભણી દૃષ્ટિ કર, તેનો ઉદય ને તારો ઉદય સાથે સાથે જ છે. પ્રેમ અને શોકને વહેનાર, હવે તું મને સ્વપ્નમાં પણ જોનાર નથી, વિપત્તિ ને વ્યાધિનો તને સંગ થનાર નથી, પણ દિવ્ય પ્રકાશ જ તને અનન્તમાં વિલીન કરશે. પંચતત્ત્વમાં (દેહ) ભળી જશે ને તું અનન્તમાં ભળી જઇશ. અહો! આવ્યો! આ ચ

બસ બસ, સર્વ સર્યું, વિરમ્યું. હાશ! બીજી સર્વ વૃથા વાત મૂકી દે; જગદુદ્ધારક શ્રીહરિના મંગળ નામનો ઉચ્ચાર કર તથા છૂટા પડવાને સમયે મહા કૃપાળુ પ્રભુનો જય જય બોલ."

આટલું કહી તે પુરુષ બોલતો બંધ થયો કે, તેની સાથે તેના શરીરની ચેષ્ટા પણ એકાએક બંધ પડી ગઈ. તેના સ્મિતથી ને બોલવાથી સ્તબ્ધ જેવા બની ગયલા મારાંઓ, જેઓ, હથિયાર તેના ઉપર ઉગામીને જ ઉભા રહ્યા હતા તેઓ આ પ્રકાર જોઇને વધારે આશ્ચર્યમાં પડી ગયા. આ માણસ હમણાં આટલું બધું શું બકયો અને હવે શૂન્ય સરખો ઉભો રહી શું કરે છે? તે જોતાં ને વિચાર કરતાં તેને મારવાનો વિચાર જ જાણે ભૂલી ગયા હોય તેમ લગભગ એક ઘટિકા સૂધી થંભી રહ્યા. એટલામાં દેવાલયમાંથી કાલિકા પ્રતાપ, ક્રોધને લીધે લાલચોળ નેત્ર કરીને નિકળ્યો અને ઓટલા ઉપર આવી, નજર કરી બોલ્યો, "કેમ રે! હજુ સૂધી મહામાયાની આજ્ઞા અમલમાં આણી નથી કે? એ કુપાત્રને હજુ સૂધી જીવતો કાં રાખ્યો? અરે એ તો મહાદાંભિક છે. એ પોતાનું મરણ ટાળવા માટે અનેક ઢોંગ કરી ઉભો છે; માટે હવે ત્વરા કરો. એ દુષ્ટ પાપાત્માનો શિરચ્છેદ કરતાં વાર ના કરો; નહિ તો તમે સર્વે તેની શિક્ષાને પાત્ર થશો. જગજ્જનની આદ્યશક્તિની અવજ્ઞા કરનાર પાપીને દેહાંતદંડ કરતાં ડરો ના." આવી સખ્ત આજ્ઞા સાંભળતાં જ પેલા મારાઓ એકાએક ચમકયા અને તુરત પોતાનાં શસ્ત્રો પૂરીથી બળથી ખેંચ્યાં. પણ તેઓ તે પુરુષપર પ્રહાર કરે તે પૂર્વે તો તે મુક્તાત્માનું શરીર ચૈતન્ય રહિત થઈ પડ્યું. તુરત આકાશમાંથી એકાએક વિજળી ઝબકારો કરતી નીકળતી હોય તેમ, તેના શરીરમાંથી એક તેજનું બિંબ ઝળઝળાટ પ્રકાશ કરતું નિકળ્યું, ને સર્વ લોકનાં તથા કાલિકાપ્રતાપનાં પણ ચક્ષુને અંજાવી દેતું, આકાશમાં પથરાઇ ગયું.

સૌ કોઇ કેવળ સ્તબ્ધ બની ગયાં. એકાએક આ શું થયું? તેનો તર્ક કોઇના મનમાં પણ આવી શકયો નહિ. ચૈતન્ય નિકળી ગયા પછી શરીર નિસ્તેજ થઇ જેમનું તેમ ઉભું હતું; પણ તેનાપર એકે સામટા દશવીશ શસ્ત્ર પ્રહાર પડવાથી તે ઘાયલ થઇ

પૃથ્વીપર પડયું. કાલિકાપ્રતાપની આજ્ઞાથી તેને લાગલું જ ભૂમિદાહ કરવામાં આવ્યું. એકત્ર થયલા સર્વ લોકો કંઇ આશ્ચર્ય અને અંતરમાં કંઈક ખેદ પામતા, તેમ જ કંઈક ભયભીત થતા મંદિરના ચોતરાપર આવ્યા, "દેવીપુત્ર હમણાં શું કહેશે? રે! તેમના મોંઢામાંથી શી આજ્ઞા નિકળશે?" આવી રીતે સૌના મનમાં ત્રાસ પેશી ગયો. એ જ ક્ષણે કાલિકાપ્રતાપે ઘોર સ્વરે કહ્યું: "અયે મહામાયાના સેવકો! હમણાં તમે પ્રત્યક્ષ જોયું જ કે, મહામાયા કાલિકાની અથવા તેના પુત્ર પરમસેવક કાલિકાપ્રતાપની અવજ્ઞા કરનારની કેવી દુર્દશા થાય છે? તે જોત જોતામાં મહામાયાનો કેવો ભોગ થઈ પડે છે? માતુશ્રી તેને તુરત પોતાના ખપ્પરમાં વિજળીરૂપે ઝડપી લે છે. માટે સૌએ બહુ સાવધ રહેવું. મહામાયાનો અથવા તેના સેવકનો અપરાધ ન થવા માટે ચેતતા રહેવું. નહિ તો એ દુષ્ટની ગતિ થઈ તેવી ગતિ થતાં વિલંબ લાગશે નહિ." આટલું કહી સંધ્યાકાળ થઇ ગયો હતો માટે તેણે મોટી ધામધુમ સાથે માતાની આરતિ કરી. ને થોડી વારે સૌ લોક દર્શન કરી મનમાં નાના પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતા પોતપોતાને ઘેર ગયા.

આવી રીતે પાખંડીઓ લોકોને ભોળવી પોતાને આધીન કરી લે છે. અને પોતાનાથી ઉલટા ચાલનારનો પ્રાણઘાત કરવામાં પાછા પડતા નથી. સંતજનોને તેઓ પોતાના શત્રુઓ ગણે છે, ને તેઓને ઘણી રીતે સંતાપે છે. પરંતુ રાજપુત્ર! તેવાઓનો આખરે પરાજય જ છે. મરનાર પુરુષને જાણ્યા વગર જ–તેનો પ્રતાપ કેટલો છે? અને જીવ કેવો છે? એ જાણ્યા વગર જ–કાલિકાપ્રતાપે તેનો ઘાત કરાવ્યો; પરંતુ એથી તેને ભૂડાં હાલે મરવું પડયું. તે ઉન્માદ પુરુષ, કે જેના સ્વભાવનું હું વર્ણન કરી ગયો, ને જેને કાલિકાપ્રતાપે મારી નંખાવ્યો, તે કંઇ સાધારણ મનુષ્ય નહતો; તે પરમ ભગવદ્ભક્ત હતો. તેનું અંતઃકરણ સાક્ષાત્ પરમાત્મસ્વરૂપમાં લીન હતું. આ સંસારની સર્વ દૃશ્ય વસ્તુને મિથ્યા માની તેનાથી તે નિઃસ્પૃહ રહેતો હતો, તેથી તે જાણે દિવાનો અથવા ભ્રમિત ચિત્તવાળો છે એવું મનુષ્યોને લાગતું હતું. તે મહાત્મા સત્પુરુષ વૃદ્ધિચંદ્ર રાજાના શહેરની બહાર એક પવિત્ર સ્થળમાં પર્ણકુટીમાં વસતો હતો.

તે પરમ બ્રહ્મનિષ્ઠ છે, એમ જાણવાથી પડોસના ગામનો એક બ્રાહ્મણપુત્ર–ઋષિપુત્ર–તેનો શિષ્ય થયો હતો. તે પ્રતિદિન તેની પાસે આવી તેની શ્રદ્ધાપૂર્વક સેવા કરતો તથા તત્ત્વજ્ઞાન સંપાદન કરતો હતો. કાલિકાપ્રતાપે તેનો ઘાત કરાવ્યો નહતો, પણ તેણે પોતે જ સ્વેચ્છાથી યોગબળે આ સંસારનો ત્યાગ કર્યો હતો. તે યોગીરાજે પોતાનો દેહ તજ્યો, તેને બીજે દિવસે નિયમ પ્રમાણે તેનો શિષ્ય તેની પર્ણકુટી આગળ આવ્યો, ને આશ્રમના ઝાંપામાં પગ મૂકતાં જ તે નિઃશ્વાસ મૂકવા લાગ્યો. આજે તેને આખો આશ્રમ અને મઠ, ચૈતન્યરહિત દેહ સમાન નિસ્તેજ લાગ્યું. ચારે બાજુ આમ તેમ ડોકિયાં કર્યાં, ફાંફાં માર્યાં, પણ કયાંય ગુરુજી દૃષ્ટિયે પડ્યા નહિ. ત્યારે તે શિષ્ય પોતાના મનમાં વધારે શંકાશીલ થયો. તે નિરાશ થતો કેટલીકવાર સુધી તે શૂન્ય આશ્રમમાં બેઠો; પણ તેને કંઇ ચહેન પડયું નહિ. તે પણ મહાત્મા ગુરુનો શિષ્ય, પૂર્ણ યોગ્યતાને પ્રાપ્ત થયલો તથા ગુરુપ્રતાપે મહાત્મા પુરુષ જ થયલો હતો, તેથી તેને કંઈ એમ ભાસ થવા લાગ્યું કે, ગુરુજી હવે કંઇ આ જગતમાં વિદ્યમાન હોય એમ લાગતું નથી. ઇશ્વરેચ્છા, પરંતુ તેમનું શું થયું ? તેની તો તપાસ કરવી જોઇએ. એમ નક્કી કરી તે તુરત ત્યાંથી નિકળ્યો, ને આમતેમ શોધ કરતાં વૃદ્ધિચંદ્ર રાજાના નગરમાં ગયો. ત્યાંથી તેને સઘળી ખબર મળી આવી. આગલી રાત્રિના બનેલી ઘણી ત્રાસદાયક વિગતની વાત આખા નગરમાં–બાળ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ સર્વમાં પ્રસરી ગઇ હતી. સૌ મનુષ્યો તે વૃત્તાંત સાંભળી હબક ખાઈ ગયાં હતાં. ઋષિપુત્રને આ સર્વ વૃત્તાંત માલમ પડવાથી બહુ ક્રોધ ચઢયો. તે વિચાર કરવા લાગ્યો, “મારા ગુરુજીનું શું અકાળ મૃત્યુ? શું અપરાધ વગર એક વામમાર્ગીએ તેમનો ઘાત કરાવ્યો? અરેરે ! આ વૃદ્ધિચંદ્ર જેવા ગર્વિષ્ઠ રાજાના નગરમાં પાખંડીઓનું આટલું બધું પ્રબળ ? એવા દુષ્ટોનો, પાખંડીઓનો અને તેવાઓને આશ્રય આપનારા રાજાનો પણ શું નાશ થવો નથી જોઇતો ? મારા મહાસમર્થ ગુરુજીએ પણ આ અપરાધ કેમ સહન કર્યો ? મહાપ્રતાપી છતાં આવા દુષ્ટોને કેમ દંડ ન આપ્યો ? પણ નહિ, ગુરુજી સાધારણ જીવ નહોતા, તે મહાત્મા

હતા. તે, મનાદિ ઇંદ્રિયોને વા કામ ક્રોધાદિ ષડ્રિપુઓને વશ થ- યલા ક્ષુલ્લક જીવ ન હતા, તેથી તેમણે, પોતાના દેહના નાશ માટે બીજાપર ક્રોધ કરવો અઘટિત વિચારી, શાન્ત રીતે પોતાના જ દેહપર ક્રોધ કરી તેની સાથનો સંબંધ તોડી નાંખ્યો છે. એ તો પરમાત્મસ્વરૂપને પહોંચેલા સાક્ષાત્ બ્રહ્મૈવ પુરુષ હતા. તેમને ક્રોધ શો? પ્રાણીને સાશન શું? તે તો મૂળે દેહોપાધિને ઇચ્છતા જ ન હોતા, અને વળી આ દેહ ત્યજવાને, આપોઆપ સમય પ્રાપ્ત થયો તેથી દેહ ત્યજવા, તે ઘણા હર્ષયુક્ત થયેલા હોવા જોઈએ. લોકો કહે છે કે, "તેમને, મારવા માટે જ્યારે મારાઓની વચ્ચે ઉભા કરવામાં આવ્યા હતા ત્યારે તે રાજી થઇને પછી કંઈક સંક્ષેપમાં બોલ્યા હતા, હતું તો તે ઘણું ગૂઢ, અને પોતાના શરીરને શિક્ષા વચન સુણાવતા હતા તેવું હતું, પણ તે સમયે સ્મિતથી છવાયલા હતા" એ શું? હું એમ જ ધારી શકું છું કે, ગુરુજીએ દેહ છોડતાં ઘણો હર્ષ બતાવ્યો હશે, ને તેમણે જે કંઈ કહ્યું, તે પણ દેહપર જ અન્યોક્તિ હશે. એ સઘળું તો ઠીક; પરંતુ મારે તો એવા ભગવદ્રૂપ ગુરુ દેવની સાથે સદાનો વિયોગ થયો. તેમણે તો બીજી આસ- પાસની વાતપર લક્ષ દીધું નહિ, કારણ કે, તે કેવળ નિઃસ્પૃહ હતા; પણ મારે તો સર્વપર લક્ષ દેવાનો સમય, પરમાત્માએ પરાણે આણ્યો છે. મારા હાથમાંથી સદ્ગુરુ જેવું અમૂલ્ય રત્ન ગયું, ને તે વળી પા- ખંડના પ્રાબલ્યને યોગે ગયું. સુજ્ઞ–સંત પુરુષોનું એ કામ જ છે કે પાખંડધર્મનું ખંડન કરીને સદ્ધર્મની વૃદ્ધિ કરવી. હું હવે મારા ગુરુની કૃપાનો પ્રતાપ દેખાડીશ ને દુષ્ટોને શાસન કરવા તથા સદ્ધર્મનું સ્થાપન કરવારૂપ શાસ્ત્રાજ્ઞાને અનુસરીશ." આ પ્રમાણે વિચાર કરીને તે ઋષિશિષ્ય નગરમાં ફરવા લાગ્યો અને ગુરુમરણ સંબંધી લોકો- ને પૂછતો, સંધ્યાકાળની રાહ જોતો, ને સર્વદા આનંદરૂપ સમુદ્રમાં ડૂબેલા મનવાળા અખંડ બ્રહ્મરસના ભોગી બનેલા પરમગુરુ અનંત તેજમાં મળી ગયા તેનો વિચાર કરતો ત્યાં જ રહ્યો.

સાંજ પડી. શહેરમાંથી લોકોનાં ટોળેટોળાં દેવીનાં દર્શન માટે જવા લાગ્યાં. તે શિષ્ય પણ ગંગાપર આવેલા કાલિકામંદિર આગળ ગયો, ને પોતાના ગુરુ જેમ બેઠા હતા તેમ દેવી તરફ

બેધડક પીઠ કરી, ગંગા સન્મુખ મુખ કરી પડથારપર બેઠો. કાલિકાપ્રતાપની નજર જેવી તેનાપર પડી કે, તુરત તે એકાએક કોપાયમાન થઈને બોલી ઉઠયો, "રે! આજે વળી આ કંટક કોણ આવ્યો છે રે? અલ્યા દુષ્ટ! અયે ચાંડાળ! તારું પણ મૃત્યુ પાસે આવી લાગ્યું છે કે શું? એકનું તો કાલે મહામાયાએ બલિદાન લીધું, ને આજે તારું બાકી રહી ગયું હતું તે તું આવ્યો છે કે? ચાલ મૂર્ખ! માતુશ્રી સન્મુખ થઇ બેશ, નહિ તો તારી પણ તેવી જ દશા કરવામાં કંઇ વિલંબ નથી." તુરત તો ઋષિશિષ્ય કંઈ પણ બોલ્યા વગર ફરીને બેઠો; પણ તેણે એ ઉપરથી વિચાર કીધો કે, એ જ દુષ્ટ પુરુષ મારા મહાત્માગુરુનો ઘાત કરનાર છે. પણ લાવ જોઉં તો ખરો, કે ગુરુજીએ એને કહ્યું હતું કે, 'તું જેનું ચિંતન કરે છે તે તારા પગ નીચે છે,' તે શા ઉપરથી હતું, ને આ દુષ્ટ શાનું ચિંતન કરે છે? આમ વિચાર કરતો તે, દેવીપુત્રના અંતઃકરણનું રહસ્ય યોગબળથી અવલોકન કરતો શાંત થઇને બેઠો.

આજે પણ કાલિકાપ્રતાપના મનમાં ગયા દિવસના સરખા જ તરંગો ઉછળી રહ્યા હતા. જો કે તેણે ડોળ તો મહા દૃઢ ધ્યાનસમાધિનો ઘાલ્યો હતો, પણ તેનું મન તો સંસારના પ્રપંચમાં બેઠું હતું. ઋષિશિષ્યે પોતાના ગુપ્ત, રહસ્યમય યોગબળવડે સઘળું જાણી લઇ નિશ્ચય કરચો કે, નિઃશંક, મારા ગુરુજીએ આ દંભીને જે કહ્યું છે તે યથાર્થ છે. એ જેનું ચિંતન કરે છે તે એના પગ નીચે જ છે. પણ હરિ હરિ! ગુરુજીએ આવા અનધિકારીને તેનો ઉપદેશ કરચો. બહુ ખોટું થયું. પણ ખેર, હું તેને તેના કૃત્યનાં ફળ ચખાડીશ."

આજે માતાજીનો મોટો ઉત્સવ હતો: ચૈત્રી પૂર્ણિમાનો દિવસ હતો. મહારાજા વૃદ્ધિચંદ્ર પણ પોતાના કુટુંબ સહિત માતુશ્રીનાં દર્શનાર્થે આવવાના હતા. આ સઘળાને લીધે આખા મંદિરને સારા પ્રકારે શણગારવામાં આવ્યું હતું. હાંડી, ઝુમ્મર, તકતા વગેરેથી ત્યાં ખુબ ઝપકાબંધ રોશની કરવામાં આવી હતી. માતાજીને પ્રિય લાગતા નાના પ્રકારના ધૂપો સળગાવી દીધેલા હતા. માતાજીને નવીન નવીન વસ્ત્રો તથા આભૂષણો સજાવેલાં હતાં. તેમનાં આગળ પાંચ

સાત ઘીની જ્યોતો ઝળઝળાટ બળતી હતી. માતાજીના ભોગ માટે હૃષ્ટપુષ્ટ બનેલા મેષ આણી, ચંદનપુષ્પથી શણગારી તયાર કરેલા હતા. નાના પ્રકારના સ્વાદવાળાં મદ્યો તથા આસવો, માતાજીને મધુપાનમાં ભોગ ધરાવવા અર્થે, સુંદર સુવર્ણપાત્રોમાં ભરીને, તયાર કરી રાખેલાં હતાં. બીજી પણ પૂજાની ઘણીક જાતની તયારી કરી રાખેલી હતી. એવામાં ધ્યાનમાં બેઠેલા કાલિકાપ્રતાપને એકાએક હાંક મારીને ઋષિશિષ્યે કહ્યું, "હે દેવીભક્ત ! કાલે આ વખતે તને જે મરનાર પુરુષે કહ્યું હતું, તે જ સત્ય છે. તું, તે મહાત્માનો ઘાત વૃથા કરાવી, પાપપુંજમાં દબાયો છે. જાગ્રત થા, તારામાં જ જો. અરે પાપાત્મા, તું જેનું ચિંતન કરે છે, તે તારા પગ નિચે જ છે." અરરરર ! હવે તો પૂછવું શું ? દેવીપુત્રને તો એ વાક્ય સાંભળી પગથી તે માથા સૂધી જ્વાળા પ્રગટી. કાલના જ શબ્દો આજે પુનઃ કર્ણમાં પડયા. જાણે દૈવકોપ થયો હોય તેમ તે મોટી બૂમ મારીને ઉભો થયો; "રે કોઈ હાજર, કોઇ હાજર, સીપાઈઓ ! આ પાપી દુષ્ટને એકદમ બાંધો, બાંધો, એને જવા દેશો નહિ. આજે ઘણું જ સારું થયું. પૂર્ણિમાના ઓચ્છવને દિવસે માતાજીને નર–પશુનો ભોગ ધરાશે." દેવી પુત્રની આજ્ઞા થતાં જ સીપાઇઓએ, તુરત મંડપમાં આવીને, તે ઋષિશિષ્યને પકડી લીધો. લોકો સઘળા તેની આસપાસ વિંટાઈ વળ્યા; આખા મંદિરમાં મોટો શોરબકોર મચી રહ્યો. કેટલાક સીપાઇઓ તથા બીજા ચઢાઉ બુદ્ધિના મનુષ્યો, આ લાગ જોઇને તે ઋષિશિષ્યને ધક્કા મુક્કી મારવા લાગ્યા. પણ ગુરુકૃપાનો પ્રતાપ કંઈ ઓછો નહોતો. ઋષિશિષ્યનું સર્વાંગ કેવળ વજ્રસમાન થઇ રહેલું હતું, તેથી જે જે લોકો તેનાપર હસ્તપાદાદિકના પ્રહાર કરતા હતા તે જાણે લોઢાની ભીંતપર જ કરતા હોય તેમ થઇ પડવાથી ઉલટી મારનારને જ તેથી સખ્ત ઇજા થતી હતી. આમ કોલાહલ ચાલ્યો એટલામાં મહારાજા વૃદ્ધિચંદ્રની સ્વારી આવી પહોંચી. સઘળા તુરતા તુરત ચૂપાચૂપ થઇ ગયા. પટ્ટાવાળાઓએ લોકોને કોરે ખસેડી દીધા. "મહારાજાધિરાજને ઘણી ખંમા !" ઇત્યાદિ શબ્દોથી છડીદારે નેકી પોકારતાં જ રાજા મંડપમાં આવ્યો. તેની પછવાડે રાણી, રાજપુત્ર,

પ્રધાનો, માંડલિકો વગેરે પણ મંડપમાં આવ્યા. આ વખતે સીપાઇઓ પેલા ઋષિશિષ્યને પકડીને ઉભા હતા તે જોઈને રાજાએ આશ્ચર્યથી પૂછ્યું, "અરે! આ કોણ છે? અને એને શા માટે પકડી રાખ્યો છે?" તુરત દેવીપુત્રે ગંભીરતાથી કહ્યું; "રાજા! એ કૃતઘ્ની પુરુષ મહામાયાની અવજ્ઞા કરનારો છે. કાલે પણ એક દુષ્ટે માતુશ્રીના શાપથી પોતાના પ્રાણ ખોયા છે, ને આજે વળી આ ચંડાલ આવ્યો છે. રાજા! માતાજીની ઇચ્છા જ કંઇ પ્રબળ છે. આજના ઉત્સવને દિવસે અનાયાસે આ નરપશુ ભોગ માટે આવી લાગ્યો છે." આ સાંભળી રાજાએ પ્રશ્ન કર્યો, "મહારાજ! કાલે કોણે અને કેવી રીતે માતાજીના અવજ્ઞા કરી હતી ને તેણે શો અપરાધ કીધો હતો?" ત્યારે, "તું જેનું ચિંતવન કરે છે તે તારા પગ નીચે છે," વગેરે આ ગુરુ–શિષ્યે કહેલો સર્વ વૃત્તાંત કાલિકાપ્રતાપે રાજાને કહી સંભળાવ્યો, ને પછી સંધ્યાઆરતિ કરીને ઉત્સવનું મહાનૈવેદ્ય તથા આ નરપશુ માતાજીને ભોગમાં આપીશું એમ કહી, કાલિકાપ્રતાપે તુરત મંદિરનાં દ્વાર ઉઘાડ્યાં ને મોટી ગર્જના સાથે માતાજીનો જય બોલાવીને ઉતાવળો ઉતાવળો અંદર ગયો, તયાર કીધેલી આરતિ સળગાવી, દ્વાર આગળ આવીને ઉભો. રાજા આવ્યો છે માટે તેને સઘળી વાતનું સેવાચાતુર્ય તથા પૂજાની ધામધુમ દેખાડવાની ઝુમમાં તેણે દેવીની મુર્તિ સામું તો જોયું જ નહિ, ઘંટા નાદ થઈ રહ્યા, મંડપમાં બાંધેલા મોટા ઘંટોના ઘણણણુકારથી દેવાલય ગાજી રહ્યું; નગારાં તથા નોબતોની ગર્જના થઈ રહી, દર્શનમાટે ઉભેલાઓની તાલીઓનો પણ મોટો શબ્દ થઇ રહ્યો; એવામાં કાલિકાપ્રતાપ મોટા આડંબર સાથે દેવીદ્વાર ઉઘાડી મોટી ઝળહળાટ કરતી પ્રકટેલી આરતિ લઇ દેવી સામે આરતિ ઉતારવા ઉભો. પણ દેવીપુત્ર જેવા "જય આદ્યશક્તિ મા, જય આદ્યશક્તિ" નો પ્રારંભ કરે છે, ત્યાં તો રાજાની તથા સર્વ લોકોની નજર મંદિરના દેવીના સિંહાસનપર પડી, ને તુરત અત્યંત આશ્ચર્ય પામી રાજા બોલી ઉઠ્યો, "મહારાજ! તમો કોની આરતિ ઉતારો છો? માતાજી કયાં છે? માહામાયાનું સિંહાસન તો ખાલી પડેલું છે. દેવી કયાં ગયાં?" દેવીપુત્ર તુરત ચમક્યો અને જોયું

તો સિંહાસનપર કાલિકાની પ્રતિમા હતી નહિં. તેનું મ્હોડું વીલું પડી ગયું, અને તે બહુ જ ઝંખવાઇ ગયો. પરંતુ તેણે એક તાલ કીધી. તુરત બારણાં બંધ કીધાં ને સૌને સમજાવ્યું કે, "આજ ઉત્સવનો દિવસ છે માટે માતાજી કયાંઇ રમવા પધારેલાં હશે." રાજા સહિત લોકો ઘણીવાર સૂધી વાટ જોતા ઉભા રહ્યા, પણ તેટલા સમય સૂધીમાં તો દેવીપુત્રની મહાદુર્દશા થઇ રહી. તે અત્યંત આશ્ચર્યથી ગભરાઈ ગયો, અને હવે શું કરવું? પોતાની લજ્જા કેમ સાચવવી? અને પ્રાણ કેમ બચાવવા? તેનો તે વિચાર કરવા લાગ્યો. તેણે ઉપરઉપરના ધંતરમંતરથી ને સ્તુતિપ્રાર્થનાથી દેવીને પ્રસન્ન કરવાના તથા સ્વસ્થાને પધારવાના ઘણાય ઉપાય કર્યા, પણ તેથી શું? તેની ઘણાક દિવસની રુડી પ્રકારની સેવાથી દેવી અતિસંતુષ્ટ થઇ-ધરાઇ ગઇ હતી એટલે તેને પધારવાની ઇચ્છા કેમ થાય?

હવે જ ખરેખરો ખેલ હતો. યજ્ઞભૂ, તું જો કે, પાપકર્મથી સંતુષ્ટ કરેલા દેવતાઓ પણ તે પાપાત્મા પ્રાણીને થતી પાપકર્મની શિક્ષાના ભાગીદાર થતા નથી; તે તો કરનારને પોતાને જ માથે હાથ દઇને ભોગવવી પડે છે. આ વખતે કાલિકાપ્રતાપને માથે મહાદુસ્તર સંકટ આવી પડયું. તેણે ઘણીકવાર "ઓ મા! ઓ માડી! ઓ મારી માતુશ્રી! ઓ જગજ્જનની!" વગેરે શબ્દોથી મોટી મોટી હાંકો મારી, પણ દેવી પધાર્યાં નહિં. આખરે લોકોના તથા રાજાના ટળવળાટથી હારીને મંદિરનાં બારણાં ઉઘાડયાં, પણ દેવીનું સિંહાસન તો પ્રતિમા વગર ખાલી જ દૃષ્ટિએ પડયું. પછી રાજાએ દેવીના ઘણીએક વિનતિ કરી, અને સૌ લોકો સાથે મોટી ગર્જનાથી તેનો જય બોલાવ્યો, એટલે મંદિરની અંદરના ગંભારમાંથી એકાએક મોટો શબ્દ સંભળાયો, તે શાંત થયાં પછી પરમ ગંભીર અદૃશ્ય વાણીથી જાણે કોઇ ક્રોધાંધ થઇ બોલતું હોય તેમ સંભળાવા લાગ્યું. યજ્ઞભૂ! એ ગંભીર વાણી દેવી કાલિકાની જ હતી, અને તે જ અદૃશ્યપણે મંદિરમાંથી આ પ્રમાણે બોલ્યાંઃ—

"હે રાજા! રે દુષ્ટ સંગતે લાગેલા વૃદ્ધિચંદ્ર રાજા! હવે હું કદી પણ તારી અપવિત્ર સેવાને ગ્રહણ કરનારી નથી. માત્ર પોતાની જિહ્વાના સ્વાદને અર્થે અને પોતાના શરીરના પોષણને અર્થે,

અન્ય અવાચક પ્રાણીઓના શરીરોનો, મારે નિમિત્તે જેઓ ઘાત કરે છે, તેઓ મારા ભક્ત નથી, પણ કેવળ મારા દ્રોહીઓ જ છે· તેઓ પોતાનાં તે પાપકર્મોનું ફળ યથાર્થ ભોગવે છે, ને તેમાં હું કદી સહાયતા કરતી નથી. હું સચ્ચિદાનંદ પરબ્રહ્મની માયા શક્તિ છું. તે પરમાત્માએ પોતાની ત્રિગુણાત્મક વિભૂતિરૂપે ધારણ કરેલા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, એ ત્રિગુણ દેવોની સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી આદિ શક્તિરૂપે સર્વત્ર વ્યાસમાન છું. મારું કાર્ય દુષ્ટોને સહાય કરવાનું નથી, પણ તેઓને તેઓનાં કર્મો માટે શિક્ષા કરવાનું છે. આ દુષ્ટ કાલિકાપ્રતાપના કપટપાશથી તું બંધાઇ ગયો છે, તેથી તારા રાજ્યમાં, અને તારી દૃષ્ટિ આગળ થતા અધર્મની તને ખબર પડતી નથી. એ અધર્મ વળી એવો છે કે, પરમાત્માસ્વરૂપને પામેલાઓનો અને સાક્ષાત્ બ્રહ્મરૂપ મહાત્માઓનો—મને પણ વંદવા યોગ્યનો, અપરાધ વિના, કોઇના પણ ભય વગર ઘાત થાય છે; છતાં આજ બબે દિવસ થયાં, તેની શોધ પણ તારી તરફથી લેવાઇ નથી. હે દુષ્ટ ભૂપતિ! તને ધિક્! ધિક્! તું આ પરમ ચંડાલ કાલિકાપ્રતાપ, જે કેવળ પાખંડને પ્રવર્તાવનાર છે, તેને જ અનુસરે છે. ધિક્કાર છે તને. તે દુષ્ટે, કાલે એક મહાપુરુષનો બહુ ક્રૂરતાથી ઘાત કરાવ્યો છે ને આજે વળી અધુરામાં પૂરું મારા ઓચ્છવ નિમિત્તે તે મરનાર મહાત્માના કૃપાપાત્ર શિષ્ય અને પરમપદને પહોંચેલા, શુદ્ધ સાત્વિક સ્વરૂપ, જીવન્મુક્ત, તારી પછવાડે ઉભેલા ઋષિશિષ્યનો ભોગ આપવાની તે ઇચ્છા કરે છે. ધિક્! ધિક્! એ મહાચંડાલ બ્રહ્મઘાતિને હું શી શિક્ષા કરું? અરે રાજા! એ પરબ્રહ્મને પામેલા મહાત્માઓનો કેટલો પ્રતાપ છે? એ તું જાણતો નથી. એઓ સાક્ષાત્ ભગવદ્રૂપ છે, એઓને દેખીને કાળ પણ કંપે છે; ઇંદ્રાદિ દેવતાઓ તેઓની આજ્ઞા માને છે; અને સર્વ ઉપર એઓની સત્તા ચાલે છે. તેઓનાં દર્શન માત્રથી મનુષ્ય પ્રાણીનાં પાપ નાશ થાય છે. ગંગાદિ તીર્થો આખા જગત્તનાં પાપને ભસ્મીભૂત કરે છે; પણ તે તીર્થોનાં પાપ બ્રહ્મરૂપ મહાત્માઓથી નાશ થાય છે, એવા મહાત્મા પુરુષની અવજ્ઞા કરનારને વા તેઓનો યત્કિંચિત અપરાધ કરનારને; હું જોઇ શકતી

નથી, તો પછી તેઓના દેહનો નાશ કરનારને માટે કેટલી બધી મહાન્ શિક્ષા હોવી જોઇએ? માટે રાજા! એ દુષ્ટ અને મારા નામને તથા માર્ગને પણ ભૂડાં કર્મથી દૂષિત કરનાર કાલીપુત્રને, અહીંથી દૂર કર; એનું મ્હોં કાળું કર; અને એને યોગ્ય શિક્ષા કર તથા આ મહાત્મા ઋષિશિષ્યને પ્રસન્ન કર; એની આજ્ઞાને અનુસર; એને જ પોતાનો ગુરુ કર; અને એની જ રુડી પ્રકારે સેવા કર, જેની સેવાથી હું મારી જ સેવા કરી માનીશ."

તુરત તે અદૃશ્ય વાણી બંધ પડી, રાજા તથા લોકોના મનમાં અતિ આશ્ચર્યે ઘર કર્યું. મહાકાળીએ કરેલા કાલીપુત્રપરના આક્ષેપથી લોકો સ્તબ્ધ થઇ ગયા. એ સમયે કાલીપુત્રના આત્માને મૂકવા માર્ગ પણ રહ્યો નહિ. તેના રામ ત્યાં જ રમી ગયા; તે કેવળ નિઃસત્વ થઇ રહ્યો. તેને એકે દિશા સૂઝી નહિ. રાજાએ તુરત પેલા મહાનુભાવ ઋષિશિષ્ય પ્રતિ દૃષ્ટિ કરી. આ સમયે ઋષિશિષ્યનું સ્વરૂપ અતિ ભવ્ય, પણ સૌમ્ય અને મહાતેજસ્વી થઇ રહેલું હતું. પામર જનોની તેની પાસે જવાની તો શું, પણ તેના સામું જોવાની પણ હિમ્મત ચાલી શકતી નહોતી. મહામાયા કાલિકાનાં પરોક્ષ વચનો સાંભળી, રાજા અત્યંત દીન થઇ તેના ચરણમાં પડ્યો, અને "ક્ષમા કરો, ક્ષમા કરો,' ઇત્યાદિ શબ્દો બોલતાં તેણે વારંવાર પ્રણામ કરવા માંડ્યા. પછી ઘણીક વિનતિ કરીને તેણે ઋષિશિષ્યને તેના ગુરુના મરણ વિષે સઘળી વિગત પૂછી. ઋષિશિષ્યે જણાવ્યું કે, "રાજા! મારા પુણ્યાત્મા ગુરુદેવ ફરતા ફરતા પોતાના આશ્રમથી આ મંદિરના પડથારપર આવી, ગંગાતટ ઉપર દૃષ્ટિ કરી, ઈશ્વરની અદ્‌ભુત લીલાનું અવલોકન કરતા બેઠા હતા, તે વખતે, આ દુષ્ટ પાખંડીએ તેમનું અપમાન કરીને, તેમને ફરી બેસવાનું કહ્યું. પણ મહાત્માજનોને માન તથા અપમાન સરખાં જ છે, તેથી તેના કહેવાપર કશું લક્ષ ન દેતાં, તે ફરીને બેઠા. એવામાં તે પાખંડી કાલીપુત્ર ધ્યાનનો ડોળ કરી બેઠેલો હતો, ત્યાં તેમની દૃષ્ટિ ગઇ. હે રાજન્! મહાત્મા પુરુષોથી કંઇ પર મનની વાર્તા ગુપ્ત રહે છે? નહિ જ. તેમણે આ પાખંડીના મનની વાત જાણી લઇ, તેનાપર દયા કરીને, તેને કહ્યું કે, 'અરે દેવી ભક્ત!

તું ચિંતા શાને કરે છે? તું જેનું ચિંતન કરે છે, તે વસ્તુ તારા પગ નીચે જ છે.' એ સાંભળીને તેમના પ્રભાવને ન જાણનાર, આ દુષ્ટે, તેમને કેટલુંક તાડન આદિ કષ્ટ આપી, તેમનો દેહઘાત કરાવ્યો. હું તેમનો શોધ કરતો કરતો અહીં આવ્યો, તો આજે પણ એને તે જ વસ્તુનું ચિંતન કરતો મેં જોયો, ત્યારે મેં જાણ્યું કે આ જ દુષ્ટ મારા ગુરુનો ઘાત કરાવનાર છે. પછી મેં પણ એને તેમ જ કહ્યું, પણ તે એને ન રુચતાં, પોતે આદ્યશક્તિનું ચિંતન કરે છે એમ લોકોને બતાવવા યત્ન કર્યો. હવે એને પૂછ કે તું શાનું ચિંતન કરે છે? જો એ નહિ માને તો હું હમણાં બતાવીશ."

આ ઉપરથી રાજાએ કાલીપુત્રને ખૂબ દાબથી પૂછ્યું, પરંતુ તેણે કંઇ સીધો જવાબ આપ્યો નહિ. પછી ઋષિશિષ્યે કહ્યું, "રાજા! દુષ્ટજનો પોતાનો અપરાધ કદી સ્વીકારતા નથી. તેઓ ગમે તેમ કરીને પણ પોતાને લોકોમાં મોટા કહેવડાવવા યત્ન કરે છે. પણ રાજા! એના હૃદયમાં એ શાનું ધ્યાન ધરતો હતો તે સાંભળઃ એ સમયે આ કલિકાપ્રતાપ પોતાના પુત્રના વિવાહ માટે તારી પાસેથી પુષ્કળ ધન કઢાવવાની મોટી યોજના ઘડતો હતો. તે મનમાં એમ જ ચિંતન કરી રહ્યો હતો કે આ હમણાં લગ્નગાળો ચાલે છે, માટે આજે રાજા આવે એટલે તેને કહીને પુત્રના વિવાહનો ખરચ કરવા માટે પુષ્કળ દ્રવ્ય મેળવું. આ રહસ્ય જાણી મારા કૃપાળુ ગુરુજીએ તેને કહ્યું કે, 'તું ચિંતા ન કર, તું જેનું ચિંતન કરે છે, તે વસ્તુ તો તારા પગ નીચે જ છે,' પણ એ મૂઢ સમજ્યો નહિ. હે રાજા! એ વાતની પ્રતીતિ માટે એ કાલિકાપ્રતાપના આસન નીચે હમણાં જ ખોદાવ, અને જો કે ત્યાંથી કેટલું બધું દ્રવ્ય નિકળે છે!" આશ્ચર્યચકિત થયેલા રાજાએ તુરત અનુચરોને આજ્ઞા કરી ને ત્યાંથી આરસપહાણની લાદીઓ ઉખેડાવીને તે નીચે ખોદાવવા માંડયું. બે હાથ, ને ચાર હાથ ખોદતાં તો અંદરથી એક મોટું તામ્રપત્ર નિકળ્યું. તેમાં લખ્યું હતું કે, આથી ત્રણ હાથ નીચે મોટા તાંબાના સાત ચરુ દાટેલા છે, જેમાં અનુક્રમે લક્ષ લક્ષ રૂપાના ને સોનાના સિક્કા, તથા હીરા, મોતી, માણેક, પન્નાં અને નીલ મણિઓ ભરેલાં છે. ખોદતાં ખોદતાં એક પછી એક તે મજબૂત

બંધ કરેલા ચરુઓ નિકળ્યા, જેમાંથી દ્રવ્ય કાઢી જોતાં આખા મંડપમાં ઝળઝળાટ થઇ રહ્યો. રાજા તથા સર્વ લોક અત્યંત આશ્ચર્ય પામ્યા, અને તુરત રાજાએ ઘણા પ્રેમથી ઋષિપુત્રના ચરણ પકડીને તેના ઉપર પોતાનું મસ્તક મૂકી દીધું અને તે બોલ્યો, "હે મહાત્મા! હે સાક્ષાત્ ભગવદ્રૂપ પરબ્રહ્મપુત્ર! આપનો પ્રભાવ નહિ જાણનાર તથા આપના મહાન્ પ્રતાપી ગુરુદેવનો ઘાત કરનાર, આ દુષ્ટ કાલીપુત્રને હું ઘણી દુસ્તર શિક્ષા કરીશ. એ દુષ્ટને આપના જોતાંજ યમલોક પ્રત્યે મોકલીશ. પરંતુ મહારાજ! આપ હું અજ્ઞાનીનો અપરાધ ક્ષમા કરો; મારાપર દયા કરો. આપનો પ્રતાપ સાક્ષાત્ મહાકાળીથી પણ સહન થઇ શક્યો નહિ તો પછી હું પામરનું શું ગજું? હે મહાત્મા! અમો સહુ તમારે શરણે છીએ; ને હું તમારો શિષ્ય છું, મારો અનુગ્રહ કરો." આ પ્રમાણે વિનતિ કરતાં વૃદ્ધિચંદ્રને તે ઋષિશિષ્યે હાથ ઝાલીને બેઠો કર્યો, અને તેના મનની સાંત્વના કરી. રાજાએ કાલિકાપ્રતાપને તત્ક્ષણે કેદ કરીને કારાગૃહમાં નાંખવાની આજ્ઞા કરી, ઋષિશિષ્ય સાથે પોતે ઉત્તમ રથમાં બેસીને સઘળા સમાજ સાથે રાજગૃહ ભણી ગયો.

રાજગૃહમાં રાજાએ ઋષિશિષ્યની પરમ ભાવપૂર્વક અર્ઘ્યપાદ્યાદિથી પૂજા કરીને ભોજનપાન લેવા માટે વિનતિ કરી. પણ પોતાના ગુરુની ઉત્તરક્રિયા કર્યા વગર, તેણે તેમ કરવાની ના પાડી. રાજાએ તુરત તે મહાત્માનું શરીર જ્યાં દાટયું હતું ત્યાંથી કઢાવીને તેના શિષ્યને સોંપ્યું એટલે તેણે, ગંગાના તટપર ચંદનકાષ્ઠની ચિતા ખડકી, યથાવિધિ પોતાના ગુરુને અગ્નિદાહ દીધો. બીજે દિવસે રાજાએ અતિ કોપાયમાન થઈ, કાલીપુત્રને કમર સૂધી જમીનમાં દટાવ્યો, અને લોકોને સખ્ત આજ્ઞા આપી કે, સૌએ એને ઓછામાં ઓછા પાંચ પત્થરા વા શસ્ત્રના ઘા કરવા. આવી શિક્ષા થવાથી તે પાખંડી કેટલાક દિવસપર્યંત રીબી રીબીને, ઘણી ચીસો નાખતો ભયંકર આકૃતિવાળા યમદૂતોને આધીન થયો.

તે પછી રાજા, તે ઋષિશિષ્યનો પરમ શિષ્ય થઇ રહ્યો, અને નિરંતર, તેનાં વચનામૃતનું સદ્ભાવનાથી શ્રવણ કરીને સંપૂર્ણ જ્ઞાન સંપાદન

કર્યું, તેથી તે જીવન્મુક્ત થઈ પરમાત્માના સ્વરૂપને પામ્યો. મહાત્મા પુરુષનાં દર્શન, સેવન અને અનુકરણથી પરમ સદ્ગતિ થાય છે.

આ ઇતિહાસપરથી તારા જાણવામાં આવ્યું હશે કે, કુપાત્ર (અપાત્ર)ને ઉપદેશ કરનાર પુરુષ, એ બ્રહ્મનિષ્ઠ મહાત્મા ગુરુની પેઠે પ્રાણ ખૂએ છે અને એવા મહાત્મા પુરુષને દુઃખ દેનારની ગતિ પેલા પાખંડી દેવીપુત્રના જેવી મહાદુઃખરૂપ થાય છે. પામરજનો, જેણે બ્રહ્મસ્વરૂપને શોધવું જોઈએ–જાણવું જોઇએ, વિચારવું જોઇએ, એ સ્વરૂપ પોતા પાસે જ છે; પોતામાં જ છે, પણ તેને જાણતો નથી, વિચારતો નથી, તો જૂએ તો ક્યાંથી ને તેથી તે ભૂલમાં ભમે છે. સૂર્ય ચંદ્રનું સ્વરૂપ પોતાના નેત્રથી જ જોઇ–જાણી–અનુભવી શકાય છે, પણ બીજા કશાથી જાણી શકાતું નથી, તેમ જ આત્માનું સ્વરૂપ પોતાનાં અંતર્ચક્ષુ ઉઘાડી સમજે–વિચારે તો જ પ્રત્યક્ષ થાય છે, જે જીવશિવની એકતા ત્યારે જ સમજી શકાય છે, અને તે સમજ્યા પછી જ પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરી શકાય છે.

સચિવ! (ચન્નભૂ પોતાના પ્રધાન વિશાલકેતુને કહે છે) તે મહાત્મા મને આ ઇતિહાસ કહેતા હતા તે સમયે, જ્યારે પેલા ઋષિપુત્રના ગુરુને કાલિકાપ્રતાપની આજ્ઞાથી મારાઓ શસ્ત્ર ખેંચીને મારવાને માટે ઉભા રહ્યા, તે વેળા તે મહાત્મા ગુરુએ હસી પડીને જે ગુહ્ય ભાષણ કરવા માંડ્યું હતું તે શા સંબંધે હતું? એ પૂછવાને મારી ક્યારની ઇચ્છા થઇ રહી હતી. માટે જ્યારે આ જ્ઞાન કથા પૂર્ણ થઇ રહી ત્યારે હું તે વાત તે યોગેશ્વરને પૂછવા જતો હતો. તેટલામાં તત્ક્ષણે તે પોતાની મેળે બોલી ઉઠ્યાઃ–"ધન્ય છે રાજપુત્ર! સદ્ગુરુની આગળ તારા જેવા જ સચ્છિષ્ય અને તારા જેવા જ શ્રોતા જોઇએ. તેઓ ગુરુનાં પ્રત્યેક વાક્યોપર પોતાના અંતઃકરણની વૃત્તિઓને ચોંટાડી તેનું મનન કરે છેઃ સદ્ગુરુનાં હરેક વચન અવશ્ય મનન કરવા યોગ્ય જ હોય છે. જો કે મેં તને એક ઇતિહાસ માત્ર પાત્રાપાત્રના વિચાર માટે કહ્યો, અને તેનું ફળ–અપાત્રને ઉપદેશ કરવાથી વિટંબણા અને સત્પુરુષને દુઃખ કરનારા દુષ્ટને યોગ્ય શિક્ષા આપોઆપ થાય છે એ બતાવ્યું; તથા પોતે પોતાને જાણ્યા વિના આત્મા; પરમાત્માનાં સ્વરૂપનાં દર્શન માટે વલખાં

મારે છે, એ અજ્ઞાનતા જ છે તે પણ બતાવ્યું, પણ તેમ, સારી રીતે વિચાર કરી જોતાં આખા ઇતિહાસમાં બહુ બહુ પૃથક્ પૃથક્ પ્રકરણો આવી ગયાં છે. પાખંડ કરનારાઓ કેવા હોય છે? લોકોને પોતાની તરફ કેવી રીતે આકર્ષી લે છે, તેઓ કેટલો મોટો દંભ કરે છે, પોતાને માટે–પોતાની વડાઇને માટે તેઓ બ્રહ્મહત્યાદિ મહાપાતકો કરતાં પણ ભય રાખતા નથી; વળી બ્રહ્મવિત્ (પરમાત્માના સ્વરૂપને જાણનારા) પુરુષોનાં લક્ષણ કેવાં હોય છે? તેઓ કેવળ ગાંડા અને ભ્રાન્ત સરખા રહી, જડ, મૂક, બધિર અને પિશાચવત્ બહિરાચરણો કરે છે, તેઓને ગમે તેવાં વચનો કહેવાથી ખેદ કે આનન્દ થતો નથી, તેઓ પોતાનો દેહ પડો કિંવા રહો તેની પણ કશી પરવા રાખતા નથી, તથા મરણ સમયે પણ જેઓને કશો ખેદ કે શોક થતો નથી, ઇત્યાદિ ઘણાંક દૃષ્ટાંતો જેમાં આવી ગયાં છે, તેવી જ રીતનું આ તારું પૂછવાનું દૃષ્ટાંત પણ છે, માટે સાંભળઃ એ મહાત્મા ઋષિપુત્રના ગુરુએ મરતી વખતે લોકો વચ્ચે ઉભા રહીને જે કહ્યું, તે પોતાના દેહ પ્રત્યે કહ્યું હતું. તેમણે પોતાના દેહને પોતાનો મિત્ર ઠરાવ્યો હતો–જન્મથી મરણપર્યંત એક પળ પણ વગર છૂટા પડવે, તે તેની સાથે રહ્યો હતો. વળી તે દેહરૂપ મિત્રનો પોતાનાપર મોટો ઉપકાર થયેલો માન્યો હતો. જગતમાં પ્રાણીમાત્રના જે જે દેહો છે (સ્થાવર જંગમાદિક સર્વ–જળચર પ્રાણીઓ, પશુ, પક્ષી, તિર્યક્ આદિ સઘળા પ્રાણીઓ કે જેને શરીર છે) તે સર્વ કરતાં નરદેહ (મનુષ્ય શરીર) અત્યંત ઉત્તમ છે; અને પ્રાણીનાપર જ્યારે પરમાત્માની સંપૂર્ણ કૃપા થાય છે, ત્યારે તેને આ નરદેહ પ્રાપ્ત થાય છે. આત્મા, દેહનો સંગ કરીને અનેક સત્કર્મો કરી શકે છે; સત્સંગતિ કરી શકે છે; સદ્વિદ્યા પ્રાપ્ત કરે છે, તથા ભગવદ્ભક્તિ કરી પરબ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમનાં ચરણકમળ પણ એ દેહના સંગથી જ મેળવી શકે છે, માટે તેમણે પોતાના દેહને કહ્યું હતું કે, 'હે મિત્ર! તારી મિત્રતા મને અત્યંત ઉપકારક અને યોગ્ય થઇ પડી છે. એથી મેં હરિભક્તિ કરી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન મેળવ્યું છે; ને હું જીવનમુક્ત થયો છું. ફરી મને તારા જેવા બીજા મિત્રની જરૂર પડવાની નથી, અર્થાત્

પુનઃ મને નરદેહ પ્રાપ્તિની કોઇ કાળે જરૂર નથી. नृदेहमाद्यं खलु धर्मसाधनम् ॥ નરનો દેહ ધર્મસાધનોમાં મુખ્ય સાધન છે. અને વળી તેણે કહ્યું કે, હે દેહમિત્ર! તારો દુર્લભ પ્રસંગ પ્રાપ્ત થયા છતાં, તને જે મનુષ્ય ફોકટમાં ગુમાવી દે છે અર્થાત ઘણે કષ્ટે પ્રાપ્ત થયેલો નરદેહ ધારણ કરીને જેઓ તેનું મહત્વ સમજતા નથી તથા ઉત્તમ કૃત્યો ન સાધી લેતાં, આયુષ્ય માત્ર હસવામાં, ખેલવામાં, પરનિન્દામાં, વિલાસમાં, વિષયમાં અને એવાં બીજાં અનુચિત કાર્ય કરવામાં ગુમાવે છે, તેઓપર પરમાત્મા નિઃશંક કોપે છે. મોહમાયામાંથી છૂટવા–સંસારસાગરને તરવારૂપ સાધનો સાધવા માટેજ અવશ્ય પરમાત્માએ આ જીવને નરદેહ આપ્યો છે, તેને સહજમાં ગુમાવી દેવાથી, દયાળુ પ્રભુ કાં કોપાયમાન ન થાય? પરમાત્માના કોપને લીધે જીવોને બીજા નીચ પંક્તિના મિત્રો સાથે વસવું પડે છે અર્થાત્ નરદેહનો દુર્લભ પ્રસંગ ગુમાવનારા જીવોને બીજા વિલક્ષણ (નરદેહ કરતાં જૂદા એટલે પશુ, પક્ષી, કીટ, પતંગ, જળચર ઇત્યાદિ યોનીના દેહ–જેમાં જ્ઞાનપ્રાપ્તિનું સુખ નથી તેવા) નીચ દેહ વારંવાર ધારણ કરવા પડે છે અને તેવા નીચ દેહમાં રહ્યા પછી સંસાર તરવાનું કશુંએ સાધન બની શકતું નથી.

એ મહાત્માએ પોતાના દેહ પ્રત્યે એવી ઉક્તિ કરીને નરદેહનું માહાત્મ્ય દર્શાવ્યું છે. નરતનુ બહુ દુર્લભ છે–તેમાં પણ આત્માનાત્માનો વિવેક દુર્લભ છે; તેમાં સ્વરૂપનું જાણવું દુર્લભ છે. નરતનુના સંગથી જીવ સાક્ષાત શિવરૂપ થઇ શકે છે. સાક્ષાત મોક્ષનું દ્વાર નરતનુ જ છે. આ મહા દુસ્તર ભવરૂપી સાગર તરવાનું ઉત્તમ નાવ નરતનુ જ છે. નરતનુ સંપૂર્ણ તનુમાત્રનો અધિપતિ છે. સર્વ અન્ય તનુધારીઓપર તેની સત્તા ચાલે છે. તું પ્રત્યક્ષ ઉદાહરણ જો કે, એક નરદેહધારી પુરુષ પોતાની આત્મશક્તિવડે કીડીથી મોટા ઐરાવત જેવા હસ્તીને પણ વશ કરીને તેને પોતાની સત્તામાં રાખી શકે છે. દૂર શું કામ જવું? કયાંય એવું સાંભળવામાં આવ્યું છે, કે ગમે તેવા બળવાન્ એકાદા હસ્તીએ કિંવા વિકરાળ સિંહે કે વ્યાઘ્રે કોઇ પુરુષને પોતાને વશ કરી લીધો?

એ તો સઘળું ઠીક; પણ અત્યારસૂધી મેં તને જે ઇતિહાસ

સંભળાવ્યો, તેનું ખરું રહસ્ય તો બીજું જ છે. આજે પ્રથમ તેં તારા મનમાં એવી શંકા કરી હતી કે, "પરમાત્મા, જે સર્વ શક્તિમાન, સર્વાન્તર્યામી તથા સર્વેશ્વર છે, તેમની આપણે (મનુષ્યે વા દેહધારી આત્માએ) સેવા કરવી અને પરમ પ્રેમથી–ભક્તિથી સર્વવ્યાપી પ્રભુનું સ્વરૂપ પ્રાપ્ત કરવું એ સર્વોત્તમ સિદ્ધાંત છે, તો તે પરમાત્માને પ્રાપ્ત કરવા માટે કયો માર્ગ છે? શું તે જૂદે જ સ્થળે રહેનારો વા જૂદો જ હશે?

તારી એ શંકાના સમાધાન રૂપ જ ખરેખર પેલા ઋષિપુત્રના ગુરુનું કાલિકાપ્રતાપ પ્રત્યે કહેલું વચન હતું. તેમણે તે ધ્યાન કરતાં દેવીપુત્રને ધ્યાનમાર્ગે ફાંફાં મારતો અને મનન કરવાનું છોડી દઇને બીજી જ વસ્તુ ચિંતન કરતો જોઇ, તેની ભ્રમણા મટાડવાને તેનાપર દયા કરીને કહ્યું હતું કે, "હે દેવીભક્ત! તું જેનું ચિંતન કરે છે; તે તારા પગ નીચે જ છે અર્થાત્ તારી પાસે જ છે, એને માટે તારે બીજે ઠેકાણે યત્ન કરવો પડે તેમ નથી, માટે શાસારુ ફાંફાં મારે છે?" આ મહાત્મા પુરુષની વાણી ઘણી ગર્ભિત હતી. તેમાંનો એક ઇતિહાસ તો સ્પષ્ટ મેં તને સંભળાવ્યો (કે તું જે દ્રવ્યનું ચિતન કરે છે, તે તો તારા પગ નીચે જ છે; અને તે સ્થળે ખોદવાથી તે પણ મળ્યું હતું.) પણ બીજો અર્થ મહાગૂઢ અને પરમ આનંદકારક છે. મહાત્માઓ નિરંતર અંતઃકરણમાં પરમાત્માના સ્વરૂપનું જ ચિંતન કર્યા કરે છે. અને તેથી તેઓ વાતચિત પણ તે સંબંધે જ કરે છે. એટલા માટે તેમણે તે ધ્યાનીને એવા આશયથી કહ્યું કે, "રે! તું ધ્યાન ધરે છે ખરો, પણ તારું સઘળું ધ્યાન દાંભિક છે, અને તેનું કંઇ પણ ફળ મળનાર નથી, કેમ કે જે વસ્તુ પાસે હોય તેને ન જોતાં અને ન જાણતાં બીજે સ્થળે શોધવાનાં ફાંફાં મારવાથી તે વસ્તુ કેમ મળે? તું દ્રવ્યનું ચિંતન કરે છે, છતાં તે તારી પાસે જ છે અર્થાત્ ધ્યાન કરવા તથા ચિંતન કરવા યોગ્ય જે પરમાત્માનું સ્વરૂપ છે તે તો તારી પાસે જ છેઃ તે તું જ છેઃ તારા આત્મામાં છેઃ તુંમાં જ છે, તું તેને જાણીશ અને જોઇશ એટલે તારું ચિંતવેલું સમગ્ર દ્રવ્ય પણ તારી પાસે જ આવશે. આમાં અમૂલ્ય બોધ સમાયલો છે. કોઈ મનુષ્ય થોડું સુવર્ણ પ્રાપ્ત

કરવાને ઘણોક યત્ન કરતો હોય, પણ જ્યારે તેને માલમ પડે કે, પોતાના હાથની વીંટીમાં જે મણિ છે તે પારસમણિ છે, જેને અડકતાં–ઘસાતાં માત્રમાં લોહ આદિ હલકી ધાતુ સુવર્ણ થઇ જાય છે, એટલે તેના હાથમાં આખી સુવર્ણની ખાણ આવી ગઇ, પછી તેને થોડા સુવર્ણ માટે મહાયત્ન કરવાની શી જરૂર? તેમ જ પરબ્રહ્મ પરમાત્મા જેનાથી હું, તું, તે અને જડ ચૈતન્યાદિ આખું બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે, અને જેના સ્વરૂપમાં જ સ્થિતિ કરીને રહેલું છે, તે પરમાત્માના સ્વરૂપની જ્યારે પ્રાપ્તિ થઈ, ત્યારે આખા બ્રહ્માંડની સર્વ વસ્તુની પ્રાપ્તિ થઈ જ, પછી બીજે શોધવાની શી જરૂર ? પરમાત્મા વગર બીજું દ્રવ્ય શું કામનું છે ?

'તે પરમાત્મા શું જૂદો હશે ?' ના; તે તારી પાસે જ છે અર્થાત્ તે તું છે, તે તારામાં જ છે; અને તેને પોતાને જ તારે જાણવાનો છે. તે એ તું છે, તું તે છે. તું તો શું, પણ આખું જગત્ તે તે જ છે, અને તે તે આખું જગત્ છે. હમણાં જ તને મેં કહ્યું કે, આખું જગત્ તે પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે. જેમ એક દીપકમાંથી બીજા અનેક દીપક પ્રગટી શકાય છે અર્થાત્ તે સઘળા એકમાંથી જ ઉત્પન્ન થયા, અને તેમાંનો પ્રકાશ કરનારો તેજરૂપ અગ્નિનો ભાગ એ પણ સઘળાઓમાં એક જ છે. વળી સુવર્ણ એ મૂલ એક જ વસ્તુ છે ને તેમાંથી વેઢ, વીંટી, બાજુબંધ, મોહનમાળા, કંઠી, વાળી, ઝુમણાં, ફૂલ ને શેષફૂલ ઇત્યાદિ અલંકારો બને છે, પણ તેઓને ગાળી નાંખ્યા હોય તો એ સોનું જ; ને ન ગાળ્યું તોપણ સોનું જ છે; તો પછી તે પ્રત્યેક અલંકારોથી સોનું જૂદું કેમ કહેવાય? તેવી જ રીતે એ પરમાત્મા, કે જેમાંથી તું ઉત્પન્ન થયો છે તે તારાથી જૂદો નથી; જેમ અલંકારો કાલાંતરે ભાંગી તૂટી જવાથી પોતાના મૂળસ્વરૂપનો જ આશ્રય કરે છે અર્થાત્ તે કડાં, કુંડળ, વેઢ, વીંટી વગેરે પાછા પોતાનાં નામ, રૂપ છોડી છોડીને સોનાને નામે વ્યવહારોપયોગી થાય છે તેમ તે પરમાત્મારૂપી મૂળ સ્વરૂપને પ્રાપ્ત થવું એ જ તારી (અને સૌની) પણ ગતિ છે. માટે તે તારા સ્વરૂપને પ્રાપ્ત કર–તારા સ્વરૂપને જો; અને તેનું જ ચિંતન કર–

તેને જાણ-જેથી સર્વ જગત્ તારે હસ્તામલકની પેઠે (હાથમાં રહેલાં આંબળાની પેઠે) સ્વાધીન અને દૃશ્ય થશે. વળી તું કદાચ એમ ધારતો હશે કે પરમાત્મા જગદ્રૂપે શામાટે થયા હશે? તો સાંભળ; શાસ્ત્રમાં કહ્યું છે કે रमणार्थमिदं सर्वं ब्रह्मैव स्वेच्छयाऽभवत्॥ જ્યારે પરમાત્માને રમવાની-નાના પ્રકારની ક્રીડા કરવાની ઇચ્છા થઇ, ત્યારે તે પોતે જ પોતાની ઇચ્છાથી આ સર્વ જગદ્રૂપી થયા. તે સિદ્ધ કરવાને શ્રુતિમાં પણ કહ્યું છે કે,एकाकी न रमते-स द्वितीय-मैच्छत्॥તે (પરમાત્મા) એકલો રમણ કરતો નથી માટે તે બીજાની ઇચ્છા કરે છે. રમવા માટે, હે વત્સ! પોતાને સ્મરણાર્થ પરમાત્માએ આ જગત્ ઉત્પન્ન કીધું (તેનામાંથી ઉત્પન્ન થયું, કેમ કે તેને કંઇ ઉત્પન્ન કરવાને શ્રમ પડતો નથી. તેમની ઇચ્છા થતાં જ તેના સ્વરૂપમાં ઉત્પન્ન થઇ જાય છે.) માટે તે સ્વરૂપ જોવા સારુ પ્રથમ તું તારાં ખરાં સ્વરૂપને જો. પરમાત્માનાં સ્વરૂપનો અનુભવ થયા પછી તને સર્વ બ્રહ્મ જ દેખાશે.

વળી હે મર્ત્ય લોકના માનવી! તું એમ ધારે છે કે, તે કાલિકાપ્રતાપને મહાત્માએ દાંભિક શા આશયથી કહ્યો હશે? એકાગ્ર મનવડે ચિંતન કરવું, તે ધ્યાન કહેવાય છે. ધ્યાનાવસ્થામાં જ્યાં મન લાગેલું હોય, અથવા જે વ્યાપાર કરતું હોય તેનું જ તે ધ્યાન ગણાય; પણ બીજાનું (જેનું ધ્યાન કરવાનો પોતે ડોળ ઘાલ્યો હોય તેનું ધ્યાન) ગણાય નહિ. પરમાત્માનું ધ્યાન કરવા બેસે પણ આંખ્યો મીચી એટલે મન રૂપવતી સ્ત્રી તરફ અથવા દ્રવ્ય ઉપર દોડે; અને તે મને કેમ મળશે? તેને મેળવવા માટે હું શો યત્ન કરું? તે મને મળે તો હું કેવો સુખી થાઉં? ઇત્યાદિ સંકલ્પ કરે, તો એ ધ્યાન પરમાત્માનું નહિ, પણ વિષયોનું છે. એ વિષયોનું એક લક્ષ થતાં અનેક નવા વિષયો ઉત્પન્ન થાય છે, ને તેનો સંહાર કરવાની શક્તિ ન હોવાથી મનુષ્ય પડે છે. જ્યાં મનની એકાગ્રતા છે, ત્યાં તે વસ્તુની પ્રાપ્તિ છે, એ દૃઢ નિયમ છે. માટે મનુષ્યે પ્રથમ પોતાનાં મનને જ ઓળખવું અને વશ કરવું, જેથી સઘળું સિદ્ધ થાય છે. ભક્તિ, જ્ઞાન, ચિંતન, હું તુંપણાનું અભિમાન, અને સારાસાર વિચાર, એ સહુ કેવળ મનુષ્યના મન ઉપર અવ-

લંબીને રહે છે. જ્યાં મન છે ત્યાં તેઓ સઘળાં છે; જ્યાં મન પહોંચે છે, ત્યાં તેઓ તેની સાથે જ જઇ પહોંચે છે. શરીરમાંની કર્મ તથા જ્ઞાન કરાવનારી દશ ઇંદ્રિયો મનને જ આધીન છે. આ સર્વનો રાજા મન છે; અને મન કહે છે તેટલું જ તેઓ કરે છે. આનું પ્રત્યક્ષ પ્રમાણ જોવું હોય તો સાંભળઃ સંક્ષિપ્ત ઉદાહરણથી જ તને સમજાવું. કોઇ મનુષ્યે અમુક સ્ત્રી વા પુરુષનો વધ કર્યો છે, માટે રાજા મને દેહાંતદંડની શિક્ષા કરવાનો છે. તેને મરવાની ઘડી નજદીક આવી પહોંચી છે, તે સમયે ભાતભાતનાં સુંદર ભોજન તયાર કરી તેને જમવા માટે આગ્રહ કરવામાં આવે, તો શું તે અપરાધી મનુષ્યને તે મીઠાં લાગશે? કે કોઇ નવયૌવના સૌંદર્યશીલ સ્ત્રી તેને પોતાના હાવભાવથી મોહ પમાડી શકશે? નાના પ્રકારના ઉત્તમોત્તમ સૌગંધિક પદાર્થો સુંઘાડવાથી તેને આનંદ થશે? અથવા કોમળ સ્વરવાળાં ગાયનથી તેની ચિંતા ભૂલાવી શકાશે? એ સમયે તે બીજા કશાનું ચિંતન કરી શકશે નહિ, તેમ જ તેને તે સમયે, “આપ મોટા પુરુષ છો, આપ બુદ્ધિમાન્ છો, ગુણવંત છો, આપે ફલાણાં ફલાણાં મોટાં કાર્ય કર્યાં છે,” ઇત્યાદિ વચનોથી તેની સ્તુતિ કરી હોય તો તેને તે વાતે મોટાઇ વા અભિમાન આવશે? નહિ જ. ગળે તલવાર ને મ્હોમાં સાકર એ કેમ મીઠી લાગે? પંચામૃત જમતી વખતે તેની નાસિકા, ચક્ષુ, શ્રોત્ર ઇત્યાદિ પાંચે જ્ઞાનેન્દ્રિયોમાંથી સુંઘવાના, જોવાના, સાંભળવાના વગેરે ગુણો જતા રહેતા નથી, પણ તે વખતે તે ઇન્દ્રિયોનું અધિષ્ઠાતા જે મન, તે, તે ઇંદ્રિયો ઉપર ધ્યાન આપતું નથી, પણ માત્ર મરણની ચિન્તામાં એક લક્ષ છે, તેથી તેને એ વસ્તુસ્તુતિ રુચતાં નથી. “મારે હમણાં મરવું છે, પ્રાણ જશે, હાય! હમણાં મારો શિરચ્છેદ થશે.” એ રીતે ચિંતાથી જ તેને તેમાંનું કશું સારું લાગતું નથી, અને તે કોઇ પણ જાતના પદાર્થપર લક્ષ દેતો નથી. જે વિષયપર મન હોય છે, તે વિષયને જ ઇંદ્રિયો પણ ગ્રહણ કરી શકે છે, જે વિષય ઉપર મન ન હોય ત્યાં ઇંદ્રિયો સ્વતંત્ર રીતે કાર્ય કરી શકતી નથી; તેથી જે સ્થળે મન દૃઢ હોય છે, તે ધ્યાન સિદ્ધ થાય છે. કાલિકાપ્રતાપનું ધ્યાન દેવીમાં નહોતું, પણ દ્રવ્યમાં હતું; તેથી તેને દાંભિક કહ્યો હતો.

અજ્ઞાનીની ધ્યાન પૂજા કોઈ પણ સ્વીકારતું નથી. માટે અલ્યા યજ્ઞભૂ! તું પ્રથમ સર્વ છોડી દઇને, પોતાના મનનો ગુરુ થઇ બેસ. સ્વાધીન અને સ્થિર થયલું મન પરમાત્માના સ્વરૂપમાં લાગ્યું કે, તત્કાળ તેની પ્રાપ્તિ થશેજ: અને પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ થઇ એટલે જગત્માંની સર્વ વસ્તુની પ્રાપ્તિ થઇ ચૂકી. જિજ્ઞાસુ જીવે સ્વરૂપાનુસંધાન થવા માટે, વિશુદ્ધ ઉપાસના, ને પરમ તત્ત્વજ્ઞાન એ પર જ લક્ષ દેવું, બીજી ભ્રમણામાં પડી, ફાંફાં મારવાની જરૂર નથી. જીવ શિવની એકતા સમજવી તેજ મોક્ષનું સાધન છે, પણ પંડિતાઇ, કર્મ, શાસ્ત્રમાં કુશળતા, એ મોક્ષનું સાધન નથી, પણ ભોગનું છે. કોઇ મનુષ્ય મન વશ કર્યાં વગર, મન કેટલું પ્રબળ અને તેના ગુણ કેવા છે? તે યથાર્થ જાણી, તેને સ્વાધીનમાં રાખ્યા વગર, કોટી વર્ષ પર્યંત પરમાત્માને જાણવા માટે પ્રયત્ન કરે, તો પણ તેનો તે સર્વ પ્રયત્ન મિથ્યા જાય છે. પણ મનને સ્વાધીન કરનાર પુરુષ માત્ર અમુક દિવસોમાં અથવા અમુક ઘટિમાં જ પરમ પુરુષનાં દર્શન કરીને પરમાત્માને પામે છે. માટેજ સૌથી પ્રથમ મનોનિગ્રહ કરવો. મનોનિગ્રહ સિદ્ધ થવાથી પરીક્ષિત રાજા માત્ર સાત દિનમાં અને ખટ્વાંગ રાજા માત્ર બે ઘટિકામાં પરમાત્માના પદને પહોંચી ગયા હતા. શ્રીહરિ, પરબ્રહ્મ, પૂર્ણ પુરુષોત્તમ, પરમાત્મા તારાથી જૂદો નથી; તેમને જાણવા ઇચ્છનાર મનોનિગ્રહવાન્ દૃઢ જિજ્ઞાસુ પુરુષપર તે પરમાત્મા કૃપા કરીને તેને આપોઆપ પોતાના સ્વરૂપનું જ્ઞાન આપે છે. માટે એ સર્વ વાતનો સાર તેને કહું છું કે, તે આ છે; "તે તારી પાસે જ છે; તારું પોતાનું જ તારે પ્રાપ્ત કરવાનું છે; ને તને પોતાને જ તારે જાણવાનો છે; માટે તું પોતાને જો. તે તું છે. તું તારો ગુરુ થઈ બેસ."

હે વિશાલ! એટલું કહી તે મહાનુભાવ, અપ્રતિમ તેજવાળા, અને મેં કદી ન જોયલા એવા પરમ અદ્ભુત સ્વરૂપવાળા યોગીશ્વર વિરામ પામ્યા, ને તેમનું શરીર સમાધિ માટે આતુર થઈ રહેલું જોયું એટલે હું ઉઠી, તેમને સાષ્ટાંગ પ્રણામ કરી, મારા સ્થાન પ્રત્યે આવ્યો.





# તૃતીયબિન્દુ.

## ભવાટવી.



आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते ।
इहामुत्र फलभोगविरागस्तदनन्तरम् ॥
शमादिषट्कसम्पत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् ॥

शंकर.

**અર્થ**–પ્રથમ નિત્યાનિત્ય વસ્તુવિવેક; પછી આ લોક પરલોક સંબંધી ફળ ભોગવવામાં વૈરાગ્ય; તે પછી શમાદિ ષટ્ સંપત્તિ, અને તે પછી મોક્ષની ઇચ્છા, એ ચાર બ્રહ્મવિદ્યાનાં પ્રસિદ્ધ સાધનો ગણવામાં આવે છે.



મહારાજ યજ્ઞભૂએ, પોતાના પ્રધાન વિશાલકેતુને તે પછી પોતાના ત્રીજા દિવસની વિતકવાર્ત્તા આ પ્રમાણે કહી.

વિશાલ! તે મહાપ્રતાપી મહાત્મા કોણ છે? તે હું કંઇ પણ જાણતો નથી. પણ જેણે મને મુક્તિદાયી ઉપદેશ આપ્યો છે. તેણે પ્રથમ મને સત્સંગ પ્રતાપ દર્શાવી, નિત્ય, અજર, અમર પ્રભુનું પૂજન યજન કેમ કરવું? તે કહી, જ્ઞાનીએ કીયું કાર્ય કરવું? ને કોને જોવો–જાણવો? તે જણાવી વિરામ્યા હતા. ત્રીજે દિવસે પ્રભાતમાં ઉદયાચળનાં શિખરોને શોભાવતો, તેના લલાટમાં મહાતેજસ્વી હીરો હોય તે પેરે શોભતો સૂર્યનારાયણ દેવતા ઉદય પામ્યો, તે પહેલાં તો હું સ્નાનાદિક ક્રિયા આટોપી લઇને, તે મહાત્મા સમીપ ગયો. માર્ગમાં બકુલ પુષ્પો જ્યાં ત્યાં પડેલાં હતાં, જેનો સુગંધીદાર પરાગ, મંદ મંદ પવન ચોમેર ફેલાવતો હતો. તે પુષ્પો વીણી

લઇને પૂરતાં પૂરતાં એક સુંદર માળા મેં ગુંથી લીધી: અમર, કિન્નર, વિદ્યાધર, ગંધર્વ, દૈત્ય ને દાનવ જે સ્થળે વારંવાર વિલાસ વૈભવ ભોગવે છે, જે પર્વત મંદરાચળથી પરાક્રમમાં શ્રેષ્ઠ હોવાથી, જાણે પોતાનાં કીર્તિરૂપી કીરણો ચોતરફ ફેલાવી શ્વેત સ્વરૂપે શોભી રહ્યો છે, તેની શોભા નિરખતો નિરખતો હું આગળ વધ્યો. ચાલતાં ચાલતાં મને વિચાર આવ્યો કે, એ મહાત્મા તે કોણ હશે? શું અનેક દેવ ઉપદેવે સેવિત શિવજી તો નહિ હોય? પણ તેઓ આ ગિરિપર ગિરજારહિત કેમ? તેમના જટાજૂટમાં જાહ્નવી ક્યાં છે? એવો વિચાર કરતો કરતો હું તે મહાત્માની સમીપ ગયો. મહાત્મા પણ જાણે મારી જ રાહ જોઇને બેઠા હોય તેવી રીતે પ્રેમદૃષ્ટિથી મને નિહાળીને તેણે, આશીર્વાદ આપ્યો, અને સમીપના વૃક્ષ આગળ બેસવાની સાન કરી. હું ત્યાં બેઠો. મહાત્મા કોઇ મંત્રનું રહસ્ય જપી રહ્યા પછી બોલ્યા; "વત્સ યજ્ઞભૂ! આમ આવ." હું નજીક ગયો, ને તેમના જટામંડળપર પુષ્પની માળા પહેરાવીને પ્રણામ કીધા. પછી તે મહાત્માએ આ પ્રમાણે બોલવાનો આરંભ કર્યો.

"હે મર્ત્યલોકના માનવી! મને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે કે, મેં તને જે બે દિવસમાં કહ્યું છે, તે તારા મનમાં વજ્રલેખ પેરે દૃઢ થયું છે, અને તું સર્વ રીતે અધિકારી ઠરી ચૂક્યો છે. પ્રારબ્ધયોગે ઘણી વાર એમ પણ બને છે કે, મનના મનોરથો મનમાં જ રહી જાય છે, ને મનુષ્યનું હૃદય વ્યાકુળ થઇ મોક્ષમાર્ગથી ચૂકી જાય છે અને અનેક વિઘ્નસંકટ વેઠતો સંસારમાં રગડાઈ મૂર્ખાઇનો પસ્તાવો કરે છે. પરંતુ જે સત્કર્મો, સત્પાત્રને દીધેલાં દાન, ને સત્સમાગમ કીધા હોય છે, તે કદી પણ વ્યર્થ જતા નથી. આ જન્મનું કર્તવ્ય તદ્દન નિરાળું છે; કંઇ વૈભવ વિલાસમાં નિમગ્ન થઈને વિરામવું, એ આ જન્મનું કર્તવ્ય નથી. સંસારમાંનું યોગ્ય કર્તવ્ય હોય તેટલું કરી લેવું ખરું, પરંતુ ઇચ્છા એ જ રાખવી કે ભગવચ્ચરણ ક્યારે પ્રાપ્ત થાય? કેમ કે વિકરાળ વ્યાલ પેરે કાળ મુખ વિકાસી ગ્રાસવા માટે તત્પર થઈ બેઠો છે તે આવીને ક્યારે અકસ્માત્ કંઠમાંથી પકડશે? તે કોઈ જાણતું નથી. દેવો પણ કાળને આધીન છે, તો હે માનવી! માનવી કોણ વિસાતમાં છે? આટ-

લા જ માટે મારી આજ્ઞા એવી છે કે, મનુષ્યે દયા, સત્ય, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, દાન, શમ, દમ, ક્ષમાઆદિ ધારણ કરવાં જોઇએ. એ દૈવિસંપત્તિ સર્વોત્તમ છે. એના જેવી કોઈ પણ સંપત્તિ નથી. એ સમ્પત્તિ પ્રાપ્ત કરવા સૌથી પ્રથમ કર્મ તો એ જ છે કે, આ દેહાદિકમાંથી અને તેના સંબન્ધી પદાર્થો ઉપરથી માયા મમતાનો ત્યાગ કરવો. આ અસાર સંસારમાં, ઘરબાર, સ્ત્રી પુત્ર, ધનાદિક ઉપર જે મોહ રહે છે તે, ભગવત્સમરણમાં ને ભગવત્પ્રાપ્તિમાં મોટું અનર્થનું કારણ છે. મૂર્ખ મનુષ્ય પંચતત્ત્વનાં પુતળાંને સત્ય માને છે; અને સર્વને પોતાનું માની, તે મારું તારું કરીને, પોતાનું યોગ્ય કર્મ કરવાથી વિમુખ રહે છે. મનુષ્ય જેને 'હું' એવી સંજ્ઞાથી ઓળખે છે તેવો કોઈ પદાર્થ–વસ્તુ છે જ નહિ. માત્ર વ્યવહારદૃષ્ટિએ 'હું' 'તું' એમ કહેવામાં આવે છે, વસ્તુતઃ તેવું કંઇ નથી. જ્ઞાની મનુષ્ય દેહના ભોગ, દેહને ભોગવવા દે છે, પણ તેના ભોગમાં પોતે લીન થતો નથી, તેમ તેમાં સુખ દુઃખ, આનંદ ઉદાસીનતા કંઇ પણ માનતો નથી; કેમ કે આ સર્વ ભોગોને દેહ સાથે સબંધ છે, આત્મા સાથે સંબંધ નથી. જ્યારે આત્માને કોઈ પણ પ્રકારનો સંબંધ નથી, ત્યારે લોકવ્યવહારદૃષ્ટિએ જે સુખદુઃખ મનાય છે તે સત્ય નથી, કેમકે દેહ પોતે જ અસત્ય છે, તો તેના સંબંધની પણ સર્વ વસ્તુ અસત્ય હોય તેમાં આશ્ચર્ય શું ? અને તેવા દેહે, સગાં, કુટુંબ, ભાઈભાંડુ સાચાં માનેલાં તે સાચાં હો શકે નહિ.

મનુષ્ય પોતે આધિ, વ્યાધિ ને ઉપાધિમાં રગદોળાઇ ગયા છતાં પણ મિથ્યા પદાર્થપર માયા રાખીને રહ્યો છે; તેથી સત્ય વસ્તુ કઈ છે ? તે વિચારથી કે અનુભવથી જાણતો નથી. જગત્ કોઈ દિવસ પણ સત્ય નથી, પણ તે સત્યનો માર્ગ દાખવનારું છે. તેનો વ્યવહાર–કર્મવ્યવહાર એ સર્વ મિથ્યા છે; માત્ર તત્ત્વજ્ઞાનવ્યવહાર–પરમાત્માને જાણવાનો વ્યવહાર જ સત્ય છે. કર્મવ્યવહાર એ લોક વ્યવહાર સાથે નિકટનો સંબંધ ધરાવે છે, પણ એ બેઉ મિથ્યા છતાં, મનુષ્ય એમ માને છે કે, આ જગતમાં જે જે કંઇ વ્યવહાર છે તે સત્ય છે; અને તેથી આ પંચમહાભૂતમય, નાશવંત, આશા વગરના, ભયંકર ત્રાસના પાશરૂપ દેહને, પોતાનો માને છે અને

વ્યવહારના છળપ્રપંચમાં ભળી જઈને બ્રહ્મપરાયણ વર્તવાને બદલે છળપ્રપંચપરાયણ વર્તે છે. મનુષ્યને મોહને લીધે આ વ્યવહાર સત્ય જણાય છે, પણ મનુષ્ય જ્યાંસૂધી નિરભિમાની થતો નથી ને પરબ્રહ્મના સત્યં સ્વરૂપને ઓળખતો નથી, ત્યાંસૂધી તેની સ્થિતિ સુખદ-સુખકર થતી નથી; અને માયાના મોહપાશથી બંધાયલો મનુષ્ય, પોતે સત્ય કર્તવ્ય ભૂલી જઇ, મિથ્યા પ્રયત્ન કરીને મુક્ત થવા માગે છે તે ઇચ્છા કેમ પૂર્ણ થઈ શકે ? અસત્યમાં પડી વારંવાર ઠોકર ખાય છે, અથડાય છે, પડે છે, રવડે છે અને નિરાશ થાય છે; તદપિ પુનઃ પુનઃ આધિ, વ્યાધિ અને ઉપાધિની પીડામાં લપટાયલો જ રહેવામાં આ જીવ પોતાનું કર્તવ્ય પૂર્ણ થયેલું માને છે. પણ જ્યાંસૂધી તે મોહ નિદ્રામાંથી જાગ્રત થઇને અભિમાનમાંથી મુક્ત થતો નથી ત્યાંસૂધી તે સર્વ કર્ત્તા, સર્વ જ્ઞાતા, સર્વ ભોક્તા, સર્વેશ્વર-એકેશ્વર પરબ્રહ્મને પિછાની શકતો નથી, રે જોવાની ઇચ્છાએ કરી શકતો નથી, તો જોઈ તો કયાંથી જ શકે ? અજ્ઞાનમાં મચેલો પ્રાણી અસત્યમાં સત્ય માને છે, અને પંચતત્ત્વના બનેલા સર્વ દૃશ્ય પદાર્થને ભૂલથી સત્ય માની મોહ પામી જાય છે. પણ સર્વ દૃશ્ય પદાર્થ ખોટા છે, સંસાર પણ ખોટો છે, ને માયા મમતા પણ ખોટી છે. માત્ર પરબ્રહ્મ જ સત્ય છે. તે એક છે, વિશુદ્ધ છે, નિત્ય છે, અવિનાશી છે, અજર છે, અજન્મા છે અને મનુષ્ય જ્યાંસૂધી તેના સ્વરૂપને ઓળખતો નથી, ત્યાંસૂધી સંસારાટવીમાં ભટકયા કરે છે. માયાનું આવરણ થવાથી નિત્ય વસ્તુને બદલે અનિત્ય વસ્તુમાં હું, મારું ને તારું, એ મિથ્યાભાસ થાય છે. ભવાટવીમાં રઝળતાં પ્રાણીઓ સદા સર્વદા એમ જ માની બેસે છે કે, જે જે દૃશ્ય પદાર્થો છે, તે અવિનાશી ને સુખદાયી છે. આ ભાસ-મન નેત્રપર પડેલો આ પડદો ફાટતો નથી, ત્યાંસૂધી કદિ પણ ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. પણ તે આવર્જન વિસર્જનમાં અવટાયા કરે છે. જે જીવ પોતાની પાસે મુક્ત થવાની સર્વ સામગ્રી છતાં તેનો સદુપયોગ કરતો નથી, તે, છેવટે પોતાના ભાગ્યને દોષ દે છે પણ તેમ નથી. એના સર્વે પ્રયત્નો નિષ્કામ નથી, પણ વ્યવહાર મગ્ન હોય છે; તેથી જ તે રઝળે છે, રખડે છે, પરિતાપ પામે છે, નિરાશ

થાય છે, ને અંતે પડે છે. ભોગ અર્થે કરેલા પ્રયત્નોથી મુક્તિનો લાભ હોય જ નહિ. આથી સંસારાર્ણવ તરવા માટે સિદ્ધિઓની ઇચ્છા નહિ કરતાં ભગવત્સ્વરૂપની ઇચ્છા કરવી, તે જ સર્વ મનોરથને સફળ કરનારી છે.

યજ્ઞભૂ ! વાસ્તવિક વિચાર કરતાં આ ભવમાં કંઇ સત્ય છે જ નહિ. જે જીવ જ્ઞાનધર્મે જે નિત્ય અને તત્ત્વ વસ્તુ છે તેનું અવલોકન કરીને બાહ્ય ચિત્તવૃત્તિને રોધીને પ્રવૃત્તિને ત્યાગે છે, પરમાત્મા સાથે આત્માને ઐક્ય કરાવે છે તે જ સત્ય નિત્ય તત્ત્વરૂપ પદાર્થને પામે છે. આ સંસાર અનિત્ય, પરપ્રકાશિત અને નાશવંત છે. તેમાં દુઃખ, દુઃખ ને દુઃખ, શૂન્ય, શૂન્ય ને શૂન્ય, નાશ, નાશ ને નાશ, જન્મવું, મરવું ને જન્મવું, એવી રીતની સર્વ પ્રકારની સંસારસ્થિતિ છે. એમાં ગુંચવાયલો મનુષ્ય નિકળવા પામતો નથી. એમાંના જે પદાર્થનું અવલોકન કરે છે તે પદાર્થ વસ્તુતઃ કંઇ નથી. સ્થાવર અને જંગમ સર્વે પૃથિવીની ઉત્પત્તિ છે, તે પૃથિવીના નાશની સાથે નાશ પામે છે. એવા જગતના સર્વ પદાર્થમાં મોહબુદ્ધિ કરવી એ જ દુઃખનું કારણ છે. ભવાટવીમાં ભટકતો પ્રાણી, પ્રવૃત્તિએ ભમાવાયલો હોવાથી કેવાં દુઃખને પામે છે? તે તું જો.

આ અસાર સંસારમાં માર મારનો પોકાર કરનારાઓની સાથે પ્યાર ધરીને જીવ પોતાના કર્મનાં ફળો ભોગવવા માટે પોતાના સ્થાનમાંથી બહાર પડે છે. દેશાટન માટે નિકળતી વખતે તો પોતે મનમાં મોટી આશા બાંધે છે, પણ દુઃખમય અરણ્યમાં પ્રવેશ કરતાં તે ઘણાં દારુણ સંકટો ભોગવે છે. આ વખતે જીવનો વળાવો બુદ્ધિ છે, પણ તે પોતાનું કર્તવ્ય યથાર્થ નહિ જાણવાથી ષડેન્દ્રિયરૂપી ચોરોએ તેને માર્ગમાં લૂટી લીધો છે ને તેથી વગર સમજે આનંદ માનવા લાગ્યો. તે જે ધન, ધર્મમાં ખરચવાને માટે લાવ્યો હતો, તે ધન, તેણે પોતાના વિષયભોગમાં ખરચી નાખ્યું, તેથી તેણે ભવાટવીમાં પ્રથમ જ મોટી ભૂલ કીધી. જેમ જેમ તે અટવીમાં વધારે વધારે આગળ જવા લાગ્યો, તેમ તેમ તેની સામા વાઘ, વરુ, શિયાળવાં વગેરે દોડી આવ્યાં ને તે ગાફલ જીવડાને આમ તેમ ખેંચી જવા લાગ્યાં, તેમાં પણ તે સુખ માનવા લાગ્યો. આ

સ્ત્રીપુત્રાદિકરૂપ વાઘ વરુમાં પણ તે તલ્લીન થઈને રહ્યો છે, પણ આ વાઘ વરુ તેને કેવી પીડા કરનારાં છે? તેનું તેને કંઇ પણ ભાન નથી. આ વાઘ વરુના સંગમાં વસીને તે બીજી વધારે લીલા નિહાળવાને, કંઇ પણ સંકોચ વગર આગળ વધ્યો તો તેને તૃષ્ણા અને કર્મ વગેરે ઝાડઝાંખરાં ને ઘાસના ઢગલાઓએ ઘણો દુઃખી કર્યો. વળી વગડામાં જથાબંધ ઉડતાં મચ્છરોએ તેને કરડીને દુઃખી કર્યો, તો પણ તે, જરા પણ સમજ્યો નહિ. આ દેહ અસત્ય છે, તેને તે સત્ય માને છે; અને જગદ્રૂપી અરણ્યને કુંજમંડપ ગણે છે, અને તેમાં જ ઉત્કંઠા પૂર્વક વિલાસ રમે છે. અગાડી વધતાં, ઘડીમાં દૃશ્ય ને ઘડીમાં અદૃશ્ય જણાતાં ગંધર્વપુરમાં તે પ્રવેશ કરે છે, અને ભૂતાવળ-પેરે આવર્જન વિસર્જન થતાં ધનને—સુવર્ણને સત્ય માનીને ગ્રહણ કરવા દોડે છે. જ્યારે તે હાથમાં આવ્યું જણાય છે ત્યારે આ જીવરામભાઈ આહ્લાદ પામીને બડી ધામધૂમ કરે છે, પણ જ્યારે તે જાય છે ત્યારે માથે, ને મોઢે ધૂળ ઘાલે છે, આ રીતે તે પોતાના સાથી સાથે બહુ બહુ ભટકે છે પણ કેટલાક કાળ સૂધી તો તેને વિશ્રામસ્થળ પણ મળતું નથી, આ વેળા પણ એ જીવ ઉત્તમ સથવારો શોધતો નથી તેથી ભવરૂપી અટવીમાં અટવાયા કરે છે. તેથી, ગંધર્વનગરમાં—માયા-પુરમાં ક્યાંનો ક્યાં અટવાયા કરે છે, ને મિથ્યા વસ્તુને સત્ય માની અજ્ઞાનથી આમતેમ ભટકયા કરે છે. તે, વગડામાં ખાવું, પીવું ને વિષય વિલાસમાં મસ્તાન રહીને ઝાંઝવાંના નીર જેવા કામાદિક વિષયને પકડવાને દોડે છે, અને તે નીર જ્યારે હાથ આવતું નથી ત્યારે સંતાપ પામીને માથું કૂટે છે. કદાચ તે વંટોળીયાના વાયુ જેવી સૌંદર્યવતી સ્ત્રીને જુવે છે કે આંધળોભીંત થઇને વંટોળીયામાં લપટાઈ જાય છે, અને જ્યારે વંટોળીયાની ધૂળથી કંઇ સૂઝતું નથી ત્યારે જીવરામ વિવેક મર્યાદાને કોરણે મૂકી દે છે, તેમાં જ તલ્લીન થઈ જાય છે. આ વેળાએ કદીમદી તેના સાથી, પણ કંઈક વિચા-રશીલ એને નિન્દે છે, ગાળો ભાંડે છે, પણ એ નિર્લજ થઇ મોજ માણે છે. હવે કોઇ એનો સંગ કરતું નથી, ને અંધાપાને લીધે સારું નરતું જોઇ શકતો નથી. કદી કોઇ વગડાનો ભોમીયો મળે છે તો વિષયવાંછનામાંથી નિકળવાનો પ્રયત્ન કરે છે ખરો, પણ

એ પાછો જ્યાંનો ત્યાં રહે છે, કેમ કે તેને સત્ય માર્ગ તરફ વળવાની ઇચ્છા જ નથી. પણ જ્યારે તેને આ, વગડાનો સ્વામી (રાજા), સ્વલ્પાપરાધ માટે કઠોર વચનથી નિન્દે છે, ને શિક્ષા કરે છે ત્યારે તે વગડો (સંસાર) મિથ્યા છે એમ માને છે, પણ ઘડી પછી પાછો એ તેના તે જ વિચારમાં અટવાયા કરે છે. માનભંગ થવાથી તે ઉદરપોષણ માટે ભટકી ભટકીને થાકી જાય છે, અને અન્ન જળ કંઇ પણ મળતું નથી ત્યારે ચોતરફ ગાંડા હાથીની પેરે ભમે છે, અને નિરાશ થઇને પાછો ઘેર આવે છે, અત્રે તો નિરંતરનો દાવાનલ સળગ્યા કરે છે, ત્યાં શોક અને દુઃખ થવાથી માથું કૂટીને સંતાપ કરે છે.

ઘરમાં આવતાં સંતાપ થવાથી તેને શાંતિ થતી નથી. પુત્ર, સ્ત્રી સંતાપવાથી અને શાંતિરૂપી કાંટા, કાંકરા તેને વારે વારે આવીને પીડે છે, દરિદ્રતારૂપી વ્યાધિ તેના શરીરનું રુધિર પાન કરવા માંડે છે અને પછી તે નિન્દ્રારૂપી અજગરના મોહમાં જઇને પડે છે, ત્યારે શબવત્ જેવો થઇ જાય છે. એ સર્વ સંતાપને દૂર કરવા વિચારે છે, સર્વ પ્રકારે શોચ કરે છે, જગનાયકને યાદ કરે છે, કે તે મને આ વનમાંથી સીધે માર્ગે ચઢાવે. પણ આહા! યજ્ઞજ્ઞૂ! તું જો કે તે પાછો ટટાર થાય છે—પૈસા ટકા કે સ્ત્રી પુત્ર મળ્યાં એટલે સર્વે વિસરી જાય છે. તે પાછો તે જ દાવાનલમાં પડે છે, પાછો કાંટા કાંકરામાં અથડાય છે, ને તેમાં મગ્ન મસ્ત રહે છે. પણ સમય પરત્વે દુર્જન-ઘાતકી પ્રાણીઓ તેના દર્પનો ભંગ કરે છે, ત્યારે તે મહાસંતાપ કરે છે. તે વેળા તેની ભૂખ, ઊંઘ સર્વે ઉડી જાય છે, સ્ત્રી પુત્ર અંકારાં લાગે છે અને મનમાં વ્યથા થવા માંડે છે, એટલે પોતે પોતાને ભૂલી જઇને અજ્ઞાન ખોમાં જઈ ભરાય છે. અપમાન માટે એ જીવ, વૈર લેવાને મથે છે. જ્યારે ત્યાંથી હાડમાર થાય છે, ત્યારે પાછો શોચના કરે છે. વિષયરૂપ મધને અમૃત ગણીને પીવાની ઇચ્છા કરે છે. પરદ્રવ્ય અને પરસ્ત્રીને માટે લાલસા ધરે છે, પણ જ્યારે મધનો માલીક મધમાખ આવીને ડંખ મારે છે ત્યારે જે શોક કલેશ ભોગવે છે, તેથી ચેતીને પણ અવિદ્યાની આઈમાંથી નિકળી, વિદ્યાને શોધતો નથી. કદાચ તે ઘી અથવા તો

મધનો કુપ્પો લઈ શકે છે તોપણ તે તેના હાથમાં રહેતો નથી, બીજો તેની પાસથી ખુંચવી લે છે, બીજા પાસેથી ત્રીજો. એમ ઉત્તરોત્તર એક હાથમાંથી બીજા હાથમાં ધન અને સ્ત્રી ચાલ્યાં જાય છે. તે સુખે કોઇ દહાડો પણ તેનો ઉપભોગ કરી શકતો નથી. આ જીવ ઘડીમાં ઇંદ્રસદન ને ઘડીમાં યમસદન જેવા ઘરમાં બાળકોના કાલા કાલા બોલોથી અને સ્ત્રીઓનાં લટકાંથી મોહ પામી પુનઃ પુનઃ દોડી દોડીને ઉપાધિનું સેવન કરે છે. કોઇવાર ત્યાં થતી રડાપીટથી અને શોકજનક વૃત્તાંતથી તેને સંસાર અકારો થઇ પડે છે. પરંતુ તે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કરવામાં અશક્ત હોવાથી પાછો ને પાછો આ ભવાટવીમાં ભટકવાને લલચાય છે. આમ ઉભય રીતે સંસાર મોહ ઉપજાવે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—आये दुःखं व्यये दुःखं धिगर्थाः कष्टसंश्रयाः ધન મેળવતી વેળા પણ દુઃખ પડે છે અને જ્યારે ખર્ચ થાય છે ત્યારે પણ ખેદ થાય છે. એ રીતે સંસાર વગડામાં સુખ, દુઃખ, રાગ, દ્વેષ, ભય, આશા, તૃષ્ણા, ઈર્ષા, અહંતા, પ્રમાદ, ક્રોધ, કામ, લોભ, મોહ, મદ, મત્સર, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે, જન્મથી તે જરા સૂધી જીવને દુઃખી કરે છે; અને માયાના કોમળ હાથના આલિંગનથી હરખાઇ જઇ વિવેક રહિત થઇને વિહાર વૈભવ ભોગવવાને આતુર થાય છે. વગડામાં કોઈ કોઇ સ્થળે સુખાશ્રમો (જ્ઞાની જનનાં ઘરો) છે, પણ તે દેખાવમાં સારાં નહિ હોવાથી ત્યાં આ જીવરામને જવાની ઇચ્છા થતી નથી, પણ બહારથી ડોળવાળા વિષયવિલાસના મેહેલો જોઈને તે તેમાં પ્રવેશ કરે છે, ને ત્યાંના નિરંતરના થા થા થેઈ થેઇના શબ્દો, તેના કાનને ઘણા આનંદ આપનારા થઇ પડે છે, એટલે પછી તે ત્યાંજ વિશ્રામ કરીને પડયો પાથર્યો રહે છે. જ્યારે તેને મોહ નિદ્રા વ્યાપે છે ત્યારે આ થેઈ થેઈકાર કરતી નાયકાઓ તેને લૂટી લે છે અને નાગો ઉઘાડો કરીને કોઈ ખાઇમાં ફેંકી દે છે, ત્યારે એ જીવરામ, ઓ ઈશ્વર ! હે ઇશ ! ઓ ! તું તાર, તું કાઢ, એમ બૂમો પાડે છે. એ વગડામાં ફરતાં તે રોગાદિક ગુફાઓમાં જઈ પડે છે, ત્યારે પછી તે પૂર્વનાં દેખાતાં ઝુંપડાઓમાં શું હતું ? તે જોવાની ઇચ્છા કરે છે, પણ હવે તે અશક્ત થઇ પડેલો હોવાથી શોક કરતો, રડતો, કકળતો, મોહ

માયાનો તિરસ્કાર કરતો, ઘડિમાં સંકલ્પ વિકલ્પ કરતો, આ મારું, આ મારું, એમ બૂમો પાડતો ટળવળે છે, અને તેવામાં વિકાળ યમપાશને આધીન થઇ જાય છે.

આ વગડા (સંસાર)માં કોઇ જીવ પુણ્યદાન ઇત્યાદિ કરીને ભટકતા પ્રાણીઓને આશ્રય આપે છે, તે મૃત્યુ પછી સ્વર્ગાદિક લોકમાં જાય છે, પરંતુ કોઇ પણ પાછું સ્વધામમાં આવતું નથી; કેમ કે પુણ્ય પૂળો ભોગવ્યા પછી સ્વર્ગમાંથી પાછો આ પૃથ્વી ઉપર અવતાર ધરે છે અને વગડામાં જ અટવાય છે. આ વગડાથી નિકળવાનો સૌથી શ્રેષ્ઠ માર્ગ એ જ છે કે આત્મ શોધન કરી પરબ્રહ્મની સાથે સ્વાત્મ સ્વરૂપનું અનુસંધાન કરવું. એ માટે એક લક્ષી થઇને સર્વ માયા મમતાનો ત્યાગ કરવો. બહુ વાર એમ બને છે કે, મનુષ્ય પોતાનાં મૂળ કર્તવ્યને ભૂલી જઇને ડાળાં પાંખડાંને વળગે છે. તેથી તે સુખ પામે છે ખરો, પણ તે નિરંતરના સુખનો અલૌકિક લહાવો લઇ શકતો નથી. જીવ સજ્ઞાનનિવૃત્તિ ઉપર પ્રીતિ રાખ્યા વિના, અજ્ઞાન અને વિકળ સ્થિતિનો દ્રોહ કર્યા વિના, દેહનાં સમ્બન્ધનો ત્યાગ કર્યાવિના, અનિત્ય કર્મનો ત્યાગ કર્યાવિના, સુખનો વિચાર કીધા વિના, ઉન્નત ભાવનાઓને જન્મ આપ્યા વિના, અને નિજ સ્વરૂપનો અનુભવ લીધા વિના નિજાનંદનો ભોક્તા થઇ શકતો નથી. આ ભોક્તા થવા માટે આ અરણ્યરૂપી સંસારમાં મિથ્યાબુદ્ધિ આણવી જોઇએ. પોતાની ઇચ્છાનુસાર સત્ય તથા દૃઢ વ્રત પાળીને તત્ત્વ ન્યાય પ્રસંગ વિચાર્યાથી જ, સત્ય ને નિત્ય પદાર્થ પ્રાપ્ત થાય છે. સંસારમાં સર્વથી મોટું દુઃખ અહંતાનું છે, ને એને લીધે જ મનુષ્ય ભ્રષ્ટ થઇને સંસારમાં ભટકયા કરે છે. આ જગત્ જો કે આપણી નજરમાં પ્રત્યક્ષ જણાય છે, અને આપણે તેમાં વ્યવહાર પણ કરીએ છીએ, તોપણ વાસ્તવિક જોતાં એ સ્વપ્નવત મિથ્યા છે. જેમ જાગ્રત થયા પછી સ્વપ્નમાં જોયેલી વસ્તુ જણાતી નથી, તેમ બોધ થયા પછી તે અસત્ય જણાતું નથી. વ્યવહાર, સ્ત્રી, પુત્ર, સુવર્ણ, એમાંનું કંઇ જ સત્ય નથી, પણ સત્ય એક પુરુષ (પરમાત્મા) છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે દશા વાસ્તવિક વિચારે સત્ય નથી. તે ત્રણ ગુણને યોગે

અને માયાને મોહે જણાય છે, એ ત્રણે દશાનો સાક્ષી પરમાત્મા જ સત્ય છે. જગત્ કંઇ જ નથી. તે માટીના ઘડા જેવું છે; સુવર્ણની વિંટી જેવું છે, જળના પરપોટા જેવું અને વહાણમાં બેઠેલા મનુષ્યને સર્વે ચીજ ફરતી જણાય છે તેના જેવું છે. ખરો વિચાર કરતાં ઘડો એ માટી છે ને વિંટી એ સુવર્ણ છે, તે કોઇ બીજી વસ્તુ નથી. જળનો પરપોટો ફૂટતાં વાર લાગતી નથી અને વહાણ ફરે છે, પણ પૃથ્વી ફરતી નથી. તેમ જ મૂળ વસ્તુમાં આ જગત્ કંઇ જ નથી; માટે પરબ્રહ્મને જાણવાથી મનુષ્ય સહજમાં ભવાટવીને ઓળંગે છે.

આ ઉપરથી તારે સમજવું કે, પ્રારબ્ધ યોગે આ સર્વે આવી મળ્યું છે, પણ એ સર્વેમાં મોહ ન પામતાં સત્યનું શોધન કરવાને મથવું જોઇએ ને વિરક્ત થઇને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી, પરમાત્માના પરમ પદને પહોંચવું જોઇએ. એ પરમ પદને કેમ પહોંચવું? તે માટે એક કથા કહું છું તે લક્ષમાં લે ને તેના ઉપર નિષ્ઠા કર. "તત્ત્વચિન્તામણિ"માં એક વિરક્તની કથા આ પ્રમાણે છે.

## વિરક્તનું ઉપાખ્યાન.

વિરક્ત એટલે સંસારના વિષય-ઇન્દ્રિયોના વિષયોને વિષે આસક્તિ-પ્રીતિ રહિત જે હોય તે મનુષ્ય. એને અરક્ત પણ કહી શકાય. અરક્ત એટલે પણ વિષયોને વિષે રાગ (આસક્તિ-પ્રીતિ) વગરનો. એવો અરક્ત નામનો કોઇએક પુરુષ એક નગરમાં વસતો હતો. તે ઘણો સુશીલ અને કુટુંબવત્સલ હતો. તેનું કુટુંબ ઘણું બોહોળું હતું, અને રળનાર પોતે એકલો જ હતો તેથી તે ઘણી કંગાળ અવસ્થામાં આવી પડ્યો. એક તરફથી એના મનમાં દ્રવ્ય સંપાદન માટે નાના પ્રકારના તર્ક વિતર્કો થતા હતા, અને બીજી તરફથી તેના કુટુંબનો ભૂખ ભૂખ, અને ખાઉં ખાઉંનો દયામણો પોકાર, તેના અંતઃકરણને ગભરાટમાં નાખી દેતો હતો. આ ઉપરથી તેણે ખિન્ન થઇને આખરે વનમાં નીકળી જવાનો વિચાર કીધો. એક દિવસે મોટે પરોઢિયે તે ઉઠ્યો, ને સ્ત્રી પુત્રને જણાવ્યા વગર ઘરમાંથી ચાલી ત્રણેક ગાઉપર ગયો એટલે પ્રાતઃકાળ થયો, ને ઉદય પામતા સૂર્યનારાયણનાં દર્શન થયાં. તે પછી કેટલેક દૂર તેને ઝાડોનો જથો દેખાવા લાગ્યો. એ એક સુંદર વન હતું. તેમાં અરક્ત

પેઠો. તે વનમાં નાના પ્રકારનાં કોમળ અને પ્રફુલ્લિત વૃક્ષો તથા તેઓને આવેલાં અનેક પ્રકારની સુગંધીથી મઘમઘી રહેલાં પુષ્પો તથા ફળો, તેમ જ તેઓ પર કાનને હર્ષ ઉપજાવે એવા મધુર શબ્દનાં ગાયનો ગાઇ રહેલાં કોકિલા, પોપટ, મોર આદિ પક્ષીઓ બેઠાં હતાં. તે વનનું સૌન્દર્ય નિહાળીને તેનું દરિદ્રતાના કલેશથી અકળાઈ રહેલું મન બહુ વિશ્રાન્તિ પામ્યું. આ સઘળી વનની શોભા નિરખતો નિરખતો તે આગળ વધ્યો. થોડેક દૂર ગયો એટલે એક નદી આવી. તે, તે નદીને ઉતરતો હતો, તેવામાં તેની નજર સામેના તટપર આવેલી ઝાડોની સુઘટ્ટ ઘટાવાળી જગા તરફ ગઇ. દૂરથી જ એ જગા ઘણી મનોહર લાગવાથી તેણે ત્યાં જવાનો નિશ્ચય કીધો. પછી તે નદી ઉતરીને પેલી જગ્યામાં દાખલ થયો તો તેને તે સ્થળ કોઇ મહાત્મા પુરુષનો આશ્રમ હોય એમ લાગ્યું. અરક્ત ડરતો ડરતો જરાક આગળ વધ્યો, પણ અંદર કોઈ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિઃ માત્ર એક સૂની પર્ણકુટી હતી. અરક્ત તેથી નિરાશ થઇ અચંબો પામીને આમતેમ જોવા લાગ્યો, પણ કોઇ દેખાયું નહિ, ત્યારે તે પર્ણકુટીના આંગણાપરના અશોકવૃક્ષની છાયા નિચે બેઠો. બેઠો બેઠો ચારેકોર દૃષ્ટિ ફેરવી આશ્રમની શોભા નિરખે છે એટલામાં રસ્તા તરફથી કોઇ આવતું હોય તેમ લાગ્યું. તે અરક્તે નિર્ભયતાથી આશ્રમમાં આવતા તે મહાપવિત્ર અને તેજસ્વી પુરુષનાં દર્શન કીધાં. તેણે એક હાથમાં કમંડલુ ધારણ કીધું હતું, બીજા હાથમાં વનફળોની ઝોળી ધરી હતી, બગલમાં મૃગચર્મ ભેરવ્યું હતું, માથે જટાજૂટ હતો ને કમરે વલ્કલ પહેરેલું હતું. આવો પવિત્ર વેશ જોઈ અરક્તે ઉભા થઇ, હાથ જોડી દંડવન્નમસ્કાર કીધા. તે પછી મહાત્માં પર્ણકુટીમાં જઇ મૃગચર્મ બિછાવી તેપર બેઠા, અને અરક્તને આશીર્વાદ દઈ પોતા સામે બેસવાની સંજ્ઞા કરી. પછી ઝોળીમાંથી પાકાં સ્વાદિષ્ઠ ફળો ને કમંડલુમાંનું શીતળ જળ અરક્તને આપ્યાં, તે અરકતે પ્રસન્ન થઇને ખાધાં ને જળ પીધું. તે પછી તે શાંત અંતઃકરણે તે મહાત્માના સામે હાથ જોડીને બેઠો એ સમયે તે મહાત્માએ તેનો સઘળો વૃત્તાંત જાણવાની ઈચ્છા દર્શાવી ત્યારે અરકતે પોતાના વૈરાગ્યનું કારણ કહી બતાવ્યું, તે

ઉપરથી એ મહાત્માએ જાણ્યું કે, આ જીવ દરિદ્રતાના દુઃખથી નાશીને દ્રવ્યને અર્થે બહાર નિકળી આવ્યો છે. વળી અરક્તે વિનતિ પણ પુષ્કળ કીધી કે, "મહારાજ! આપ સર્વજ્ઞ છો, તેથી મારા દુઃખના નાશનો કોઈ સન્માર્ગ દર્શાવો." તે મહાત્માને બહુ કરુણા આવવાથી તેને તુરત જ એક સુગમ માર્ગ બતાવી દીધો. એક તલવાર અને એક કોદાળી તેના હાથમાં આપી, તે મહાત્મા બોલ્યા, "અલ્યા અરક્ત! આ બંને શસ્ત્ર તું લે, અને આ આશ્રમથી ઉત્તર દિશાએ બરાબર પચ્ચીસ કદમ દૂર જા. છેલ્લું પગલું પડે ત્યાં ખોદવા માંડજે. ખોદતાં તને કંઇ કૌતુક અથવા ચમત્કાર જણાય તો તેથી ભય પામતો નહિ, પણ આરંભેલું કાર્ય પૂર્ણ કરજે. ખોદતાં ખોદતાં થોડીવારે એક ઓરડી દૃષ્ટિગોચર થશે, પણ ત્યાં આગળ તું વિરામ ન પામતાં તે ઓરડીને પણ ખોદી નાખી આગળ ખોદ્યો જજે. વિશેષ ખોદશે ત્યારે એક બીજી ઓરડી આવશે; તેને પણ ખોદી આગળ ત્રીજી, ચોથી, પાંચમી, એ રીતે પાંચ ઓરડીઓ આવશે; પણ તે સઘળી ખોદી નાંખજે. તે પાંચે ઓરડીઓ ખોદાઇ ગયા પછી છઠ્ઠી ઓરડી આવશે, જેમાં નિધિ એટલે મહાદ્રવ્યનો ભંડાર ભરેલો છે તે તને પ્રાપ્ત થશે અને તેથી તારાં સર્વ દુઃખોનો નાશ થશે."

તે પછી અરક્ત તે બંને હથિયાર ખભે ભેરવી, મહાત્માને નમસ્કાર કરી તે આશ્રમમાંથી બહાર નિકળ્યો. આશ્રમમાંથી બહાર નિકળતાં જ તેણે પોતાનાં પગલાં ગણવા માંડ્યાં, ને તે ચોવીસ થયાં ત્યાંસૂધી ચાલવું જારી રાખી પચ્ચીસમે પગલે તુરત અટક્યો. પછી ક્ષણભરનો પણ વિલંબ ન કરતાં તેણે ખડ્ગને હેઠે મૂક્યું, ને કોદાળીવડે જમીનપર ખોદવા માંડયું. પ્રથમ ઘા મારતાં જ તેને એક મોટો ચમત્કાર દેખાયો. ઘા મારતાંની સાથે જ જમીનમાંથી ચાર અતિસ્વરૂપવાન્ સ્ત્રીઓ નિકળી આવી, અને તે નમન કરીને સામી આવી ઉભી રહી. તેઓને અરકતે પૂછ્યું: "તમે કોણ છો?" એટલે તે નવયૌવનાઓ બોલી, "અમે બ્રાહ્મણીઓ છીએ." તે સાંભળી અરકતે આશ્ચર્ય સાથે પુનઃ પૂછયું કે, "તમે સૌ કયાં રહો છો?" એક બોલી કે, "મહારાજ! હું અગ્નિસ્થાન પ્રત્યે રહું છું;" બીજી બોલી, "હું દ્વારમાં રહું છું;"

ત્રીજીએ કહ્યું; "મારો નિવાસ ધર્મશાળામાં છે;" ચોથીએ કહ્યું કે, "હું તો અંતઃપુરને વિષે વસું છું." એ સાંભળી તેઓને એક બાજુએ બેસવાની આજ્ઞા કરીને અરકતે ફરી પોતાનું ખોદકામ જારી કરયું. ઘા મારતાં જ પુનઃ બીજો ચમત્કાર દેખાયો. તુરત મોટા યોદ્ધાઓ સરખા ચાર વીર પુરુષો નિકળી આવ્યા. તેઓને પૂછતાં માલમ પડયું કે તેઓ ક્ષત્રિયો છે. પછી તેમનાં વસવાનાં સ્થાન પૂછતાં પહેલાએ જણાવ્યું કે, અગ્નિસ્થાનમાં, બીજાએ દ્વારમાં, ત્રીજાએ ધર્મશાળામાં, ને ચોથાએ અંતઃપુરમાં પોતાનાં નિવાસ-સ્થાન બતાવ્યાં. અરકતે પુનઃ તેઓને પૂછ્યું કે ચાર સ્ત્રીઓ કોની છે? ચારેએ કહ્યું કે "એ અમારી સ્ત્રીઓ છે." એ સાંભળી અરક્ત વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રીઓ તો બ્રાહ્મણીઓ છે, અને આ પુરુષો ક્ષત્રિય છે, તો એઓ આ સ્ત્રીઓના પતિ કયાંથી હશે? નિશ્શંક એ પુરુષો જૂઠું બોલે છે, અને એ મલીન નિષ્ઠા (પાપદૃષ્ટિ-વિષયવાંચ્છના) વાળા મહા દુરાચારી ઠગો છે, તો મારે એ દુષ્ટોને જીવતા રાખવા એ યોગ્ય નથી, એમ વિચારી તુરત ક્રોધે ભરાઇ, પેલા ખડ્‌ગવડે તે ચારેનાં મસ્તક ઉડાવી દીધાં. તે પુરુષોને મુઆ જોઈ પેલી ચારે સ્ત્રીઓ પાસે જઇને અરક્તને કહેવા લાગી કે, "હાય! હાય! અમારા સ્વામીઓને તમે મારી નાંખ્યા એ શું? હવે અમે તેઓની પછવાડે સતી થઈશું." ત્યારે તેણે તેમાંની એક સ્ત્રી, જે ઘણી સ્વરૂપવાન્ તથા શ્રેષ્ઠ ગુણવાળી હતી તેને રહેવા દઈને, બાકીની ત્રણ સ્ત્રી તથા તે ચારે પુરુષોને, તે સ્ત્રીઓની મદદથી કાષ્ઠ એકઠાં કરી બાળી મૂકયાં.

વળી તે પુરુષે, મહાત્માએ કરેલી આજ્ઞા પ્રમાણે પાછું ખોદવા માંડયું. ખોદતાં ખોદતાં આગળની ચાર કરતાં વધારે તેજવાળી ચાર સ્ત્રીઓ નિકળી આવી. તેને જોઇ આશ્ચર્ય પામી અરકતે પૂછ્યું, "તમે કોણ છો?" ત્યારે તેઓએ જવાબ આપ્યો કે, "મહારાજ! અમે બ્રાહ્મણીઓ છીએ." અરકતે ફરી પૂછ્યું, "તમે પરણી છો કે કુંવારી છો?" ત્યારે તે ચારે બોલી કે, "અમે તો બાલા છીએ, જે વિશુદ્ધ શ્રદ્ધાથી વરે તેને વરીએ." એ સાંભળી અરકતે તે ચારેને બહુ માન સાથે ત્યાં આવેલા એક વૃક્ષની છાયા નીચે બેસાડી,

અને આગળની ચાર સ્ત્રીઓમાંથી જે એકને જીવતી રાખી હતી, તેને આ ચારેની સેવામાં સોંપી દીધી. વળી પાછું પોતાનું કામ ચાલું કર્યું. ખોદતાં ખોદતાં પેલા દયાળુ મહાત્માએ કહેલી એક ઓરડી નિકળી. તેમાં જૂએ છે તો સઘળે (લાલચના) શીશા જ ભરેલા હતા, પણ ગુરુ મહાત્માએ કહેલું હતું તેથી તેમાં મોહ ન પામતાં તેને ખોદી નાંખી. વળી એક બીજી ઓરડી નિકળી, તેમાં સઘળું લોઢું જ (નઠારા કાર્યથી મળતું ધન–સ્ત્રી) ભરેલું હતું, તેમાં પણ લોભ ન કરતાં તે પણ ખોદી નાંખી. પછી ત્રીજી ઓરડી નિકળી, તેમાં સર્વ ત્રાંબુ (વારસાનું ધન) ભરેલું હતું, તેને પણ ખોદી નાંખી. પછી ચોથી ઓરડી નિકળી–તેમાં રૂપું (ઉદ્યોગનું ધન) ભરેલું હતું, એને પણ કંઇ વિસાતમાં ન ગણતાં ગુરુવચનને વળગી રહીને ખોદી નાંખી, અને આગળ ખોદ્યો જ ગયો. એમ ખોદતાં ખોદતાં પાંચમી ઓરડી નિકળી. તેમાં મહાતેજસ્વી સુવર્ણ (શુષ્કજ્ઞાન) ભરેલું હતું, તેનાથી પણ ન લોભાતાં તેને પણ ખોદી નાંખી, અને ગુરુની આજ્ઞા પ્રમાણે આગળ ખોદવા માંડયું. ખોદતાં ખોદતાં એક વિશાલ છઠ્ઠી ઓરડી દીઠી. તેમાં અપાર હીરા, માણિક્ય મોતી વગેરેનો અમૂલ્ય નિધિ (સત્યજ્ઞાન) દીઠો. આ અપાર દ્રવ્ય-નિધિને લઇને અરક્ત પોતાની પાંચે સ્ત્રીઓ સહિત સ્વસ્થાને ગયો, ને ત્યાં અનંતકાળપર્યંત તે કામિનીઓ સંગે સત્વ રાજ્યવૈભવ ભોગ-વતો આનંદ કરવા લાગ્યો અને અંતકાળે પરમપદને પામ્યો.

યજ્ઞભૂ! આ કથામાં તું સમજ્યો? ન સમજ્યો હોઉં તો સાંભળ. આત્મરૂપ–સત્યજ્ઞાનરૂપ–ધન વગર, પોતાના ઘરમાં–સંસા-રમાં–ગરીબ–દુઃખી, અરક્ત એટલે વિરક્ત–વૈરાગ્યવાન એક જીવ–પુરુષ છે. તે એક દિવસે ગુરુના આશ્રમરૂપ વનમાં ગયો. ત્યાં દયાળુ મહાત્મારૂપ સદ્દગુરુ મળ્યા. તેમને પ્રાર્થના કરી કે, "હે પ્રભુ! હું આ સંસારતાપરૂપી દાવાનલની જ્વાલાઓથી બહુ જ પીડાઉં છું, તેને બ્રહ્માનન્દ રસથી ભરેલાં, પવિત્ર, ઠંડાં, યોગ્ય અને મનને શાંત પમાડનારાં વચનો સંભળાવો. મારે આત્મરૂપ ધનની ઇચ્છા છે, અને તે (દ્રવ્ય) વગર હું બહુ ગરીબ છું. તે આપવા માટે તમે કૃપા કરો. હું આ સંસારરૂપી ભયંકર સમુદ્રને શી રીતે

તરી શકું, મારી ઉત્તમ ગતિ કેમ થાય? અને સદ્ગતિનો ઉપાય શો છે? તે સંબંધે હું કશું જાણતો નથી, તેથી કૃપા કરી મારું રક્ષણ કરો." તેનાં આવાં કરુણાજનક વચન સાંભળી ગુરુએ દયા કરીને તેને વિવેકરૂપ ખડ્ગ અને વૈરાગ્યરૂપ કોદાળી નામનાં બે હથિયાર આપ્યાં. તે લઇને પચ્ચીસ ડગલાં જવાનું કહ્યું. એ પગલાં તે પ્રકૃતિરૂપ ગુણો સમજવા: ચોવીશ પ્રકૃતિરૂપ ડગલાં અને પચ્ચીસમી ખોદવાની જગા. તેમાં ખોદવું શું? શરીર. શરીર એ શું છે? હું કોણ છું? કર્ત્તા કોણ છે? હું કયાથી આવ્યો છું? તેનો વિચાર કરવો તે; અથવા અહંકાર ને દ્વેષદૃષ્ટિ દૂર કરવી, એને પણ ખોદવું ગણી શકાય. એ શરીરને ખોદવા માંડતાં જ, શરીર એ શું છે? આત્મા એ શું છે? એવો વિચાર કરતાં જ, સત્ત્વગુણની કાર્યવૃત્તિઓરૂપ ચાર સ્ત્રીઓ નિકળી, તેમાં:-

૧ લી. રતિ–લજ્જા. એ અગ્નિના સ્થાનમાં એટલે ચક્ષુમાં રહે છે.

૨ જી. દયા–એ દ્વારમાં એટલે મુખમાં રહે છે.

૩ જી. કીર્ત્તિ–એ ધર્મશાળામાં એટલે પ્રાણમાં રહે છે.

૪ થી. ધૃતિ–એ અંતઃપુરમાં એટલે અંતઃકરણમાં રહે છે.

પછી આગળ અન્નમયકોશમાં ખોદવા માંડયું એટલે શરીરમાં વિચારે છે, ત્યારે ચાર પુરુષો નિકળી આવ્યા.

૧ લો. કામ–જે અગ્નિસ્થાનમાં રહે છે. એની સ્ત્રી રતિ–લજ્જા.

૨ જો. ક્રોધ–જે દ્વારમાં રહે છે. એની સ્ત્રી દયા.

૩ જો. લોભ–જે પ્રાણમાં રહે છે, એની સ્ત્રી કીર્ત્તિ.

૪ થો. મોહ–જે અંતઃકરણમાં રહે છે. એની સ્ત્રી ધૃતિ–પણ જ્યાં કામ ત્યાં લજ્જા નહિ, ક્રોધ ત્યાં દયા નહિ, લોભ ત્યાં કીર્ત્તિ નહિ ને મોહ ત્યાં ધૈર્ય નહિ, તેથી તેઓનો નાશ કરવો અવશ્યનો છે.

ચારે સ્ત્રીઓ સત્ત્વગુણવાળીઓ હોવાથી બ્રાહ્મણીઓ છે, તેને રજોગુણવાળા ક્ષત્રિઓ ભોગવે, એ અન્યાય જાણીને કામ ક્રોધાદિ ચારે ક્ષત્રિઓને માર્યા ને એ જ પ્રમાણે મુમુક્ષુએ કામ ક્રોધાદિને મારવા એ તેનું કર્તવ્યકર્મ અર્થાત્ સાધન છે. એ બ્રાહ્મણીઓ (સાત્ત્વિક વૃત્તિઓ)ને ક્ષત્રિઓ (રાજસ વૃત્તિવાળા) ભોગવે નહિ એટલા માટે તેને મારીને બાળવા માંડ્યા, ત્યારે લજ્જા, દયા અને કીર્ત્તિ, એ સ્ત્રીઓ સતી થવા તત્પર થઇ, તેથી તેઓને પણ એ ચારે

પુરુષો સાથે બાળી મુકી, પણ ધીરજ નામની સ્ત્રીને માત્ર રાખી; કારણ કે મુમુક્ષુએ પરમતત્ત્વને જાણવા માટે ધીરજને સદા જ સાથે રાખવી જોઇએ. મુમુક્ષુને લજ્જા, દયા ને કીર્ત્તિ પ્રાપ્ત કરવામાં પરબ્રહ્મનું જ્ઞાન સંપાદનનો અધિકારબાધક છે.

ફરીને ખોદતાં એટલે શરીરમાં પુનઃ શોધતાં-વિચાર કરતાં, બીજીવાર ચાર સ્ત્રીઓ નીકળી આવે છે-તેમાં

૧ લી. મૈત્રી-સર્વ જોડે સરખાપણું (મૈત્રીભાવ રાખવામાં).

૨ જી. મુદિતા-ઉત્કૃષ્ટને જોઈને ખુશી થવું.

૩ જી. કરુણા-દીન ઉપર કૃપા કરવી.

૪ થી. ઉપેક્ષા-છોડી દીધેલી વસ્તુનું ફરીને ચિન્તન નહિ કરવું.

અને પાંચમી પેલી ચારમાંથી રાખેલી ધૈર્ય સ્ત્રી, પ્રારબ્ધરૂપી કર્મને વશ થઇને આ ચારેની સેવામાં રહી અર્થાત્ મુમુક્ષુને ઉપલી ચારે વસ્તુનો ઉપભોગ કરતાં ધીરજનો ખપ પડે જ.

હવે લજ્જા, દયા અને કીર્ત્તિ, એ, મુમુક્ષુને છોડી દેવા જેવી આટલા માટે ઠરાવી છે કે, કુબ્જાએ લજ્જા છોડી તો શરીરે રોગરહિત થઇ સુંદર બની, પટ્ટરાણી થઈ અને શ્રીહરિની માનિતી થઈ પડી, અને ગોપીઓ લજ્જામાં રહી તો પરમાત્માના વિરહથી દુઃખી થઇ થઇને મરી ગઈ.

દયાને માટે સાંભળ: ભરતે મૃગલીપર દયા કરી તો તેમાં વાસના રહી જવાથી ત્રણે જન્મે મુક્તિ મેળવી શકયા. માટે સ્ત્રી, પુત્રો, શરીર કે ઇન્દ્રિયો વગેરે ઉપર દયા કર્યા કરે તો, તે પુરુષ જન્મ મરણ ભોગવ્યા જ કરે, માટે બ્રહ્મવિદ્યા સંપાદન કરવાવાળા જીવે આનું શું થશે? એવી દયાથી સંસારમાં લપટાઇ રહેવું નહિ, પણ સમય મળ્યે તયાર થઈ જવું, તેથી દયા ત્યજી દેવી.

હવે કીર્ત્તિઃ-બળી રાજાએ અત્યંત દાન કરવાથી અત્યંત કીર્ત્તિ મેળવી, તો તેને લીધે આખરે નાગપાશથી બંધાવું પડયું હતું. એકલશૃંગી ઋષિને ગુણિકાઓએ આપેલાં મિષ્ટાન્નના સ્વાદનો લોભ થયો હતો તેથી છેવટ કીર્ત્તિએ ગઈ. એવી રીતે લોભ ન રાખવો, પછી કીર્ત્તિ થાવ કે ન થાવ.*

* જીવતાં (પ્રાણ રહેતાં) સૂધી મનુષ્ય લોભ કરે છે, માટે ૮૪ આગળ પ્રાણમાં લોભ રહે છે, એમ કહ્યું છે.

હવે ધૈર્યતાઃ-એને તો એના પતિ મોહનો ત્યાગ કરવા છતાં સમીપ રાખવી; અને સુખ તથા દુઃખ બન્ને વખતે એને ધારણ કરવી. દુઃખ પડે ત્યારે એવી રીતે ધીરજ ધરવી કે, ભાર શો છે? આ દુઃખ કંઇ નિરંતર ચાલવાનું નથી. એનો પણ અંત આવશે જ અને દુઃખને અંતે સુખ થશે જ, અને સુખમાં પણ એવી રીતે જ ધીરજ રાખીને રહેવું, પણ સુખને લીધે છકી કે ઉન્મત્ત થઇ જવું નહિ. ધીરજથી વિચાર કરવો કે, આ સુખ કંઇ નિરંતર પહોંચશે નહિ, પણ તેને અંતે પાછું દુઃખ જ છે.

ફરીને ઉત્પન્ન થયેલી (વિચાર કરતાં જણાયલી) મૈત્ર્યાદિ ચાર સ્ત્રીઓને સ્વલ્પ વાર અંગીકાર કરવાનાં સબળ કારણો છે, તે આ છે.

મૈત્રી-મનુષ્ય સાથે નહિ પણ હરિ સાથે સ્નેહ કરવા માટે કામની છે.

મુદિતા-પ્રભુની મૂર્ત્તિનું દર્શન કરી, આનંદ પામવામાં અવશ્યની છે.

કરુણા-ઈશ્વરને કરુણામય હૃદયથી ગદ્‌ગદિત કંઠે આરાધવામાં ઉપયોગી છે.

ઉપેક્ષા-મળત્યાગ કર્યા પછી, પાછું તે તરફ જોવાની સ્વાભાવિક રીતે કોઇને પણ ઇચ્છા થતી નથી; તેવી રીતે જેનો-સંસારનો-ત્યાગ કીધો તે તરફ ફરી નજર પણ કરવી નહિ, આ રીતે તેનો ઉપયોગ કરવાનો છે.

એ પ્રમાણે શરીર શોધ્યા પછી પાછું ખોદવા (વિચારવા) માંડતાં, જિજ્ઞાસુને પ્રથમ ઓરડી-અન્નમયકોશ દૃષ્ટિએ પડે છે. પણ તેને મિથ્યા ચિન્તન કરી (જૂઠો જાણી) ખોદી નાંખવો જોઈએ. આ જીવ લોક માને છે કે, હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય, હું વૈશ્ય, હું શૂદ્ર, હું અમુક, એમ માનીને તેમાં જ બંધાઇ રહે છે, અને જે જે પદાર્થ દૃશ્ય (નજરે દેખાતું માત્ર) છે તે સર્વ જુઠું જ છે, એ જાણવા છતાં, એ દૃશ્ય પદાર્થના ધર્મોને બુદ્ધિમાં આવવા દે છે, તે પરબ્રહ્મ જ્ઞાનમાં બાધ કરતા થઈ પડે છે, માટે એ દૃશ્ય પદાર્થો બ્રહ્મવેત્તાને ભ્રષ્ટ કરનારા જાણી ત્યજવા યોગ્ય છે. ત્વચા, ચર્મ, માંસ, હાડકાં અને વિષ્ટાના સમૂહવાળો અન્નમય (કોશ) દેહ, નિત્ય ને શુદ્ધ આત્મા થવાને યોગ્ય નથી. દેહ અન્નથી ઉત્પન્ન થયો છે તેથી

અન્નમયકોશ છે, પણ અસત્ય છે, તેથી તેમાં પ્રીતિ કરવી યોગ્ય નથી. એ દેહ જન્મની પૂર્વે નહોતો, ને જન્મ પછી રહેવાનો નથી. પણ આત્મા તો નિત્ય ને સત્ય છે. આત્મા એ દેહ નથી, પણ દેહનો નિયંતા છેઃ દેહનો, તેના ધર્મ કર્મનો તથા અવસ્થાનો સાક્ષી છે. તે દેહથી વિલક્ષણ છે, તેથી શુદ્ધ ચિત્તવાળાએ દેહાભિમાન ત્યજી દેવું.

બીજી ઓરડી પ્રાણમયકોશ છે. તે પ્રાણ પણ પરપ્રકાશ હોવાથી અનિત્ય છે. પણ એ કંઇ આત્મા નથી અર્થાત્ એ દ્રવ્ય (ચૈતન્ય) નથી, પણ જડ પદાર્થસ્વરૂપ છે, કેમ કે ઊંઘમાં કોઇ પાઘડી લઇ જાય તોએ તે ચોરને પકડતો નથી. વળી પુરુષે બાણ માર્યું, તે બાણ જેમ પેલા મારનાર પુરુષના લક્ષ પ્રમાણે વેગથી ચાલ્યું જાય છે, પણ કંઇ તે સ્વતંત્ર નથી; અને તે પુરુષ પણ કંઇ બાણ સાથે જતો નથી; તેમ પ્રાણ પણ બાણવત્ છેઃ સ્વતંત્ર નથી. એ પ્રાણનો પ્રેરક તો ચૈતન્ય પુરુષ છે; તેથી એ પ્રાણ પણ જૂઠો છે, અને પ્રાણના ધર્મ (ભૂખ, તરસ, જવું આવવું વગેરે) આત્માને વળગતા નથી. अन्नादभ्यंतरं प्राणाः प्राणादभ्यंतरं मनः ॥ એવી રીતે અન્નમયકોશમાં પ્રાણમયકોશ છે. તે સત્ય હશેકે નહિ? એવો વિચાર પણ કાઢી નાંખવો.

બીજી ઓરડી ખોદી નાખતાં (પ્રાણમયકોશ જૂઠો જાણતાં) ત્રીજી ઓરડી નિકળી, તે મનોમયકોશ છે. નિદ્રામાં પ્રાણ સાથે મનનો સંબંધ નથી તેથી મન સ્વતંત્ર છે. શંકા થશે કે શું મન એ આત્મા હશે? પણ વિચાર કરતાં જણાશે કે, મન એ અંતઃકરણની સંકલ્પવિકલ્પાત્મક એક વૃત્તિ જ છે, પણ એ આત્મા નથી; અને એ આત્મા નથી તેથી અનિત્ય છે. મન બહુ જ ચંચળ તથા જન્મમરણના બંધનમાં નાંખનારું છે, એમ વિચારીને તે ઓરડીને ખોદી નાંખી મુમુક્ષુ જીવે મનને મારવું જોઇએ. એ મન અવિદ્યા સાથે સખ્યત્વ રાખનારું છે ને અવિદ્યા જ સંસારબંધનનું કારણ છે; તેથી એ મનનો નાશ થાય તો સર્વ પ્રપંચનો નાશ થશે. એ જ મન દેહાદિ વિષય પ્રતિ જીવને દોરવે છે, તેથી એ મનોમયકોશને પણ જૂઠો જાણવો.

ચોથી ઓરડી વિજ્ઞાનમયકોશ છે. એ કોશ બુદ્ધિ, વૃત્તિઓ અને જ્ઞાનેંદ્રિયો મળીને બનેલો છે. એ કોશ હું કર્ત્તા ભોક્તા છું એમ માને છે. બુદ્ધિ કર્ત્તા છે, ને મન કર્મ છે. બુદ્ધિ મનને પ્રેરે છે, ને તે વિજ્ઞાનમયની અંદર છે, તેથી શું એ આત્મા હશે? એમ

શંકા થશે. પણ બુદ્ધિ પણ પરિણામી હોવાથી મિથ્યા છે, ને એ પણ આત્મા નથી, તેથી માત્ર તે સહાય તરીકે રહે, પણ સ્વતંત્ર રહેવી ન જોઈએ. પરમાત્માના સમીપપણાંને લીધે એ વિજ્ઞાનમયકોશ બહુ પ્રકાશવાળો છે, અને તેથી જ આત્માને ઉપાધિરૂપ છે, જે ઉપાધિથી જીવ 'હું, હું' નું અભિમાન ધર્યા કરે છે, ને જન્મ મરણ સેવે છે. વિજ્ઞાનમયકોશને જાગ્રત સ્વપ્નાદિ અવસ્થા, સુખ દુઃખના ભોગ, દેહાદિમાં રહેલા આશ્રમ, ધર્મ, કર્મ તથા ગુણો એ મારા છે એવું નિરંતર અભિમાન રહેવાથી, ને તેમાં પોતાનું એકત્વ માનવાથી, પોતે પરિચ્છેદ પામી, સ્વરૂપે સર્વાત્મક છતાં પણ, માટી ને ઘડાની પેઠે, પોતે પોતાને જુદો જુએ છે, તેનો મોક્ષ સંભવે જ નહિ. એ કોશ વિકારી, જડ, દૃશ્ય, પરિચ્છિન્ન ને વ્યભિચારી છે, તેથી સત્ય નથી, માટે એનોએ ત્યાગ કરવો.

પાંચમી ઓરડી આનંદમયકોશ છે. ચૈતન્ય (પ્રજ્ઞાન) અને આનંદરૂપ જ છે, પણ માત્ર વિકારો મળવાથી જ કોશ છે. એનું મસ્તક પ્રિયતા છે, મોદ અને પ્રમોદ એ બે એની પાંખ છે, આનંદવ્યષ્ટિ, ને અજ્ઞાન એ મળીને ધડ બને છે, ને શેષ બ્રહ્મ રહ્યું તે પુચ્છ છે. એ પણ ઉપાધિ સહિત છે, પ્રકૃતિના વિકારરૂપ છે, કાર્યરૂપ છે, અને પુણ્યના વિકારને આધીન છે, તેથી સત્ય નથી.

એ આનંદમયકોશનો અથવા એ પંચકોશથી જૂદો, સ્વયંપ્રકાશ, ત્રણે અવસ્થાનો સાક્ષી, નિર્વિકાર અને સચ્ચિદાનંદરૂપ છે, તે પરમ નિધિ છે. પાંચે ઓરડી ખોદી નાંખતાં, એટલે મિથ્યા જાણતાં—છઠ્ઠી ઓરડી કહો, અથવા પાંચમી ઓરડી પછી જે શેષ—નિધિ રહ્યો તે—પરમ ધન છે, તે જ આત્મા છે—તે જ પરમાત્મા છે; તેનો સંગ્રહ કરવો—તેને જાણવો એજ મુખ્ય કર્તવ્ય છે.

અલ્યા મર્ત્ય લોકના મુમુક્ષુજન! નિર્વિકારી! સાધુપુરુષ! અજ્ઞાન અને વિકળ સ્થિતિનો સર્વ રીતે ત્યાગ કરી, નિવૃત્ત થઈને નિવૃત્તિમાં પરાયણ રહે છે, તે જ પરમપદને પામવાને પાત્ર ઠરે છે. આ સંસાર મિથ્યા છે અને તેમાં અંતઃકરણ શુદ્ધ કરવાને તપ એ શ્રેષ્ઠ સાધન છે, મહાત્મા પુરુષનું સેવન એ મોક્ષદ્વાર છે, સમદૃષ્ટિ ને શાંતવૃત્તિ એ સુખસ્થાન છે, શરીરશોધન એ શુદ્ધતાનું કારણ છે ને પરબ્રહ્મનું જ્ઞાન એ અનંત સુખનું નિત્ય સ્થાન છે.

કર્મો કર્યા કરવાં એથી કંઇ સુખ નથી, પણ અવિદ્યાનો ત્યાગ કરી, કર્મને વશ કરી, દેહ બંધન તોડી, આત્મામાં પ્રીતિ જોડીને રહે તે જ પરબ્રહ્મને પામે છે. આ લિંગ દેહના અભિમાને સૌને ભૂલાવો ખવરાવ્યો છે અને ખવરાવે છે. પણ મનુષ્ય વિવેકી બની કર્મ ત્યાગ કરીને માયિક વસ્તુનો મોહ છોડે છે ત્યારે જ મોક્ષને પામે છે. આત્માને શોધવાનું જ્ઞાન કંઇ સર્વે શાસ્ત્ર ભણવાથી આવતું નથી, પણ શુદ્ધ ચિત્તવૃત્તિથી ને તત્ત્વવસ્તુને જાણવાથી આવે છે. તે અધિકાર પ્રાપ્ત કરવાર્થે–મનુષ્યે અધ્યાત્મજ્ઞાનના અધિકારી થવા માટે, કર્ત્તા ભોક્તાપણાનું અભિમાન છોડી દેવું જોઇએ અને મહાત્માઓનો સમાગમ કરીને સત્ય વસ્તુ શું છે? તે જાણવી જોઇએ. આ દેહ નાશવંત છે; માટે એનાપરની પ્રીતિ નકામી છે. આ જગત્ નાશવંત છે એના ઉપર મોહ રાખવો, એ મૂર્ખતા છે. સ્ત્રી પુત્ર તારાં નથી, તારી સાથે આવ્યાં નથી ને તારી સાથે આવનારાંએ નથી, તે નાશવંત છે, તેમાં લાલસા ખોટી છે. જાણ કે પરબ્રહ્મ એક જ છે, આત્મા એક જ છે, તે અદ્વૈત છે, નિત્ય છે, અજર અમર છે. જાણ કે આત્મા ફેરફાર રહિત છે, તે રાગદ્વેષ રોગ દુઃખ રહિત છે. જાણ કે આત્મા ત્રણે ગુણોથી વિરક્ત છે. જાણ કે આત્મા સ્વચ્છ, શુદ્ધ, અચળ, અમર, અજન્મા અને અપરિચ્છિન્ન છે, અને તે આત્માને આ માયિક નાશવંત પદાર્થ સાથે કશો સંબંધ નથી. સંસારમાં રહ્યોથકો જે મનુષ્ય આવો વિચાર કરે છે, તે જ સત્ય પંથે ચઢે છે. સત્ય અને નિત્ય વસ્તુનું યથાર્થ જ્ઞાન ઇશ્વિરકૃપા અને ગુરુના પ્રસાદ વગર થતું નથી. શોધક પુરુષ જો જીંદગીનું કર્તવ્ય, હેતુ અને કારણ યથાર્થ જાણે તો તે સુખને માર્ગે ભયરહિત ચાલ્યો જશે; તે નિઃશંક સત્યાસત્યનો વિચાર કરી શકશે; નીતિ અનીતિ યથાર્થ જાણી શકશે. પણ આ સર્વ માટે સૌથી વધારે અગત્યનું એ જ છે કે–જાણવું, વિચારવું, મનન કરવું. આટલું કરવાથી મનુષ્ય પોતાના ખરા સ્વરૂપને જાણી ઉપાધિરહિત થઇને પરબ્રહ્મરૂપ થશે.

હે વિશાળ! તે મહાત્મા આટલું કહીને તુરત અટક્યા, સમાધિ ચઢાવીને પ્રત્યક્તત્ત્વનું ધ્યાન કરવા લાગ્યા; અને હું તેમને પ્રણામ કરીને મારા આશ્રમ પ્રત્યે આવ્યો.



# ચતુર્થ બિન્દુ.

## કર્ત્તવ્ય.



स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभवेत्पुंसां वैराग्यादिचतुष्टयम् ॥
कोहं कथमिदं जातं को वै कर्ताऽस्य विद्यते ।
उपादानं किमस्तीह विचारः सोयमीदृशः ॥
अनेनैव प्रकारेण वृत्तिर्ब्रह्मात्मिका भवेत् ।
उदेति शुद्धचित्तानां वृत्तिज्ञानं ततः परम् ॥

अपरोक्षानुभूति.

**અર્થ**—સ્વવર્ણાશ્રમ ધર્મથી, તપથી, હરિને સંતોષવાથી, વૈરાગ્યાદિ સાધનચતુષ્ટયની પ્રાપ્તિ પુરુષને થાય છે. હું કોણ? આ જગત્ કેમ ઉત્પન્ન થયું? આનો કર્ત્તા કોણ છે? આ જગતનું ઉપાદાન કારણ શું? આવો જે વિચાર તે જ્ઞાનનું સાધન છે. શુદ્ધ ચિત્તવાળાને આ પ્રકારેજ વિચાર કર્યાથી બ્રહ્માકારવૃત્તિ ઉદય પામે છે અને તે ઉદય પામ્યા પછી વૃત્તિ સ્થિર થાય છે.



ચૂડાભૂ વિશાલકેતુને કહે છેઃ-ચોથે દિવસે હું મારાં નિત્યનિયમાદિ આહ્નિકથી પરવારી, યોગેશ્વર પાસે જવા તત્પર થયો. તેમના ત્રણ દિવસના સદુપદેશથી મારું મન બહુ ખીલી રહ્યું હતું, અને મેં જાણે ઘણાકાળનો જ્ઞાનાનુભવ સિદ્ધ કરચો હોય એવું મને ભાસતું હતું. આગલે દિવસે તેમણે મારી આગળ ભવાટવીનું અને શરીર શોધવાનું સંપૂર્ણ વર્ણન કર્યું હતું, તેથી મારા મનમાં હું ખરેખર સમજવા લાગ્યો હતો કે, 'આ સંસાર કેવળ ઘોર વગડા સમાન છે; અને તેમાં પ્રવૃત્ત થયેલા જીવો તેનો ખરો મર્મ ન સમજતાં, તેમાંનાં ક્ષણિક, દુઃખદ, નરકમાં પાડનારાં

વિષય સુખની આશામાં નિરંતર અટણુ કરી રહ્યા છે, અને એનું પરિણામ તો માત્ર દુઃખ જ છે, તો કરવું શું ? સંસારમાં શું કરવું ? તેનું મનન કરતો હું જે વેળા તે યોગેશ્વરની સન્નિધિમાં ગયો, અને દંડવન્નમસ્કાર કરીને તેમના સન્મુખ બેઠો, એટલે તુરત વગર પૂછ્યાં જ તેમણે મને આશીશ દઈ, પોતાની અમૃતરૂપવાણી વર્ષાવવા માંડી.

તે દિવ્ય મૂર્ત્તિએ કહ્યું:-સાધુ, તારી મનન કરવાની ટેવ મને સાનંદ સંતોષ આપે છે. મનુષ્ય જન્મ ધારણ કરીને, પ્રાણીએ પોતાનું કર્તવ્ય અવશ્ય જાણવું જોઇએ. મનુષ્ય દેહની મહત્તા, તેની શ્રેષ્ઠતા, તેની યોગ્યતા એ વિષે મેં તને પૂર્વે જણાવેલું જ છે, તેથી મનુષ્ય જો આ દેહ ધારણ કરી પોતાનું કર્ત્તવ્ય સમજે નહિ તો પછી ખરેખર તે અપાત્ર ઠરે છે, તે પોતાનો અલભ્ય લાભ પાણીને મૂલે ગુમાવી દે છે, અને તેને માટે તેને અનેક જન્મમાં વિમાસણ કરવી પડે છે. આ મનુષ્યદેહનું સાર્થક-કર્તવ્યકર્મ સત્ય તો એ જ છે કે, જે જાણવા અર્થે એ દેહ મનુષ્યને મળ્યો છે તેનું સત્યસ્વરૂપ જાણી ચિત્તની શુદ્ધિ કરવી. એ જાણવું તે પરમાત્મા સ્વરૂપ છે. એ મુખ્ય કર્તવ્ય સિદ્ધ કરવા[illegible]ાં સાધનભૂત કર્તવ્યો બીજાં ઘણાં છે, તોપણ તેઓમાંનાં લાભકારી મુખ્ય મુખ્ય સાધનો હું તને સંભળાવું છું.

જાગ્રત રહેવું[illegible]

સર્વ કર્તવ્યોને દર્શાવનારું મુખ્ય કર્તવ્ય [illegible] એ જ છે કે, જગતમાં આવી મનુષ્યદેહ ધરીને જીવે નિરંતર જાગ્રત [illegible]હેવું. 'જાગ્રત રહેવું' એનો અર્થ તું એમ ન સમજતો કે, મનુષ્ય પ્રાણી[illegible] [illegible]એ નિરંતર નિદ્રારહિત રહેવું. જેટલો શ્રમ તેટલો જ વિશ્રામ કહેલો [illegible] પણ આનો અર્થ એવો છે કે, મનુષ્યે નિરંતર જાગ્રત એટલે સાવધ [illegible] સર્વ રહેવું. 'હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? શા અર્થે આવ્યો છું ?' વગે[illegible]પા[illegible] વિષયોનો વિચાર કરનાર તથા તે પ્રશ્નોના પ્રત્યુત્તર પોતાના મનને [illegible] આપી, તેનું સમાધાન કરીને તે પ્રમાણે ચેતતો રહેનાર મનુષ્ય, જ[illegible]ગતમાં સાવધ કહેવાય છે. આ જગતમાં સ્વાર્થ અને પરમાર્થ એવા [illegible]ક્યાં [illegible] સાર્ગ છે, તેમાં સ્વાર્થ એ મનુષ્ય પ્રાણી સાથે પ્રથમ જ સંબંધ બાંધે છે, અને તેમાં પ્રવીણ થવાથી પુરુષ પોતાનાં ભરણપોષણાદિ

વ્યાવહારિક કાર્ય કરી શકે છે. એ સ્વાર્થ–સંસારનો પ્રપંચ–જો તેનો યથાર્થસ્વરૂપમાં સાધવામાં આવે તો તેમાંથી આપોઆપ પરમાર્થ રૂપી ફળ ઉત્પન્ન થાય છે. પ્રપંચ એટલે વ્યાવહારિક વ્યાપાર, અને પરમાર્થ એટલે આત્મતત્ત્વ જાણવા સંબંધી વ્યાપાર. જે મનુષ્ય યથાર્થ રીતે પ્રપંચને સાંધી શકતો નથી તેને પરમાર્થ સધાવો પણ બહુ કઠિન થઈ પડે છે. પરમાર્થ જાણવાની શાળા જ પ્રપંચ છે. પ્રપંચમાં ઘડાયલો મનુષ્ય સહેલથી પરમાર્થ સાધી શકે. પ્રપંચમાં જેટલું સાવધપણું અને ખંત રાખવાની જરૂર છે, તેટલી જ પરમાર્થમાં પણ છે. માટે પ્રાપંચિક પ્રસંગમાં કેમ 'જાગ્રત રહેવું?' તેનું માહાત્મ્ય સાંભળ.

પૂર્વે કોઈ મોટા રાજનગરમાં એક ધનાઢય ગૃહસ્થ રહેતો હતો. તે સંસારમાં કહેલાં સર્વ સુખોથી પરમ સુખી હતો; અર્થાત શરીર, સ્ત્રી, સંતતિ, દ્રવ્ય અને સમય એ સહુ તેને સાનુકૂલ હતાં. વ્યવહારમાં તે સત્યવાદી અને ન્યાયી હતો, ઉપાર્જિત લક્ષ્મીનો સદુપયોગ કરવાથી તેની કીર્તિ સર્વત્ર પ્રસરેલી હતી. તેને દ્રવ્ય ઉપાર્જન કરવાના ઘણા રસ્તા હતા. જળમાર્ગે અને સ્થળમાર્ગે તેનો મોટો વ્યાપાર ચાલતો હતો. દેશદેશાંતરનાં મુખ્ય શેહેરોમાં તેની અનેક દુકાનો ચાલતી હતી. તે પ્રત્યેક સ્થળે તેની તરફથી વહીવટ કરનારા તેના મુનીમ ગુમાસ્તા રહેતા હતા. તે પોતાની મુખ્ય પેઢી પોતાના શહેરમાં જ રાખતો હતો, અને દેશાવર ખાતેની શાખા પેઢીઓ ઉપર વહીવટ કરનારા મેહેતા મુનીમોને સ્વતઃ પસંદ કરીને મોકલતો હતો. તે મેહેતા મુનીમોનો પગાર તેમની યોગ્યતા પ્રમાણે અથવા ત્યાંના કામના જોખમ પ્રમાણે પ્રથમથી જ ઠરાવી મોકલતો હતો, પણ ત્યાં કેટલું રહેવું? અથવા ક્યારે પાછા આવવું? તેની કબૂલાત તે કદી કરતો નહિ. તેનો આ એક ખાસ નિયમ હતો–અને તે પ્રમાણે તે તેઓને કહેતો કે, "મુનીમજી! હું મારી મરજીમાં આવશે ત્યારે તમને તમારા કામપરથી પાછા અહીં બોલાવીશ; અને મારી મરજીમાં આવશે ત્યારે તમારા કામનો હિસાબ માંગીશ." આમ ચેતાવવાનો હેતુ ઉત્તમ અને ગૂઢ હતો. એથી દેશાવર ખાતે જઈ પરોક્ષપણે

સ્વતંત્ર વહીવટ કરનારા સર્વે નોકરો કદી કોઇ વાતની ગફલત, દગો કે ક્લેશ કરી શકતા નહિ. વળી તે પ્રત્યેક નોકરને મોકલતી વખતે સારી રીતે ચેતવતો હતો કે, "તમે એવા ન્યાયી અને નિખાલસપણે વહીવટ કરજો કે, જેથી મારી સાત પેઢીથી ચાલતા બાપદાદાના નામને બટ્ટો લાગે નહિ. અન્યાય માર્ગે પેદા કરેલી એક લાખની રકમ પણ મારે જોઇતી નથી અને ન્યાયથી પેદા કરેલી એક પાઈ પણ મારે ઘણી છે. જેમ બને તેમ તમે ધર્મપરાયણ અને સત્ય પરાયણ વર્તજો. હું વધારે પૈસા પેદા થવા ઉપર કદી પણ નજર રાખતો નથી; પણ સઘળે ઠેકાણે ચાલતા મારા વહીવટથી જનસમાજમાં કેવો સંતોષ ઉત્પન્ન થાય છે? તથા લોકો મારા નામને કેટલા ચહાય છે? તેપર જ હંમેશ મારું ધ્યાન વધારે ખેંચાય છે. સમજુને એટલું જ કહેવું બસ છે. પછી તો શેઠની શિખામણ ઝાંપા સૂધી, તમે તમારી બુદ્ધિ અનુસાર વર્તજો, પણ બને તેટલી ચેતવણી આપવી એ મારો ધર્મ છે.

આ સત્યવાદી શેઠને ત્યાં એક વખતે બે વણિક્ પુત્રો નોકરી માટે ગયા. આ બંને જણ સારી રીતે ભણેલા ને વ્યાપારીના જ દીકરાઓ હતા. તેઓ વ્યવહારની રીતભાતમાં સારી રીતે કુશળ હતા. તેઓ પરસ્પર કંઇ સગા તો નહોતા, પણ એક ગામના રહેવાશી હોવાથી ઘણાક દિવસની તેઓ વચે મિત્રાઇ હતી. એમાંના એકનું નામ વિવેકચંદ્ર અને બીજાનું નામ અર્થગુપ્ત હતું. આ બંનેને વ્યવહાર કાર્યમાં નિપુણ જોઇ, શેઠે તેઓની માંગણી સ્વીકારી અને પોતાના નિયમોથી તેઓને જાણીતા કરીને, જૂદા જૂદા દેશાવરોની પેઢીઓપર મોકલ્યા. આ જગતમાં સૌનું પ્રારબ્ધ તેની પાસે રહે છે; ઉપનિષદ્ માં કહ્યું છે કેઃ—

आस्ते भगआसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतोभगः ॥

"જીવ જ્યારે નીચે બેસે છે ત્યારે તેનું ભાગ્ય પણ નીચે બેસે છે. જીવ જ્યારે ઉભો રહે છે ત્યારે તેનું ભાગ્ય પણ ઉભું રહે છે, જીવ જ્યારે સુઇ જાય છે ત્યારે તેનું ભાગ્ય પણ સુઈ જાય છે, અને જીવ જ્યારે ફરે છે ત્યારે તેનું ભાગ્ય પણ ફરેહરે છે." પોત-

પોતાની ચતુરાઈ, વિવેક, ડહાપણ વગેરે તેને પોતાને ખપ લાગે છે. એક જ માતાના ઉદરમાંથી જન્મ પામેલા બંને ભાઈઓના સ્વભાવમાં વર્તનમાં, ને ભાગ્યોદય વગેરેમાં ઘણો મોટો ફેર હોય છે. તેવી જ રીતે વિવેકચંદ્ર અને અર્થગુપ્તમાં પણ હતું; જો કે તે બંને જણ વ્યાપારના કામમાં સરખા જ પ્રવીણ હતા, છતાં વિવેકચંદ્ર મૂળ મુદ્દા ઉપર જ વિશેષ ધ્યાન આપતો, અર્થગુપ્તનું મન સઘળા વિષયપર સમાન વિચાર કરનારું હતું. વિવેકચંદ્ર શેઠને ત્યાંથી નિકળ્યો ત્યારથી જ તેના મનમાં એ વાત ઠસી ગઈ કે, 'કોણ જાણે, કયે વખતે ને કેટલી મુદ્દતે શેઠ મને પાછો બોલાવશે, અને તે વખતે મારે તેના હુકમ પ્રમાણે મારું કામ આટોપી, તેની પાસે જવું પડશે, તથા મારે મારા વહીવટના સમયમાં થયલી પ્રાપ્તિ તથા વ્યયનો સઘળો હિસાબ તેની આગળ તુરત રજુ કરવો પડશેઃ માટે અત્યારથી જ મારે સઘળી વાતે સાવધ રહેવું જોઈએ; અને મારે પોતાને માટે થતો માર્ગનો વ્યય, તથા પેઢીના કામકાજ માટે તેના સંબંધમાં આવનારી બીજી વ્યાપારી પેઢીઓ સાથે કરવી પડતી લેવડદેવડ વગેરેની યથાયોગ્ય નોંધ રાખવી જોઈએ.' તેણે પ્રથમથી જ એવી કાળજી રાખી, ત્યારે અર્થગુપ્ત ઠંડે કાળજે પોતાની નોકરીની જગ્યાપર જવા નિકળ્યો. તેના મનમાં એમ ઠસ્યું હતું કે, 'હમણાં શી ઉતાવળ છે? થાય છે, કંઈ નહિ તો સો પચાસ માસ તો સ્થિરતાથી રહેવાનું થશે જ થશે. હમણાં કોને હિસાબ આપવાનો છે?' આ પ્રમાણે બંને જણા એક જ દિવસે એક બીજાને મળી, જૂદા જૂદા વિચાર કરી, કાગળપત્ર લખવાની ભલામણ કરીને, જૂદા પડયા, અને શેઠની શિખ લઈને વિદાય થયા. વિવેકચંદ્રે પોતાની જગા ઉપર જતાં જ જૂના કારભારીના હાથમાંથી સઘળો વહીવટ તપાસી લીધો, પેઢીનું લેણું દેવું ચોપડાઓ ઉપરથી તપાસીને બરોબર જાણી લીધું, તેમ જ રોકડનાણું તથા વ્યાપારની માલ મિલકત પણ બરોબર તપાસી ગણી લઈ, તેને પાવતી લખી આપીને છૂટો કર્યો અને તે સઘળી વિગત પોતાના શેઠને જણાવી, પોતે નવેસરથી પેઢીનો વહીવટ કરવા માંડયો, પોતાના હાથ નીચેનાં માણસોને તાકીદ કરી ચોંપથી ઉઘરાણી કરવા

માંડી, તથા લેણિયાતોને લેણા પેટે વધેજો પડતો માલ આપીને, તેમ જ થોડી ઘણી નાણાની રકમો આપીતેને ઠંડા પાડી દીધા. પોતાને ત્યાં પુરાંત પડેલો માલ શેઠને ત્યાં ખપ હોય કે દેશાવર ખાતેની કોઇ શાખાપેઢીને જરૂરનો હોય તો તેને જાણવાને ઉપરાઉપરી ચારે તરફ પત્રો મોકલી, જ્યાં માલની ખપતી જણાઇ ત્યાં માલ રવાના કરવા માંડ્યો. એવી રીતે ચારે તરફથી ચોખું કરીને દુકાનનો વહીવટ હલકો ફૂલ જેવો કરી મૂક્યો, તે પછી સુખેથી નવા માલની ખરીદી, વેચાણ, સાટાં વગેરે કરતાં ઉત્તમ પ્રકારનો વ્યવહાર ચલાવી અસલ કરતાં પેઢીની ઘણી સારી સાખ પાડી. તે કોઇ પણ દિવસે દુકાનનું નામું ચઢવા દેતો નહિ; રોજનો હિસાબ રોજ બંધ કરી દેતો હતો. દેશાવર ખાતેથી આવેલા કાગળ પત્રના પ્રત્યુત્તરો લખવાની, ને કામકાજ માટેના પોતાના ખાસ પત્રો લખવાની જરા પણ ઢીલ રાખતો નહિ. દર વર્ષની સમાપ્તિએ આખા વર્ષના વહીવટનું સરવાયું કાઢીને, વગર મંગાવ્યે શેઠને મોકલી આપતો અને, તેમાં પોતાના સમયમાં થયેલો ચોખ્ખો નફો વા ટોટો દેખાડી આપતો હતો. આ પ્રમાણે સુમારે બે ત્રણેક વર્ષ વહીવટ કરતાં તેણે શેઠને ઘણો સારો નફો પેદા કરી આપ્યો, જેથી શેઠ તેના પર બહુ જ સંતુષ્ટ થયો અને તેને સારો શિરપાવ પોતાની તરફથી મોકલી આપ્યો. ઘણાક દિવસ આ નોકરી કરવાથી વિવેકચંદ્રે હવે કેટલોક સમયસૂધી વિશ્રાંતિ લેવા ધાર્યું ને તે માટે તેણે શેઠને રજા સારુ લખી જણાવ્યું. ત્યારે શેઠે તેની ઘણીક પ્રશંસા કરીને, તેમ જ પગારમાં ઘણો વધારો કરીને, આગ્રહપૂર્વક લખી જણાવ્યું કે, "ભાઈ વિવેકચંદ્રને માલુમ થાય કે, તમોએ અમારી પેઢીની ગાદીપર બેશી અમારી પ્રતિષ્ઠામાં તેમ જ દ્રવ્યમાં બહુ વૃદ્ધિ કરી છે; અમો તમને રજા આપવાને યત્કિંચિત્ પણ રાજી નથી; કારણ તમારી જગા ઉપર તમારા જેવા સોભાનો માણસ હાલમાં અમને મળી શકવો દુર્લભ છે. તમારું કામ તમને જ શોભે છે. તમે શરીરને વિશ્રાંતિ લેવા અર્થે જણાવ્યું, તો હાલના કામનો બોજો ઓછો થવા સારુ એક માણસની તમારા હાથ નીચે વધારે નિમણુક કરજો; પણ અમારી ઇચ્છા છે કે, તમારે કેટલીક મુદત સૂધી અમારું

કહ્યું માનીને રહેવું ને પેઢીની પ્રતિષ્ઠા વધારવી.” એ ઉપરથી વિવેકચંદ્રે રજા લેવી મુલતવી રાખી, અને પોતાનું કામ જેમનું તેમ સાવધપણે ચલાવવા માંડયું.

પણ યજ્ઞભૂ! હવે વિવેકચંદ્રના મિત્ર પેલા અર્થગુપ્તનું શું થયું? તે સાંભળ. એ જો કે ધર્મનિષ્ઠ અને ન્યાયપરાયણ હતો ખરો; તોપણ સ્વભાવે વિવેકચંદ્ર કરતાં જૂદો હતો. તે બહુ પ્રમાદી અને અસાવધ હતો. તેના મનમાં, ‘પૂલાણું કામ થાય છે, કરીએ છીએ, શું વહીજાય છે,’ એવો જ વિચાર રમણ કરતો હતો. તે શેઠ પાસેથી નીકળ્યો ત્યારથી જ તેણે એકપર એક કામ મુલતવી રાખવા માંડ્યાં. તેની જગાપરનો આગળનો માણસ બહુ સાવધ હતો તેથી અર્થગુપ્તના હાથમાં આરંભથી જ સઘળો ચોખો વહીવટ આવ્યો હતો. તેના પૂર્વાધિકારીના કામમાં કોઈ વાતનો લોચો કે ગડબડગોટો હતો નહિ. તે પોતાનું કામકાજ તથા દુકાન અર્થગુપ્તને સોંપી શેઠ તરફ વળ્યો. ત્યારપછી કેટલાક માસ સૂધી તો અહીં ઠીકઠીક ચાલ્યું; કેમ કે આગળનો વહીવટ પડી રહેલો હતો, અને ખાતાદારો તથા આડતીઆઓ હમ્મેશાં નાણાની ભરઉપાડ ચોખી રીતે જ કરતા હતા. પણ ધીરે ધીરે તેઓએ અર્થગુપ્તનો સ્વભાવ જાણવાથી ઠંડમઠંડા ચલાવી. અર્થગુપ્ત આજનું કામ કાલ, ને કાલનું કામ બે દહાડા પછી થઇ રહેશે એવા વિચારમાં રહેતો હતો. તારે નિશ્ચે જાણવું કે, આળસુ અને પ્રમાદી મનુષ્યને સઘળા કામમાં આળસ ને પ્રમાદ નડે છે; ને તેથી તે સર્વ વાતે પરાજય પામે છે. પ્રભુભજન અને વ્યાપારના કામમાં એ બે દુર્ગુણોનો પાસ લાગવાથી સઘળું કાર્ય વિનાશ પામે છે. માણસ પ્રથમ દુર્ગુણ વગરનો હોય ને પાછળથી તેનામાં એકાદો દુર્ગુણ પ્રવેશ કરવા માંડે, ત્યારે તેના ધ્યાનમાં આવે છે કે, પૂલાણો દુર્ગુણ મારામાં આવે છે, માટે મારે તેને હઠાવવો. પણ તે મોળો પડવાથી ધીરે ધીરે અનેક દુર્ગુણો સુદૃઢ થઇને તેના સ્વભાવની સાથે હળીમળી જાય છે, ત્યારે મનુષ્ય તેને જાણી પણ શકતો નથી—અર્થાત્ તેને લાગતું જ નથી કે મારામાં અમુક દુર્ગુણો વસે છે, અને કદાચ જાણ્યામાં આવ્યું તો તે તેને એટલું મોડું જાણવામાં આવે છે કે, તેનો નાશ કરવાને તે અશક્ત થઈ પડે છે.

અર્થગુપ્તમાં અસાવધપણાનો અને પ્રમાદનો અવગુણ ઘણા દિવસથી વાસ કરીને રહેલો હતો. તેનું અંતઃકરણ દુષ્ટ નહોતું, તેમ પાપીએ નહોતું; તેના મનમાં ખરેખરી એ જ ભાવના હતી કે, મને જે કામ સારુ અહીં મોકલવામાં આવ્યો છે, તે મારાથી ખરેખર પાર ઉતારી, મોકલનાર શેઠનું ભલું થાય, અને તેની પ્રતિષ્ઠા સચવાય તેમ વર્તવું. પણ એમ લુખ્ખી ભાવનાથી શું વળે? તેનો પ્રમાદ અને તેની અસાવધતા તેની ભાવનાનો જય થવા દે તેવાં નહોતાં. તેના હાથ નીચેનાં માણસોપર બિલકુલ ચાંપ નહોતી, તેથી તેઓ વખતોવખત ઉઘરાણી તથા નામું ચઢાવી રાખતાં, અને જ્યારે તે એકાએક તાકીદ કરતો ત્યારે, "હયોજી, અમુક અમુક કામ હતું તેથી કામ રહી ગયેલું છે, પણ આપની આજ્ઞા થઈ તો એક બે દિવસમાં તયાર કરીશું," એમ કહી ઉતાવળથી હિસાબ નક્કી કરવા ને નામું ચોખ્ખું કરવા મંડી જતા. તેથી વારેઘડીએ ઘણીક ભૂલ આવતી, જેથી વરસ આખરનો હિસાબ મેળવતાં પણ ઘણી અડચણ પડતી. દેશાવરનાં કાગળપત્રો લખવામાં ઘણીવાર આજનું કામ કાલપર રહેતું હોવાથી, તેમ જ પોતાની તરફથી દેશાવર મોકલવાના માલને રવાના કરવા સારુ થોડા દિવસની ઢીલ થઇ થઇ જતી હોવાથી, અને વખતે માલનો ભાવ મંદ થઇ જવાને લીધે, ઘણુંક નુકસાન ખમવું પડતું હતું. ઉઘરાણી મોળી કરવાથી અથવા સામી આસામી વખતે નબળી પડી ગયલી જણાય તોપણ તેની પાસેથી નાણાં કઢાવવાની સહજ ઢીલ થવાથી, અગર નાણાં પેટે, વળે પડતો માલ લઇને પણ તેના દબાણમાંથી નિકળવાની યુક્તિ ન હાથ કરવાથી, તેનું ઘણું નાણું ખોટું થતું હતું. એમ ચારે તરફ અવ્યવસ્થા થઇ રહેલી હોવાથી, વરસ આખરે શેઠને હિસાબ પણ જણાવી શકાતો નહોતો; અને કદાચ મોડો વહેલો જણાવવામાં આવતો તો તે બહુ અસંતોષકારક હોવાથી, શેઠને બહુ માઠું લાગતું; પણ 'હવે પછી કેમ થાય છે? તે જોઇએ તો ખરા," એ વિચારપર અવલંબી શેઠ છેવટના નિશ્ચયપર આવવા માટે પૂર્ણ ધીરજ રાખતો હતો. આમ થોડા દિવસ સૂધી તાલમેલ જોઈ, આસપાસના સમાચારોપરથી, તેમ જ અર્થગુપ્તની પેઢીના દમવગરના કાગળપત્રોપરથી,

શેઠે વિચાર કીધો કે,, આ કેવો અનર્થ! કેટલી મૂર્ખતા !”
રાખવાથી, આપણું એકાએક વિવેકચંદ્રના મુખમાંથી બોલાઇ જવાયું.
મોકલવા માટે બીજા એતો કે અર્થગુપ્ત! તું તારું આળસ ત્યજી
મને તુરતાતુરત પોતાની ડો તને ખરાબ કરશે. ખરેખર તેવો જ

શેઠનો હુકમ આવતાંોના પ્રમાદીપણાનું જ પરિણામ છે. તેણે
પડયો. તેને એકે દિશા સૂઝલું કરવા ધાર્યું નથી અર્થાત્ તેના કપટને
જવાબ આપીશ ? શેઠે તો મને અંણુચિત૦ માત્ર તેની અસાવધતા
વરસની આખરી સૂધી મને મુદ્દત આપીી આબરુ ગુમાવવાનો
તયાર કરી ચોખું કરત; પણ અરે દૈવ! હવે હુીનમાં કોઇ વાત
કહું ?” ઇત્યાદિ વિચારોમાં તેનું મન બહુ ગુંચવાઈ ગયુ઼ાટે શું પો-
પોતાનો અસલનો મિત્ર વિવેકચંદ્ર, જે તેને બહુ ચાહતો હારા
અને જેની સાથે તેનો નિરંતર પત્રવ્યવહાર ચાલતો હતો તે,
તેને સાંભરી આવ્યો. મિત્રની આગળ ઘણું કરીને કોઇ વાત ગુપ્ત
રખાતી નથી, અને તેને સુખ દુઃખની વાત કહેવા માટે મનમાં
કશી શંકા રહેતી નથી, કારણ કે, તે પોતાનો હિતૈષી હોય છે.
અર્થગુપ્તને આ સંકટ સમે વિવેકચંદ્રનું સ્મરણ થયું, ને તેણે પોતાના
યથાર્થ સમાચાર પત્રદ્વારા તેને તાબડતોબ જણાવ્યા. કાસદ અતિ-
શય ત્વરાથી પત્ર લઇને વિવેકચંદ્રને ગામ ગયો, ને તેને નમન
કરી પત્ર આપીને જણાવ્યું કે, “કૃપા કરી આ પત્રનો પ્રત્યુત્તર
જલદી આપશો એમ ત્યાંથી કહેલું છે.” વિવેકચંદ્ર પત્ર ઉકેલીને
વાંચવા લાગ્યોઃ—“હે મિત્રવર વિવેકચંદ્રજી ! આપનો મિત્ર હું અર્થ-
ગુપ્ત હાલમાં મોટી આપત્તિમાં આવી પડયો છું. શેઠનું કામ જો કે
મેં કેવળ સત્યતાથી અને નિષ્કપટપણાથી આજપર્યંત ચલાવ્યું છે,
છતાં આખરે હું એકાએક તેમના ઠપકાને પાત્ર થયો છું. મને
આનું કારણ સમજાતું નથી. શેઠજીએ મને હાલ ને હાલ, મારું
કામ અધવચથી છોડી, પોતાની પાસે બોલાવ્યો છે, તો હવે હું
કેવી રીતે ત્યાં જાઉં? મારાથી તમને કશો જવાબ દઈ શકાય તેમ
નથી. માત્ર એમણે મને બે ચાર માસ અગાઉ ચેતાવ્યો હોત
તો હું મારું સર્વ કામકાજ ઠીકઠાક કરી દેત; જેથી અત્યારે તેમની
પાસે જવાને મને કશી અડચણ રહેત નહિ. અગર તેમ નહિ તો

અર્થશુસમાં અસાવધપણાનો અને પ્રેમ તોપણ હું અહીંનું કામ
દિવસથી વાસ કરીને રહેલો હતો. તેનું અંતઃક છે કે, 'તમને મારી
પાપીએ નહોતું; તેના મનમાં ખરેખરી એ ...હ જોઇએ.' આ કેવી
જે કામ સારુ અહીં મોકલવામાં આવ્યો થત પડેલું છે. ઉઘરાણી
પાર ઉતારી, મોકલનાર શેઠનું ભલું થાય ...ાંપ રાખીએ તોપણ હમણાં
વાય તેમ વર્તવું. પણ એમ ...ખી આ ડૂબેલા જેવી જ લાગે
અસાહ્ય અને તેની અસાવ ...હુ તોપણ ચાલે. પુરાંતમાં નાણાં પૂરે-
નહોતાં. તેના હાથ ની ...ોઆઓની કેટલીક હુંડિયોની મુદ્દતો પાકી
તેઓ વખતોવખ ...ણાં કેમ ભરવાં? એ સૂઝતું નથી. ઘણીક જાતનો
જ્યારે તે ...ું દુકાન ખાતે પડેલો છે, જેનાં ઘરાક જાગતાં નથી;
કામ ...ા તેનાં નાણાં તેમાં ભરત. હુંડીનાં નાણાંની રકમ લગભગ દશ હજાર જેટલી થવા જાય છે, પણ તે પતાવવાની કશી સવડ નથી. આટલું છતાં પણ શેઠે બોલાવ્યો છે તેથી હું તો જાત; પણ ભાઇજી! દુકાનનું નામું પણ કેટલેક દરજ્જે ચોખ્ખું નથી, તો હવે જઇને હું શું દાંત દેખાડવાનો હતો? હું ચારે કોરથી ગભરાયો છું. મને એકે દિશા સૂઝતી નથી. એટલે સામટી ચિંતાઓથી મારું મસ્તક શૂન્ય થઇ ગયું છે. મારો એકે વિચાર પાંસરો કે દૃઢ થતો નથી, ને છેવટે હવે મારી તો પ્રતિષ્ઠા ગઇ જ છે, પણ શેઠની પ્રતિષ્ઠા–શેઠની પેઢીની પ્રતિષ્ઠા કેમ રહેશે? તેને લીધે મને અન્ન ભાવતું નથી. મને તો સૌથી સરલ ઉપાય એ જ લાગે છે કે, આવી દુઃખ ભરેલી જીવનદોરીને તુરત તોડી નાંખીને સુખી થવું, એટલે સઘળી ચિંતાઓનો અંત આવી જાય. પણ મારા હિતેચ્છુ મિત્રને મારી વિગત જણાવ્યા વગર હું આ જગતથી કેમ અદીઠ થાઉં? માટે પ્યારા સ્નેહી! હવે છેલ્લે એટલું જ કહું છું કે, અદ્યાપિપર્યંત થયલા મારા સર્વ અપરાધ ક્ષમા કરશો; ને મારી પછવાડે મારાં કટુંબને ધીરજ આપશો. હું છેલ્લી ઘડીએ આપનાં દર્શન કરવાને બહુ આતુર છું; પરંતુ નિરુપાયે માત્ર આપના પત્રને જ જોઇ, આપનાં દર્શન થયાં જેટલો સંતોષ માનીશ; માટે પ્રત્યુત્તર કૃપા કરીને ઝટ મોકલાવશો."*

---

* પ્રભુને જે પ્રાણી સ્મરતો નથી તેવા જનની આ અંતકાળની વાણી જાણવી.

"હરિ!, હરિ!, આ કેવો અનર્થ! કેટલી મૂર્ખતા!" આ પત્ર વાંચતાં જ એકાએક વિવેકચંદ્રના મુખમાંથી બોલાઇ જવાયું. "હું પ્રથમથી જ એને કહેતો કે અર્થગુપ્ત! તું તારું આળસ ત્યજી દે. એ આળસ કોઇ દહાડો તને ખરાબ કરશે. ખરેખર તેવો જ વખત આવ્યો. આ સર્વ તેના પ્રમાદીપણાનું જ પરિણામ છે. તેણે શેઠનું નબળું કરીને પોતાનું ભલું કરવા ધાર્યું નથી અર્થાત્ તેના કપટને લીધે કંઇ આ વખત આવ્યો નથી; પણ માત્ર તેની અસાવધતા (અવિદ્યા)ને લીધે જ પોતાનો જીવ અને શેઠની આબરુ ગુમાવવાનો સમય આવ્યો છે. પણ ફીકર નહિ. પુરુષના સ્વાધીનમાં કોઇ વાત નથી એમ નથી. ભુલ મનુષ્યથી જ થાય છે. એટલા માટે શું પોતાનો અમૂલ્ય દેહ ખોઇ આત્મઘાતી થવું? નહિ, નહિ; હું મારા પ્રિયમિત્રનો ઘાત થવા દઇશ નહિ. પણ એને માટે મારે શો ઉપાય યોજવો?" એમ વિચાર કરતો તે તુરત ઓરડામાં ગયો, ને ગાદીપર બેશી, અર્થગુપ્તપર પત્ર લખવા માંડયો. થોડીકવારે ઘણાક દિલાસા તથા અર્થગુપ્તે હવે શું કરવું યોગ્ય છે તેની યુક્તિઓ વગેરેથી ભરેલો પત્ર લખી, બંધ કર્યો, તથા તેપર પોતાની મોહોર કરી કાસદને આપી જરાક થોભવાને કહ્યું. પછી પોતાના હાથ નીચેના મુખ્ય સેવકને બોલાવી, પોતાના ભંડારમાંથી દસ હજાર રૂપિયા રોકડા કઢાવ્યા, ને તે શેઠની અર્થગુપ્તવાળી પેઢીને ખાતે ઉધારી, તેની થેલીઓ મજબૂત શીવી લીધી. પછી મોહોર છાપ વગેરેથી ચોક્કસ બંદોબસ્ત કરી, એક સારા ઉંટપર લાદી; તથા જોડે પોતાનો એક વિશ્વાસુ માણસ આપી, કાસદને તે સાથે રવાના કરી દીધો. મ્હોંડેથી પણ તેણે તેઓ સાથે કહેવરાવ્યું કે, આ ઉપરાંત પણ બીજી સહાય જોઇએ તો નિઃશંકપણે લખી જણાવજો, તથા ધીરજ રાખી પત્રમાં લખ્યા પ્રમાણે કામકાજ કરજો.

દડમજલ કાપતાં તે જ દિવસે રાત્રે તે બે માણસો ઉંટ સાથે, અર્થગુપ્ત સમીપ જઇ પહોંચ્યા. કાસદે પત્ર આપ્યા બાદ વિવેકચંદ્રના ગુમાસ્તાએ પેલી થેલીઓ અર્થગુપ્તને ગણી આપી. અર્થગુપ્તનું મન કંઈક હેઠું બેઠું અને ભોજન પાનાદિકથી તે આવનાર ગુમાસ્તાની આગતાસ્વાગતા કરી, પછી એકાંતમાં જઈ વિવેકચંદ્રનો પત્ર વાંચવા

અમારા જે જે આડતીઆઓને માલની ખપતી છે, તે અમારો ( તમારે ત્યાં આવનાર ) ગુમાસ્તો જાણે છે. વળી, શેઠને તમે તમારા ગુમાસ્તાઓ મારફત એવી રીતે પ્રત્યુત્તર લખાવજો કે, 'શેઠજી! આપની આજ્ઞાને આધીન છું, જેવી આજ્ઞા. આવા સમાચાર જવાથી શેઠ વખતે ધીરજ ધરશે ને આજકાલ કરતાં સહજ બે માસ નીકળી જશે; એટલામાં તમે તમારું સર્વ કાર્ય યથાસ્થિત કરી લેશો. પણ જો જો, કાળજી રાખજો; વારંવાર એમ થાય નહિ. આ ઉદાહરણ ખુબ હૃદય સાથે સ્મરી રાખજો; અને તમારા કામમાં નિરંતર ચેતતા રહેજો; જેથી શેઠ ચાહે તો ગમે તેવે સમયે ઓચિંતા બોલાવે તોપણ ત્યાં જવાને તમને ડર રહેશે નહિ. આવી રીતનું ઉપરથી ઘણે દરજ્જે તોછડું દેખાતું લખાણ તમારીપર લખતાં મારા મનને બહુ ગ્લાનિ આવે છે, પરંતુ મિત્ર છો તેથી મિત્રના ગમે તેવા સભ્ય અસભ્ય શબ્દો સાંભળીને ખેદ પામશો નહિ એવી આશા રાખું છું. મારા જેવા મિત્ર વગર તમને આવા તોછડા શબ્દો લખવાને કોણ હિંમત કરત? માટે ભાઇ! છેવટે, એટલું જ લખવું બસ છે કે, ઉંઘેલો માણસ નિદ્રામાંથી એકાએક જાગ્રત થાય, તેમ તમો તમારામાં રહેલા આળસ અને પ્રમાદાદિક દુર્ગુણને દૂર કરીને જાગ્રત થાઓ, તે પણ સદાને માટે સાવધ–સચેત થઇ જાઓ; જેથી શ્રીહરિ તમોને સુખી કરે."

પોતાના મિત્રના આવા શિક્ષણરૂપ પત્રથી મનમાં બહુ ચાનક, ચિવટ અને હિંમત રાખી, અર્થગુપ્તે તે પ્રમાણે કીધું; અને તેમ કરવાથી પોતાના કામમાં તે જય પામ્યો. તેમ જ શેઠના મનમાં આવેલો ખરખરો–અવિશ્વાસ પણ દૂર થઇ ગયો. પછી કેટલીક મુદતે બન્ને મિત્રો એકઠા થયા અને પોતપોતાના કામમાં પરસ્પરને સાવધ તથા સુખી જોઈ, પરમ હર્ષને પામ્યા; તથા નિરંતર એમ વર્તવાથી તેમના માનમાં પણ ઘણો વધારો થતો ગયો.

આ મેં તને સાવધ રહેવાનું એક વ્યાવહારિક દૃષ્ટાંત કહ્યું. એ ઉપરથી તને લાગ્યું હશે કે, અસાવધ મનુષ્ય કેવાં દુઃખને પામે છે? વિવેકચંદ્રે પોતાની મિત્રતાનો ટેક જાળવી, અર્થગુપ્તને સહાય ન કરી હોત તો અર્થગુપ્તનો ખરેખરો વિનાશ કાળ આવી લાગ્યો

હતો, પ્રતિષ્ઠાના પડવાથી તેને આપઘાત કરવ ય તે મનુષ્ય જ ભવ-
શેઠની આગળ જઇ ઘણે નીચે મોંઢે ઉભું રહે માટેનાં પોતાનાં અન્ય
આત્મઘાત કરતાં પણ વિશેષ દુઃખકર થાત. એ જાગ્રત થવું અર્થાત્
નહિ, પણ માત્ર પોતાના પ્રમાદીપણાથી થયું હ રહેવું. હે નિર્વિકારી
ણાનું દૃષ્ટાંત પ્રપંચમાંથી કહાડી, પરમાર્થમાં હું છું તે તું સાંભળઃ–
એક જ અર્થ નિકળશે. માટે હે સાધુ! સદ્‌ગુરુને શરણે જવું, ને
વામાં નિરંતર સાવધ રહેવું એ તેનું નિ તેમની વિશુદ્ધ ભાવનાથી સેવા
આ દૃષ્ટાંત આપણે જો પ ના વચનપર દૃઢ વિશ્વાસ રાખવો.
આવી રીતે ઘટાવી શકાય નું અનુસરણ કરવું. ૪ થું, સંગતિ
માત્મા જ કોઇએક ધના ા. ૫ મું, વિષયાધીન ન થવું. ૬ ઠું, શત્રુ-
જીવોને આ નરદેહસ મું, ઉપાધિ વધારવી નહિ. ૮ મું, નિરંતર
છે. જગતના શેઠના રવો. ૯ મું, ભૂતમાત્ર ઉપર દયા રાખવી. અને
અને બહુ બહુ પ ા–પરબ્રહ્મનું અહોનિશ ધ્યાન ધરી તેનાપર દૃઢ
સ્તાને પરદેશની હું જીવ નથી પણ આત્મા છું, મારે આ સંસાર
બાબત જણાવે દેવા નથી, એમ માની અવિદ્યાનો ત્યાગ કરીને, વિદ્યાનું
સઘળું જ આ ઉપરાંત તો બીજાં કર્ત્તવ્યો ઘણાં છે, પણ આટ-
વો) પ –આટલાં બધાંનો તો શું, પણ તેઓમાંના એકનો જ
સુએ મ ર–યથાર્થ સમજાય તો પછી બીજાં તેમાં આવી જાય છે.
ભૂ કહે છે, આટલું કહી તે મહાત્માએ એક ક્ષણભર વિશ્રા-
લાવી લીધી, તત્ક્ષણે મારા મનમાં આવ્યું કે, શું હવે તે મહાત્મા
ઘણાં જ આપવો બંધ કરશે. માટે મેં તેમના વાક્યનો સવિસ્તર
તે જાણવાની ઇચ્છાથી તેમને પ્રશ્ન પૂછવાનો વિચાર કર્યો, પણ
એટલામાં તો તે દયાળુ મારી તરફ અમૃત દૃષ્ટિએ જોઇને કહેવા
'ઇશ્યા, 'ધીરજ રાખ અને મારાં વચનોનો મર્મ સમજ.' જીવે
મનોનિગ્રહ કરી, વિષયોને વૃથા સમજી, જગતને જિતી પ્રભુપર
પ્રેમ જોડીને સંતપુરુષો (સદ્‌ગુરુ) ને શરણે જવું અને સંસારસાગર
તરવા માટે તેમની સેવા કરીને પરમાત્માના સ્વરૂપને જાણવા માટે
ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ. ગુરુના સેવનથી કેવો લાભ થાય છે?
ને તે નહિ કરનાર જનો, અલક્ષ્ય ગુરુકૃપાથી કેવા નિર્ભાગી નિવડે
–તે વિષે પૂર્વે જ મેં તને દૃષ્ટાંત કહ્યું છે. સદ્‌ગુરુના 'વચનપર
વિશ્વાસ રાખવો,' એ વિષય ઉપર એક કથા છે તે સાંભળઃ—

## શ્રદ્ધા.

આત્મસત્તામય થવું, એ જીવનું પ્રથમ–સર્વોત્તમ કર્તવ્ય છે. એ કર્તવ્ય પૂર્ણ થવા માટે પરમ શ્રેષ્ઠ વિશુદ્ધ શ્રદ્ધા થવી જોઇએ. સત્ય પદાર્થ ઉપર શ્રદ્ધા એ જ શુભ ફળદાતા છે. પ્રાપંચિક કાર્યોમાં પણ ઘણે અંશે શ્રદ્ધા ઉપર આધાર રાખવો પડે છે; ત્યારે ભક્તિ જ્ઞાન ઈત્યાદિ પારમાર્થિક કાર્યો ઉપર શ્રદ્ધા રાખવી પડે એમાં શું આશ્ચર્ય? સદ્ગુરુએ કહ્યું હોય કે, તું આ અમુક મંત્રનો નિરંતર જપ કર, જેથી પ્રભુનો સાક્ષાત્કાર થશે–તને પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન થશે. એ શ્રદ્ધા આ છે–મને આ મંત્રથી નિશ્ચય દર્શન થશે જ, માટે હવે મારે એ સિવાય બીજો યત્ન કરવો નહિ, આ વાતપર પૂર્ણ શ્રદ્ધા રાખીને જો તે સ્મરણ કરશે તો (તે મંત્ર-બળવડે) નિશ્ચય તે અંતર્યામી પરમાત્માના સ્વસ્વરૂપને પોતે જોશે. પણ એથી ઉલટું કર્તવ્ય કરવાથી, એટલે ગુરોપદેશપર અશ્રદ્ધાવાન્ બનવાથી પરાસ્ત થઇ નિરાશ થવું પડે છે. આ ગુરુએ કહ્યું તે શું સત્ય હશે? શું મને પરમાત્મા દર્શન આપશે? અરે! એ પ્રભુ કોને પ્રત્યક્ષ થયા છે? કે જેથી મને થાય? પ્રભુ કોણ જાણે ક્યાં હશે? તેને તો સૌ નિરાકાર કહે છે, ત્યારે તે આકાર (રૂપ) વાળો થઈ કેવી રીતે દર્શન આપશે? કોણ જાણે, આ ગટાપટી કેમ હશે? આમ ગુરુના મંત્રથી પ્રભુનાં દર્શન થઇ જતાં હોય તો સૌને થાત; પણ જોઇએ તો ખરા કે એ મંત્રથી કંઇ નવી જુની થાય છે? આવી રીતની અશ્રદ્ધા રાખીને ગમે તેટલો મંત્ર જપશે, તો તેથી કંઈ પણ વળવાનું નથી. અશ્રદ્ધા સઘળે બાધકારક છે. દ્વાપરયુગાંતે શ્રીકૃષ્ણાવતારમાં અર્જુનને આત્મજ્ઞાનોપદેશ કરતી વેળા શ્રીહરિએ, "संशयात्मा विनश्यति" એ વચન એટલા જ માટે કહેલું છે. તાત્પર્ય કે, આમ થશે કે નહિ થાય? આ વાત ખરી હશે કે ખોટી? એમ વારંવાર સંશયમાં પડી રહેનાર એકે વાતના નિશ્ચય ઉપર આવતો નથી; ને તેનાથી કંઇ સત્સાધન કરી શકાતું નથી, એટલે તેનો વિનાશ જ થાય છે. તેથી ગુરુવચનપર કિંવા બીજા કાર્યમાં અશ્રદ્ધા રાખવી નહિ. આત્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાવાળા જીવે સ્થૂળનો પરાજય કરવો જોઇએ, તે વગર જ્ઞાન કે શાસ્ત્ર કાર્ય કરી શકતો

નથી. મારું આ વચન બીજા કશા કાર્યને અવલંબીને નથી, પણ માત્ર સદ્ગુરુવચન (તે સાથે સત્શાસ્ત્ર વચન) ઉપર શ્રદ્ધા રાખવા માટે જ છે. અશ્રદ્ધાળુ પુરુષ ગમે તેટલો યત્ન કરે છે, છતાં તે સફળ થતો નથી. આ સંબંધે કૈલાસ શિખરને વિષે મહાદેવી ઉમીઆએ દેવેશ્વર શિવજીને પ્રશ્ન પૂછ્યું હતું કે, "હે દેવાધિદેવ! આ જગતમાં આપનું ભજન પૂજન વગેરે કરનારા જીવો તો ઘણા દૃષ્ટિએ પડે છે, પણ તેમાંથી આપને પ્રાપ્ત થનારા તો હું ક્વચિત જ જોઉં છું તેનું શું કારણ? જે આપને ભજે તે આપને પામે જ, એ નિઃસંશય વાર્તા છે." એ સાંભળી શંકરે કહ્યું, "તેં કહ્યું તે યથાર્થ છે, પણ મારું ભજન કરનારા ભક્તોમાં ઘણા ભેદ છે; અને તે સર્વેમાંથી દૃઢ શ્રદ્ધાવાન જ માત્ર મને પામે છે." ત્યારે પાર્વતીએ કહ્યું, "હે સ્વામીનાથ! આપના દૃઢ શ્રદ્ધાવાન્ ભક્તો કેવા હશે? તે જોવાની મારી ઇચ્છા છે, માટે કૃપા કરી આ દાસીને તે દેખાડવા જોઈએ." એ સાંભળી શંકરે તેમને હાસ્યપૂર્વક કહ્યું કે, "તારી ઇચ્છા છે તો કોઈ પ્રસંગે હું તુંને દેખાડીશ. પરંતુ ભક્તનો પાર લેવામાં સાર નથી.

ઉપરની વાતને કેટલાક દિવસ વહી ગયા તેવામાં શિશિર અને વસંતઋતુના મધ્યનો મહાશિવરાત્રિનો દિવસ આવ્યો. તે દિવસે શંકરનો મહોત્સવ થાય છે, માટે તે દહાડે સૃષ્ટિલીલા કંઈ અદ્ભુત જ દર્શન આપી રહી હતી. પ્રત્યેક સ્થળે આવેલાં શિવાલયોને પૂર્ણ શોભાથી શણગારવામાં આવ્યાં હતાં, તેના ઉપર નાના પ્રકારની ધ્વજાપતાકાઓ ફરકી રહી હતી. શિવમંદિરના, તે આગળ આવેલા મંડપોના અને નંદી મંદિરોના ચારે બાજૂના દ્વારોમાં દૂર્વા, આસોપાલવ, કનકપુષ્પ, આમ્રપત્ર ઇત્યાદિનાં તોરણો બાંધેલાં હતાં. વળી તે ઉપરાંત શિવના ગણ, ભૈરવ, ગણપતિ, મારુતિ ઇત્યાદિ દેવોનાં મંદિરો, કે જે શિવાલયની સમીપ જ આવેલાં હતાં, તેઓને પણ ધ્વજાપતાકા, તોરણો ઇત્યાદિથી શણગારમાં આવ્યાં હતાં. ઠામેઠામ અને ગામેગામના લોકો પણ–બાળ, વૃદ્ધ, તરુણ સ્ત્રી–પુરુષો, આડું તિલક, ભસ્મ ઇત્યાદિ બાહ્યચિહ્નો ધારણ કરવાથી પોતાને શૈવી જણાવતાં હતાં, તેઓએ, ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરવાથી અને તેમનાં ટોળેટોળાં મળી ઉત્સવદર્શનાર્થે આમથી તેમ જતાં હતાં

તેથી, સ્થળે સ્થળે બહુ શોભા થઈ રહી હતી. શિવાલયોમાં પૂજન કરનારા બ્રાહ્મણો, તેમ જ દર્શનને માટે આવેલા લોકો "હરહર શંભો! પાર્વતીપતે! કૈલાસપતે! હરઃ" ઈત્યાદિ શબ્દોની ગર્જના કરી રહ્યા હતા. વારંવાર મંડપમાં લટકાવેલા મોટા ઘંટોના ઘણકારા થયા જતા હતા. અભિષેક માટે બેઠેલા બ્રાહ્મણો વારંવાર રુદ્રીનાં આવર્તન કર્યા કરતા હતા. કોઇ રુદ્રસૂક્તવડે શંકરનું ષોડશોપચારથી પૂજન કરે છે, શિવલિંગપર અભિષેકજળની અખંડ ધારા ચાલુ છે, કોઈ નાના પ્રકારનાં સુવાસિત ચંદન ચઢાવે છે, તો કોઈ બિલ્વપત્ર, પુષ્પ ઇત્યાદિ અર્પણ કરે છે; કોઇ ધૂપ, દીપ, નૈવેદ્ય તથા કર્પૂરની આરતિ કરી મંત્ર પુષ્પાંજલિ આપે છે, તો કોઈ ભક્તિનિષ્ઠ ભક્ત માત્ર નમસ્કાર કરીને જ શિવને પ્રસન્ન કરે છે. કોઇ ગાલનો નાદ કરે છે, તો કોઇ થનક થનક નાચે છે તથા તાળી વગાડે છે. આ પ્રમાણે સર્વત્ર શોભા મચી રહી છે. સાક્ષાત્ શિવપુરી વારાણસી, કે જ્યાં શંકરનો મુખ્ય નિવાસ છે, ને જેની નિકટમાં ત્રૈલોક્યતારિણી ભાગીરથી વહી રહી છે ત્યાં તો અનેક પ્રકારની શોભા થઈ રહી છે. દેશ વિદેશનાં અસંખ્ય યાત્રાળુઓ તથા તળ કાશીપુરીના નિવાસીઓની ભીડને લીધે આજે કાશીપતિ વિશ્વનાથ મહારાજનાં દર્શન થવાં દુર્લભ છે. નગરીની ગલ્લીએ ગલ્લીઓ અને માર્ગે માર્ગો શિવદર્શનનાભિલાષીઓથી પરિપૂર્ણ છે. બાળ કે ઘરડુંખોખરું, કદાચ ત્યાં ગયું તો તે નિશ્ચય જ ચગદાઈ જાય એમાં સંશય નહિ. દર્શનાર્થે આવનારા સર્વ લોકો પ્રથમ ભાગીરથીમાં સ્નાન કરી (ગંગાસ્નાન કરવાથી સર્વ પાપનો નાશ થાય છે, માટે પ્રથમ નિષ્પાપ થઇ, પછી શિવનું દર્શન પૂજન ઇત્યાદિ કરવું એ કારણે) પછી વિશ્વેશ્વરને મંદિરે જાય છે. ગંગાતટથી તે શિવમંદિર સુધી મનુષ્યોની એક સરખી હાર થઇ રહી છે. હજારો અને લાખો મનુષ્યો ગંગાસ્નાન કરીને એ માર્ગેથી જાય છે. તેથી ત્યાં એટલી તો ભીડ થઇ હતી કે, ગમે તેવા બળવાન્ પુરુષને પણ તેમાં ચાલવું બહુ ભારી થઈ પડતું હતું.

આવો પ્રસંગ જોઇ શંકરે તે દિવસે પ્રાતઃકાળે પાર્વતીને કહ્યું કે, શૈલરાજ કુમારિ! તે દિવસની ઈચ્છા પરિપૂર્ણ કરવી હોય તો

મારી સાથે ચાલો; હું તમને મોટા ચમત્કાર સાથે મારા ભક્તોનાં દર્શન કરાવું." લાગલાં જ દેવી પાર્વતિએ નંદીપર આરૂઢ થઈને શંકર સાથે ઉતાવળથી કાશીપુરીનો માર્ગ લીધો. કાશીપુરી નજીક ગયાં એટલે શંકરે એક પરમ અશક્ત અને વૃદ્ધ પુરુષનું રૂપ ધારણ કર્યું અને પાર્વતીને તથા નંદીને પણ પ્રાકૃત સ્વરૂપ ધારણ કરવાની આજ્ઞા કરી. પાર્વતી સોળ સત્તર વર્ષની સ્ત્રી થયાં, તથા નંદી એક ઘરડો-આજ મરે કાલ મરે તેવો બળદ થયો. ત્રણે જણાં મણિકર્ણિકાનો ઘાટ, જ્યાંથી સર્વ મનુષ્યો સ્નાન કરીને નગરમાં જતાં હતાં ત્યાં આવ્યાં; ને સૌની સાથે સ્નાન કરી પાણીના ઘડાઓ ભરી શિવાલય ભણી ચાલવા લાગ્યાં. માર્ગમાં ચાલતાં સર્વ જનોને મોઢે "શિવાય નમઃ હરયે નમઃ સદાશિવાય નમઃ" ઇત્યાદિ મંત્રો તથા "હર હર, શિવ શિવ, વિશ્વનાથ, કાશીવિશ્વનાથ, ગંગાધર,ઉમાપતિ, ગિરિજેશ," ઇત્યાદિ નામોનો અખંડ ઉચ્ચાર ચાલુ છે; સર્વ મનુષ્યો બહુ ત્વરાથી-જાણે શંકરનાં દર્શન ક્યારે કરશું એવી ઉત્કંઠાથી ચાલ્યાં જાય છે, તે જોઇ પાર્વતી ઘણાં રાજી થયાં અને મનમાં વિચાર કરવા લાગ્યાં કે, "અહો! શંકરે કહ્યું ત્યારથી હું તો એમ જ જાણતી હતી કે, તેમના દૃઢ શ્રદ્ધાવાન્ ભક્તો જગતમાં કવચિત જ હશે, પણ આ તો સર્વ મહાભક્તો દેખાય છે. ત્યારે શું તે સર્વ પ્રભુ (શંકર)ને પ્રાપ્ત થશે?" શંકરે પાર્વતીનો વિચાર અંતર્યામીપણે જાણીને તેમને કહ્યું, "દેવી! ધીરજ રાખો, અને મારી પછવાડે ધક્કામુક્કી ખાતાં ખાતાં આ ભીડમાં ચાલ્યાં આવો; એટલે હમણાં જ આપણે ભક્તની પરીક્ષા કરશું." જ્યાં છડા મનુષ્યને માત્ર પોતાનો જીવ જ સંભાળી ચાલવાની પણ અતિ મહેનત પડે છે, ત્યાં આ તો ત્રણ જણાં, અને વળી તેમની વિલક્ષણ સ્થિતિ! તેઓ આ મેદનીમાંથી કેમ પાર ઉતરી શકે? તોપણ જેમ તેમ તેઓ ચાલ્યાં. ડોસા બનેલા શિવજી હાડપિંજરમય અને પગથી અકડી ગયેલા બળદપર બેઠા છે, અને ત્રિલોકસુંદરી ગૌરી, બળદને દોરી ભીડમાં ચાલે છે. બળદ કેમે કરીને પગ ઉપાડી શકતો નથી, ચોદિશામાંથી દોડતા જતા લોકોની ધક્કાધક્કીનો પ્રહાર થાય છે તેથી ઘડીકમાં તે પોઠીઓ આ બાજુ પડે છે, તો

ઘડીકમાં બીજીગમ પડતાં પડતાં રહી જાય છે. કેટલાકને આ બળદ હમણાં પડશે તો આપણને ચગદી મારશે એવા વિચારથી હસવું આવે છે, તો કેટલાક દયા લાવીને તે સુંદરીને કહે છે કે, "બાઇ! તમે આ ભીડમાંથી હમણાં બાજૂએ નિકળી જાઓ, ને કોરણે કોરણે ચાલો." આમ તેઓ ચાલ્યાં જાય છે તેવામાં બાજુમાં એક કીચડવાળું ખાબોચિયું આવ્યું. તે જોઇ શંકરે સાન કરી કે, એ બાજૂપર નંદીને દોરી લેઇ જા, એટલે પાર્વતીએ ભીડમાંથી બળદને તે ખાબોચિયાંની કોરપર દોર્યો. બળદ ટગુમગુ ટગુમગુ કરતો તેમની પુંઠે પુંઠે જતો હતો એવામાં તેનો પગ તે ખાબોચિયાંની કોરપરથી લથડયો, ને તેવો જ ડોસારૂપ બનેલા શિવજી સહિત તે બળદ ધડડડધૂસ કરતો કીચડની માંહે જઇને પડયો. માર્ગમાં ચાલનારામાંના કેટલાક આ બનાવ જોઈ ખડખડાટ હસી પડયા અને કેટલાક દયાથી તે બળદને તથા ડોસાને કાદવમાંથી કાઢવા માટે તેણીગમ ધસ્યા. સુંદરી ખાબોચિયાંને કાંઠે બેઠાં બેઠાં બહુ બહુ વિલાપ કરવા લાગ્યાં અને વિલાપ સાથે માર્ગપરના લોકોને સાદ કરવા લાગ્યાં કે, "રે! મારા પતિને કોઈ કાઢો રે કાઢો." ખાબોચિયાંમાં, વળી કર્મસંજોગે ભારી કળતર હતું, તેથી ડોસો તથા બળદ જેમ નિકળવાનો યત્ન કરતા હતા તેમ તેમ વધારે વધારે કાદવમાં ગળી જતા હતા. બળદ ચારે પગે, ને ડોસો કમર સૂધી, કાદવમાં ખૂંચી બેઠા. બન્ને અશક્ત તેથી પોતાની મેળે કેમે કર્યું નિકળી શકાય તેમ નહોતું. કળતરનું કામ તો એવું કઠિન છે કે ગમે તેવો બળવાન્ પુરુષ પણ એકવાર અંદર ખુંચ્યો કે પછી બીજાની સહાય વિના નિકળવો અશક્ય જ; કેમ કે જેમ જેમ તે નિકળવા માટે યત્ન કરે તેમ તેમ તે અંદર ગળતો-ઉતરતો જાય. પાર્વતીની બૂમોથી જેઓ શંકરને-ડોસાને બહાર કાઢવા આવ્યા તેઓને વેશધારી શિવજીએ દૂરથી જ કહ્યું કે, "ભાઇઓ! તમે મને કાઢવા માટે આવો છો તો ભલે, પણ પહેલાં એક મારી વાત સાંભળો; કેમ કે, મને કાઢવા જતાં તમારા જીવનું જોખમ થાય તે કામનું નહિ. મારે માત્ર એટલું જ કહેવાનું છે કે, જે મનુષ્ય કેવળ જ શંકરપર શ્રદ્ધા રાખતો હોય ને તેનો જ પરમ ભક્ત હોય તેણે જ મને કાઢવા

માટે આવવું. જો પોતાનામાં કંઈ પણ સંકલ્પવિકલ્પ હશે તો તે મનુષ્ય મને અડકતાં વારને બળી ભસ્મ થઇ જશે એમાં સંશય નથી." આ વૃદ્ધ પુરુષનાં વચન સાંભળી, તેને કાઢવા માટે દોડેલા સઘળા તુરત ખંચાયા, ને પાછા વળી પોતાને માર્ગે પડયા. તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યા કે, આ તો વળી એક આશ્ચર્યની વાત છે. જૂઓ તો ખરા, કે પરમાર્થનું કામ જાણી દયા લાવી તેને કાઢવા જઈએ ત્યારે આપણે પોતે જ બળીને ભસ્મ થઇએ. ધર્મ કરતાં ધાડ આવે એ ધન્યો તો ઠીક અને વળી એમ કરતાંએ કદાચ કાઢવા જઈએ, પણ આપણા મનની ક્યાં ખબર છે? કોણ જાણે સંકલ્પવિકલ્પ પણ થયો હોય. ગમે તેટલું તોય ભાઇ! સંસારમાં છીએ. માટે પૂર્ણ શ્રદ્ધાવાન્ તે આપણે ક્યાંથી હોઇએ? શંકરે આપણું કોઇ કામ ન કીધું હોય તો આપણે તેને ગાળો પણ દીધી હશે. એ તો આપણે માણસ છીએ, પાપ તો મનુષ્યની પછવાડે લાગેલું જ છે. તેમાંએ આપણે તે વળી કયાં મોટાં સત્કર્મ કરનારા છીએ કે જેથી પાપરહિત હોઈએ? માટે એને કંઇ આપણાથી કઢાય નહિ. એ બન્દાને વળી પાપ વગરનો પુરુષ કાઢનાર જોઈએ છીએ. એવો તે તેને કોણ મળનારો હતો? પોતાની ઘડપણની જકને લીધે એમનો એમ કાદવમાં પડ્યો પડયો સડશે, ને પેલી બિચારી નવયૌવનાના ભોગ મળશે, જૂઓ તો ખરા, આટલો ઘરડો-લાકડામાં પહોંચવાની તયારીમાં આવ્યો છે, છતાં બિચારી આ સુંદરીનો ભર્તાર થઇ બેઠો છે. આશા તે કંઇ ઓછી છે કે? હવે એ ખાડામાંથી નિકળી ઘરસૂત્ર ચલાવશે! ઠીક! આ તો ખરેખરો વેશ જ છે વેશ!" વળી કોઈ બીજાએ કહ્યું, "ભાઇ! હશે! ગમે તેમ હોય, પણ આપણે તો ધર્મનું કામ કરવું છે માટે બને તો કાઢવા જવું અને નહિ તો મુંગે મોંઢે માર્ગે ચાલવું. વગર ફોકટમાં કોઇની નિંદા કરવામાં શો અર્થ?"

આ વેળા શંકરે, પાર્વતીને પોતાની દેવ વાણીમાં કહ્યું, "દેવિ! જોયા તેં આ મારા ભક્તો, કે જેઓ સાક્ષાત્ તરણતારિણી ગંગામાં ભાવયુક્ત સ્નાન કરીને આવે છે, ને મુખે શિવ, શિવ જપતાં મારાં જ્યોતિર્લિંગનાં દર્શન કરવા જાય છે તેમને જો, જો. એમણે

ભસ્મથી આખાં શરીર ખરડ્યાં છે, ગળામાં રુદ્રાક્ષના કંઠાઓ તો માતા નથી; કેટલાકોએ તો પહોંચાપર, બાહુ, કર્ણ ઈત્યાદિ કટિ ઉપરાંતના સર્વ અંગે, રુદ્રાક્ષનાં ભૂષણો પહેરી લીધાં છે; કેટલાકે તો મસ્તકે એકાદશ, શત, વા સહસ્ર રુદ્રાક્ષોના મુકુટો પહેરેલા છે; કેટલાકના હાથમાં રુદ્રાક્ષના બેરખા આવી રહ્યા છે; કેટલાક તો નિરંતર મારું ભજન કરી રહ્યા છે; કેટલાકોના હાથમાં સદાને માટે મારી લિંગ પ્રતિમાની સ્થાપના કરેલી છે, અને તે લિંગને કોઈ પણ નિંદ્ય પદાર્થ કે પુરુષનો સ્પર્શ ન થાય માટે પોતાના હાથ તેઓએ સદાને માટે ઉંચા જ રાખી મુકી, બીજા કોઈ પણ કાર્યમાંથી નિરાળા રાખ્યા છે; વળી તે સદા ઊંચાના ઊંચા રહેવાથી તેમાં રક્તનો પ્રવાહ ન જઇ શકવાને લીધે, સૂકાં કાષ્ઠ સમાન થઇ ગયા છે. વળી જો, કેટલાકે તો સંસારનો ત્યાગ કરી મુંડ મુંડાવી ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં છે, કેટલાકે સર્વાંગ મુંડન કરાવ્યું છે. કેટલાકે પંચકેશ રાખી મસ્તકપર જટાના મોટમોટા અંબોડા બાંધેલા છે; કેટલાકે માત્ર કૌપીન ભેર જ રહી, સર્વ વસ્ત્રોનો ત્યાગ કીધો છે; કેટલાકે ઉપાન તજેલાં છે; કેટલાકે મૌન ધારણ કીધેલાં છે; કેટલાક શિવ શિવ વિના બીજી વાણી ઉચ્ચારતા જ નથી, કેટલાકે અન્ન તજેલાં છે અને કેટલાક એકાહારી જ છે. એમ મારી ભક્તિના ઉદ્દેશે કરીને (પછી ચાહે તો સાચે કે માત્ર લોકોને દેખાડવાને દાંભિકપણે) એવાં અનેક વ્રતો અને નિયમો ધારણ કરીને તેઓ મારું બાનું ધરાવે છે; અને મારા ભકતો કહેવરાવે છે, પણ એથી હું શું તેમને પ્રસન્ન થાઉં? અને તેઓ મને પામે? શું એવા બાહ્યાચારથી જ હું ભોળવાઈ જનારો છું? મને કાઢવા માટેનાં ધર્મ કાર્ય માટે તેઓના મનમાં ઉપજેલી ઉપરચોટી દયા, અને તેને ખરી કસોટીપર ચઢાવવા માટે મેં વચમાં નાંખેલી અડચણથી સર્વેનું ઠંડું થઈ જવું, ઈત્યાદિ ઉપરથી તેં જાણ્યું હશે કે, તેઓનાં અંતર વિશુદ્ધ નથી, પણ ધીરંજ રાખ. આવા હજારો અને લાખો દેખાવડા ભકતોમાંથી, વિશુદ્ધ શ્રદ્ધાવાન્ ભક્ત કોઇ નિકળશે, અને તે હું તને દેખાડીશ."

લોકો આગળ પ્રમાણે જ ચાલ્યા જાય છે, ને તેઓ સાંભળે તેમ ખાડાની કોરણે બેઠેલાં વેશધારી પાર્વતીજી દયામણી વાણીથી

કહેતાં જાય છે કે, "અરે પુણ્યવાન્ લોકો! અરે શિવભક્તો! તમે સર્વે માત્ર સ્નાન કરવાથી જ સર્વ પાપનો નાશ કરનારી ભાગીરથીમાં સ્નાન કરીને ચાલ્યા આવો છો; અને આજે મહાશિવરાત્રિ જેવું પુણ્યપર્વ છે, તો હું અબળા ઉપર દયા કરો. આ મારા વૃદ્ધ અને કાદવમાં ખુચી રહેલા ભર્તારને બહાર કાઢો. અરે દયા! દયા! એ સિવાય હું તમારી પાસે ધન દોલત વગેરે બીજું કશું માગતી નથી. આવાં દયામણાં વચનોથી કેટલાકોને દયા આવે છે, ને આગળનાઓની પેઠે તેઓ પણ ડોસાને કાઢવા જાય છે, પણ ડોસો તેમને એમ જ કહે છે કે, "ભાઈ! જે નિષ્પાપ ને પૂર્ણ શિવભક્ત હોય તે જ મને કાઢવા આવો, કેમ કે, જેનામાં કંઈ પણ પાપ હશે તે અડતાં વેંત જ ભસ્મીભૂત થશે." એ વચન સાંભળી સર્વ ભક્તો તુરત જ પાછા ફરી પોતપોતાને માર્ગે ચાલવા માંડે છે. આમ કરતાં બહુ સમય ચાલ્યો ગયો. પ્રાતઃકાળથી તે લગભગ ત્રીજા પ્રહર સૂધી પાર્વતીએ ઘાંટા કાઢયા, પણ કોઈ નિષ્પાપ પુરુષ શંકરને કાદવમાંથી કાઢવાને તત્પર થયો નહિ.

યજ્ઞભૂ! આ વાતનું તાત્પર્ય તું સમજ્યો હોઈશ. આ દૃષ્ટાંત પૂરું થતાં જ તને સઘળી સમજણ પડશે. લગભગ સાંજ પડવા આવી. સાયં અભિષેકનો સમય થયો. શિવજી વારંવાર હાલવાથી છેક છાતી સૂધી કાદવમાં ઉતરી ગયા, બળદને આખો દિવસ ચારો કે પાણી ન મળવાથી તથા કાદવમાં અડગ ખૂચી રહેવાથી જાણે તેના ડોળા બહાર નિકળી પડવા જેવા થઈ ગયા, ને મ્હોં ઉપર ફીણના ફિસોટા આવી ગયા; સુંદરીનાં નેત્ર રડી રડીને લાલ થઇ ગયાં, ને લોકો તરફ ઘાંટા મારી મારીને તેનો કંઠ પણ છેક બેશી ગયો હોય તેમ ખોખરો થઈ ગયો. આ સઘળાથી કંટાળી તેમણે શિવની સ્તુતિ કરી કે, "હે પ્રભો! હવે તો કૃપા કરો, ને પાછા કૈલાસપ્રત્યે ચાલો. આવા નિર્દય અને અશ્રદ્ધાળુ અંતઃકરણવાળા લોકોમાં હવે મને ઘડી પણ રહેવું ગમતું નથી." એટલામાં આ સઘળા કૌતુકનો ઓચિન્તો પાર આવ્યો. નિયમ પૂર્વક પાર્વતી લોકોને હાંકો મારતાં જ હતાં, ડોસા ખાડામાં હાંફી જ રહ્યા હતા; લોકો આવીને પાછાં જતાં હતાં, એવામાં કોઈએક ગામનાં સુમારે

સો દોઢસો મનુષ્યોનું એક ટોળું ગંગામાં *સચૈલ સ્નાન કરી વિશ્વનાથનાં દર્શન કરવાને માટે તે ભીડમાં થઈ પસાર થતું હતું. તે ટોળું નવયૌવના સુંદરીનું હૃદયદ્રાવક આક્રંદ સાંભળીને ભીડમાંથી નીકળી ડોસા તરફ વળ્યું અને તેને કાઢવાના પ્રયત્ન માટે ખાડાના કિનારા ઉપર ફરી વળ્યું. ડોસાએ પોતાની પ્રતિજ્ઞા તુરત જ જણાવી દીધી કે, "ભાઈઓ! ધીરા થાઓ; સાહસ કરશો માં, પાપ રહિત હો તો જ મને સ્પર્શ કરજો, નહિ તો તુરત જ પ્રાણ ખોશો." આ સાંભળતાં જ સઘળા ખંચાયા, ને પટોપટ આઘા ખસી ઉભા રહ્યા. આ સો માણસનું ધાડું ખાડાપર ઉભું જોઇ, માર્ગમાંના માણસોને પણ અચરજ થયું; તેથી એ શું છે? તે જોવાને માટે તેઓ સઘળા ઉભા રહ્યા. માર્ગમાં ભીડ હતી, વચમાં જ લોકો ઉભા રહ્યા છે એટલે મઝા જોનારાઓનું પૂછવું જ શું. એ. ટોળામાંનો એક હૃષ્ટપુષ્ટ અને નિઃસ્પૃહ જેવો દેખાતો માણસ, કે જેને તે ટોળામાંના તથા તેના આખા ગામના લોકો વારંવાર ગાંડો, ભ્રાન્ત, ઉન્મત્ત વગેરે કહેતા હતા, તે, ટોળામાંથી બહાર આવ્યો, ને જીદ્દ કરી ડોસાને બહાર કાઢવા માટે કિનારે રહી લાંબે હાથે તેમનો હાથ પોતાના હાથમાં માંગવા લાગ્યો. ડોસાએ કહ્યું, "ભાઈ! મારો બોલવાનો અર્થ તું સમજ્યો? મને કાઢવો એ સાધારણ પુરુષનું કામ નથી. કેવળ નિષ્પાપ, પવિત્ર અને પૂર્ણ શિવભક્ત હોય તે જ પુરુષ મને કાઢી શકશે. અહીંઆં જ ખરેખરી પરીક્ષા છે, માટે એક તો લાજ અને બીજો જીવ, બંને ગુમાવશે. માટે તું તારે માર્ગે ચાલ્યો જા." આ સાંભળી તે પુરુષે ડોસાને કહ્યું, "મહારાજ! (ભલે યજ્ઞોપવિત વગેરે ચિહ્નો જોઇ તે બ્રાહ્મણ છે એમ ધારીને) તમે વૃદ્ધ છતાં આવી મિથ્યા શંકા કરી મને કેમ ભમાવો છો? આ લોકો તો સઘળા મૂઢ છે તેથી તેઓને અજ્ઞાનવડે કંઇ સૂઝતું નથી; પણ આપ વૃદ્ધ છતાં મને ઉલટો ઉપદેશ કેમ કરો છો? શું બીજાઓની પેઠે મારું હૃદય શૂન્ય છે; એમ આપ ધારો છો? અરે બ્રહ્મદેવ! સર્વ વેદના અર્થ પ્રદર્શિત કરનારાં, તેમ જ લોકને પોતાના પવિત્ર નિયમોમાં બાંધી રાખનારાં ધર્માદિ શાસ્ત્રોને તથા

* પોતે પહેરેલાં વસ્ત્ર સહિત તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરવું, તેનું નામ સચૈલ સ્નાન.

તેમની સુદૃઢ આજ્ઞાઓને શું અમે અવગણના કરી ભૂલી જઇએ ને તેને ખોટી માનીએ છિયે એમ તમારું ધારવું છે ? જો તેમ હોયતો તે કેવળ ખોટું છે. શાસ્ત્ર આજ્ઞાઓ અતિ અમોઘ* અને કોઇથી તોડી ન શકાય તેવી છે. એ શાસ્ત્રો શ્રીમતી ગંગાને ત્રૈલોક્યપાવિની કહે છે, અને સર્વ પાપ ટાળવા માટે મનુષ્યે તેમાં સ્નાન કરવું એમ આજ્ઞા કરે છે. એટલું જ નહિ પણ એ ગંગાજી, કે જેણે આ ભૂલોકમાં ઉતરતાં જ સાઠ હજાર સગર પુત્રોનો એકે સમયે ઉદ્ધાર કર્યો હતો, તે પછી પણ લાખો વર્ષોથી અસંખ્ય પાતકી જીવોનો ( તે સ્નાનમાત્રથી જ) ઉદ્ધાર કરતાં આવ્યાં છે; તો પછી હું, કે જે આ શિવરાત્રિ જેવા મહાપર્વને દિવસે, તે ત્રિભુવનતારિણીના મંગળ ઉદકમાં હમણાં જ સ્નાન કરી તથા તે ઉદકનું પાન કરીને ચાલ્યો આવું છું, તેના શરીરમાં કંઇ પણ પાપ હોવાની તમને શંકા પણ કેમ રહે છે ? હરિ હરિ ! કેવો અધર્મ ! કેટલો અવિશ્વાસ ! વિપાપા† ભાગીરથીપર કેવો મોટો આક્ષેપ. હે દેવ ! મારાથી આ અઘટિત સહન થતું નથી. વળી હે દેવ ! હું શિવપર પૂર્ણ આસ્થાવંત નથી એમ ધારવાનું આપને શું પ્રયોજન છે ? હશે, મારે તેનો જ ભરોંસો છે, ને તે જ મારી પત રાખશે. હું સત્ચિત્તથી કહું છું કે, મેં એક વિશ્વનાથ વગર બીજામાં શ્રદ્ધા મૂકી નથી, તો મને ભય શો છે ? ખેર, જેનું કર્તવ્ય તેની સાથે, પણ મહારાજ ! ચાલો, હવે પ્રભુવિશ્વનાથનાં દર્શનનો સમય થવા આવ્યો છે અને આ ભારી ભીડમાં થઇ છેક મંદિરસૂધી જવું છે, માટે કૃપા કરીને સત્વર તમારો હાથ મારા હાથમાં આપો કે તમને બહાર કાઢીને હું મારે માર્ગે ચાલ્યો જાઉં. તમારા શરીરનો સ્પર્શ કરવાને મને જરા પણ ભીતિ નથી; કેમ કે હું ખરેખર નિષ્પાપ છું, પૂર્ણ શિવભક્ત છું, ગંગાના જળનો પોતાના શરીરને સ્પર્શ થયા છતાં 'મારા શરીરમાં પાપ હશે' એવી જેને શંકા રહે તેના જેવો મહાપાપી બીજો કોઇ જ નહિ; તેમ તેને પવિત્ર–પાપરહિત થવાનો બીજો માર્ગ પણ જગતમાં નથી." આવું ભાષણ સાંભળતાં ઉભેલા સર્વ લોકો દિઙ્મૂઢ થઇ ગયા; અને પેલા કળી ગયલા વૃદ્ધ પુરુષે

* કદી પણ ખોટી ન પડે તેવી. † પાપરહિત–નિર્મળ.

"ધન્ય છે, ધન્ય છે, ખરા વિશ્વાસુ ભક્ત! તને ધન્ય છે. તું જ ખરેખરો નિષ્પાપ છે. તું જ પૂર્ણ શિવભક્ત છે ને ગંગાનું 'સર્વ પાપ નાશિની' એ નામનું સાર્થક કરનાર ખરેખરો તું જ છે. શાસ્ત્રાજ્ઞા પર વિશ્વાસ રાખી તે પ્રમાણે પ્રત્યેક કાર્ય કરનાર, તેના યથાર્થ ફળનો ભોક્તા થાય છે. આ સર્વ લોક પોતાનાં પાપનો નાશ થવા અર્થે જ ઘંટ વગાડી ગંગામાં સ્નાન કરે છે, તથા શંકરનાં દર્શન પૂજનાદિ કરે છે, પણ તેમ કરવાથી પોતાનાં પાપ સમૂળ નાશ થાય છે કે નહિ, એમ પોતાને શંકા રહે તો પછી તેમણે તેમ કરવાની (સ્નાન, પાન દર્શનાદિની) જરૂર શી છે? તેમનું તો તે સઘળું વ્યર્થ જ જાય છે, અને લાભમાં મિથ્યા શ્રમ જ મળે છે. માટે હે નિષ્પાપ! તું પરમ ભક્ત છે, તારો મહિમા અતુલ છે અને આ અવિશ્વાસુ અજ્ઞાન લોકો તારા પ્રભાવને કે તારા કાર્યને જાણી શકતા નથી; પણ કંઇ ચિંતા નહિ; તે સૌથી તું નિઃસ્પૃહ છે. તારું કલ્યાણ થાઓ અને તું યોગીઓને પણ દુર્લભ એવા પરમ ધામને પામ."

આટલું કહેતાં જ તે વૃદ્ધ પુરુષે ખાડામાંથી પોતાનો હાથ લાંબો કર્યો ને જેવો તે નિષ્પાપ યાત્રાળુ પુરુષ કિનારે વાંકો વળી તેમનો સ્પર્શ કરવા જાય છે કે તુરત જ તે ડોસો, બળદ તથા કિનારે બેઠેલી સુંદરી એ ત્રણે અદૃશ્ય થઇ ગયાં! આ મહદાશ્ચર્ય જોઈ, ત્યાં ઉભેલા પ્રાણી માત્ર અત્યંત વિસ્મય થઇ ગયાં, ને તે નિષ્પાપ પુરુષને વારંવાર વંદન કરવા લાગ્યાં. સૌએ એકે સામટો શ્રીવિશ્વેશ્વરનો જય પોકાર્યો. એ કુટુંબી વૃદ્ધ પુરુષ કોણ હતો? તે કોઇ પ્રાકૃત પુરુષ નહિ, પણ સાક્ષાત્ પરમ પુરુષ (પરમાત્મા) હશે એમાં સંશય નહિ, એમ તેઓ તર્ક વિતર્ક કરવા લાગ્યા. ઘણાક ભાવિકો તો પ્રેમરંગ ચઢવાથી, "રે, તે પ્રભુને આપણે ઓળખ્યા નહિ. ધિક્ક! અરે આ ભક્તજનના પ્રસાદથી જ આપણને તેમનાં રૂપાંતરથી પણ દર્શન થયાં છતાં પિછાણ્યા નહિ! ધિક્ક!" એમ બોલતાં તે ખાબોચિયાના કાદવને લઈ શરીરે ચોળવા લાગ્યાં અને અતિ હર્ષથી મસ્તકપર ધારણ કરવા લાગ્યાં. પણ હવે પછવાડેથી શું વળવાનું હતું? સમય વીત્યા કેડે સર્વ નકામું છે.

શંકર ત્યાંથી કૈલાસ માર્ગે જતાં પાર્વતીને કહેવા લાગ્યા, “દેવી! તેં મારા દૃઢ વિશ્વાસુ ભક્તનાં દર્શન કીધાં? તે કેવો નિશ્ચળ સ્વભાવનો હતો તે તેં જોયું? આજે લાખો મનુષ્યો ગંગામાં સ્નાન કરીને શિવનાં દર્શન કરવા જતાં આપણે જોયાં, પણ તેઓમાંના કોઇની પ્રજ્ઞા એવી સુદૃઢ હતી? જો મારૂં સ્મરણ કરનારા, મારી ભક્તિના બાહ્યોપચારથી પરિપૂર્ણ અને અંતરમાં પણ બહુ ભક્તિ છતાં, માત્ર શ્રદ્ધાથી રહિત હોય તો તે, મને કદાપિ પામતા નથી અને સ્વપ્નામાં પણ હું તેઓને દર્શન આપતો નથી. જો તેવા જ (અવિશ્વાસુ) મારા ભક્તો હોય ને તે સૌ મને પામતા હોય તો પછી સંસારમાં પ્રાપંચિક કાર્ય કરનાર કોઇ પણ રહે નહિ.” આ વચનોથી તથા આજ દિવસે જોયલા પ્રત્યક્ષ દૃષ્ટાંતથી, પાર્વતી, બહુ વિસ્મિત થયાં, અને તેમનાં મનનું ખરેખરું સમાધાન થયું.

યજ્ઞભૂ, શાસ્ત્ર અને ગુરુ વચનપર શ્રદ્ધા. પરમ જે વિશુદ્ધ શ્રદ્ધા હોવી એજ મોક્ષપ્રાપ્તિનું મુખ્ય સાધન છે. કહ્યું છે કે, अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तु सः “અવિશ્વાસ કદી કરવો નહિ; કેમ કે સર્વ રીતે એ જ બાધકારક થઇ પડે છે.’ તેથી ગુરુના ઉપદેશ ઉપર વિશ્વાસ રાખીને વર્તવાથી મનુષ્ય નિશ્ચય મોક્ષને પામે છે. મુક્તિ મેળવવા સારુ મનુષ્યે સુખમાં કે દુઃખમાં સદ્ગુરુનાં વચન ઉપર નિરંતર દૃઢ વિશ્વાસ રાખવો.

### એક મત માનવો.

મનુષ્યે એક જ મતનું અનુસરણ કરવું જોઇએ. જગતમાં શાસ્ત્રો અનેક છે, ને તેઓએ જૂદાં જૂદાં તત્ત્વો પ્રતિપાદન કરેલાં છે. શાસ્ત્રો તો શું, પણ વેદની શ્રુતિઓ જ કોઇ સ્થળે કંઇ ને કોઇ સ્થળે કંઇ કહે છે. તેમ જ સ્મૃતિઓ અને પુરાણોના પણ ઘણાક ભિન્ન ભિન્ન સિદ્ધાંતો છે. આમ ઉપર ઉપરથી જોતાં લાગે, પણ તે વસ્તુનું સંપૂર્ણ અધ્યયના અવલોકન કરનાર પુરુષ જ્યારે સૂક્ષ્મદૃષ્ટિએ જૂએ છે ત્યારે તેને ખબર પડે છે કે, શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્રો અને પુરાણો, એ સઘળાંની દૃષ્ટિ, ચકોરની જેમ ચન્દ્રપ્રતિ છે તેમ, એક એક જ વસ્તુપર લાગેલી, અને તેઓ પૃથક પૃથક્ માર્ગે રહીને

તેનું અવલોકન કરે છે. જેમ કે કાશીપુરી એ સર્વને દર્શનીય છે; અને સૌકોઇ યાત્રાર્થે ત્યાં આવે છે; પણ તે આવનારાઓ જૂદે જૂદે સ્થળે રહેનારા હોવાથી કાશીપુરીએ આવવાના માર્ગો, પ્રત્યેક સ્થળ નિવાસીઓને માટે, જૂદા જૂદા જ છે. એવી રીતે શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ શાસ્ત્રોનો યત્ન માત્ર ઈશ્વરપ્રાપ્તિનેજ અર્થે છે, અને અધિકારીપરત્વે માર્ગ જૂદા જૂદા દર્શાવ્યા છે. એમાં કદાચ તને શંકા થશે કે વેદાદિ શાસ્ત્રોમાં કેટલાંક કર્મને પ્રતિપાદન કરે છે, કેટલાંક ઉપસનાને અને કેટલાંએક જ્ઞાનને પ્રતિપાદન કરે છે ને કેટલાંક તો એ સર્વથી ભિન્ન પડી માત્ર શૂન્યવાદ (નિરીશ્વર પ્રતિપાદન) કરે છે, એવી ભિન્નતા કેમ? સર્વ જો કે દેખીતી ભિન્ન વસ્તુને વર્ણવે છે, અને તેનો નિશ્ચય કરતાં દેખાય છે, પણ એ સઘળાનું તારતમ્ય એકજ છે. કોઇ દૂધનેજ મુખ્ય ગણે છે, તો કોઈને દહિ અતિ માન્ય હોય છે; તેમ કોઇ માખણને તત્ત્વ ગણે છે, અને કોઈ ઘૃતને સારરૂપ માને છે, પરન્તુ ખરું જોતાં વસ્તુતઃ તે એક જ છે. ત્યારે હવે તે પય, દધિ, ઘૃત આદિ મનુષ્યાદિના ઉપયોગમાં આવી નષ્ટપ્રાય–હતાં ન હતાં જેવાં–થઈ જાય છે, તે જોઈ તેને કોઇ એમ કહે છે કે, એ કંઈ વસ્તુજ નથીઃ પણ દૂધ, દહિ અથવા ઘી, હરકોઈના–મનુષ્ય વા અન્ય પ્રાણીના ખાધામાં આવ્યું એટલે તે અદષ્ટ થયું, પણ કંઇ તેનો નાશ ન થયો; કેમ કે ખાનાર પ્રાણીના શરીરમાં તેનાં પરમાણુએ વાસ કીધો, જેથી તેનું શરીર વૃદ્ધિ પામ્યું, અને તે શરીર પણ જ્યારે પડે છે, ત્યારે કીટક, વિષ્ઠા અથવા ભસ્મરૂપે તે વસ્તુના પરમાણુઓ રહે છે, અને તે પૃથ્વીમાં મળી જઇને પૃથ્વીરૂપ થાય છે. વળી તે પૃથ્વીપર કાળાંતરે પર્જન્ય પડવાથી તે પરમાણુઓ (તે ઘી, દૂધ ઈત્યાદિનાં રૂપાંતર પામતાં આવેલાં પરમાણુ) તૃણાંકુરરૂપે ઉદ્ભવ પામે છે; તેને પુનઃ ગાય, ભેંસ આદિ પશુ ચરે છે, અને તે પાછું દૂધ કરે છે. એ રીતે ઘણાક કાળસૂધી રૂપાંતર પામી પરમાણુરૂપે સ્થિત રહેલું ઘૃત દુગ્ધાદિ તત્ત્વ, પાછું નિજસ્વરૂપનેજ પામે છે તેથી, તેનો નાશ થયો ગણાય નહિ. તેમ વેદાદિમાં પ્રારંભમાંજ કહેલાં કર્મોનું પ્રતિપાદન છે તે પણ ઈશ્વરને માટે જ છે; ઉપાસના પણ ઈશ્વરાર્થે જ

છે અને જ્ઞાન એ પણ ઈશ્વર પ્રાપ્ત્યર્થે જ છે. વેદ, સ્મૃતિ, દર્શનં (છ શાસ્ત્ર) તથા પુરાણો, પૂર્વે થઈ ગયેલા મહાન્ પુરુષો,–એ વગેરે સર્વેનો આદેશ માત્ર ઈશ્વરના જ ગુણ ગાવાનો છેઃ પછી ચાહે તો સ્તુતિરૂપે કે નિંદારૂપે. જેમ વિવાહ સમયે પરણતા પુરુષનાં બંને પક્ષ (માંડવાવાળી અને જાનરડીઓ)ની સ્ત્રીઓ, જે ગીત ગાય છે તેમાં, જાનરડીઓ વરને નાના પ્રકારના અલંકાર આપી (વાણીના) ને તેને રાજાસમાન વર્ણવે છે; ત્યારે માંડવડીઓ તેને કુરૂપ, અક્કલ વગરનો, નિર્ધન વગેરે કહીને હલકો પાડે છે; પરંતુ તે ગીત પરણનાર વરનાં જ છે. માંડવડીઓ વરનાં નિંદારૂપ ગીત ગાય છે, તે અંતઃકરણપૂર્વક નહિ, પણ માત્ર વિનોદને અર્થે જ. એથી તે જોકે નિંદે છે, તથાપિ તેઓની નિંદા પરિણામમાં પ્રશંસા જ છે; કેમ કે એ વિનોદની નિંદા તેની પ્રશંસાને અર્થે જ છે. એવી રીતે ઈશ્વરને સિદ્ધ વા અસિદ્ધ માનીને પણ તેમ માનનારાઓ તેને સિદ્ધ જ કરી આપે છે; અને તેથી ઈશ્વરના એવા અપ્રતિમ અને અપાર ગુણનું સૌંદર્ય આપણા ધ્યાનમાં આવે છે; અને આપણો નિશ્ચય થાય છે કે, “અહો! જેને અનેક રીતે વર્ણવવા છતાં પણ કોઈ જેનો પાર પામી શક્યું નથી, એવો તે પરબ્રહ્મ પરમાત્મા ગૂઢ છે, ધન્ય, ધન્ય!”

આ તો નિશ્ચયાત્મક છે કે, સર્વની દૃષ્ટિ ઈશ્વરપર છે, ત્યારે પ્રશ્ન થાય છે કે તેઓ કેવી રીતે ઈશ્વરને વર્ણવે છે? વેદોએ પ્રત્યેક (ધાતુની) ખાણો ઉઘાડી આપી છે અને શાસ્ત્રોએ તેઓના ઉદ્દેશના અનુસાર જુદી જુદી ઓળખાણો આપી છે; તે ધાતુઓને બહાર કાઢીને સ્મૃતિઓએ ગાળી શુદ્ધ કરીને એકત્ર કરી છે; અને પુરાણો તે તૈયાર થયલી ધાતુના નાના પ્રકારના અલંકારો કરી વિલાસી પુરુષોને પહેરવા–વાપરવાને આપે છે. અર્થાત્ વેદોએ પ્રત્યેક વસ્તુનાં મૂળતત્ત્વો કથન કરેલાં છે, ત્યારે તે મૂળતત્ત્વોનાં શાસ્ત્રોએ વિભાગ પાડીને તેપર વિવેચન કીધું છે, અને સ્મૃતિઓએ એટલે ધર્મશાસ્ત્રોએ વેદોમાં દીસતાં–ઝઘારો મારતાં ધર્મતત્ત્વના સિદ્ધાંતોને ચોખ્ખી રીતે ઉપાડી લઈને એકત્ર કર્યા છે; તથા પુરાણોએ તે ધર્મતત્ત્વના સિદ્ધાંતોને, કહો કે વિધિવાક્યોને નાના

પ્રકારના ઇતિહાસો તથા ઈશ્વરાવતારનાં અદ્ભુત કર્મો–ચરિત્રો સાથે સંયોજીને વિશેષ મીઠાશવાળાં તથા સરળ કીધાં છે; જે શ્રવણ થવાથી સ્થૂળ મનવાળો જીવ પરિશ્રમ વિના સમજી શકે. વિનાશ્રમે તૈયાર થયલું ભૂષણ પહેરીને રાજી થવું એ જેટલું પ્રિય લાગે છે; તેટલું જ પુરાણે વેદાદિનું મથન કરીને દર્શાવેલા ઇતિહાસને હૃદયમાં ધારણ કરવો પ્રિય લાગે છે.

વેદાદિ સર્વ શાસ્ત્રોના મત દેખીતા જૂદા, પણ ખરું જોતાં એક જ છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોનારને એ વાત યથાર્થ ભાસે છે. પણ ધર્મતત્ત્વ (આત્મતત્ત્વ વગેરે) જાણવાનો પ્રારંભ કરનારને તેમ ભાસતું નથી. માટે મેં તને આ કર્તવ્ય કહ્યું કે, “મનુષ્યે માત્ર એકમતને અનુસરવું.” એકમતને અનુસરવાથી તે મત એકવાર દૃઢ થાય છે, અને તે જ પોતાને છેવટ સૂધી પહોંચાડે છે. “આ ઠીક કે આ ઠીક,” એમ અસ્થિર મનને લીધે એકેપર પ્રીતિ બેસતી નથી, તેથી કોઇ પણ તત્ત્વ વસ્તુ ગ્રહણ થઈ શકતી નથી. માટે જ, પૂર્વે યોગેશ્વર યાજ્ઞવલ્ક્યે જનકરાયને ઉપદેશ કરતી વખતે કહ્યું હતું કે, “જનક! હું તને તત્ત્વોપદેશ પછી કરીશ, પણ પ્રથમ એક મારી વાત સાંભળઃ તારે માત્ર મારા વચનને જ માન્ય કરવું, અને તેને જ પોતાનું હિતકારક તથા શ્રેષ્ઠ માનવું; પણ તેના કરતાં બીજું ગમે તેટલું તને શ્રેષ્ઠ અને મિષ્ટ લાગે તોપણ, તેનાપર તારે વિશ્વાસ રાખવો નહિ. તેમ કરવાથી તારું મન ચંચળ ન થતાં તને તત્ત્વ પ્રાપ્તિ થશેઃ તારા વિચારો અનેક શાખાવાળા ન થાતાં સ્થિર થશે, સંશય દૂર થશે અને અંતે તારી મુક્તિ થશે. માત્ર મારાં જ વાક્યોને અનુસરજે, જેથી નિરંતર કલ્યાણ ભોક્તા થઇશ.” એ જ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે, સખ્યભક્ત અર્જુનને પણ કહ્યું હતું કે, “હે પાર્થ! આ સર્વ ધર્મો (અનેક શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા) થી તારું સમાધાન ન થતું હોય, વા તેમાં તને સમજણ ન પડતી હોય તો તે સર્વ ત્યજીને તું મારે શરણ આવ્ય–અર્થાત્ માત્ર મારાં જ વચનને અનુસર; અન્યત્ર ચિત્તવૃત્તિ દોડાવીશ માં, જેથી તું એક સિદ્ધાંતપર આવીશ.” * માટે

* सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज એ વચનથી.

યજ્ઞભૂ! હરકોઈ શાસ્ત્રોક્ત મતનો એક નિશ્ચય પોતાને માટે કરવો; પણ તે પોતાના મનથી જ નહિ–સદ્‌ગુરુએ બતાવેલો વા ઉપદેશેલો મત હોય તેપર જ નિશ્ચય રાખવો. એ માટે જ "સદ્‌ગુરુના વચનપર વિશ્વાસ રાખવો" એને પણ મેં એક કર્ત્તવ્યરૂપે તને કહી સંભળાવ્યું. હવે એક માર્ગનું અનુસરણ કરવું, એ વાક્યનું દૃઢીકરણ કરવા માટે હું તને એક ઇતિહાસ સંભળાવું છું, જે શ્રવણ કરવાથી અનેક માર્ગપર દૃષ્ટિ રાખનારને કેવો મિથ્યા શ્રમ થાય છે તથા સ્થિરચિત્તથી એક માર્ગે ચાલનારને કેટલીક ઇચ્છિત વસ્તુપ્રાપ્તિ (તત્ત્વપ્રાપ્તિ) થાય છે, તે તને સમજાઇ જશે.

### બે બ્રાહ્મણપુત્રની કથા.

ત્રૈલોક્યપાવિની ભાગીરથીના પવિત્ર તટ ઉપર આવેલા એક નાના ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેના પિતાના કોઇ ગુણને લીધે પ્રસન્ન થઇ, તે દેશના રાજાએ તેને કેટલીક રસાળ જમીન શાસિત* કરી આપી હતી. તે બ્રાહ્મણ પિતાના વારાથી ચાલતી આવેલી તે જમીનપર ખેડ કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તેની સ્ત્રી ઘણી સુશીલ હતી અને તે સારો વિદ્વાન્ હોવાથી, તેઓ આ નાના ગામમાં બહુ આનંદથી કાળ નિર્ગમન કરતાં હતાં. ખેતીની અંદરથી જોઇતું અન્નાદિ આવતું હતું, જેથી તેમને પોતાના નિર્વાહ માટે બીજી કશી કાળજી કરવી પડતી નહોતી. તેઓને આટલા દિવસ કશું સંતાન નહોતું; પણ છેક વૃદ્ધાવસ્થામાં બબ્બે વરસને અંતરે બે પુત્ર થયા. મોટા પુત્રની ઉમ્મર જ્યારે આઠ વરસની થઇ, ત્યારે બ્રાહ્મણે તેને યજ્ઞોપવીત સંસ્કાર કરવાનો વિચાર કીધો. સંસ્કારને અંગે જોઇતું સઘળું સાહિત્ય તૈયાર કીધું, સગાંવહાલાં તથા સંસ્કાર કરવામાં કુશળ બ્રાહ્મણોને નિમંત્રણ કર્યાં. સંસ્કારને માટે નિમેલો યોગ્ય દિવસ પણ આવી પહોંચ્યો. એટલામાં દૈવયોગે તે બ્રાહ્મણના શરીરમાં જ્વર પ્રવૃત્ત થયો. બ્રાહ્મણનું શરીર અતિ વૃદ્ધ હતું, મૂળે અશક્ત તો ખરું જ, અને તેમાં વળી આવો કઠિન જ્વર, જેથી તેણે ધાર્યું કે, હવે આ મંદવાડમાંથી હું બેઠો થઇ શકીશ નહિ. પતિની આવી અવસ્થા જોઇને પવિત્ર સાધ્વી

---

* સત્તામાં ફરી આપી હતી. ને તેનો કર પણ માફ કર્યો હતો.

બ્રાહ્મણીએ પણ નિશ્ચય જ કર્યો કે, હવે વૃદ્ધપતિ આ સંસારમાં થોડા દિવસના પરોણા છે, તેથી તેણે તેને વિનતિ કરીને કહ્યું, 'સ્વામીનાથ! આપ સુજ્ઞ છો. જેથી આપને હું શું કહેવાને સમર્થ છું? પણ એક વાત મારે આપને નિવેદન કરવી છેઃ આપણાં બન્નેનાં શરીર પૂર્ણ વૃદ્ધતાએ પહોંચ્યાં છે; ને તેમાં વળી આપને આ દુષ્ટ જ્વર આવ્યો છે. શરીરનો ભરોંસો નથી. કે ક્યારે પડશે? પણ પડશે એ તો નિશ્ચય છે. નાથ! આપ જાણો છો કે આપણાં બાળક બન્ને છેક નાનાં છે; માટે આપણા મોટા દીકરાને મૌંજી ધારણ કરાવવાનો વિચાર કર્યો છે, તો તેની સાથે આ નાનાને પણ કરાવી દો. સમય છે, કાલ કોણે જોઇ? પછવાડેથી એને મૌંજીબંધન કરાવનાર કોઈ છે નહિ; માટે એ બાળક અસંસ્કૃત રહેવાથી અથવા સંસ્કાર કરવા યોગ્ય વય વ્યતીત થઇ જવાથી, વ્રાત્યતાને પાસે; જેથી તેનાં પિતૃરૂપ આપણે મહાદોષિત ઠરીએ, તથા તેના હાથનું ઉદક પણ પામવાનો આપણને અધિકાર રહેશે નહિ. એને હાલમાં છઠ્ઠું વર્ષ પૂરું થઇ સાતમું ચાલે છે, ને શાસ્ત્રમાં પણ બ્રાહ્મણના બાળકને સાતમે વર્ષે ઉપવીત સંસ્કાર કરવાની આજ્ઞા છે એમ હું જાણું છું; માટે, મારું આટલું કહેવું આપ માન્ય કરો તો બહુ સારું. વળી એની બુદ્ધિ અત્યારથી તીક્ષ્ણ અને બહુ નિર્મળ દીસે છે, માટે એક વરસ વહેલો સંસ્કાર થશે, તો પણ મને લાગે છે કે એના મોટા ભાઇની સાથે શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે વર્તી ચાલી શકશે." આ સાંભળી બ્રાહ્મણ બોલ્યો, "તેં ઘણો સારો વિચાર કીધો. આ સંબંધે જો કે મેં તારા જેવો નિશ્ચય તો નહોતો જ કરચો, પણ અંતઃકરણમાં મને એમ થઇ આવ્યું હતું ખરું, કે આમ થાય તો વધારે સારું; પણ હવે મારો પણ નિશ્ચય છે કે બંને બાળકોને સાથે જ સંસ્કાર કરાવવો."

મૌંજી મુહૂર્તનો દિવસ આવી પહોંચ્યો. બ્રાહ્મણાદિ સર્વ નિમંત્રિત મનુષ્યો આવ્યા. બીજે દિવસે સંસ્કાર ચાલુ થયો. ગર્ભાધાનથી આજ દિનપર્યંતમાં કદાચ કોઇ સંસ્કાર રહી ગયો હોય વા વિધિયુક્ત ન થયો હોય તો તે સઘળાના પ્રાયશ્ચિત્તથી માંડીને તે છેક યજ્ઞોપવીત ધારણ કરાવવા સૂધીની સઘળી ક્રિયાઓ ઋત્વિજોએ, સૂત્રમાં આજ્ઞા કરચા પ્રમાણે, મંત્ર તથા વિધિ પુરસ્સર કરાવી. પછી

યજ્ઞોપવીત ધારણ કરવાથી વેદમંત્રોપદેશના અધિકારી થયલા બન્ને બાળકોને ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવાનો સમય આવ્યો. ગાયત્રી એ સર્વોત્કૃષ્ટ મંત્ર અને વેદમાતા ગણાય છે. એ મંત્ર સાક્ષાત્ પરબ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદન કરનારો છે; એટલું જ નહિ, પણ તે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનો એમાં સમાવેશ થાય છે. એનો શુદ્ધ મનથી નિરંતર જપ કરનાર પુરુષ કૈવલ્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. માટે એનો ઉપદેશ પણ સંસ્કૃત થયલા બાળકને કોઈ સત્વશીળ બ્રાહ્મણથી થવો જોઇએ અને તેમ નહિ તો તેના પિતાદ્વારા થવો જોઈએ. આ બાળકનો પિતા પણ સારો વિદ્વાન્ અને શાંત પ્રકૃતિનો હતો તેથી ઋત્વિજોએ ગાયત્ર્યુપદેશ કરવા માટે તેને કહ્યું. પાસે બેઠેલા બીજા કોઇ ન સાંભળી શકે તેમ ત્રણ ત્રણવાર તેમના દક્ષિણ કર્ણદ્વારા, તે બ્રાહ્મણે પોતાના પુત્રોને મંત્રોપદેશ કરયો; ત્યારે ઋત્વિજોએ તે બાળકોને તેનો પ્રતિદિન ત્રિકાળ જપ કરવાની આજ્ઞા કરી; અને સૂત્રાનુસારે જણાવ્યું કે, “હે બ્રહ્મચારીઓ! તમે હવે સઘળાં વૈદિક કર્મો કરવાને અધિકારી થયા; આજથી તમારે નિયમપૂર્વક બ્રહ્મચર્યવ્રત પાળીને વેદાધ્યયન કરવું.” આ સમયે કટિએ મૌંજી તથા કૌપીન ધારણ કરેલા, હાથમાં દંડ તથા બગલમાં કૃષ્ણાજીન અને ખભે યજ્ઞોપવીત તથા ઉત્તરીય વસ્ત્ર ઈત્યાદિકથી અલંકૃત થયલા બે બટૂકોને, ચંદન પુષ્પાદિથી વધાવી, માતાએ ભિક્ષા આપી; ત્યારે પિતાએ તથા ઋત્વિજોએ આશીર્વાદ દઈ સર્વ કૃત્યની પૂર્ણાહુતિ કીધી.

નિમંત્રેલાં સગાંઓ તથા બ્રાહ્મણોને થોડાક દિવસ રાખી, દક્ષિણા સન્માન ઇત્યાદિથી સંતુષ્ટ કરી વિદાય કીધા પછી પોતાના બંને બાળકોને તે બ્રાહ્મણે સંધ્યા વગેરે કર્મો શિખવવા માંડ્યાં. પણ તેના શરીરમાં પેઠેલો જ્વર પ્રતિદિન વધારે જોરમાં આવતો જવાથી તે તદન અશક્ત થયો. થોડાક દિનમાં તેનો કાળ આવી પહોંચ્યો. અંત સમયે પોતાની સ્ત્રી સાથે બંને બાળકોને પોતાની સન્મુખ બોલાવીને તેણે કહ્યું, “પુત્રો! બીજી કોઈ પુખ્ત વિચારવાળી ભલામણ કરવાને તમે હજુ યોગ્ય થયા નથી, પણ તેને માટે આ સમયે તમોને હું એટલું જ કહું છું કે, તમારે આ તમારી માતાને અનુ-

સરીને ચાલવું. તમારા નિર્વાહાર્થે કોઇ વાતની ચિંતા નથી; કેમ કે તમારું રૂડી રીતે પોષણ થઈ શકે તેટલું અન્ન મારા સ્વર્ગવાસી પિતાએ ઉપાર્જિત કરેલી ભૂમિમાંથી દર વર્ષે ઉત્પન્ન થાય છે. વળી ધર્મ સંબંધે હું તમોને કંઇ પણ ઉપદેશ કરી શક્યો નથી; પણ કંઇ ચિંતા નહિ, અત્યાર પહેલાં હું તમને ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવા શક્તિમાન્ થયો છું તે પણ ઘણું જ છે. તેમાં જ સર્વ છે; ને નિરંતર તેના જપથી બ્રહ્મ તેજની વૃદ્ધિ સાથે પરબ્રહ્મના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. માટે પ્રતિદિન સંધ્યાવંદન કરી ગાયત્રી મંત્રનો જપ કરજો; અને પછી તમારી મા સાથે ખેતરમાં કામ કરવા જજો." આટલું કહી બ્રાહ્મણ બોલતો બંધ થયો, ને મનસાવાચાથી હરિ સ્મરણ કરતાં કરતાં થોડીવારે તેણે પ્રાણ છોડ્યા.

અગ્નિસંસ્કારથી માંડીને છેક સંવત્સરી શ્રાદ્ધપર્યંતની સર્વ ક્રિયાઓ તેના મોટા દિકરાએ કરી, ને ધીરે ધીરે પિતાની પુત્રને વિસ્મૃતિ થતી ગઇ. મોટાની ઉમર બારેક વરસની થઇ. તે ખેતીના કામકાજમાં હુશિયાર થવા આવ્યો એટલામાં તેમને મૂકીને તેમની મા પણ ચાલતી થઇ. બંને બાળકો નોધારા થઈ પડ્યા. પણ મોટો સઘળું કામ કરતો હોવાથી તથા તેમના ઘરમાં ઘણા દિવસથી રહેતો એક શૂદ્ર ચાકર બહુ ભલો હોવાથી, તેમનું ખેતીનું કામ જેમનું તેમ ચાલ્યું ગયું. મોટો રોજ નિયમપૂર્વક ગાયત્રી જપ કરે ને તે જ પોતાનું દૈવત તથા તે જ પરમગતિ છે એમ નિશ્ચયપૂર્વક માની તેમાં પરાયણ રહે. નાનો પણ તેને અનુસરતો હતો ખરો, પરંતુ તેને કામકાજની ઝાઝી ચિંતા નહિ હોવાથી, તે બીજા બ્રાહ્મણપુત્રો સાથે કોઇ કોઇ સ્થળે સભાઓ, યજ્ઞો વગેરે જોવા સારુ જતો; જેથી ત્યાં જોવામાં આવતા વિદ્વાનો તથા વિદ્યાને લીધે થતી તેઓની પૂજાઓ વગેરેથી તેને પણ વિદ્યાભ્યાસ કરી શાસ્ત્રજ્ઞ થઈ સભાઓમાં માન મેળવવાની ઇચ્છા થઇ. તે પોતાના મોટા ભાઇની આજ્ઞા લઇને કાશીપુરી ગયો, ને ત્યાં ચિત્ત દઇ વિદ્યાભ્યાસ કરવા માંડ્યો. બુદ્ધિ અતિ તીક્ષ્ણ હોવાથી થોડીક મુદતમાં તેણે વ્યાકરણ ન્યાય વગેરે શાસ્ત્રોનું સારું જ્ઞાન સંપાદન કીધું. મૂળથી જ તેના મનમાં વિદ્વાન્ થઇ સભાઓમાં માન મેળવવાની મોટી અભિલાષા હતી; તેથી તેણે શાસ્ત્રોનો સારો

અભ્યાસ કર્યો. તે જે જે શાસ્ત્ર સંપૂર્ણ શિખતો તે તે શાસ્ત્રના સિદ્ધાંતોથી પોતાના સહાધ્યાયીઓ સાથે તકરાર ચલાવતો ને તેમાં પોતાની કોટિ ઉપર રહેતી ત્યારે બહુ આનંદ પામતો હતો. આમ કરતાં તેણે લગભગ ચાર શાસ્ત્રનું સારું અધ્યયન કર્યું, ને તે ઉપરાંત વિશેષ અભ્યાસ પણ કીધો, પરંતુ તેની સભા જિતવાની અભિલાષાએ તેને અટકાવ્યો. શેહેરમાં નાની મોટી સભાઓમાં તે જવા લાગ્યો, ને પોતે અધ્યયન કીધેલા વિષયના વાદમાં પ્રત્યેક સ્થળે આગળ પડી પોતાની પ્રભા પાડતો હતો. તેને જ્યાં ત્યાંથી યથાયોગ્ય માન મળવા માંડયું, અને તે વિદ્વન્મંડળમાં ઓળખાવા લાગ્યો તેથી તેને અભ્યાસ ઉપર અભાવ ઉત્પન્ન થયો. તેને મદ ચઢયો કે, "કાશીપુરી સરખા નગરમાં હું ઘણાક વાદમાં જિતી ચૂકયો છું, તો હવે બીજે સ્થળે મારી સામું રહી વાદવિવાદ કરનાર કોણ મળશે?" પણ તે જાણતો નહોતો કે, મારે હજી ઘણું જાણવાનું છે ને ભણવાનું છે; હું, હજુ ઘણી વાતે અપૂર્ણ છું. આટલેથી જ કંઈ શાસ્ત્રવેત્તા કહેવાઉં નહિ. આવો વિચાર તેના મનમાં કેમે આવ્યો નહિ. તેણે તો નક્કી જ માન્યું હતું કે, હવે જે કંઈ છું તે હું જ છું. મારે હવે આ કરતાં કંઇ વધારે જાણવાની જરૂર નથી. વેદાંતાદિ વિષયોને માત્ર હું ઉપર ઉપરથી જોઈ લઇશ તો ઘણું છે, કે જેથી તે કોઈ દહાડો મારા કામમાં આવે.

આમ કરતાં કેટલોક કાળ ગયો. કોઇએક દિવસે કાશીપુરીમાં એવી ખબર ફેલાઈ કે અત્રેનો રાજા આ વર્ષની સમાપ્તિ વખતે એક એવી સભા કરનાર છે કે જેમાં આવનાર પંડિતો સર્વ શાસ્ત્રવેત્તા હોવા જોઇયે, ને તેઓએ પ્રતિજ્ઞાપૂર્વક પરમપુરુષ પરમાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરી આપવું જોઇયે. વળી આ નગરની અંદર અદ્યાપિપર્યંત થયલી અનેક સભાઓમાં વાદ કરી માન પામેલા દરેક પંડિતોએ તેની સભામાં અવશ્ય આવવું જોઇએ, અને તેને ત્યાં નિરીશ્વરવાદી પંડિતોને વાદમાં જિતવા જોઇએ. જો, તેમ નહિ બની શકશે, અર્થાત્ નિરીશ્વરોને જિતી શકાશે નહિ તો રાજા સઘળે નિરીશ્વર મત સ્થાપન કરશે, અને હારેલા સર્વ પંડિતોને દેશનિકાલ કરશે. આ ખબર જ્યારે આ પંડિત થયલા બ્રાહ્મણપુત્રના

સાંભળવામાં આવી ત્યારે તે જાણે નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ એકાએક ચમકી ઉઠયો. તે વિમાસણમાં પડયો, "અરે વળી! આ કેવો વાદ, કે જેમાં તે હારનાર દેશનિકાલ થાય? એ સભામાં હું વાદાર્થે જઈશ ત્યારે મારે કયા સિદ્ધાંતો ગ્રહણ કરવા? શું ન્યાયની કોટીથી હું સિદ્ધ કરી શકીશ કે ઇશ્વર છે? અરે! તે તો પરમાણુવાદી છે અને પરમાણુઓને અવિનાશી માને છે. ત્યારે મીમાંસા? તે તો કર્મોનું પ્રાધાન્યપણું ગણાવે છે. ત્યારે સાંખ્ય? રે એ તો પ્રકૃતિ પુરુષને સિદ્ધ કરે છે અને નિરીશ્વર સાંખ્ય તાત્વિક સૃષ્ટિને માને છે. ત્યારે વેદાંતમાં કદાચ તે વાત સંપૂર્ણપણે વર્ણવેલી હશે, પણ તે તો હું પૂરેપૂરું જાણતો નથી" આવી રીતે વિચાર કરતાં પોતે શીખેલાં શાસ્ત્રોમાંથી ઇશ્વરને સિદ્ધ કરનારાં વચનો કાઢે, ને તેને પોતાનાં જ વચનથી અસિદ્ધ કરી મૂકે. આથી તેને એકે વાતનો નિશ્ચય ન થયો. જેમ જેમ તેનો વિચાર ઊંડો ઉતરતો ગયો, તેમ તેમ તેને ભ્રમ પણ વિશેષ થતો ગયો. આ તો સ્વાભાવિક જ છે કે કોઇ પણ વાતપર સંશય અને ભ્રમ થયો, તો પછી તે જલદી ચિત્તને સ્થિર થવા દેતું નથી. આ બ્રાહ્મણપુત્રને પોતાના શાસ્ત્રોનું મોટું અભિમાન હતું; છતાં પોતાના જ ભ્રમથી તેનું મન બહુ વમળમાં પડી ગયું. તે સંશય સાગરમાં ડોલવા લાગ્યું. પોતે વિદ્વાન્ થઇ નામના મેળવેલી તેથી પોતાનો આવો સંશય બીજાને કેહેવાય પણ નહિ, તેમ કરતાં શરમ લાગે. માટે આપ મેળે ઘણાક દિવસ સૂધી વિચાર કરવાથી તે એકે વાતના નિશ્ચયપર ન આવતાં બહુ ગભરાયો. રાજાની સભામાં જવા માટે શું કરવું તેની તેને કશી સૂઝ પડી નહિ. છેવટે તેણે વિચાર કીધો કે આમાં જે હારશે તેને તો રાજા દેશવટો દેશણહાર કરવાનો જ છે; ત્યારે હાર્યા પછી માનભંગ થઇ નિકળવું, તે કરતાં આપોઆપ જ અહીંથી પલાયન કરી જવું તે વધારે સારું. આવો નિશ્ચય કરીને તે ગુંચવાયલો બ્રાહ્મણ પુત્ર, પોતાનાં પોથાં થોથાં લઇ રાતોરાત નાઠો, ને થોડાક દિવસમાં પોતાને ઘેર આવ્યો. મોટો ભાઈ નિયમ પ્રમાણે પોતાનું કૃષિકર્મ કરયો જતો હતો અને પોતાના પિતાએ કરેલા ઉપદેશને આધારે જ પોતાનું કર્તવ્યકર્મ

ચલાવી બીજા કશા વમળમાં પડેલો નહોતો. નાનાભાઈને ઘણે વર્ષે દેશાવરથી રુડો વિદ્યાભ્યાસ કરી ઘેર આવ્યો જોઈ તે બહુ રાજી થયો, ને તેનું સારી રીતે આદરાતિથ્ય કીધું. પછી બંને ભાઈ રાત્રે નિરાંતે વાતચીત કરવા બેઠા, ત્યારે મોટા ભાઈએ નાનાને તેના દેશાટનના તથા વિદ્યાભ્યાસના સમાચાર જાણવા માટે પ્રશ્નો પૂછવા માંડ્યા. નાનાએ સઘળો વૃત્તાંત જણાવી કાશીપુરીમાં થનાર સભા માટે વાત કરતાં કહ્યું કે, "મોટા ભાઈ! મારે અહીં એકાએક નિકળી આવવાનું કારણ એ જ છેઃ અને હજુ સૂધી ઈશ્વરના અસ્તિત્વ વિષે મારું સમાધાન થતું નથી. મેં આજ સૂધી મેળવેલી વિદ્યા કંઇ જ કામમાં ન આવી, પરન્તુ હું ભ્રમમાં પડયો, ને પ્રતિષ્ઠાનું ખંડન થવાના ભયથી અહીં નાશી આવવું પડયું છે. આટલો બધો પઠનશ્રમ ન કરતાં ઘેર રહી, માત્ર આપની મેં સેવા કરી હોત તોપણ હું કૃતાર્થ થાત."

આ સાંભળી મોટા ભાઈએ કહ્યું, "ભલા માણસ! હજુ સૂધી તને ઈશ્વિર વિષે શંકા થાય છે? અને તેથી તું તારી વિદ્યાને દૂષણ દે છે? શું તું આપણા પિતાજીનું હિતવચન ભૂલી ગયો? તેમણે અંત સમયે આપણને બોલાવીને શું કહ્યું હતું? તેમણે આપણને યજ્ઞોપવીત સંસ્કાર વખતે ઉપદેશેલો ગાયત્રી મંત્ર જ પરમાત્મસ્વરૂપનું યથાર્થ દર્શન કરાવનાર છે. તેનો નિરંતર જપ કરવાથી મનુષ્યને ઇશ્વર સિદ્ધ કરવો તો શું, પણ ઈશ્વરનો સાક્ષાત્કાર થવો પણ દુર્લભ નથી, એ તું કેમ ભૂલ્યો? પણ ખરું છે કે, માત્ર તેનું જ લક્ષ હોય તો. અનેક વિચારના ઓઘમાં પડેલા મનુષ્યને તે સિદ્ધિ મળતી નથી.

यश्च मूढतमोलोके यश्च बुद्धेः परं गतः ।
उभौ तौ सुखमेधेते क्लिश्यत्यन्तरितोजनः ॥

"જે મનુષ્ય લોકમાં મહા મૂઢ હોય છે અથવા તો જે મહા વિદ્વાન્ હોય છે તે બન્ને પરમ સુખ ભોગવે છે, પરંતુ અર્ધદગ્ધ મનુષ્ય કલેશ ભોગવે છે." એક ગામથી બીજે ગામ જતાં વચમાં જૂદા જૂદા ઠેકાણાના દશ બાર માર્ગ એકઠા થતા હોય ત્યાં આગળ અજાણ્યા માણસે જાણીતાને પૂછવાની વાટ જોઇ ઉભા રહેવું એ

જ વધારે સારું. અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ પકવાન્નોથી ભરેલાં ઘણાંક પાત્રો, ભૂખ્યા મનુષ્યના આગળ મૂકી તેમાંથી રુચે તે એક જાતનો પાક ઉપાડી લેવાને કહેવામાં આવ્યું હોય તો પછી આ સારું કે આ સારું એવો વિચાર કરનાર ભૂખે જ મરે; પણ જેનામાં સઘળું પચાવવાની શક્તિ હોય ને બધાં પાત્રો લઇ લે તે, અથવા ગમે તે ખાઇશું તોપણ ભૂખ મટશે એવા સાદા વિચારવાળો, ગમે તે એક પાત્ર લઇ બેસે તે જ માત્ર તૃપ્ત થશે. તેં સમગ્ર શાસ્ત્રોનો અભ્યાસ કીધો નહિ, તેથી તું આ પાર પણ નહિ, ને પેલે પાર પણ નહિ એવો રહ્યો; અને તેથી તને અનેક પ્રકારની શંકાઓ ને ભ્રમો ઉપજ્યા. પણ એ તકરારી વિષયમાં તું પ્રથમથી પડયો જ નહોત; વા પડીને તે સર્વ વિષયોનું સંપૂર્ણ અવલોકન કીધું હોત તો તારી મતિને ભ્રમ થાત નહિ. માટે, હવે, તું એ સર્વ વાત એક બાજુએ મૂકી, માત્ર આપણા પિતાજીના અંતકાળના વચનપર જ દૃઢનિષ્ઠા રાખી અનુવર્તન કર એટલે તારો સર્વ ભ્રમ મટી તારું કલ્યાણ થશે." આ સાંભળી તેણે ગાયત્રીમંત્રથી પ્રભુની ઉપાસના કરવા માંડી; જેથી થોડાક કાળમાં તેનાં સર્વ પાપ નાશ થઇ ગયાં, ને અંતઃકરણ નિર્મળ થયું. તે કેવળ નિરભિમાની થયો, ને અભિમાન ગયું એટલે સર્વમાં ઐક્ય માનવા લાગ્યો, ને તેને યોગે પરમ પુરુષ પરમાત્માનું સ્વ, રૂપ તે આ જગત્ તે હું પોતે જ છું, એવું શુદ્ધ અદ્વૈતપણું જાણી જીવન્મુક્ત થઇ રહ્યો.

## સંગ.

પ્રત્યેક મનુષ્યે, સાધુ પુરુષની સંગતિ કરવી જોઇએ. સંગ એ સૌથી બળવાન્ છે. સર્વ પદાર્થોનું ઉત્પત્તિ સ્થાન સંગ જ છે. તું સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરી જો કે, શી વસ્તુ સંગ વગર બની છે? સર્વત્ર સંગ, સંગ ને સંગ જ છે. સંગ એટલે મેળાપ અથવા ઐક્ય. એક પદાર્થનું બીજાની સાથે જોડાવું એનું નામ સંગ. આપણી દૃષ્ટિયે જોવામાં આવે છે તે સર્વ પદાર્થો સંગથી જ ઉત્પન્ન થયા છે. હું, તું, અને આખું જગત્ સંગથી જ ઉત્પન્ન થયું છે. પૃથ્વીપર પડેલા બીજને પાણીનો સંગ થવાથી જ, તેમાંથી નવો અંકૂર ફૂટે છે, તેમાંથી કાળાંતરે મોટું વૃક્ષ થાય છે. સ્ત્રી પુરુષના સંગથી

બાળક ઉત્પન્ન થાય છે. એકેક ઇંટનો પરસ્પર સંગ થવાથી મોટું મંદિર ઉભું થાય છે. જળનો સંગ થાય તોજ વસ્તુ પલળે છે; ને પારસમણિ લોહનો સંગ કરે છે તો જ તેને સુવર્ણ કરી શકે છે. સંગથી મૂર્ખ પંડિત થાય છે, ને કુલટા સતી થાય છે; ટૂંકામાં આ આખું જગત્ પણ સૂક્ષ્મ પરમાણુઓના સંગથી જ પેદા થયું છે. સંગથી સારું અને માઠું બંને ફળ થાય છે. વિષના સંગથી–વિષપાનથી મનુષ્ય મૃત્યુ પામે છે, ને અમૃતના સંગથી અમર થાય છે. એમજ મુમુક્ષુજને સાધુ (સજ્જન–જ્ઞાની) પુરુષનો સંગ કરવો કે જેથી કરીને પોતે સાધુ થઈ શકે. જ્ઞાની થવાનો ખરેખરો માર્ગ જ્ઞાની પુરુષની સંગતિ કરવી, એના જેવો બીજો એકે નથી. જ્ઞાનીજનના સંગથી જ્ઞાન થાય છે, અને તેથી સંશયનિવૃત્તિ થાય છે. સાધુના સંગને સત્સંગ કહે છે. એ સત્સંગની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. એનો મહિમા અપાર અને જગત્વિખ્યાત છે, એ સત્સંગથી પરમપદ પ્રાપ્ત થાય છે. તે પદ પૂજન, અર્ચનથી, શાસ્ત્રાર્થ જાણવાથી, કે પુણ્ય પ્રાપ્ત કરવાથી થતું નથી, પણ સાધુ સમાગમથી ઉદ્ભવેલા વિચારથી વિશદ થયેલા હૃદયથી પ્રાપ્ત થાય છે. એને માટે કોઇ ઉદાહરણની જરૂર નથી. પ્રત્યેક મનુષ્યે નિરંતરસત્સંગતિ કરવી.

## વિષય તજ.

મનુષ્યે વિષયાધીન ન થવું તે વિષે સાંભળ. જગતમાં વિષય પાંચ છે, ને તેને ભોગવનારી ઇન્દ્રિયો પણ પાંચ છે. એ વિષયોથી આખું જગત્ બંધાયલું છે, ને તે તેઓને આધીન થઇને જ વર્તે છે. વિષયો પાંચ તે આઃ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. એ પંચમહાભૂતો થકી ઉત્પન્ન થયલા છે. શબ્દ આકાશથી, સ્પર્શ વાયુથી, રૂપ તેજથી, રસ જળથી અને ગંધ પૃથ્વીથી ઉત્પન્ન થયલો વિષય છે. એ પાંચેને ગ્રહણ કરનારી અનુક્રમે શ્રોત્ર (કાન), ત્વચા (ચામડી), ચક્ષુ, જિહ્વા અને નાસિકા, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. એ પ્રત્યેક વિષયો પોતાને આધીન થનારનો નાશ કરે છે. માત્ર એક શ્રોત્રેન્દ્રિયને આધીન અર્થાત્ તેમાં વિશેષ જ્ઞાનવાળું મૃગપશુ, તે ઇન્દ્રિયના વિષય શબ્દથી લોભાઇ મરણ પામે છે. મૃગને નાદ (શબ્દ)

અતિશય પ્રિય હોય છે; તેથી પારધી લોકો કસ્તૂરીને અર્થે તેને નાના પ્રકારના વેણુ, વીણા ઇત્યાદિ વાદ્યોના નાદમાં નિમગ્ન કરે છે. જ્યારે તે નાદના આનંદમાં તલ્લીન થાય છે ત્યારે પછવાડેથી શસ્ત્ર વા અસ્ત્રથી તેનો પ્રાણ હરે છે. સ્પર્શેંદ્રિયથી માતંગ (હાથી) વશ થાય છે. હાથી હાથણીનો સ્પર્શ (ભોગવિલાસ) કરવામાં બહુ આતુર હોય છે, માટે અરણ્યમાંથી હાથીઓને પકડનારાઓ એવી યુક્તિ કરે છે કે, એક મોટી કાગળની કે એવી બીજી કોઇ વસ્તુની હાથણી બનાવી ઉભી રાખે છે; ને જે માર્ગેથી હાથી આવવાનો હોય તે બાજુ એક મોટો ખાડો ખોદી તેનાપર વાંસ, પાતરાં, લાકડાં વગેરે પાથરી, ઉપરથી જમીન જેવી જમીન કરી મૂકે છે. પછી હાથણીને ઉઘાડી મૂકી તે સઘળા માણસો જ્યાં ત્યાં આસપાસનાં ઝાડોમાં સંતાઇ રહે છે. પછી અરણ્યમાં ફરતો ફરતો હરકોઇ હાથી, હાથણીને જોઇ વિષયાંધપણાથી તેનો સ્પર્શ કરવાને માટે તેણી ભણી દોડયો આવે છે. પણ જ્યાં તે પેલા ઢાંકેલા ખાડાપર આવ્યો કે અંદર પડે છે, અને પછી તેમાંથી તે નિકળી શકતો નથી. જ્યારે ઘણા દિવસ સૂધી ભૂખ તરસ વેઠી તે ખાડામાં પડયો પડયો નિર્બળ થાય છે; ત્યારે પકડનારાઓ તેને અંકુશોના મારથી અને સાંકળોના બંધનથી નમ્ર કરીને દેશમાં લાવે છે. રૂપ વિષયથી પતંગ પ્રાણ ખૂએ છે. તેને તે જ ઉપર અત્યંત પ્રીતિ હોય છે. રાત્રિને વખતે બળતો દીવો અથવા બળતો અગ્નિ દેખાય તેને તે સત્ય માની તેની ઉપર પડે છે, ને વિલંબ વગર એ દીવામાં કે અગ્નિમાં પડી પ્રાણ ખુએ છે. રસના–સ્વાદ જાણનારી જિહ્વા ઇંદ્રિય છે, તેને લીધે મીનના (માછલાંના) પ્રાણ જાય છે. મત્સ્ય જાતિની સ્વાદેંદ્રિય અતિ પ્રબળ હોવાથી તેને પાણીમાંથી પકડનારાઓ એક પ્રકારના લોઢાના કાંટાનો ઉપયોગ કરીને પકડે છે, તે વેળા લોઢાના તીક્ષ્ણ અણીવાળા કાંટા ઉપર ઘઊંના લોટમાં સાકર નાંખી બનાવેલી ગોળીઓ ભરાવે છે, ને તેને (તે કાંટાને) બીજે છેડે દોરી બાંધી તેને પાણીમાં નાંખે છે. સ્વાદમાં લોભાઇ રહેલું મત્સ્ય તે ગોળી મોંમાં લે છે કે ભચ્ચ દેતો કે પેલો તીક્ષ્ણ કાંટો તેના તાળવામાં ભોંકાઇ જાય છે; જેથી તે તરફડી પોતાના પ્રાણ ખુએ છે. ઘ્રાણેંદ્રિય–નાસિ-

કાનો વિષય ગંધ છે. એ ગંધ પણ તેને આધીન થનારનો નાશ કરે છે. એ વિષે મધુકર (ભ્રમર)નું દૃષ્ટાંત પ્રત્યક્ષ છે, ભ્રમરને સુગંધ અતિ વહાલો હોય છે, તેથી તે નિરંતર નાના પ્રકારનાં પુષ્પો ઉપર ભટકયા કરે છે. એમાં કમળનો ગંધ તેને અતિ પ્રિય હોવાથી પ્રાતઃકાળે સૂર્યોદય સમયે કમળો ખીલવા લાગ્યાં કે, તે તેઓપર બેશે છે, ને તેની અંદર બેશી નિશ્ચિતપણે મકરંદ ગ્રહણ કરે છે: આ રસમાં તે એટલો બધો નિમગ્ન થઇ જાય છે કે, સંધ્યાકાળે સૂર્ય પ્રકાશ શાંત થવાથી કમળો બંધ થવા માંડે છે, તોપણું તેનાથી સુગંધનો પ્રેમ છોડી અંદરથી ઉડાતું નથી. હમણાં ઉડું, હમણાં ઉડું, એમ કરતાં કરતાં કમળ સંપૂર્ણ રીતે બીડાઇ જાય છે અને ભ્રમર અંદર કેદી થઇ જાય છે. એ ભ્રમરની શક્તિ શું થોડી છે? ગમે તેવા કઠણ અને જાડા લાકડામાં પણ તે પોતાના ડંખવડે આરપાર છેદ પાડે છે, તો પછી આ કમળ પુષ્પની અતિ સકોમળ પાંખડીઓને કોરીને તે બહાર ન નિકળી શકે એ કેવું આશ્ચર્ય? પણ તેમ તેનાથી બનતું નથી. રસના પ્રેમથી તેને ત્યાંથી નિકળવાનું મન થતું નથી; જેથી તેના લોભમાં હમણાં નિકળું, હમણાં નિકળું, એવા વિચારમાં તે કમળ કોરીને બહાર નિકળી શકતો નથી અને પ્રાતઃકાળ થતાં પહેલાં અંદર ને અંદર રુંધાઇને પ્રાણ ખૂએ છે.

આવી રીતે પ્રત્યેક વિષયો પોતાને આધીન થનારના પ્રાણ લે છે. યજ્ઞભૂ, તું વિચાર કરી જો કે, માત્ર એકેક ઇંદ્રિયના જ્ઞાનવાળા અને એક જ વિષયપર આસક્તિ રાખનારા પ્રાણીઓનો એ રીતે નાશ થાય છે, તો પછી જેને એકે સાથે એ પાંચે વિષયો ગ્રહણ કરવાનું સામર્થ્ય છે, ને તે પાંચેને ગ્રહણ કરનારી ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં મગ્ન છે, એવો જે મનુષ્ય પ્રાણી, તે તેઓને આધીન થવાથી તત્કાળ વિનાશ પામે એમાં આશ્ચર્ય શું? પુરુષની પાંચે ઇંદ્રિયો પ્રબળ છે, ને તે પાંચેના વિષયોપર જે આસક્ત હોય તેનો વિનાશ કેમ ન થાય? થાય જ. એ જ પ્રમાણે સકળ મનુષ્ય–પ્રાણીઓ વિનાશ પામે છે જ. પ્રશ્ન આ થશે કે, શું એ વિષયોનો ત્યાગ કરવો અને તેઓને ગ્રહણ કરનારી ઇન્દ્રિયોને પૂરી મારી નાંખવી? ના, તેમ નહિ. શિષ્ટ જનોનાં વચન છે કે, જો વિષયનું વિધિયુક્ત સેવન કરવામાં આવે, તો તે

વિષય ત્યાગ કર્યા સમાન જ છે.' એ વચનને અનુસરીને વિષયો ભોગવવા યોગ્ય છે. વિષયોમાં અંધ થઈ ભોગવાતાં વિષયસુખ પ્રથમ તો અમૃત સમાન લાગે છે, પણ પરિણામે વિષરૂપ નિવડે છે. પરંતુ એમ છેક એ વિષયોને ધિક્કારી કાઢી; તેઓની અવજ્ઞા કરવા છતાંએ, એ વિષયોનું વિધિવત્ સેવન કરવાનું મહાત્મા જનોએ કેમ કહ્યું હશે? એટલા માટે જ કે, જેમ એક સુજ્ઞ સ્ત્રી, પોતાના પતિએ આણેલું કુધાન્ય પણ સુધાન્ય કરીને રાંધે છે, તેમ અવિદ્યાથી વિમુખ એવો સુજ્ઞ જીવ પણ, એ વિષયોને સારે માર્ગે ભોગવી શકે છે. જેમ વિષ-સોમલ, જંગાલ, વગેરે-ખરેખરો નાશ કર્ત્તા પદાર્થ છે, અને તેનો અજાણતાં ઉપયોગ કર્યો હોય તોપણ તે નાશ કરે છે. પણ જો તે સુજ્ઞ વૈદ્યના હાથમાં આવ્યું હોય તો તે, તે વિષને કેળવી, તેની રસાયન પ્રયોગોથી ઉત્તમ માત્રા બનાવે છે, જેના સેવનથી ઘણા સમયથી પીડાતા રોગીઓ આરોગ્ય પામે છે. તેમ જ અગ્નિ પ્રત્યક્ષ દાહક પદાર્થ છે, અને તે પોતાને મળનારી સર્વ વસ્તુને બાળીને પોતાના જેવી કરી મૂકે છે; છતાં વિધિપ્રમાણે તેનું સેવન કર્યું હોય તો તે જ સર્વનો પોષક થઈ પડે છે, શીત મટાડે છે, પ્રકાશ આપીને અંધકાર દૂર કરે છે અને અન્નાદિ પદાર્થો પકવ કરે છે. એ જ પ્રમાણે, જળ, પૃથ્વી, વાયુ, આકાશ ઈત્યાદિ ભૂતો તથા બીજા દૃશ્ય પદાર્થ માત્ર, વિધિ પ્રમાણે સેવ્યા હોય તો ગુણકારી થઈ પડે છે. તેમ જ આ પંચ વિષયોને જે પુરુષ; યોગ્યાયોગ્યનો વિચાર કરતો ભોગવે છે, સન્માર્ગે તેને વેહેવા દે છે, ને પ્રારંભે કે અંતે એ વિષયોથી દુર્ભાગ્યનો ભોગી થતો નથી; પણ સત્-ચિત્-આનંદમાં મગ્ન મસ્ત બની રહે છે, ને પરમ લાભ પામે છે. પણ અવિદ્યાથી ઘેરાયલો તે ફળ મેળવી શકતો નથી. એ ઠેકાણે જ જ્ઞાતાનો ખપ પડે છે; ને ત્યાં જ જ્ઞાનીજનની પરીક્ષા થાય છે. નબળાંને સારું કરી ઉપયોગમાં લેવું એ જ ડાહ્યા પુરુષનું ડહાપણ દેખાડી આપે છે. આ ઇંદ્રિયવિષયો યોગ્યતા પ્રમાણે સેવન કરવા યોગ્ય છે. શબ્દગ્રાહક શ્રોત્રેંદ્રિયદ્વારા અનેક પ્રકારનાં કુત્સિત ભાષણ, પરનિંદા તથા એવી કોઈ પણ મનને ઉન્માદકારિણી વાતનું શ્રવણ કરવું નહિ; પણ જે વાણી સાંભળવાથી અંતઃકરણ પાવન

થાય તથા પ્રાયશ્ચિત્તોનો પણ નાશ થાય એવાં હરિકીર્તન, સત-ચિત્-આનંદની કીર્તિ, ભગવત્કથા તથા સજ્જન પુરુષોના મુખમાંની હરિગુણાનુવાદથી રચેલી પવિત્ર વાણી, ઇત્યાદિક શ્રવણ કરવી, કે જેથી સર્વ પરમ કલ્યાણ થાય. આલિંગન, ચુંબન, સંગ ઇત્યાદિ સ્ત્રી સાથેના વ્યવહારો સ્પર્શેન્દ્રિયથી થાય છે, તેથી સ્પર્શેન્દ્રિયને વશ થનાર પ્રાણી સત્વર નાશ પામે છે. પરસ્ત્રીનો સંગ કરનાર તથા તેમાં લુબ્ધ થનાર કેવો અવદશાને અને કેટલા અપમાનને પાત્ર થાય છે, એ જગપ્રસિદ્ધ વાર્ત્તા છે; અને એવું નામ જ, પરસ્ત્રી સંગ કરવો તે જ, સ્પર્શેન્દ્રિયનો દુરુપયોગ કીધો કહેવાય છે. એટલા માટે જ જ્ઞાની પુરુષો કહી ગયા છે કે, સ્પર્શવિષય ઘણો અજિત છે, ને તે તારાથી તજી શકાશે નહિ; માટે તું યોગ્ય વયે તારા યોગ્ય, રૂપ ગુણવતી કન્યાનું, વેદની એટલે સૂર્યની, ઋષિ, બ્રાહ્મણ, પુરોહિત, ઋત્વિજાદિની, તથા સહોદર કુટુંબ આદિની સાક્ષીથી, મારી આજ્ઞા પ્રમાણે, વિધિપૂર્વક પાણિગ્રહણ કર અને પોતાની થયલી સ્ત્રીની સાથે પણ તું વિધિ પ્રમાણે જ વર્તન કર." જ્ઞાનીજનોએ આ આજ્ઞા ઘણી જ યોગ્ય અને મનુષ્ય પ્રાણીના અત્યંત હિતને માટે કહેલી છે. વ્યવહારમાં રહીને એ પ્રમાણે વર્તવાથી, સ્ત્રી પુરુષ નિરંતર સુખી રહે છે, અન્યોન્યમાં વ્યભિચારી ભાવ-મનસા, વાચા અને કર્મણાએ કરી, ઉત્પન્ન થતો નથી, પણ બંનો, અદ્વૈતરૂપે રહે છે ને તેઓની સંતતિ પણ ધર્મશીળ, બુદ્ધિમાન્ તથા દૃઢ શરીરવાળી ઉત્પન્ન થાય છે. પરસ્ત્રીને તો તજાય; પણ પોતાની સ્ત્રીનું પણ અધિક સેવન કીધું તો તેણે વિષય સેવ્યો કહેવાય છે. આ ઉપરથી એમ ધારવું નહિ કે, પોતાની સ્ત્રીપર પ્રીત નહિ રાખવી. પણ સ્ત્રીને આધીન જ થઇ જવું, અને ગારુડી જેમ મર્કટને નચાવે તેમ તેની આગળ વિષયાંધપણે નાચવું, એ ભ્રષ્ટતાની નિશાની છે. તેમ વળી સ્ત્રીને આધીન પોતે ન છતાં સ્ત્રીને પોતાને આધીન રાખતો હોય તે પણ ખરેખરો સ્ત્રૈણ (સ્ત્રીને વશ થયલો-સ્ત્રીને બીજી સર્વ વસ્તુ કરતાં અતિ પ્રિય માનનારો) જીવ જાણવો. વેદાજ્ઞા-શાસ્ત્રાજ્ઞાને નહિ ગણકારનારા સ્ત્રૈણ જીવો એટલા બધા દુષ્ટ હોય છે કે, સજ્જને, તેઓનું મુખાવલોકન કરવું પણ યોગ્ય નથી, એવી મહાત્માની

આજ્ઞા છે, તેઓ કીયું પાપ નહિ કરે તે કહી શકાય નહિ. સ્પર્શ વિષય વિધિપૂર્વક સેવવાનો છે. સંત પુરુષોનાં મંગળ ચરણારવિંદને આલિંગન દેવું, તેઓની જ ભેટ લેવી, તેઓમાં જ આસક્તિ રાખવી. અને મનોમય પરમાત્માની ભગવન્મૂર્ત્તિ (માનસિક સેવા, પોતાની સેવ્ય મૂર્ત્તિનું પોતે ધ્યાન કરતા હોઇએ તેઃ જેવી કે શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્ર, શિવ, વિષ્ણુ, નારાયણ ઇત્યાદિ)ની સેવામાં અત્યંત પ્રીતિભાવ ધરવો, એ સ્પર્શેન્દ્રિયનો ઉત્તમ વ્યવહાર છે.

એવી જ રીતે રૂપ વિષયનો પણ સદુપયોગ કરવો. તેજમાં (તેજના રૂપમાં) લોભાઇ જેમ પતંગીઓ બળી મરે છે, તેમ મનુષ્ય, સ્ત્રીના રૂપમાં લોભાઈને નાશ પામે છે. હંમેશાં જ સ્ત્રી, પુરુષના અને પુરુષ, સ્ત્રીના રૂપમાં લોભાય છે. તે માટે એ રૂપ વિષયની ગ્રાહક ચક્ષુઇંદ્રિયને સન્માર્ગે લગાડવા માટે યત્ન કરવો. પ્રત્યેક વસ્તુપરથી પ્રીતિ ઉઠાડવાને તેના અવગુણો તરફ લક્ષ દેવું જોઈએ, એટલે મનની રુચિ તે તરફ વળે નહિ. જે સ્ત્રીનું રૂપ જોઇ મન ભટકયા કરે છે, તે જ સ્ત્રી જો કે ઉપરથી ગમે તેવી સુઘડ દેખાય છે, પણ તેમાં ઘણી જ મલિન વસ્તુઓ ભરી છે. એને રક્ત, માંસ, પરુ ઇત્યાદિ વસ્તુઓથી ભરેલા તથા બહારથી માંજી ચળકતા કરેલા ઘટની ઉપમા આપી શકાય. માંસ, પરુ, રક્ત, મળ, મૂત્રથી ભરેલું એ હાડપિંજર છે. એવી જ રીતે સ્ત્રીના સંબંધમાં પુરુષ પણ છે. આ સંબંધે સૂક્ષ્મપણે વિચાર ન કરી શકનાર પુરુષે, તેણીને, પ્રાતઃકાળમાં જેવી તે ઉઠે તે જ સમયે અવલોકવી? એટલે તેનું યથાર્થ સ્વરૂપ ધ્યાનમાં આવશે; અને તેને લાગશે કે, ગમે તેવું ઉપરથી સ્વરૂપવાન્ દેખાતું શરીર પણ, ખરેખર નરકથી ભરેલો ઘટ જ છે. આ વિચાર ખરેખરો ઠસવા પછી મનુષ્યને કદી રૂપ ઉપર પ્રીતિ થશે નહિ. એવા ખોટા રૂપપરથી ઉઠાડેલી પ્રીતિ મનુષ્યે ભગવત્સ્વરૂપમાં જોડવી. ધ્યાન સમયે પોતાના હૃદય કમળની અંદર દર્શન દેતા અવિનાશી કોટી કંદર્પ સુંદર પ્રભુ પરમાત્માના મહા મંગળ મુખારવિંદપર મોહ કરવો; અને વારંવાર, “એ શ્રીમુખનાં મને પુનઃ કયારે દર્શન થાય; રે તે પ્રભુ મારાપર કયારે કૃપા કરી આ ભવદ્વંદ્વથી મુક્ત કરશે, અને સાક્ષાત્કાર

આપશે," ઇત્યાદિ કામનાઓ નિત્યની નિત્ય કર્યા જવી જોઇએ. તેમ જેનાં દર્શન માત્રથી જ મનુષ્યને સદ્‍બુદ્ધિ સૂઝે છે; એવા મહાત્મા સત્પુરુષો, જ્ઞાનીજનો, ભક્તજનો વગેરેનાં દર્શન કરવાપર પ્રીતિ રાખવી. એ રૂપવિષયના સેવનનું સાર્થક છે.

રસ વિષયને લીધે જિહ્વા મનુષ્યને ફાંસામાં નાંખે છે. અનેક પ્રકારના રસો, જેવા કે, ગોરસ, મધુરસ*, ઇક્ષુરસ†, ખાટો, ખારો, તીખો, ઇત્યાદિ રસોના સ્વાદમાં લાલસા હોવાથી પ્રાણીને છેવટે પ્રાણ ખોવાનો સમય પણ આવી પડે છે. એવા અનેક રસોનું સેવન કરવાથી ઇંદ્રિયો બેહદી જઇ નિયમમાં રહેતી નથી, પણ નાના પ્રકારના ઉપદ્રવો તથા અપકૃત્યમાં શરીરને નાંખે છે. જ્યારે એમ થાય છે ત્યારે શું મનુષ્યે રસોનો ઉપભોગ ન લેવો? સર્વ વસ્તુ ઉપભોગને અર્થે જ છે, પણ તે તેના નિયમમાં હોવી જોઇએ. રૂપવિષયમાં ભળતા નાનાપ્રકારના અલંકારો, ઉંચાં વસ્ત્રો તથા એવા બીજા શરીરને નાજુક તથા સુશોભિત દેખાડનારા પદાર્થો, સેવન કરવા'ન મળે તો તે વિના કંઇ શરીરનો નાશ થતો નથી અને તેના બદલામાં સદા શરીરનું રક્ષણ કરનારા ને નાજુકાઈ કરતાં લજ્જાને સાચવનારા વસ્ત્રાદિ પદાર્થો, સેવન કરવાથી મનુષ્યને કશી હાનિ થતી નથી, પણ તે સૌ વાતે ગુણકારી થઇ પડે છે, એવી જ રીતે આ રસ વિષયમાં પણ જાણવું. અમુક પ્રકારનું મિષ્ટાન્ન હોય તો જ જમાય અને તે ન હોય તો તેથી પ્રાણ જાય એવું કદી બન્યું છે? પાંચ પ્રકારનાં પકવાન્ન અને ગમે તેવાં કુધાન્ય (બંટી, બાજરો, કોદરા, વગેરે) ના ભક્ષણથી પણ આ પાંચભૌતિક દેહનું પોષણ થાય છે, તેમ જ પકવાન્નના ખાધાથી પણ ભૂખ મટે છે, માટે રસના (જીભ) ને એવા મિથ્યા સ્વાદમાં લોભાવવી નહિ. વળી વાણી પણ એ રસનાને આધીન જ છે. માટે તેવડે અનેક દુષ્ટ ભાષણો, કાનને સાંભળવાં પણ ન ગમે તેવાં કઠોર વેણો, બીભત્સ ગીતો તથા વચનો, પારકી નિંદા, મિથ્યાસ્તુતિ, મિથ્યાભાષણ, ઇત્યાદિ કાર્યોથી તેને અટકાવીને ઉત્તમ કાર્યોમાં યોજવી. દોષયુક્ત ભાષણ ન કરતાં સૌને પ્રિય લાગે તેવાં મધુર વચનો ઉચ્ચારવાં,

* મધનો રસ, મધરસ. † શેરડીનો રસ.

પરનિંદા ન કરતાં તથા કોઈની મિથ્યાસ્તુતિ ન કરતાં, સર્વેશ્વર પ્રભુના ગુણાનુવાદ ગાવા તથા તેની જ સ્તુતિ કરવી. એ રસનાનો પરમ ધર્મ છે. મુખેથી સત્ય જ બોલવું. "सत्यान्नास्तिपरोधर्म !" સત્ય જ પરમ શ્રેષ્ઠ ધર્મ છે. જે બોલવાથી પારકાનું કાર્ય સુધરે વા કોઇનું પણ કલ્યાણ થાય તેવા કામમાં વાણીનો ઉપયોગ કરવો. રસ માત્ર ખોટા છે, સર્વોત્તમ રસ છે. પણ એક રસ છે કે તેનું જેમ જેમ વધારે સેવન કરવામાં આવે તેમ તેમ તે વધારે ગુણપ્રદ થાય છે. તે રસનું નામ સુધારસ છે. નામ સુધારસ એવો છે કે તેનું નિરન્તર પાન કરનાર પ્રાણીઓ નિષ્પાપ થઇ, પ્રભુને અતિપ્રિય થાય છે. નામ સુધારસ તે એ જ કે જીભવડે નિરંતર પ્રભુનાં પવિત્ર નામનું રટન-સ્મરણ કરવું. માટે હે સાધુ! રસ ગ્રહણ કરવા માટે અતિશય પ્રીતિ ધરનારી રસનાને, આ નામ સુધારસ (ભગવાનના નામસ્મરણરૂપી અમૃતરસ) ની મીઠાશ ચખાડવી, કે જેથી કરીને તે ફરી બીજા મિથ્યા રસો-દુઃખદ રસોની આકાંક્ષા જ કરશે નહિ. વળી એને યોગે બીજાં કશાં સાધનોનો ખંપ ન પડતાં આત્મા, નિજ-સ્વરૂપને પ્રાપ્ત કરી શકશે. એને જ મહાત્માઓ અમૃત કહે છે.

ગંધ વિષય પણ ઇન્દ્રિયોને ઉન્મત્ત કરનારો છે. અનેક પ્રકારના સુગંધી પદાર્થોનું સેવન કરવાથી ઇન્દ્રિયો વિલાસિની થાય છે, ને એથી પછી કામવાસનાની વૃદ્ધિ થાય છે. માટે જેના વગર ચાલે જ નહિ તેવા ગંધો માત્ર સેવન કરવા, અથવા યથાપ્રાપ્ત સેવન કરવા; પણ તેઓને આધીન થવું નહિ. ગંધ વિષય સેવવાનું ખરું સાર્થક તો એ છે કે, મનુષ્યે સંત-સજ્જન પુરુષના ચરણરૂપી કમળનો ગંધ સુંઘવો; અર્થાત્ તેમના ચરણ કમળની રજ જેવી રીતે કપાળને અને નાસિકાને અડે એવી રીતે નમીને તેઓને નમસ્કાર કરવા તથા તેઓને શરણે જવું, કે જેથી તેઓની કૃપાવડે જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થવાય.

## નિરીક્ષા.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-આ પાંચે વિષયો પોતાને આધીન થનારનો નાશ કરે છે; ને આધીન કરી લેનારને પરમ સુખ આપે છે. આ સંબંધે એક મહાત્માને તેમના શિષ્યે પ્રશ્ન

કર્યો હતો કે, "ગુરુજી! આપે કહ્યું કે એ વિષયોને આધીન થનારને તેઓ દુઃખી કરે છે, ને તેઓને પોતાને આધીન કરનારને તેઓ અનુચરો પ્રમાણે સેવા કરીને સુખ આપે છે તે કેવી રીતે?"

ગુરુ કહે છે-"હે શિષ્ય! એ માટે મુખેથી કહેતાં તારું સમાધાન થશે નહિ; માટે તું કાલે પ્રહરેક દિન ચઢયા પછી, પડોશના નગરની રાજસભાના દ્વાર આગળ જઇ ઉભો રહેજે, એટલે તને એ વિષયનું યથાર્થ જ્ઞાન થશે. બીજે દિને, શિષ્ય, ગુરુસેવાથી પરવારી, પૂર્વ દિવસે તેમણે કરેલી આજ્ઞાનુસાર, રાજદ્વાર આગળ જઇને ઉભો રહ્યો. પહેલો પોહોર હતો. રાજદ્વારના ભવ્ય દરવાજા ઉપર ચોઘડીયાં ગડગડી રહ્યાં હતાં, અને તે સાથે મનને હર્ષ પમાડે તેવા અતિ લાંબા અને મીઠા સ્વરથી, સરણાઇઓ, કલ્યાણની છાયામાં ભૈરવી રાગ ગાઇ રહી હતી. રાજાનું દીર્ઘાયુષ્ય ઇચ્છવાને માટે પોતાના નિત્યના નિયમથી તેને નમન કરવા માટે ગયેલી મુખ્ય સેનાની ટુકડીઓ, પોતાના સૈનિક પોશાક તથા આયુધોથી અતિ શોભા આપતી, એક પછી એક યુદ્ધ વાદ્યોના ઘોષ સાથે, બહાર નિકળતી હતી. સ્નાનસંધ્યાદિ નિત્ય કર્મથી પરવારી, દાનકૃત્ય કરવા બેઠેલા મહારાજાએ આપેલાં, પોતપોતાની યોગ્યતા પ્રમાણેનાં અનેક પ્રકારનાં દાન લઇ, અનેક બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ, નિરાશ્રિતો તથા ભાટચારણાદિ બંદિજનો વગેરે, આનંદથી જય જય કરતા ને રાજાની ઉદારતાના ગુણ ગજાવતા રાજદરબારમાંથી બહાર નિકળતા હતા. કચેરીઓ ઉઘડવાનો સમય થયો હતો, તેથી ઉતરતા વર્ગના કામદારો, કારકુનો, મેહેતા, મુત્સદ્દીઓ વગેરે પોતપોતાની ચાકરીપર હાજર થવાને, એક પછી એક અંદર જતા હતા. કોઇ દેવસ્થાનોમાં દર્શન પૂજનાદિ કરવાને, તો કોઈ નાના પ્રકારના બાગ બગીચાઓમાં આવેલાં જળાશયોમાં સ્નાનાદિક કરવાને પણ જતા હતા. રાજપુત્રો તથા રાજકુટુંબીઓ, પાલખી, મિયાના ઇત્યાદિ વાહનોમાં બેશીને મહેલમાંથી બહાર નિકળતાં હતાં. કોઈ ઘોડેસ્વાર હતા, તો કોઇ શણગારેલી સાંઢણીઓપર બેઠેલા હતા. કોઇ પાળાઓ વગેરે, દૂરના ને નજીકના અનેક દેશાવરોથી રાજકીય સમાચારો લઇને આવતા હતા. જેમ જેમ

સમય થતો ગયો તેમ તેમ મોટા મોટા અમલદારો, ન્યાયાધીશો, મંત્રીઓ, પ્રધાનો, સુબેદારો, ન્યાયશાસ્ત્રીઓ વગેરે, સુખપાલ, મિયાના, ઘોડા, ગાડી, રથો, ઈત્યાદિ વાહનોમાં બેશી, આગળ તથા પાછળ વાવટાવાળા ઘોડેસ્વારો સાથે આવી, એક પછી એક રાજદરબારમાં ઠઠારાથી પ્રવેશ કરતા હતા.

અમલદારો પોતપોતાનાં કાર્યાસનો ઉપર વિરાજ્યા. રાજસભા ભરાઇ. નગરમાંથી વાદી પ્રતિવાદીઓનાં ટોળેટોળાં આવવા માંડ્યાં. વળી તેઓની ફરીયાદની અંદર જાણીતા હોય એવા તેમના સાક્ષીઓને, તેમ જ બીજા અપરાધીઓને, રાજાની સત્તાથી અનુચરો તેડી લાવવા માંડ્યા. આ સઘળો પ્રકાર જોવામાં પેલો શિષ્ય તલ્લીન થઈ રહ્યો હતો, ને એક પછી એક એવી નવીન નવીન બાબતો જોઈ તેને આશ્ચર્ય થતું હતું, એટલામાં, દરબાર ગઢ તરફ આવવાના એક માર્ગ ઉપર, ઘણેક દૂરથી એક ચીસ તેના સાંભળવામાં આવી. ચમકીને તેણે તે તરફ જોયું તો ચાર પાંચેક કાળાં વસ્ત્રવાળા પટાવાળાઓ, એક અપરાધીને પકડીને દરબારમાં ઘસડી લાવતા હતા. તે અપરાધીને હાથે અને પગે લોઢાની બેડીઓ પહેરાવી હતી; શરીરપરથી કટીવસ્ત્ર સિવાય બાકીનાં વસ્ત્રો ઉતારી લીધાં હતાં. તેના શરીરપર જેરબંધના માર મારતા તેઓ ચાલ્યા આવતા હતા, ને એને જ લીધે તે બંદીવાન કારમી ચીસો પાડતો હતો. પગે બેડીઓ હોવાથી તેનાથી સીધું અને ઉતાવળું ચલાતું ન હોતું, ત્યારે સિપાઇઓ તેને બંદુકના કુંદાઓથી અથવા ચાબૂકોથી મારી અનેક પ્રકારનાં દુષ્ટ વચનોવડે સીધો ચાલવાનું કહેતા હતા. તેની આંખે ચોધારાં આંસૂ વહેતાં હતાં, શરીર મારથી ઉપડી આવ્યું હતું ને વળી અત્યારે તો આટલો માર પડે છે, પણ દરબારમાં ગયા પછી કોણ જાણે શું વીતશે! એવી ધાસ્તીથી તેને પગે લથડીઆં આવતાં હતાં. આવી સ્થિતિમાં બે પાછળ અને ત્રણ આગળ એમ પાંચેક પટાવાળાઓ તેને દરબારમાં લઈ જતા હતા. આ જોઈ તે ઋષિપુત્ર (પેલા મહંતના શિષ્ય) ને મનમાં બહુ કરુણા ઉત્પન્ન થઈ. તે વિચાર કરવા લાગ્યો કે, અરે, આ દીન થયલા મનુષ્યને આ દુષ્ટ પટાવાળાઓ કેવો પજવે છે? પણ શું કરે? તેણે અપરાધ

કરયો છે માટે રાજાની સત્તાને આધીન થવું પડ્યું છે, ને તેઓ જે કરે છે તે કંઈ પણ બોલ્યા વગર સહન કરવું પડે છે.

આમ વિચાર કરતો તથા માર્ગપરથી બીજી અનેક શોભા નિરખતો તે ઋષિપુત્ર, કેટલીકવાર થયાં એક વૃક્ષ નીચે ઉભો રહ્યો છે એટલામાં, માર્ગપરના લોકોને, ખસો, ખસો, એમ કહેતો એક સ્વાર દરબારમાંથી નિકળ્યો. તેની પછવાડે ભોઈઓએ ઉપાડેલી એક સુંદર પાલખી આવી. એ પાલખીની આગળ પાછળ બે બે પટાવાળાઓ ચાલતા હતા ને પાલખીમાં કોઈ એક મોટો સત્તાધીશ બેઠેલો હતો. તે, દરબારની આજ્ઞાથી કોઈ ઠેકાણે દરબારી કામ માટે, જતો હતો માટે તેના કામમાં ઉપયોગી તેનું દફતર, આગળ ચાલનારા બંને સિપાઈઓએ ઉપાડયું હતું; ને પાછલાઓએ તેના જોડા, તથા તેને જ્યારે પાલખીમાંથી ઉતરી નીચે ચાલવું પડે ત્યારે તેનાપર ધરવા માટેની છત્રી વગેરે વસ્તુઓ, ઉપાડી હતી. આ પાલખી છેક માર્ગપર આવી ત્યારે જમણી બાજુ આવેલા માર્ગપર તેઓને જવું હતું. છતાં સિપાઈઓ, ભૂલથી સીધે-સીધા આગળ જ ચાલ્યા જવા માંડ્યા, ત્યારે તેમાં બેઠેલા અમલદારે ક્રોધથી આંખ ફેરવી, તેઓને કહ્યું, "રે, આંધળાઓ! તમને આ વેળા દશ દશ ફટકાની શિક્ષા થવી જોઈએ. શું તમારું મગજ ફરી ગયું છે, કે તમે આગળ ચાલ્યા જાઓ છો? ઓ હરામખોરો, પાછા ફરો ને આ માર્ગે ચાલો." પાંચે સિપાઈઓ થરથર કાંપવા લાગ્યા. અને તે માનવંત કોણ જાણે વળી શું કહેશે એવા ભયથી તે અમલદારના મુખ સામું જોતા, બાજૂના માર્ગપર વળ્યા. આ વખતે ઋષિપુત્ર ઉભો ઉભો તે સઘળું જોયા કરતો હતો. તેણે, પેલા પાંચે સિપાઈઓને તુરત ઓળખી કાઢ્યા; અને તે પોતાના મનમાં આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે, અરે! આ સિપાઈઓ તો હમણાં જ પેલા કેદીને દરબારમાં લઈ જતા હતા તે જ છે. ઠીક થયું! બિચારા ગરીબ માણસને તેઓ નિર્દયપણે સંતાપતા હતા; પણ આ વખતે કેવા ધ્રુજે છે! તેઓને તો એમ જ થવું જોઈએ. પણ રે, આમ કેમ? સિપાઈઓને તો મેં જ્યારે ત્યારે લોકોપર હુમલો કરતા ને ત્રાસ આપતા જોયા છે; અને સાંભળ્યું છે કે, જેના બોજ

હોય તેને સિપાઈનું તેડું આવે. ત્યારે આ તો તે જ સિપાઇઓને આ પાલખીમાં બેઠેલા માણસની આજ્ઞામાં રહેવું પડે છે એ કેવું કૌતુક છે." આમ વિચાર કરતો હતો, એટલામાં દરવાજાપર મધ્યાહ્નનાં ચોઘડીઆં ગડગડ્યાં, અને મધ્યાહ્ન સંધ્યાનો સમય થયો જાણી ઋષિપુત્ર ત્યાંથી પોતાના આશ્રમ ભણી વિચાર કરતો ચાલ્યો કે, આનો અર્થ શું હશે તે ગુરુજીને પૂછીશ, ત્યારે જ સમજાશે; મને તો એમાં કંઈ ગમ પડતી નથી.

પછી ગુરુજીના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ કરી, એણે રાજદ્વાર આગળ બનેલી સઘળી વાત નિવેદન કીધી, ત્યારે ગુરુજીએ કહ્યું, તેં જોયલા રાજાના અનુચરો, જેઓની સ્થિતિ અંદર જતાં અને બહાર આવતાં જૂદા જૂદા પ્રકારની હતી, તે ઉપરથી જ તારે રહસ્ય સમજવાનું છે. એ અનુચરોને તું પાંચ વિષયોને ઠેકાણે ગણ; અને પછી વિચાર કરી જો કે તેમને આધીન થનાર અને તેઓને પોતાને આધીન કરનાર કેવા હોય છે, અને તેઓની સ્થિતિમાં કેટલો તફાવત છે. પહેલાં તે સિપાઇઓને તેં જોયા, તેઓ એક કેદીને પકડીને લઈ જતા હતા, ને તે કેદી તેઓને આધીન હતો, એટલે તેઓ ચલાવે તેમ જ તેને ચાલવું પડતું હતું તથા તેમનો માર સહન કરવો પડતો હતો. તેવી જ રીતે વિષયોરૂપી સિપાઈઓને આધીન થયલા પુરુષની ગતિ જાણવી. વિષયાધીન જીવને, મન જેમ દોરે તેમ દોરાવું પડે છે; તેને લીધે દેહને પ્રથમ તો કિંચિત્ સુખ દેખાય છે, પણ પરિણામે તેને મહા માર સહન કરવો પડે છે તથા આત્માને પણ દુર્ગતિ ભોગવવી પડે છે. હવે બીજીવાર એ જ સિપાઇઓની સ્થિતિ કેવી દયામણી હતી? કેમ કે એ વેળા તેઓ એ અમલદારને આધીન હતા તથા તેની આજ્ઞાથી જરા પણ વિરુદ્ધ ચલાય અથવા ભૂલ થાય તો ઉલટો પોતાને માર પડે અથવા પોતાની નોકરી જાય એમ હતું. માટે તેનું સાહિત્ય-તેનાં ખાસડાં સુદ્ધાં-ઉપાડીને તેની સાથે ગદક ગદક દોડવું પડતું હતું. એટલું છતાં પણ તે હુકમદાર તેઓને વારંવાર ધમકાવતો હતો. એવી જ સ્થિતિ વિષયોને સ્વાધીન કરનારની છે. તે પોતાની ઈચ્છા મુજબ જ તેઓને સેવે છે, જેથી તેઓનું બળ તેનાપર કદી ચાલતું નથી; તેમ જ તે

જેવા ઉત્તમ માર્ગે [illegible]ને યોજે છે, તે માર્ગે તેઓ પ્રવૃત્ત થઇ તેને રુડાં ફળ [illegible] છે તથા આત્માનું કલ્યાણ કરે છે. જે પ્રમાણે કેદી અને અમલદાર એ બન્નેની સાથે સિપાઇઓ હોય છે, પણ તેઓના અધિકારમાં ફેર છે, તેવી જ રીતે વિષયોને સેવન કરનારાઓના [illegible]માં સમજવું." આથી તે શિષ્યના મનનું સમાધાન થયું, [illegible]ણે ગુરુની, આવું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની યુક્તિ જોઇ, તેમને પ્રણામ કરીને સંધ્યાવંદન માટે જવાની આજ્ઞા લીધી.

## છ શત્રુઓ.

[illegible]શત્રુને મિત્ર કરવા એ મનુષ્યનું કર્તવ્ય છે; ને તે જ્ઞાત પુરુષ[illegible] શકે છે. પ્રપંચમાં પોતાથી વિરુદ્ધ ચાલનારા, અને વૈર [illegible]નારા શત્રુઓ હોય છે; તેમ પરમાર્થમાં પણ તેવા છ શત્રુઓ [illegible]ા કંઈ મનુષ્યના વૈરી નિર્માણ થયલા નથી, પણ હમણાં [illegible]કહેલા પાંચ વિષયોની પેઠે તેઓ બન્ને માર્ગે ચાલી શકે [illegible]ાની મનુષ્યો તેઓની મિત્રતા કરવા જાય છે, (અર્થાત્ [illegible]ઈ મનુષ્યો કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ સેવે છે) તે કંઇ તેમને [illegible] શત્રુ જાણીને સેવતા નથી; પણ તેઓની સાથે મિત્રતા [illegible] તેઓને વર્તતાં આવડતું નથી જેથી, આપોઆપ તેઓ શત્રુ [illegible] જાય છે. તેઓ છ છે; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને [illegible]ર. કામ એટલે પોતાના ચિત્તને પ્રિય લાગતી અમુક (સ્ત્રી [illegible] ધનાદિ) વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા. ક્રોધ એટલે પોતાના મનના વિચારથી ઉલટું અથવા પોતાને અણગમતું થતું જોઇ મનનું તપી જવું–કોપવું. લોભ એટલે અમુક વસ્તુ (ધનાદિ) પોતાની પાસે નથી; અથવા તો ઓછી છે તો તે વધારે થાય અને તેમાંથી કમી થવાનો પ્રસંગ આવે નહિ તેને માટે તૃષ્ણા રાખવી તે. મોહ એટલે અમુક વસ્તુ (ધન સ્ત્રી આદિ) પર આસક્ત થઈ તે ઉપર અત્યંત પ્રીતિ બાંધવી અને બીજી વસ્તુઓનું ભૂલવું–વિસારો કરવો તે. મદ એટલે હું અમુક–ફલાણો કહેવાઉં છું, હું ફલાણાનો દીકરો, મારી કીર્તિ આવી, મારું બળ વિદ્યા આવાં, હું આવો ધનાઢ્ય છતાં મને કોઇ ટુંકારો કરે? અથવા મારી કોઇ અવજ્ઞા કરે? વાહ! હું તે ફલાણા સાથે બોલું? ઇત્યાદિ વિચારોથી બીજાઓપર મિથ્યા

એ વાત તો નિશ્ચિત છે કે, જેની આસક્તિ તેની પ્રાપ્તિ, અર્થાત્ જે વસ્તુ નિરંતર ચિત્તમાંથી ખસતી ન હોય તેનું કોઇ કાળે પણ દર્શન થાય જ. પરમાત્માના સગુણ સ્વરૂપનું ચિંતન રાત દિવસ હોય અને તેપર જ પ્રીતિ દૃઢ થઇ હોય તો પરમકૃપાળુ પ્રભુ પોતાના આર્તભક્તને અવશ્ય દર્શન આપે જ. એ પ્રમાણે મોહ પણ સફળ થાય છે. મદ, જે અન્ય પ્રાણીઓપર કરવામાં આવે છે કે, અરે, ફૂલાણો મને આમ કેમ કહે? રે, હું આવી ઉત્તમ વસ્તુનો ભોક્તા તે આવી હલકી વસ્તુને કેમ અડું? ફૂલાણો મને નમ્યો કેમ નહિ? હું તે કોઇને મસ્તક નમાવું કે? એવા મદથી અત્યંત હાનિ છે. એમ મદને આધીન થનાર પુરુષ ક્યારે વિનાશ પામશે તે કહી શકાય નહિ. પોતાનેજ સૌ વાતે યોગ્ય જાણનાર સૌની નિંદાનું પાત્ર થાય છે. તે સારા માઠાની પરીક્ષા કરી શકતો નથી. એ સૌની અવકૃપા મેળવે છે; ને સૌને અમાન્ય થાય છે. માટે એ મદનો ઉપયોગ એમ કરતાં, પોતાના જ શરીરપર કરવો. અરે હું મનુષ્ય પ્રાણી છું! રે, વળી તેમાંએ હું પુરુષ (નરદેહવાળો) છું; મારી યોગ્યતા શું? પશુ પક્ષીની યોનિમાં ઉપજતાં પ્રાણીઓ કરતાં પણ ગઇ? રે તે પશુ પક્ષ્યાદિ યોનિમાં જન્મીને તો પ્રાણીથી તારણોપાયનું કશું સાધન થઇ શકતું નથી, માટે જ પ્રાણીની દયા જાણી તેને નરદેહ આપે છે. તો હું શું પશુ, વા પક્ષી કે એવો કોઇ હલકો પ્રાણી છું કે મારાથી તારણોપાય નહીં બને? હું તો મનુષ્ય છું, માટે મારી યોગ્યતા સમજી, અવસ્થાને યોગ્ય કરવાનાં કૃત્યો કરવાંજ જોઇયે. ભાર શો છે કે, આ દેહમાં આવ્યા છતાં પણ હું ઇશ્વરપ્રાપ્તિ ન કરી શકું? આ દેહે કરી શ્રીહરિના સ્મરણ કીર્તનાદિ સાધનોથી તેમનું દર્શન હું ન પામું તો પછી હું મનુષ્ય શાનો? હું મનુષ્ય દેહમાં અવતર્યો તેનું સાર્થક્ય પણ શું? જો આ દેહવડે હું ઉત્તમ સાધન ન કરી શકું તો પછી ધિક્કાર છે! હું આટલો જ્ઞાતા બન્યા પછી મને મારા પરમાર્થ કાર્યમાં કોણ અટકાવી શકે એમ છે? ભાર શો છે મારી મનોવૃત્તિઓનો ને ઇન્દ્રિયોનો કે તેઓ મને ઉપાધિમાં લીન કરી પરમાર્થ કાર્યથી વેગળો કાઢે? ખબરદાર, હે મન! મને સાવધ રહેવા દે, દૂર જાઓ.

સંતનું આ વચન સાંભળી તે બ્રાહ્મણે પૂછ્યું કે, "મહારાજ! આપે કહ્યું તે પ્રમાણે જો કે મનુષ્યની પ્રીતિ ઘરબાર આદિ ઉપાધિપરથી ઉઠી ગઇ હોય, પરંતુ તે ઉપાધિ જ તેને વારંવાર તાણી તાણીને તેમાં લાવી નાંખતી હોય, અર્થાત્ એ ઉપાધિનો સૂત્રી (ચલાવનારો) પોતે જ હોવાથી તેનાથી તેમાંથી બહાર નિકળાતું ન હોય, તો પછી તેણે શો ઉપાય કરવો?" મહાત્માએ કહ્યું, "શાસ્ત્રમાં એ સંબંધે સ્પષ્ટપણે કહેલું જ છે કે, મનુષ્યની અવસ્થાના ચાર આશ્રમ છે, તેમાં ગૃહસ્થાશ્રમ નામની બીજી અવસ્થામાં જ તેણે ગૃહસૂત્રાદિ ચલાવવાનું છે, સ્ત્રીને એકાદો પુત્ર-પોતાની પછવાડે તેનું રક્ષણ કરનાર થયો કે, પછી તેણે વાનપ્રસ્થ થવું. તે અવસ્થા પૂરી થયા પછી સ્ત્રીની આજ્ઞાએ સંન્યસ્ત ધારણ કરવું; અર્થાત્ સ્ત્રી, પુત્ર, ધન, સંપત્તિ આદિ ઘરસૂત્રની સાંસારિક ઉપાધિનો ખરેખરો ત્યાગ કરવો. એ ઉપરથી તું તારી અવસ્થાનો વિચાર કરીને ઉપાધિનો ત્યાગ કર. આ આખો સંસાર ઉપાધિથી વિંટાયલો છે. જીવ ઈશ્વરાદિ ભેદ પણ ઉપાધિવડે જ ભાસે છે. રાજા અને રંક તેઓ પણ ઉપાધિવડે જ ઓળખી શકાય છે. નહિ તો, વસ્તુતઃ, ઉપાધિ તજવાથી તેઓ બન્ને એક જ પંક્તિમાં છે. પરબ્રહ્મ પરમાત્મા અખંડ અવિનાશી તો એક જ છે; તોપણ ઉપાધિવડે જ તે જીવ અને ઈશ્વર, પશુ અને પક્ષી, દેવ અને મનુષ્ય ઇત્યાદિ ભેદવાળો જણાય છે. એટલા માટે ઉપાધિ તજવી, એ જ પરમાત્મા સાથે એક્યતા છે; પણ તે અહંભાવ છૂટયા વિના તજાતી નથી."

ગુરુદેવનાં એ વચન સાંભળીને બ્રાહ્મણે તે દિવસથી પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, "મારે નિશ્ચે આ ગૃહસૂત્રાદિ ઉપાધિનો ત્યાગ કરવો. મારે એક પુત્ર છે, વળી તે મોટો પણ છે એટલે મારું કામકાજ સુખેથી ઉપાડી લેશે, ને હું છૂટો થઈશ." આવા વિચારથી તેણે પોતાની સ્ત્રી આગળ બેશી એક વખતે એકાંતમાં આ વાત સમજાવી, અને કહ્યું કે, "હું વિરક્ત થઈશ; કેમ કે તેમાં આપણું સર્વનું કલ્યાણ છે. આ આપણો દીકરો પણ હવે સંસાર ચલાવવા યોગ્ય થયો છે; તે તમારું સર્વનું પોષણ કરશે, માટે મને તમારે બધાંએ સંન્યસ્ત ગ્રહણ કરવાની આજ્ઞા આપવી." સ્ત્રીએ

ી શારીર ચેષ્ટા (હાવભાવાદિ) કરવા લાગી. સ્ત્રી સાથે
તને ચંચળ કરનાર છે, માટે તેનો લાભ લઇ તેણે
ની ઉઠતાં સુધીમાં ભાન ભુલાવી દીધું. ગમે તેવા જ્ઞાની
જો તેઓનું (ઇંદ્રિયોનું) પોષણ કરવામાં આવતું હોય
વિષયપાશમાં ફસાવી મૂકે છે, તો પછી આ સ્વામી
ત્ર? સ્વામી જમી ઉઠી શુદ્ધાચમનાદિ કરીને મઠમાં
તૈયારી કરવા લાગ્યા, ત્યારે સ્ત્રીએ તુરત તેમના દંડ કમં-
વી લીધાં, અને હાથ પકડી ખડકીમાંથી ઘરમાં લઈ જઇ
ર આસનપર બેસવાની વિનતિ કરી ત્યારે સ્વામીએ કહ્યું,
મને સંન્યાસીને કેમ અડકે છે? રે, તેં તો મારા વ્રતનો
કીધો. શિવ! શિવ! શિવ! આ તું શું અધર્મ આદરે છે?"
સાંભળી તેણે કહ્યું, "સ્વામીનાથ! સ્ત્રીને અડકવાથી વ્રત ભંગ થયું,
રે રસોઇ તો મેં જ કરી હતી. ને મેં જ મારે હાથે તમારા ચરણ
આળી, આસનપર બેસાડીને પૂજા કીધી હતી, તથા પીરસ્યું; તો
થી શું આપનું વ્રત ભંગ ન થયું? એવી મિથ્યા વાત રહેવા દો,
કૃપા કરો. આજે સારે ભાગ્યે ઘરમાં કોઈ નથી, ને એટલાજ
માટે મેં સઘળો યોગ સાધ્યો છે. હે નાથ! આ ઘણા દિવસની તપેલી
અને જેનાં સંસાર સુખનો તમે નાશ કર્યો છે એવી અબળાનો આ
એક જ વારનો છેલ્લો મનોરથ પૂર્ણ કરો, નહિ તો હું વિહ્વલતાને
લીધે તમોને પ્રાણ આપીશ." સ્વામીએ કહ્યું, "આ ઘણું નિંદિત
ર્મ છે. હે સાધ્વી! આમ થવાથી તું, હું, ને આખું આપણું કુળ,
ઘોર નરકમાં જઇશું એમાં સંશય નથી. વળી કદાચ મારા
ગથી તુંને ભોગજોગે ગર્ભ રહી ગયો, તો તેથી તારી અને મારી
કોમાં મોટી અપકીર્તિ થશે, અને આવો પ્રસંગ તારા પુત્રના
ણવામાં આવતાં તેને બહુ ખેદ થવાથી તે સમયે કીર્તિના નાશને
લીધે, પ્રાણઘાત પણ કરશે. માટે શાંતિ રાખવામાં સૌનું કલ્યાણ
છે, તેથી તું મને સત્વર અહીંથી જવા દે. ભિક્ષા થઇ રહ્યા પછી
સંન્યાસીએ ગૃહસ્થના ઘરમાં એક પળ પણ ઉભું રહેવું યોગ્ય
નથી." પણ સ્ત્રી કંઇ સમજી નહિ. સ્વામીનું ભાષણ સાંભળી તેણે
તેમનો હાથ ખેંચી આસનપર બેસાડ્યા, અને કહ્યું, "નાથ! ગમે

મનોવૃત્તિઓએ તેને મોટા ખેદના ખાડામાં નાંખી દીધો. તે વિચાર કરવા લાગ્યો, 'અરર ! મેં આ શું કીધું ? શું મેં મારા વ્રત ઉપર પાણી ફેરવ્યું. જેના ત્રાસથી, જેના સંગથી છૂટી, હું કેવળ શાંત અને નિવૃત્ત થવાની આશાએ સંન્યાસી થયો હતો, તેની જ પાશમાં હું ફસાયો. અહો ! ધિક્કાર ! મેં કેટલો બધો અધર્મ કીધો છે ? મારા સદ્વિચારો તથા વિરક્તવૃત્તિને કેટલી બધી કાળપ લગાડી છે ? શાસ્ત્રોમાં પણ મારા જેવું કર્મ કરનારને માટે કેવી મોટી શિક્ષા લખી છે ? વિરક્ત થયા પછી જેઓ સંસાર તરફ જૂએ છે (તે ભોગવવાની જેને ઇચ્છા જ માત્ર થાય છે) તેઓનો રૈરવ નરકમાંથી પરમાત્મા કદી ઉદ્ધાર કરતો નથી. હાય ! હાય ! હવે હું શું પ્રાયશ્ચિત્ત કરું ? હું શો ઉપાય કરું, કે જેથી આ પાપથી મુક્ત થાઉં ? આનું પ્રાયશ્ચિત્ત બીજું એકે નહિ, પણ જેની પ્રાપ્તિ થવા અર્થે વિરક્તપણું ધારણ કીધું છે, તે જ્ઞાન–બ્રહ્મજ્ઞાન જ છે; કેમ કે જ્ઞાનાગ્નિની અંદર સારાં અને માઠાં સર્વ કર્મો બળીને ભસ્મ થઇ જાય છે. હવે મારે તેની પ્રાપ્તિનો જ યત્ન કરવો.' આવો વિચાર કરતાં વળી તે મન સાથે બોલ્યો, 'એ બધું તો ખરું, પણ શું આ સ્થળે રહીને મારાથી તે સાધન થવાનું હતું ? કદી નહિ. અહીં રહેવાથી જ મારા વ્રતને લાંછન લાગ્યું; અને વળી રહીશ તો ભવકૂપમાં પડીશ. માટે હવે એક પળ પણ અત્ર રહેવું યોગ્ય નથી.' આવા નિશ્ચયથી તુરત તે જ સમયે તે ત્યાંથી ઉઠયો, અને વન તરફ ચાલ્યો. સરસ્વતીને કિનારે કિનારે છેક સંધ્યાકાળ પર્યંત ચાલ્યા કીધું, એવામાં એક રમણીય સ્થળ આવ્યું. ચારે તરફ સુંદર વૃક્ષોની ઘટા આવી રહેલી હતી, સરસ્વતી નદીનો ઉત્તમ કિનારો પાસે જ આવેલો હતો, ને ગ્રામાદિ ઉપાધિ એટલામાં ક્યાંય દૃષ્ટિએ પડતી નહોતી. એવું જોઇ તેણે ત્યાં આગળ આશ્રમ કરવાનો નિશ્ચય કર્યો. રાતની રાત તો એકાદ વૃક્ષ નીચે પડી રહ્યો. પ્રાતઃકાળ થયો એટલે શૌચ સ્નાનાદિ કરીને ત્યાં એકાંત સ્થળે પર્ણકુટી બાંધવાનો નિશ્ચય કીધો. ઝાડની ડાળીઓ, પાંદડાં, પાન્ય* ઇત્યાદિ સાહિત્ય આસપાસથી એકઠું કરી એક નાનાશા ડુંગરની તળેટીમાં ઝુંપડી બાંધી. નિત્યનો

* નદી કીનારે ઉગતાં ચીકણાં અને જાડાં મોટાં લાંબાં તૃણ.

ભિક્ષાનો સમય થયો એટલે ક્ષુધા લાગી. પણ આજ કંઈ તેમને શીરો, જલેબી કે માલપુવા મળવાના નહોતા. આજ તો તેમને ગૃહસ્થાશ્રમીઓને ઠેકાણે વનનાં વૃક્ષો પાસે ભિક્ષા માંગવાની હતી. હવે જ સ્વામીજીનું કલેજું ઠેકાણે આવે એમ હતું. લાગલી જ તેણે એક ઝોળી વાળી, અને સામે દેખાતી વૃક્ષોની ઘટા તરફ વનફળ લેવા સારુ ચાલ્યો. પેટપૂરતાં ફળ એકઠાં થયાં એટલે તે લઈ પર્ણકૂટિ તરફ આવ્યો, અને નિરાંતે બેસી તેનું ભક્ષણ કર્યું. પછી સરસ્વતીનું નિર્મળ અને શીતળ જળ પી શાંત થયો ત્યારે તેનો આત્મા થીર બેઠો. ત્યારપછી તે 'મન સાથે કહેવા લાગ્યો કે, બસ, આવું જ જોઈએ. કોઇ વાતની ચિંતાએ નહિ, ને કોઇનો સંસર્ગે નહિ. કોઇની પાસ ભિક્ષા કરવા જવુંએ નહિ, ને નોંતરાંની વાટ જોઇ બેસવુંએ નહિ. એ જ સંસર્ગ ત્યાગ, હવે જ મારી ઉપાધિનો ખરેખરો ત્યાગ થયો છે.'

યજ્ઞભૂ, તે વિરક્ત હમણાં આવા વિચાર કરવા લાગ્યો હતો ખરો, પણ તેમાં તે બહુ ઠગાતો હતો. તેને એમ ખબર નહોતી કે ઉપાધિ ખરેખરી કેમ છૂટે છે અને વિરક્ત કોને કહે છે! અહિંયાં પણ ઉપાધિ તો તેની પછવાડે જ વળગેલી હતી, અને તે વૃદ્ધિગત થતી હતી. ફરી એક વખત તેના ભગવામાં તેણે (ઉપાધિયે) ધૂળ ઘાલી. મારા આમ બોલવાથી તને કદાચ મનમાં શંકા થશે કે એણે ઘર છોડયું, સ્ત્રી, પુત્ર તથા પૌત્ર પણ છોડ્યાં, બ્રાહ્મણત્વ છોડયું, ને છેવટે આખું ગામ છોડયું, તથા સારું સારું તો શું પણ સાધારણ અન્નનો આહાર પણ છોડી તે વનફળ ઉપર નિર્વાહ કરવા લાગ્યો, અને મહેલને ઠેકાણે પાંદડાંની ઝુંપડી બાંધીને રહ્યો, છતાં હજુ તેને ઉપાધિ શાની રહી? પણ આમ કર્મના બહારના ત્યાગથી કંઇ ઉપાધિ છૂટતી નથી. ઉપાધિ તો અંતરની બુદ્ધિથી છૂટે છે. હજી એ સ્વામી પાસે ઉપાધિવાળી ઘણી વસ્તુઓ હતી, ને જ્યાંસૂધી તે તેનાથી છૂટે નહિ ત્યાંસૂધી તેણે ઉપાધિ તજી કહેવાય નહિ. એ સર્વ ઉપાધિમૂલક એક મુખ્ય જે દેહાભિમાન, તેણે એનામાં હજુ સૂધી સજ્જડ વાસ કીધો હતો; અને તે, ખરો ટકોર લાગ્યા વગર, અને દેહ એ કોઇ કાળે આત્મા નથી; પણ આત્મા કરતાં જૂદો જ પદાર્થ છે, એવું નિશ્ચયપૂર્વક જાણ્યા વગર,

માટે તેવું નહોતું. વળી એને લીધે તેનામાં હું અને મારાપણું એ દેહાભિમાનની બે શાખાઓ પણ આવી જ ગઇ.

એ પ્રમાણે વનમાં ફળોનો જ આહાર કરી શાંતપણે નિર્જન-સ્થાન વિષે રહેતાં કેટલાક માસ વહી ગયા. એવામાં શીતકાળ આવ્યો. એક તો કિનારો, બીજું પહાડી વન, ત્રીજું ચારે તરફથી નિરંતર પવનના સપાટા આવે એવી પાંદડાંની ઝુંપડીમાં નિવાસ, અને ચોથું ઓછામાં પૂરું વિંધ્યાચળ પર્વતની નજીકનો પ્રદેશ, એટલે ત્યાં વસનારને ટાઢના ઉપદ્રવ માટે તો પૂછવું શું? દિનપ્રતિદિન સૂર્યનારાયણ દક્ષિણાયનની છેલ્લી રેષામાં પ્રવૃત્ત થવા લાગ્યા, અને દિવસ છેક નાનો થતો ગયો. તે પર્ણકુટિમાં વસનારા સ્વામીને ખરેખરી તપશ્ચર્યા થવા માંડી. ટાઢથી દેહનું સંરક્ષણ કરવા માટે સ્વામીની પાસે એક બે કાષાયાંબર હતાં ને એક મૃગચર્મ હતું, પણ તેટલેથી કંઈ આ ટાઢ જાય તેમ નહોતું. તેમણે બીજાં કેટલાંક વલ્કલ* એ વનમાંથી પેદા કીધાં. પણ એમાં એને શત્રુ નડવા માંડ્યા. એક તો ડુંગરો, બીજી ઝાડી, અને વળી તેમની પર્ણકૂટિની ઓથ મળી એટલે તે ડુંગરામાંના ઉંદરડાઓએ ત્યાં આગળ દર પાડી મોટા રાફડા બનાવી દીધા; અને રાત્રે સ્વામી ઉંઘે ત્યારે, કે દિવસે કયાંઇ વનફળ-વગેરે લેવા બહાર જાય ત્યારે, તેનાં, તે પર્ણકુટિમાં મૂકેલાં વસ્ત્રો, કાતરી ખાવા લાગ્યા. સ્વામી રોજ રોજ સંભાળીને વસ્ત્ર મૂકે, પણ બીજે દિવસે જૂએ તો તેમાં મોટમોટાં ગાબડાં પાડેલાં હોય. તે સ્વામી જોઇ જોઇને રોજ ત્રાસ પામે; પણ શું કરે? એમ કરતાં થોડાક દિવસમાં ઉંદરોએ સ્વામીનાં બધાં કપડાં કાતરી નાખ્યાં, ને તેમાંથી એકે પેહેરવા કે ઓઢવા જેવું રહ્યું નહિ. સ્વામીના મનમાં બહુ જ સંતાપ થવા લાગ્યો; ને તેણે ક્રોધમાં આવી જઇને ઉંદરોનો નાશ કરવા માટે કંઈ ઉપાય શોધવાનો નિશ્ચય કરચો. એક દિવસે વનમાં ફરતાં ફરતાં તેણે એક બિલાડીને જોઇ, અને વિચારયું કે; "ઉંદરડાઓનો નાશ કરવાનો આ સૌથી સરસ ઉપાય છે; ચાલો આ બિલાડીને આપણે આશ્રમે લઇ જઇએ." તુરત તે, તે જંગલી બિલાડીને પકડીને લેઇ ગયો અને

* ઝાડનાં પાંદડાંનાં અથવા છાલનાં વસ્ત્ર; જે પેહેરાય ઓઢાય તેવાં હોય છે.

પોતાની પર્ણકુટિમાં જ્યાં આગળ ઉંદરડા આવજા કરતા હતા ત્યાં આગળ જ, તેણે તેને એક ડાભની દોરડીએ બાંધી. તે રાત્રિના, બિલાડીનો શબ્દ સાંભળી ઉંદરોએ બિલકૂલ આવજાવ કે ચુંચાં પણ કર્યું નહિ; અને સ્વામીને એથી કશો પણ ઉપદ્રવ થયો નહિ. પરન્તુ પર્ણકુટિમાં આખી રાત્રિ એક પણ ઉંદર આવ્યો નથી એમ જાણીને સ્વામીને મનમાં બહુ આનંદ થયો. તેણે ધાર્યું કે આ ઉપાય આપણને ઠીક મળી ગયો; હવે લુચ્ચા ઉંદરોનું કશું ચાલવાનું નથી. પણ જ્યારે તેણે બિલાડી સામું જોયું, ત્યારે વળી તેને એક નવી ચિંતા ઉત્પન્ન થઇ. પાછલો આખો દિવસ અને આખી રાત તે અવાચક પ્રાણીને કશું ભક્ષ્ય મળ્યું નહતું, તેથી ક્ષુધા તૃષાથી તે બિલાડું મરવા જેવું થઇ ગયું હતું, અને તેનામાં ચુંકારો કરવાની પણ શક્તિ રહી નહોતી. આ જોઇ સ્વામીને દયા ને ચિંતા ઉત્પન્ન થઇ કે, 'અરે, આ નિર્દોષ પ્રાણીને મેં કેટલું દુ:ખ દીધું; હર હર! હું કેવો નિર્દય! પણ શું ત્યારે હું એને પાછી છોડી મૂકું? તેમ કરું તો આ ઉંદરડા પાછા જોરપર આવી જશે. ત્યારે આને રાખીને હું શું ખવરાવીશ? એ વનફળ ખાઈ શકશે નહિ; હું ભિક્ષા કરવા જતો હોત તો થોડું ઘણું અન્ન એને માટે લાવત, પણ તેએ નથી. ઠીક, કંઇ ને કંઈ થઇ રહેશે, પણ એ બિલાડીને હવે જવા દઇ, ઉંદરોની પીડા ભોગવીશ નહિ."

આમ વિચાર કરતો કરતો તે સ્નાનાદિ કરવા માટે સરસ્વતી નદીના તીરે ગયો. ત્યાંથી પાછો આવતો હતો તે વેળા, વનમાં ચરવા આવેલું, પાસેના ગામનું ગાયોનું એક મોટું ધણ તેણે દૂરથી જોયું. તેણે મનમાં ધાર્યું કે, આ સારી તક હાથ આવી છે; કેમ કે એ ધણમાંથી એકાદી દૂઝણી ગાય મને મળે, તો પેલી બિલાડીનું એના દૂધથી રક્ષણ થશે. આવો વિચાર કરી તે ગોવાળની પાસે જઇને ઉભો રહ્યો. હાથમાં દંડ કમંડલુ તથા શરીરે ભગવાં વસ્ત્ર અને અને ભસ્મ ધારણ કરેલી ભવ્ય મૂર્તિને જોઈ, તે ગોવાળ લાંબો થઈ ભક્તિભાવથી દંડવત્ નમસ્કાર કરી હાથજોડીને બોલ્યો 'મહારાજ! મારાં ભાગ્ય ક્યાંથી કે આજે આપે વનમાં મને દર્શન દીધાં! હું કૃતાર્થ થયો; માટે આપની શી ઇચ્છા છે? તે કહો." સ્વામીને તો એટલું જ જોઇતું હતું; તેથી તેમણે તેને કહ્યું, "તારું કલ્યાણ

થાઓ; મારે બીજી કંઇ ઇચ્છા નથી, માત્ર એક દૂઝણી ગાય પરમાર્થ સારુ જોઈએ છીએ.” તુરત એક સારામાં સારી દૂઝણી સવત્સી ગાય તે ગોવાળે સ્વામીની આગળ કરી, અને પોતાનાં માણસને ગાયોનું ટોળું સોંપી, સ્વામીની સાથે તે ગાયને મૂકવા પર્ણકુટિ તરફ ચાલ્યો. ત્યાં આગળ જઇ ગાયને એક વૃક્ષને થડે બાંધી, પાંદડાના પટીયામાં તેને દોહી, પેલી બિલાડીને દૂધ પાયું. બિલાડી ટટાર થઇ, ને તેના જીવમાં જીવ આવ્યો એટલે સ્વામી નિશ્ચિત થઇ મનમાં આનંદ પામવા લાગ્યા. પણ તે જાણતા ન હતા કે જેમ જેમ હું ચિંતા ઓછી કરવા મથું છું, તેમ તેમ તે ચોગણી વધતી જાય છે. રાત પડી ને ટાઢના સપાટા આવવા લાગ્યા, ત્યારે ગાયના તથા વાછરડાના ભોગ મળ્યા! સવાર થતાં થતાં તો તેની પૂરી દુર્દશા થઇ રહી. સ્વામીએ ઉઠીને જોયું તો ગાય ટાઢથી કોકડું વળી ગયલી હતી, તેનાં રુવાટાં કાળાશ મારી ગયાં હતાં, અને વાછરડાનું તો પૂછવું જ શું? સ્વામીએ વિચાર કીધો, ‘આ તો મેં બહુ ખોટું કીધું. આ બિચારી ગાયને માટે તો એક ખૂબ હુંફ વળે એવી ઝુંપડી બાંધવી જોઇએ; નહિ તો તે ટાઢને લીધે મરી જશે, અને મને ગૌહત્યા ચોંટશે.’ પછી સ્નાનાદિ કૃત્ય કરી આવીને સ્વામી દોહવા બેઠા, ત્યારે ટાઢથી ઠરી રહેલી ગાય રોજના જેટલું દૂધ આપી શકી નહિ. તે જોઇ સ્વામીને વધારે ચમક પેઠી, અને તુરત બિલાડીને દૂધ પાઇ તથા ગાયને માટે થોડુંક આસપાસથી ઘાસ લઇ આવીને, પછી તેને માટે ઝુંપડી બાંધવાનો યત્ન કરવા માંડયો. થોડીકવારમાં ઘણાંક ડાળાં પાંદડાં લાવી એકઠાં કીધાં, ને પોતાની ઝુંપડીની નજીક આવેલાં એ ઝાડની વચ્ચે તેમણે એક ઘટ્ટ ઝુંપડી તૈયાર કરી તેમાં ગાયને બાંધી, તેથી ગાયને કંઇક સુખ થયું ખરું. સ્વામી રોજ આસપાસથી હાથે ચુંટીને કેટલુંક ઘાસ લાવે અને ગાયને નીરે. કેટલાક દિવસ એમ ચલાવ્યું; પણ તેથી ગાયને પૂરું થતું ન હોતું માટે વળી તે સુકાવા લાગી. સ્વામીએ વિચાર કીધો કે, ‘આ તો કંઇ ઠીક નહિ. મારી પાસે કંઈ દાતરડું વગેરે સાધન ન હોવાથી હું પૂરું ઘાસ લાવી શકતો નથી, અને ગાય તો ભૂખે મરે છે. હવે તો એને છૂટી ચરવા મૂકવી જોઈએ. તેમ નહિ તો, ઘણીકવાર હું તેને

ચરાવવા જઇશ.' બીજે દિવસે સવારે ગાય તથા વાછરડાને છોડી સ્વામી ડુંગરની તળેટી આગળ ચરાવતા હતા, તેવામાં ઘણેક દૂરથી ગાયે પોતાનાં આગળનાં ટોળામાંની ગાયોનો ભાઁ ભાઁ શબ્દ સાંભળ્યો કે તે તુરત ભડકી અને ચરવું પડતું મુકી ઊંચી ડોક કરી કરીને ચારે તરફ જોવા લાગી; તથા એકાદી ગાય તેની નજરે પડતાં જ તે ત્યાંથી પીઠપર પુંછડી ઉછાળીને દોડી, અને સ્વામી ઘણોએ યત્ન કરી પછવાડે દોડયા પણ તે પાછી વળી નહિ. ગાયે ગઇ ને વાછડુંએ ગયું: સ્વામી સિચાવિયા થઇ ગયો. અને નિરાશ થઇ પર્ણકુટિ આગળ આવી ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો કે, 'અરે, રામ! એ ગાય કયાં ગઇ હશે ? હવે તે પાછી કેમ કરીને આવશે ? આ તો મોટું સંકટ થયું. બિચારા ગોવાળે પરમ ભાવથી આપેલી ગાય હું ખોઇ બેઠો. હવે હું શું કરું? અને શોધવાએ કોણ જશે ?'

ગાય પોતાના ટોળામાં જઈ ઉભી ત્યારે પેલો ગોવાળ, પોતે દાન કરેલી ગાય તથા વાછડું પાછાં આવ્યાં જોઇ, જાણી ગયો કે, 'આ ગાય ત્યાંથી જરૂર નાશી આવી છે; માટે તેને પાછી મૂકી આવું.' આવો વિચાર કરીને ગાય તથા વાછડાને લઈ તે સ્વામીની ઝુંપડી આગળ આવ્યો, અને સ્વામીને તે વાત જણાવી ગાયને તેને ખીલે બાંધી. સ્વામીએ તેને આશીર્વાદ દઇ કહ્યું, "ભાઇ ગોવાળ ! તારું કલ્યાણ થજો. તેં, મારે માટે બહુ યત્ન કર્યો. પણ હવે એક મારું કહેવું સાંભળ: હું અહીં એકલો છું, માટે મારાથી કંઇ આ ગાય જળવાઇ શકાશે નહિ; તેમ વારંવાર નાશભાગ કરશે ત્યારે તેની વાંસે પણ હું આવી શકીશ નહિ; માટે તારે ત્યાં અથવા તારા ગામમાં કોઈ ભાવિક મનુષ્ય હોય તો તેને અહીંઆં લઇ આવ, કે જે અહીં નિરંતર મારી પાસે રહે ને ગાય વાછડાની ચાકરી કરે." એ સાંભળી ગોવાળે કહ્યું, "મહારાજ ! ઘણું સારું; મારો એક નાનો ભાઈ છે, તેને જ હું તમારે ત્યાં મુકીશ. અમો માણસે બોહોળાં છીએ એટલે કંઈ કામની તાણ પડે તેવું નથી; વળી અમારાં એવાં ભાગ્ય કયાંથી કે આપની સેવા ચાકરી અમારે હાથે બને. હું કાલે જ એને અહીં લઈ આવીશ; તે રોજ સવારે ખાઈ પીને અહીં આવશે, ને સાંજે પાછો ઘેર જશે; ને આપની ઈચ્છા હશે તો અહીં જ

રહેશે." એમ કહી ગોવાળ પગે લાગી ગયો ત્યારે સ્વામી મનમાં રાજી થવા માંડ્યા કે, "હશે, ઠીક થયું; આયતી જ પીડા પતી ગઇ. એ બિચારો આખો દિવસ ગાયની સેવા ચાકરી કરીને વળી સાંજે પોતાને ઘેર જશે. અને તે કદાચ અહીં રહેશે તોએ શું? ગાય, દૂધ પુષ્કળ દે છે માટે રુડી રીતે એનો પણ નિર્વાહ ચાલી શકે એમ છે, ને વળી માણુસ માણુસનો ભાગલો જવા દેતું નથી: માટે આખો દહાડો એ શું કરશે? એને કંઇ ને કંઈ કામે લગાડી દઇશું, એટલે એનું પેટીયું એની પોતાની મેહેનતમાંથી જ નિકળશે."

બીજે દિવસે ગોવાળ પોતાના ભાઇને મૂકી ગયો. સ્વામીએ તેને ગાયની ઝુંપડી, તેને ચરવાની ડુંગરની તળેટીની છુટી જગ્યા, ને તેને પાણી પાવાનો સરસ્વતીનો આરો વગેરે બતાવી, સર્વ વાતે માહીતગાર કર્યો. આ સેવક તો જાતે જ ગોવાળ એટલે ગાયોનો પાળનાર જ હતો, વળી તે ખાસ એ જ કામ ઉપર રહ્યો હતો તેથી ગાયની ખૂબ સંભાળ રાખવા લાગ્યો. રોજ તે ગામમાં જતો, ત્યાંથી દાતરડું, કોદાળી, પાવડો, કુવાડી વગેરે જોઇતાં ઓજારો ઘેરથી ઉપાડી લાવ્યો એટલે કોઇ વાતે તે અટકી રહેતો નહિ. તે જોઇએ તેટલું લીલું ઘાસ ગાયને માટે કાપી લાવતો, ને વળી તેને ચરાવી આવતો તે જૂદું. આથી ગાય વાછરડી ખૂબ હૃષ્ટપુષ્ટ થયાં અને બે માણુસનું પોષણ થાય તેટલું દૂધ ગાય આપવા લાગી. દૂધ વધી પડતું જોઇ સેવકે એક દિવસે સ્વામીને કહ્યું, "મહારાજ! હમણાં દૂધ નકામું જાય છે, ને મારા પીતાં વધે છે તે હું વાછરડાને પાઇ દઉં છું. કૃપાનાથ! આપ થોડું થોડું લો તો ઠીક?" સ્વામી બોલ્યા, "ના ભાઈ! મારે એ સ્વાદ જોઇએ નહિ. મારે તો કાચાં પાકાં વનફળ જ ભલાં. મારે વિરક્તને વળી દૂધ શાનું? એ ઉપાધિમાં વળી કોણ પડે?" યજ્ઞભૂ, જોયું કે? આટલી ઉપાધિમાં પ્રતિદિન ફસાતો જતો છતાં હજી તે પોતાને ઉપાધિ રહિત સમજે છે.

તે ગોવાળ પ્રતિદિન નિયમ પ્રમાણે આવતો હતો અને ગાયની સેવા ચાકરી રુડી રીતે થતી હતી. એમ કેટલાક માસ વીતી ગયા: સ્વામીએ પોતાને ઉપાધિમાંથી છૂટેલો માન્યો. કર્મ જ બંધનું કારણ છે, ને જેમ જેમ કર્મ વધે છે તેમ તેમ જીવ વધારે ફસાતો જાય

છે. જ્યારે સત્ જ્ઞાન થાય છે ત્યારે જીવ મુક્ત થાય ને તેના કર્મ પાશ છૂટે છે. સ્વામીમાં સત્ જ્ઞાનનો પ્રવેશ નહોતો તેથી તે છૂટવાનો પ્રયત્ન કરતાં વધારે બંધાઇ જતા હતા. ધીરે ધીરે તે સેવક ગામમાંથી મોડો આવવા માંડ્યો તેથી ગાયને ચારા પાણીની તથા દોહવા વગેરેની વેળા વીતી જવા માંડી, એટલે સ્વામીએ વિચાર કીધો કે, 'એને હવે ગામમાં જવા દેવો નહિ; પણ એને રહેવાની તજવીજ અહીંઆં જ કરીએ તો પછી નિશ્ચિન્તપણે તે પોતાનું કામ કરચો જાશે. ચોમાસું પાસે આવ્યું છે ને આ સામેના મેદાનમાં જમીનનો કટકો પણ સારો સપાટ તથા રસાલ દેખાય છે; માટે એની પાસે થોડું થોડું રોજ ખોદાવવું, ને વરસાદ આવે ત્યારે વવરાવવું. એટલે તે આશામાં ને કામકાજમાં અહીંનો અહીં પડ્યો રહેશે. ગોવાળ ગામમાંથી કોદાળી પાવડો વગેરે ઓજારો તો લાવેલો જ હતો, તેથી એક દિવસે સ્વામીએ તેને કહ્યું "તું એક કામ કર, એટલે તારે હમ્મેશાં ઘેર જવાની ચિન્તા ટળી જાય. પેલી સામે દેખાતી જમીન મને બહુ સારી લાગે છે; માટે તેમાં રોજ થોડું થોડું ખોદતો જા, એટલે વરસાદમાં તેની અંદર કંઇક અનાજ વવાય, જેથી તારું અને ગાયનું પોષણ થશે; ને તું બારે માસ ખાઇશ તેટલું અનાજ મેળવી શકીશ."

વરસાદ પુષ્કળ અને જમીન રસાળ તેથી એક જણની મેહેનતે પણ અન્ન પુષ્કળ પાક્યું. તે ગોવાળે પણ ત્યાં એક સારી ને મોટી છાપરી બાંધી, ને ખેતરની નિપજમાંથી મઝામાં રોટલા ખાતો, ને સ્વામીની તથા ગાય વાછરડાની સેવા કરતો ત્યાં રહેવા લાગ્યો. તેને ખેતીનું કામ કરવું ઠીક પડ્યું, તેથી પાસેની બીજી પણ કેટલીક જમીન તેણે જાળાં ઝપટાં કાઢી નાંખીને એકનાં બે ખેતર કરી દીધાં. એવામાં એક દિવસે એ પ્રાંતના દેશના રાજાના સવારો જમીનની તપાસ કરવા નિકળ્યા હશે તેઓ ત્યાં આગળ થઇને જતા હતા, તેઓએ, એ બંને ખેતરો જોયાં, ને તેમાં વાવેતર થયલું જોઇ એ ખેતર કોનાં છે તેની પૂછપરછ કરવા માંડી. ગોવાળે તેને જણાવ્યું કે "આ ખેતરો તો વિરક્તાનંદ સ્વામીનાં છે, હું તો તેમનો સેવક છું, ને અહીં કામકાજ કરું છું." સ્વારોએ

તુરત જમીનની જાત નક્કી કરી સ્વામીનું નામ લખી લીધું, ને દરબારમાં જઇ, તે ખેતરોને સરકારી દફ્તરમાં સ્વામીના નામે ખાતે નોંધ્યાં, તેથી સ્વામીની ઉપાધિમાં ઉપાધિ વધી. દાણાનો પાક તૈયાર થયો કે સરકારી (રાજાના) પટાવાળાઓએ તેની પાસે આવી, ઉપજમાંથી રાજાનો છઠ્ઠો ભાગ માંગ્યો. અહીં કંઈ સ્વામીનું ચાલે તેમ નહોતું, તેમ કંઈ ચિન્તાએ નહોતી; કેમ કે જમીન નવી ખેડાણ તેથી અન્ન પણ તેમાં પુષ્કળ પાકતું હતું માટે તુરત તેમણે ઉપજેલા અન્નમાંથી છઠ્ઠો ભાગ રાજાનાં માણસોને કાઢી આપ્યો. પણ એટલેથી જ પત્યું નહિ. આ તો લાગો વર્ષો-વર્ષ માટે હતો. એક બે વર્ષ તો આમ રુડી રીતે ચાલ્યું; પણ પછી સ્વામીજીની ખરેખરી રેવડીનો વખત આવ્યો. એક સાલ તે દેશમાં કોઈ સ્થળે મુદ્દલ વરસાદ પડયો નહિ, દુકાળ પડયો અને લોકો અન્ન વગર તથા જનાવરો ચારા વગર ટળવળવા લાગ્યાં. સ્વામીજીનાં ખેતરોમાં તો થોડો ઘણો વરસાદ પડયો હતો, તેથી તેમાં અન્ન પાકત, પણ પેલા સેવકના કેટલાક પ્રમાદને લીધે, સમયસર વાવેતર થયું નહિ એટલે ખરડિયાને લીધે વાવેલું બીજ પણ નકામું ગયું. પાછલા વરસનું કંઈ થોડું ઘણું અન્ન વધ્યું હતું તે વડે નિર્વાહ કરતા હતા. પણ રાજાનો કર કેવી રીતે ભરવો એનો સ્વામીના મનમાં મોટો ભય પેઠો. કર ભરવાના દિવસો પણ પાસે આવી પહોંચ્યા હતા. રાજાના માણસોએ સ્વામીજીની પાસે આવીને કરની ઉઘરાણી કરી ત્યારે તેમણે જણાવ્યું કે, "હોણુ સાલ કઠણ, પણ અનાજ ન પાકવાથી અમો કર ભરી શકીએ તેમ નથી." પણ આમ કહેવાથી કંઈ તેનો છૂટકો થાય એમ હતું? રાજાના માણસોને સખત હુકમ હતો કે, "જે જમીનદાર કર ભરવાને આનાકાની કરે તેને મને પૂછયાની વાટ જોયા વગર બેલાશક બાંધી લાવવો." તેથી રાજસેવકોએ સ્વામીને ખુલ્લું જણાવી દીધું કે, "મહારાજ! જો કે આપ અમારે સર્વથા વંદ્ય છો; પરંતુ રાજાની આજ્ઞા છે માટે કાં તો હરકોઇ ઉપાયે કર ભરો, અથવા તો અમારી સાથે દરબારમાં ચાલો." બિચારા સ્વામી તો તુરત પટાવાળાઓની આગળ થયા. સ્વામી આગળ તો ભિક્ષા કરવા સારુ પણ ગામની અંદર

જતા નહિ, કેમ કે ઉપાધિ તજી હતી (!), પણ આજે તો છેક કચેરી—જ્યાં કર નહિ ભરી શકનાર ગરીબ ખેડૂતોને પુરી રાખવામાં આવ્યા હતા ત્યાં જઇ પૂરાયા. આ વખતે તેણે પોતાના યતિ (સંન્યાસી) વેશને ખરેખરો ભજવ્યો. રાજાએ પણ જાણ્યું કે, ફલાણા સંન્યાસીબાવા આપણાં કેદખાનાંને પાવન કરવા માટે પધાર્યા છે. કોઇ દહાડો નહિ બનવા જેવી વાતથી—સંન્યાસીબાવાને કેદમાં પૂરાયલા જોઇને, તે શેહેરના લોકો, તેમ જ કચેરીના સર્વ કારભારીઓ વગેરેને બહુ આશ્ચર્ય થયું. લોકોનાં ટોળેટોળાં તેમને જોવા ભેગાં થયાં, જેઓને જોઇને સંન્યાસીબાવા મનમાં બહુ જ સંકોચ પામવા માંડયા પણ કરે શું? આજે તેની સ્થિતિમાં કેટલો બધો ફેર પડી ગયો છે? ક્યાં સંન્યસ્ત ગ્રહણ કરનાર પુરુષને સૌથી શ્રેષ્ઠ સ્વતંત્રતા, ને ક્યાં આજે આ સ્વામીનું રાજાના માણસોને તાબે થઇ કેદમાં પૂરાવું? ક્યાં સંન્યાસીનું વિરક્તપણું અને ક્યાં આ આજે આ સ્વામીની જમીનદારી? ક્યાં સંન્યાસી પુરુષનું ગંગાસ્નાન તથા સત્પુરુષો (જ્ઞાનીઓ, પરમહંસો, મહાત્મા વિરક્તો)નો સમાગમ અને ક્યાં આ સ્વામીનું મહાઅધમ સ્થળ—કેદખાનામાં પૂરાઇ નીચ, ઉંચ, સર્વ જાતિના મનુષ્યો સાથે અથડાવું? ક્યાં સંન્યાસીનો અહર્નિશ પ્રણવનો જાપ, ને ક્યાં આ સ્વામીનું, 'અરેરે! કરને માટે કોણ જાણે રાજા શી શિક્ષા કરશે? હાય! મારે માથે વળી આ શી નવી ઉપાધિ આવી પડી?' ઈત્યાદિ વિચારોનું અતિ આતુરતાથી ચિંતન! આવી વિલક્ષણ અવસ્થામાં તે વિરક્તાનંદ મહારાજ આવી પડયા. સંન્યાસી શો ને વળી તેને રાજદરબાર શો! "સંન્યાસી" એ નામને જ પ્રપંચની કોઇ પણ ઉપાધિ (ગમે તો સારી કે નરતી) કેમ છાજે? સમ્યક્—રુડી પ્રકારે કરેલો છે ન્યાસ એટલે ત્યાગ જેણે તે સંન્યાસી કહેવાય, પણ અહીંઆં એથી સર્વ ઉલટું જ છે.

રાજા કચેરીના બીજા કામકાજથી પરવાર્યો એટલે નાદારોને કેદમાંથી પોતાની હજૂર બોલાવ્યા, જેમાં આ સ્વામી પણ નીચું મ્હોં કરીને તેઓની ભેળા, રાજાની આગળ જઇને ઉભા રહ્યા. રાજા એક પછી એક નાદારને તેની સ્થિતિ ને હકીકત પૂછી જે યોગ્ય ભાસે તેવી શિક્ષા કરતો હતો. ઘણાક જમીનવાળાઓનો ન્યાય

થયા પછી હવે સ્વામીની વારી આવી, ત્યારે રાજાએ પૂછ્યું, "વિરક્તાનંદ સરસ્વતી કોનું નામ ?" સ્વામી નીચે મ્હોડે જ બોલ્યા, "મારૂં નામ." "તારી પાસે કેટલાં ખેતર છે?" સ્વામીએ કહ્યું, "બે." રાજા: "તારે ત્યાગીને ખેતર શાં ?" સ્વામી: "મારે માટે નહિ, પણ એક ગાયના નિર્વાહને અર્થે તે છે." રાજા: "બંને ખેતરોનો કર હજુ સુધી કેમ ભર્યો નથી ?" સ્વામી: "હોણ સાલ કંઇ અન્ન પાક્યું નથી તેથી." રાજા: "તારી તરફનાં સઘળાં ગામોના ખેડુતોના કર આવી ગયા છે, કેમ કે ત્યાં વરસાદ થયો હતો; અને તારે એકલાને ત્યાં વરસાદ ન પડયો એમ કેમ બન્યું ? એ પ્રાંતનાં સઘળાં ગામોનો કર વરસાદ પડયાવિના ક્યાંથી આવ્યો ? તારે ત્યાં વરસાદ પડયો હતો, છતાં તું રાજાનો કર ડૂબાવવા કેમ ધારે છે ? આ સાલનો કર નહિ આવ્યો તેને માટે તને યોગ્ય દંડ થવો જ જોઇએ." રાજાના આ કહેવાનું સ્વામીએ જરા પણ ઉત્તર આપ્યું નહિ; કેમ કે સ્વામીની તો આ વિલક્ષણ બનાવથી મતિ જ મુંઝાઇ ગઇ હતી. પછી રાજાના હૂકમથી પટાવાળાઓએ સ્વામીને કાંડું પકડીને બહાર કાઢયો, અને એ દેશના રીવાજ પ્રમાણે સૌ કર નહિ ભરનારા ખેડુતોની જોડે તેમને પણ શિક્ષા કરવામાં આવી. ત્યાં શિક્ષા કરવાનો એવો ધારો હતો કે, તડકાની અંદર અપરાધીને ઉઘાડો ઉભો રાખી, તેના બંને હાથનાં કાંડાં ભેગાં બાંધી, ઉંચાં કરી, માથાની પછવાડે રાખતા હતા અને તે ઉભા કરેલા હાથ, ગરદનની પાછળ રાખીને ગરદન તથા હાથની વચ્ચે એક ભારી શિલા મૂકતા હતા.

ખરા મધ્યાહ્ન થયા. દિવસ પણ ઉન્હાળાનો હતો. અપરાધીઓને શિક્ષા કરવાનું મેદાન પણ રેતીથી ભરેલું હતું, અને તે રેતી, તડકાને લીધે એવી તો તપેલી હતી કે તેમાં પગ પણ મૂકાય એવું નહોતું. ત્યાં આગળ આપણા વિરક્તાનંદ સરસ્વતીજીને લઇ જવામાં આવ્યા. હાથ બાંધીને ગરદન ઉપર તડકાથી તપેલો મોટો પત્થર મૂકવામાં આવ્યો, કે સ્વામીજી નીચી મુંડી કરી કંઇ પણ બોલ્યા વગર તપશ્ચર્યા કરતા ઉભા રહ્યા. ઉપરથી ઉન્હાળાનો તડકો તપે છે, શરીર ઉઘાડું છે અને ગરદનપર શિલારોપણ થયેલું છે, તથા નીચે લાહે જેવી રેતી તપેલી છે. આ સઘળો ત્રાસ એક વખતે જ

થવાથી સ્વામીનાં રોમે રોમથી પરસેવાની ધારાઓ વેહેવા લાગી; અને આંખ્યોમાંથી આપોઆપ પાણી પડવા માંડ્યાં. યજ્ઞભૂ! આનાથી બીજી નરક યાતના કયી? આ વખતે સ્વામીના ભેખમાં ખરેખરી ધૂળ પડી. હવે જ તેમના વિરક્તપણાનો વેશ શોભા આપવા લાગ્યો. અપરાધી પત્થરો ગરદનપરથી નાખી દે નહિ, માટે રાજાના અનુચરો જેરબંધ લઇ ચારે બાજુ તે મેદાનમાં, તપાસ રાખતા ફરતા હતા, ને જે કોઇ અપરાધી આડો આવળો થતો તેને તુરત ફટકાવી કાઢતા હતા. આ વખતનો ખ્યાલ અર્થાત્ તે વેળા કેવું સંકટ પડતું હતું? તે વાત માત્ર સ્વામી જ પોતાના મનમાં જાણતા હતા. આ વખતે તેના મનમાં ખરેખરો કાંટો આવી ગયો, અને ઉંઘેલા માણસપર ફટકા પડવાથી તે એકાએક જાગે અને પછી તેને પોતાનાં કૃત્ય માટે પશ્ચાત્તાપ થાય તેમ, સ્વામીને અત્યારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. 'અલ્યા દેહીડા! આ શી વેળા આવી છે? તું શું હતો? ને શું થઇ ગયો છે? આવી આપત્તિ, રે આવું દુઃખ તો કોઇ મહાપાતકીને પણ નહિ જ હોય. અહો! તારે તે આ યાતના ભોગવવાનું હોય કે એકાંતસ્થળમાં સ્થિર ચિત્તે પ્રાણાયામ કરીને પ્રભુનું ધ્યાન કરવાનું હોય? શી વૈષ્ણવી માયા અને શું તેનું પ્રાબલ્ય! પણ આ બધું શાને લીધે થયું છે? અલ્યા! સંસારની ઉપાધિ તજવાને અર્થે તું વિરક્ત થયો; અને ગામમાં રહેતાં પણ તને ઉપાધિ લાગી ત્યારે વનમાં આવ્યો, તો ત્યાંએ પણ તારી એ જ દશા. તને આ અપાયમાં નાખનાર તે ખેતર જ થયાંની? પણ એ ખેતર તો ગાયને અર્થે જરૂરનાં જ હતાં. પણ શું ગાય વિના તારે ચાલતું ન હોતું? ખેતરોનું અનાજ કે ગાયનું દૂધ તો તેં કોઇ પણ દિવસે ઉપયોગમાં લીધું નથી. ગાયની તો બિલાડીને માટે જરૂર હતી, બિલાડી વગર ઉંદરોના ઉપદ્રવથી કપડાનું રક્ષણ થાત નહિ; ત્યારે શું એક કપડાંને વાસ્તે જ તું આટલા દિવસ સૂધી મોટા વ્યવસાયમાં અને આખરે આ અપાયમાં આવી પડ્યો કે? હર! હર! કેવી તારી ક્ષુલ્લક બુદ્ધિ! કેવો નિંદ્ય વિચાર! પણ રે, કપડાં વગર તો તારે ચાલે તેમ નહોતું, માટે તેનું રક્ષણ અવશ્યનું હતું ત્યારે ખરી વાત તો આ જ કે શરીરે પોતાને માટે જ પોતાને હાથે પોતાને

અપાયમાં નાંખ્યું છે. ત્યારે પોતાનું કરયું પોતે ભોગવવું એ તો ન્યાય જ છે; માટે શરીર દુઃખી થઇને કોને દોષ દે. એમ છે? હશે! ઈશ્વરેચ્છા! પડી તે ભોગવ્યા વગર છૂટકો નથી.' આટલેથી જ કંઈ તેના વિચાર શાંત પડ્યા નહિ. આ કરતાં પણ વધુ ઉંડો ને ઝીણો વિચાર તેણે કીધો. તેને તરંગ ઉઠ્યો, "પણ અરે! શરીરનું કરયું શરીર ભોગવે, એ વાત સત્ય છે. જો ખેતરના દાણા વગેરેથી આ શરીરનું પોષણ થયું હત તો તેમ પણ સંભવત; પરંતુ એ સંબંધે તો આ શરીરે કશો ઉપભોગ લીધો નથી. જો શરીર સંબંધે જ આ પીડા ભોગવવી પડતી હોય તો તે મારે તો નથી જ પણ પેલા સેવકને ભોગવવી પડે; કેમ કે, ખેતરનું અન્ન તથા ગાયનું દૂધ વગેરેનો ઉપભોગ એણે જ કીધો છે. છતાં એનું તો કોઇએ નામ પણ લીધું નહિ, ને ચાલ્યું ચાલ્યું આ ગળામાં ઝોસરું આવી પડ્યું, તેનું શું કારણ? પણ હા એ ખેતરો "મારાં" કહેવાયાં છે, ને એનો 'હું માલિક' થયો છું, માટે જ આ દેહને વિટંબણા આવી. પરંતુ એ મારાં કેમ કરીને કહેવાયાં? હું ક્યાંથી લાવ્યો? ને મને કોણે આપ્યાં? આગળ હું કથા સાંભળવા જતો, તે મહાત્મા તો એમ કહેતા હતા કે, આ દેહ, કે જેની અંદર આપણે (આપણો આત્મા) વસીએ છીએ, તે પણ આપણો નથી; તો પછી બીજું તે આપણું કયાંથી થાય? વળી હું જ્યારે બ્રાહ્મણ હતો તે વખતનાં મારાં સ્ત્રી પુત્ર વગેરે પણ હાલ મારાં નથી; કેમ કે હું એમને મારાં કહેતો નથી; જ્યારથી હું વિરક્ત થયો છું ત્યારથી એમની તરફની સઘળી ચિંતા પણ મને મટી જ ગઇ છે. નહિ તો પહેલાં એમને માટે પણ વારંવાર મારે અનેક વિટંબણાઓમાં ફસાવું પડતું હતું. તેઓ મારાં નથી જ, છતાં હું જેઓને મારાં કહેતો તો તેઓની વતી મારે દુઃખી થવું પડતું હતું, તેવી જ રીતે આ ખેતરો મારાં ન છતાં મારે દુઃખી થવું પડે છે, તેનું કારણ હવે મને સત્ય દર્શાયું છે, અને તે એ જ કે, એ ખેતરોને મેં 'મારાં' કહ્યાં, ને તેનો માલિક 'હું' કહેવાયો. અહો! ત્યારે 'મારું' કહ્યું એટલા માટે જ હું આ યાતનામાં આવ્યો છું. 'મારું' અને 'હું' એ બે શબ્દ માત્રમાં જ આટલી બધી ઉપાધિ વધે છે. હું ઉપાધિ ત્યાગ કરવા માટે આટ-

આટલું મથ્યો, પણ ઉપાધિનું ખરેખર મૂળ તો મારામાં ઉંડી જડ ઘાલી રહ્યું છે. અહો! પણ હવે તે મારા જોવામાં આવી છે. તેની જડ ગઈ તો ઝાડ ઉગવાની આશા નથી, માટે, હું એને તજી દઉં તો ખરેખર હું ધારું છું કે, મારી સર્વ ઉપાધિ નિર્મૂળ જેવી થઇ જાય અને હું મહા સુખી થઇ જાઉં.' આવા વિચારની ખૂબ ધૂનમાંથી તે એકાએક ચમકી ઉઠ્યો, અને "આજે જ મારી ઉપાધિ સમૂળી ગઇ." એ છેલ્લા બોલ ખૂબ હર્ષભેર બોલતો તથા આનંદ, હૃદયમાં ન સમાવાથી એકાએક તે આનંદમાં ઉછળતો ખડખડાટ હસી પડ્યો, અને તે વેળાના મનના ઉમંગના ઉછળવાના આંચકાથી, ગરદન-પરનો પત્થર આપોઆપ નીચે પડી ગયો.

આવે સ્થળે સ્વામીનો આવો વિચક્ષણ પ્રકાર જોઈને તથા આવી લાહે જેવી રેતીમાં કોઈના પણ ભય વગર તેને હર્ષભેર નાચતો ને કૂદતો જોઇ, અનુચરો તથા કેદીઓ અને તેની આસપાસ ઉભેલા બીજા સર્વ લોકો બહુ વિસ્મય પામી ગયા. આ વખતે આ સ્વામીને શાનો આનંદ થઇ આવ્યો? તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. પટાવાળા કે કારભારીઓ વગેરે કોઈને પણ પૂછવાની વાટ ન જોતાં સ્વામી તુરત વાડાની બહાર નિકળી આવ્યો, ને રાજા આગળ જઈ તેને કહેવા લાગ્યો કે, "જેણે મને આ તારી આજ્ઞાનુસાર દંડના અપાયમાં નાંખ્યો છે, એ નાંખનાર બીજું કોઇ નહીં, પણ માત્ર આ મારી લંગોટી જ છે (લંગોટી લજ્જાને માટે છે, તે લજ્જા, જ્યાં સૂધી હુંપણું છે ત્યાંસૂધી જ છે માટે) તે તને સોંપી દઈ, હું કેવળ છૂટો થાઉં છું; ને આ સંબંધે તું જ મારો ખરેખરો ગુરુ છે, માટે તને પૂર્ણ પ્રેમથી પ્રણામ કરું છું." આટલું કહી તે સ્વામીએ લાંબા થઈ રાજાને નમસ્કાર કીધા ને હજારો લોકોના દેખતાં, પોતે પહેરેલી કોપીન કાઢી, રાજા સામે ફેંકી દઇ પોતે દિગંબર થઇને તુરત ત્યાંથી ચાલી નિકળ્યો. આજથી જન્મ ભરની, રે! હજારો અને લાખો જન્મો લેવા પડત તે સર્વની સઘળી ઉપાધિ તેની ટળી ગઇ, ને તે તત્ક્ષણે જ મહા જ્ઞાની જીવન્મુક્ત થઈ યથેચ્છ સ્થળે વિચરવા લાગ્યો. આ પ્રમાણે તે સ્વામી અવધૂત, સર્વોત્તમ શાંતિનું સુખ ભોગવતો થયો.

ઉપાધિ એવી રીતે અણવધારી વધે છે, ને તેથી એટલાં

ત્રાનાં વીતે છે; માટે ઉપાધિને કદી વધારવી નહિ અને બહુ સાવધ રહેવું જોઇએ. સંસારમાં છતાં પણ જેમ બને તેમ ઉપાધિ ઓછી જ રાખતા જવું અને ઉપાધિ માત્રનું મૂળ જે અહંતા, મમતા, તેને જડમૂળથી તજવાથી પુરુષ જીવન્મુક્ત થાય છે. એ જ આ વિસ્તીર્ણ ઇતિહાસનું તાત્પર્ય છે.

## સારાસાર વિચાર.

વિશાલકેતુ ! પછી તે મહાત્મા સદ્‌ગુરુએ મને સંબોધીને આ પ્રમાણે કહ્યું:–જગતમાં પરમાત્માએ જે કંઈ વસ્તુ નિર્માણ કરેલી છે, તે સઘળી પોતાના સારા નરસા ફળ માટે, તેનો ઉપયોગ કરનાર મનુષ્યની, સારું નરસું સમજવાની વિવેકી બુદ્ધિ ઉપર આધાર રાખે છે. તે ઉપરનાં ઘણાંખરાં દૃષ્ટાંતોથી તારા સમજવામાં આવ્યું હશે. મેં આગળ કહેલાં એ સઘળાં કર્તવ્યો પોતે જાણવાં અને તેઓને પોતાના કાર્યમાં આણવાં અર્થાત્ હરકોઈ વસ્તુ ગમે તેવા રૂપકમાં અને ગુણમાં હોય, પણ તેમાંથી પોતાના અર્થનું શું ? અને નકામું શું ? એનો નિશ્ચય કરી, સારું અને પોતાના અર્થનું હોય તેટલું જ ઉપયોગમાં લેવું, એવી મતિને સારાસાર વિચાર કહે છે. સારાસાર વિચાર ન જાણનાર કે ન કરનાર મનુષ્ય ગુણકારી પદાર્થોનો પણ ઘણો ઉલટો ઉપયોગ કરે છે. તેમ ન થાય માટે સારાસાર વિચારબુદ્ધિ મનુષ્યે અવશ્ય ઉપયોગમાં લેવી જ જોઈએ અને તેટલા માટે જ, એને મેં કર્તવ્યમાં ગણ્યું છે. સાર અને અસાર, એને સંપૂર્ણ રીતે જાણવું એ નિર્મળ શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યનું કામ છે, ને તેવા વિચક્ષણ અને જ્ઞાતા પુરુષો ગમે તેવી વસ્તુ (સારી વા નરસી) પોતાના આગળ આવે ત્યારે તેને બરોબર ઓળખી, તેમાંથી જેટલો મળે તેટલો સારાસાર માત્ર ગ્રહણ કરી, અસારને તજી દે છે. દહીં એ દેખીતી ઉત્તમ અને એક જ વસ્તુ છે; પણ સારગ્રાહી તેનું રુડી રીતે મથન કરી, તેમાંથી સારરૂપ નવનીત કાઢી લે છે, ને છાશને જૂદી કરી દે છે. તેવી જ રીતે કેવળ એક જ દેખાતી વસ્તુ મનુષ્ય પ્રાણી છે. પણ જ્ઞાતા પુરુષો, તેમાંથી (તેનાથી) સારરૂપ પરમ તત્ત્વ પરમાત્માને જાણી, બાકી રહેલા અસાર રૂપને તેમાંથી જૂદા અને અનિત્ય માને છે. આટલું તો

આટલું મથ્યો, પણ ઉપાધિનું ખરેખર મૂળ તો મારામાં ઉંડી જડ ઘાલી રહ્યું છે. અહો ! પણ હવે તે મારા જોવામાં આવી છે. તેની જડ ગઈ તો ઝાડ ઉગવાની આશા નથી, માટે, હું એને તજી દઉં તો ખરેખર હું ધારું છું કે, મારી સર્વ ઉપાધિ નિર્મૂળ જેવી થઇ જાય અને હું મહા સુખી થઇ જાઉં.' આવા વિચારની ખૂબ ધૂનમાંથી તે એકાએક ચમકી ઉઠ્યો, અને "આજે જ મારી ઉપાધિ સમૂળી ગઇ." એ છેલ્લા બોલ ખૂબ હર્ષભેર બોલતો તથા આનંદ, હૃદયમાં ન સમાવાથી એકાએક તે આનંદમાં ઉછળતો ખડખડાટ હસી પડચો, અને તે વેળાના મનના ઉમંગના ઉછળવાના આંચકાથી, ગરદનપરનો પત્થર આપોઆપ નીચે પડી ગયો.

આવે સ્થળે સ્વામીનો આવો વિચક્ષણ પ્રકાર જોઈને તથા આવી લાહે જેવી રેતીમાં કોઈના પણ ભય વગર તેને હર્ષભેર નાચતો ને કૂદતો જોઇ, અનુચરો તથા કેદીઓ અને તેની આસપાસ ઉભેલા બીજા સર્વ લોકો બહુ વિસ્મય પામી ગયા. આ વખતે આ સ્વામીને શાનો આનંદ થઇ આવ્યો ? તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. પટાવાળા કે કારભારીઓ વગેરે કોઈને પણ પૂછવાની વાટ ન જોતાં સ્વામી તુરત વાડાની બહાર નિકળી આવ્યો, ને રાજા આગળ જઇ તેને કહેવા લાગ્યો કે, " જેણે મને આ તારી આજ્ઞાનુસાર દંડના અપાયમાં નાંખ્યો છે, એ નાંખનાર બીજું કોઇ નહીં, પણ માત્ર આ મારી લંગોટી જ છે (લંગોટી લજ્જાને માટે છે, તે લજ્જા, જ્યાં સૂધી હુંપણું છે ત્યાંસૂધી જ છે માટે) તે તને સોંપી દઈ, હું કેવળ છૂટો થાઉં છું; ને આ સંબંધે તું જ મારો ખરેખરો ગુરુ છે, માટે તને પૂર્ણ પ્રેમથી પ્રણામ કરું છું." આટલું કહી તે સ્વામીએ લાંબા થઇ રાજાને નમસ્કાર કીધા ને હજારો લોકોના દેખતાં, પોતે પહેરેલી કોપીન કાઢી, રાજા સામે ફેંકી દઈ પોતે દિગંબર થઇને તુરત ત્યાંથી ચાલી નિકળ્યો. આજથી જન્મ ભરની, રે ! હજારો અને લાખો જન્મો લેવા પડત તે સર્વની સઘળી ઉપાધિ તેની ટળી ગઇ, ને તે તત્ક્ષણે જ મહા જ્ઞાની જીવન્મુક્ત થઈ યથેચ્છ સ્થળે વિચરવા લાગ્યો. આ પ્રમાણે તે સ્વામી અવધૂત, સર્વોત્તમ શાંતિનું સુખ ભોગવતો થયો.

ઉપાધિ એવી રીતે અણવધારી વધે છે, ને તેથી એટલાં

વાનાં વીતે છે; માટે ઉપાધિને કદી વધારવી નહિ અને બહુ સાવધ રહેવું જોઇએ. સંસારમાં છતાં પણ જેમ બને તેમ ઉપાધિ ઓછી જ રાખતા જવું અને ઉપાધિ માત્રનું મૂળ જે અહંતા, મમતા, તેને જડમૂળથી તજવાથી પુરુષ જીવન્મુક્ત થાય છે. એ જ આ વિસ્તીર્ણ ઇતિહાસનું તાત્પર્ય છે.

## સારાસાર વિચાર.

વિશાલકેતુ! પછી તે મહાત્મા સદ્ગુરુએ મને સંબોધીને આ પ્રમાણે કહ્યું:–જગતમાં પરમાત્માએ જે કંઇ વસ્તુ નિર્માણ કરેલી છે, તે સઘળી પોતાના સારા નરસા ફળ માટે, તેનો ઉપયોગ કરનાર મનુષ્યની, સારું નરસું સમજવાની વિવેકી બુદ્ધિ ઉપર આધાર રાખે છે. તે ઉપરનાં ઘણાંખરાં દૃષ્ટાંતોથી તારા સમજવામાં આવ્યં હશે. મેં આગળ કહેલાં એ સઘળાં કર્તવ્યો પોતે જાણવાં અને તેઓને પોતાના કાર્યમાં આણવાં અર્થાત્ હરકોઇ વસ્તુ ગમે તેવા રૂપકમાં અને ગુણમાં હોય, પણ તેમાંથી પોતાના અર્થનું શું? અને નકામું શું? એનો નિશ્ચય કરી, સારું અને પોતાના અર્થનું હોય તેટલું જ ઉપયોગમાં લેવું, એવી મતિને સારાસાર વિચાર કહે છે. સારાસાર વિચાર ન જાણનાર કે ન કરનાર મનુષ્ય ગુણકારી પદાર્થોનો પણ ઘણો ઉલટો ઉપયોગ કરે છે. તેમ ન થાય માટે સારાસાર વિચારબુદ્ધિ મનુષ્યે અવશ્ય ઉપયોગમાં લેવી જ જોઈએ અને તેટલા માટે જ, એને મેં કર્તવ્યમાં ગણ્યું છે. સાર અને અસાર, એને સંપૂર્ણ રીતે જાણવું એ નિર્મળ શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યનું કામ છે, ને તેવા વિચક્ષણ અને જ્ઞાતા પુરુષો ગમે તેવી વસ્તુ (સારી વા નરસી) પોતાના આગળ આવે ત્યારે તેને બરોબર ઓળખી, તેમાંથી જેટલો મળે તેટલો સારાસાર માત્ર ગ્રહણ કરી, અસારને તજી દે છે. દહીં એ દેખીતી ઉત્તમ અને એક જ વસ્તુ છે; પણ સારગ્રાહી તેનું રુડી રીતે મથન કરી, તેમાંથી સારરૂપ નવનીત કાઢી લે છે, ને છાશને જૂદી કરી દે છે. તેવી જ રીતે કેવળ એક જ દેખાતી વસ્તુ મનુષ્ય જાણી છે. પણ જ્ઞાતા પુરુષો, તેમાંથી (તેનાથી) સારરૂપ પરમ તત્ત્વ પરમાત્માને જાણી, બાકી રહેલા અસાર રૂપને તેમાંથી જૂદા અને અનિત્ય માને છે. આટલું તો

સત્ય જ છે કે, એક વસ્તુમાંથી (સાર અને અસારરૂપ) બે ભાગ પડ્યા, તો તેનો ઉપભોગ કરનારના મનમાં તે સારવાળા ભાગ ઉપર વિશેષ પ્રીતિ રહેશે, ને અસાર તો છે તોયે શું? ને ન હોયે તોયે શું? એમ તેનાપર પ્રીતિએ નહિ, ને અપ્રીતિએ નહિ–તેમ વર્તશે. તેવી જ રીતે આ આખું જગત્ અને તેમાં સર્વત્ર વ્યાપી રહેલું પરબ્રહ્મ રૂપ, જ્યારે જ્ઞાતાના ઓળખવામાં ખરેખરું આવ્યું, ત્યારે તેની જગત્પરની પ્રીતિ પોતાની મેળે નહિ જેવી થઇ, સત્ય પ્રીતિ બ્રહ્મપર જોડાશે. આ સંબંધે સંપૂર્ણ સારાસાર વિચાર કરનારા મહાત્મા જનક રાયને કોઇ ચમત્કારિક રીતે પ્રશ્ન ઉઠ્યો હતો, જેનું સમાધાન કોઇએ નહિ, પણ એક આઠ વર્ષના ઋષિ કુમારે કર્યું હતું, તે ઇતિહાસને તું સાંભળ.

## જનક વિદેહનું સ્વપ્ન ચરિત્ર.

ભાગીરથીના પવિત્ર તટપર જ્યાં ઘણાક મહર્ષિઓના આશ્રમો આવેલા હતા, ત્યાં અનેક જાતના વૃક્ષોના સમૂહો શોભી રહેલા હતા. ત્યાં સૃષ્ટિલીલા સંપૂર્ણ રીતે પોતાની બલિહારી પ્રકટ કરતી હતી. તે સ્થળે સાંજ પડવા આવી હતી, તે વેળા, છેક ભાગીરથીના તટપર આવેલી લતાઓમાં, કેટલાંક બાળકો રમતાં હતાં. કેટલાંકની નજર ભાગીરથીના ગંભીર પ્રવાહપર, આ પારથી પેલે પાર જા આવ કરતા સુંદર મછવાઓપર ઠરી રહી હતી, કેટલાંક વૃક્ષલતાપર નાના પ્રકારના શબ્દ કરી રહેલાં, તથા સંધ્યાકાળ થવાથી એક પછી એક પોતાના માળાઓપર આવી બેસતાં પક્ષીઓને જોઇ રહ્યાં હતાં. વળી કેટલાંક વિચક્ષણ બાળકો, સંધ્યા સમે સૂર્ય છેક અસ્તાચળ ઉપર પહોંચતો હોવાથી, ઠંડા સોનેરી તડકામાં પોતાના અતિ ઘણા લાંબા પડછાયા તરફ જોઇ, બહુ આશ્ચર્ય પામતાં હતાં, ને બીજા સાથે પોતાના પડછાયાની લંબાઇ સરખાવતાં હતાં, તો કેટલાંક કંઇ જૂદી જ પ્રકારની રમતોમાં ને નાચ કૂદમાં ગુંથાઇ રહેલાં હતાં. કેટલાંએક બાળકો નવનવા મનોગત આનંદના શબ્દો ઉચ્ચારતાં હતાં. એ સૌ બાળકો બહુ તેજસ્વી અને પવિત્ર દેખાતાં હતાં. કેટલાંક મોટી ઉમરનાં હતાં તેઓને ખભે શોભી રહેલાં યજ્ઞોપવીત તથા કટિપરની મૌંજી મેખલાપરથી ખુલ્લું જણાતું હતું કે

તેઓ સૌ ઋષિઓના કુમાર છે. બાળકોના વિહારમાં ને વિહારમા, સૂર્યનારાયણ છેક અસ્ત થવા આવ્યો, સાયં સંધ્યાનો સમય થયો જાણીને સૌ બાળકો સંધ્યાવંદન કરવા માટે ગંગાના તટપર જવાને તૈયાર થયા. એટલામાં ત્યાંથી થોડેક છેટે દેખાતા આશ્રમ તરફથી એક બાળકને આવતો તેઓએ જોયો. લાગલા જ સર્વ બાળકો તેની તરફ ફરીને હસવા ને કૂદવા લાગ્યા, "કૂબડો આવ્યો, અરે વાંકલો આવ્યો, અરે ભાઈઓ ! તેની ઠમકતી ચાલ તો જૂઓ !" ઇત્યાદિ બોલતાં તેને ચ્હીડવવા મંડ્યા. પેલો છોકરો છેક પાસે આવ્યો, ત્યારે કોઇએ તેના હાથમાંથી લાકડી લઇ લીધી, તો કોઇએ તેની બગલમાંથી યજ્ઞના ભસ્મની દાબડી અને દર્ભાસન છીનવી લીધું: કોઈએ પછ-વાડેથી તેની લંગોટી ખેંચવા માંડી, તો કોઈ તેનાં પાંસળાંમાં સળીઓ કે આંગળીઓ ઘોંચતા ઉભા રહ્યા. એમ અનેક પ્રકારનાં ટીખળ અને ચાળા કરીને બાળકો તેને પજવવા લાગ્યા. આ બાળક પોતાના હાથમાંથી લાકડી ગઈ કે તુરત અશક્ત થઇ પૃથ્વી-પર બેશી ગયો, કેમ કે લાકડીના આધારે જ તેનાથી ચલાતું હતું. તે આખાં શરીરે આઠ ઠેકાણે કૂબડો હતો. તેનાં સર્વ અંગો એવાં કઢંગાં તથા વાંકાં ચૂકાં હતાં કે તેની વિલક્ષતા જોઇ હરકોઇ મોટી ઉમરના મનુષ્યને પણ સહેજે હસવું આવે. પોતાના હાથમાં લાકડી લઇ તે ચાલતો ત્યારે તેનાં આઠે અંગો, એક સમયે, હસવા જેવી રીતે વાંકાં વળી જતાં હતાં, અને ત્યારે જ તેનાથી એક ડગલું ભરાતું હતું, તેથી હરકોઇ જોનારને તેની તરફ બે ભાવ ઉત્પન્ન થતા હતા: એક હાસ્ય ને બીજી દયા. આટલી નાની, આઠ વર્ષની ઉમ-રમાં, તે બિચારો આટલો બધો દુ:ખી, કુરૂપ અને વળી અશક્ત, તેથી દયા તો સહજ ઉપજે; અને વળી તેમાં આ વખતે છોક-રાઓએ તેને પજવી નિરુપાય કરી દીધો હતો એટલે, તે દેખાવ તો ખરેખર કરુણ જ હતો. પણ યજ્ઞભૂ! ઈશ્વરી માયા કંઈ વિલ-ક્ષણ જ છે: જગતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે, જો કોઇ મનુષ્યનું એક અંગ કોઈ કારણથી નકામું થઇ ગયું હોય તો તેનું બીજું અંગ તેના બદલામાં વિશેષ બળવાન્ અને ચંચળ હોય છે. એક હાથ, યુદ્ધમાં વા કોઈ કારણથી, કપાઈ ગયો હોય તો,

બીજો તે બેનું કામ ઘણી ચાલાકીથી ને બળથી કરી શકે છે. જેની ચક્ષુ ઇંદ્રિય નાશ પામી હોય તેની સ્મરણશક્તિમાં ને ત્વચામાં હરકોઇ વસ્તુનો, જોવાની પેઠે, નિર્ણય કરવાની વિશેષ શક્તિ આવે છે. તેવી જ રીતે, બલ્કે તે કરતાં હજારગણું વિશેષ આશ્ચર્ય આ બાળકમાં હતું. તેનાં અંગોની સ્થિતિ આવી વિલક્ષણ હતી, છતાં તેની બુદ્ધિ ને જ્ઞાનશક્તિ મોટા વૃદ્ધ પુરુષ કરતાં પણ શ્રેષ્ઠ હતી. આ વાતે તો ઈશ્વરી ચમત્કારનો આડો આંક જ હતો. એ બ્રાહ્મણ બાળક અન્ય બાળકોએ આટલો બધો પજવવા છતાં પણ, ક્રોધ ન કરતાં શાંત થઇને બેઠો હતો. પરંતુ સંધ્યા સમય વહી જતો હોવાથી તેણે તે બાળકોને વિનતિ કરવા માંડી કે, "ભાઈઓ! કૃપા કરી મારી લાકડી આપો.' તેના ઉપર દયા લાવી તે ટોળામાંના કેટલાક સમજુ બાળકો, બીજાઓને કહેવા લાગ્યા, "અરે! એ ગરીબને પજવશો નહિ; એનો તો બાપ નથી, તેથી અહીં પોતાની મા સાથે મોસાળમાં રહે છે. વળી એની માતાના બાપને એવી ખબર પડશે તો તે આપણ બધાને મારશે. તે ડોશો બહુ રીશાળ છે, ને સંધ્યા સમય થયો છે, માટે હમણાં તે પણ ગંગાપર સ્નાન માટે આવતો હશે. માટે એની લાકડી આસન વગેરે આપી દો." તે બાળકની માના બાપનું નામ સાંભળતાં જ સઘળા છોકરાઓ તેની લાકડી, આસન તથા ગૌમુખી વગેરે તેની આગળ જ નાંખી દઈ, ચડપોચડપ, કેટલાક ગંગાતટપર સંધ્યાવંદન માટે ને કેટલાક આશ્રમો તરફ દોડી ગયા. તેની વસ્તુ આપી બાળકો ખસી ગયા એ જોઈ, તેને આનંદ થવો જોઈએ તેને ઠેકાણે, એ બાળક ગંભીર મુદ્રા કરી, કંઇક શોચ કરતો હોય એવો જણાયો અને તે સાથે નિઃશ્વાસ મૂકી બોલ્યો, "અરે! શું આ છોકરાઓ કહે છે, તેમ મારે બાપ નથી? શું હું જેને અદ્યાપિપર્યન્ત પિતાજી! પિતાજી! કહું છું, તે મારી માનો પિતા છે? મારો પિતા કયાં છે? મારી માતુશ્રીને આ વાતની ખબર નહિ હોય? હું જરૂર, આજે જઇને તેને પૂછીશ." આમ બોલતો, પોતાની લાકડીને ટેકે ટેકે, તે ગંગાપર ગયો અને સંધ્યાવંદન કરી તે જ વાતનું મનન કરતો ઘેર આવ્યો. પછી રાત્રે સૂવા વખત આંખમાં આંસુ લાવી, ગદ્‌ગદિત કંઠે તે પોતાની પથા-

રીપર બેઠો હતો, એ જોઇ, તેની માએ તેને પૂછ્યું, "ભાઇ! તું કેમ રડે છે? તને કોઇએ માર્યો છે? કે કોઇ વાતનો ઉપદ્રવ કીધો છે? શાંત થા, જેણે તને કોઇ વાતે દૂભવ્યો હશે, તેને હું આપણા પિતાજીને કહી, આ આશ્રમ સુદ્ધાં તજાવી દઇશ, માટે મને શીઘ્ર જણાવ કે શું છે?" "જનની! મને કોઇએ માર્યો નથી, તેમ દૂભવ્યોએ નથી, પરન્તુ તું જેને પિતાજી કહે છે, તે આપણો કોણ થાય છે?" એમ તે બાળકે પૂછ્યું ત્યારે, તેની મા બોલી, "બાલુડા! એ મારા પિતા અને તારા માતામહ છે; પણ નાનપણથી જ મારું સાંભળીને, તું તેમને પિતા કહેતો આવ્યો છે, માટે હું આપણા પિતા એમ બોલું છું." "હે માતુશ્રી! આપણે શું હાલ મારા મોસાળમાં રહીએ છીએ? કહે મને, આપણું ઘર ક્યાં છે? મારા પિતાજી ક્યાં છે? મને ઋષિના બાળકો વારંવાર એમ કહે છે કે, 'એને બાપ નથી, એ બિચારો મોસાળમાં રહે છે, તો શું મારે પિતા નથી?" તેનાં આ શોચનીય વચન સાંભળીને, તેને પોતાના હૃદય સરસો ચાંપી, તેની માતુશ્રીએ કહ્યું, "બાપુ! આપણું ઘર તો અહીંથી બહુ દૂર–પ્રાચી સરસ્વતી નદીના તટપર છે. પણ ત્યાં તારા પિતા રહેતા નથી, તો આપણે કોની પાસે રહીએ? તું નાનો હતો ત્યારથી તને લઇને હું અહીં મારા પિતાને ઘેર આવી રહી છું, તારું મૌંજીબંધન પણ અહીંઆં જ થયું છે, ને ગાયત્રીનો ઉપદેશ પણ મારા પિતાજીએ કીધો છે." "એ બધું તો ખરું, પણ માતા! મારો પિતા ક્યાં છે? તે તું કેમ મને કહેતી નથી?" એમ બાળક બોલ્યો, ત્યારે તેની માએ કહ્યું, "પુત્ર! તારો જન્મ પણ નહોતો ત્યારથી તારા પિતાનો ને મારો વિયોગ થયો છે. ઘણાક મહાન્ ઋષિઓની સાથે, મિથિલાપુરીના રાજા જનકને ત્યાં તેઓ અદ્યાપિ પર્યંત છે એમ સંભળાય છે." બાળકે કહ્યું, "માજી! તેમને જનકને ત્યાં શામાટે જવું પડયું? અને આટલાં બધાં વર્ષથી તે ત્યાં જ કેમ રહ્યા છે? શું તેં તેમનો કંઈ અપરાધ કરીને રીસાવ્યા છે?" "વત્સ! તેમ નથી," માએ કહ્યું; "પણ તારા પિતા અતિ વિદ્વાન્ અને પ્રસિદ્ધ પુરુષ છે, માટે જનક રાજાએ પોતાના કોઈ પ્રશ્નના સમાધાન માટે, બીજા અનેક ઋષિઓ સાથે તેમને પણ આમં-

ગ્રણ કરેલું હતું. એવું સંભળાય છે કે, ત્યાં ગયલા કોઈ પણ ઋષિ મુનિથી રાજાના પ્રશ્નનું સંતોષકારક ઉત્તર અપાયું નથી, તેથી રાજાએ તે સૌને પોતાને ત્યાં જ રાખેલા છે, ને કહ્યું છે કે, 'ઋષિવરો! જ્યાંસૂધી મારા આ પ્રશ્નનું પ્રત્યુત્તર આપથી અપાય નહિ, ત્યાંસૂધી આપને મારે ત્યાંથી જવું યોગ્ય નથી. આપને અગ્નિહોત્રાદિ નિત્ય કર્મ સારુ જે કંઇ સાહિત્યો જોઇએ તે આપની કૃપાથી અત્ર તૈયાર છે, આ રાજ્ય આપનું જ છે, માટે યથેચ્છ પદાર્થનો ઉપભોગ કરતા આપ અત્ર જ રહી, મારા ગૃહને પાવન કરો.' આમ હોવાથી ત્યાં ગયલા કોઈ પણ ઋષિ અદ્યાપિ પાછા ફર્યા નથી." આ સાંભળી તે બાળક એકાએક ઉત્કંઠાથી બોલ્યો, "મા! એવો તે શો પ્રશ્ન રાજાએ કીધો છે? કે જેનું ઉત્તર હજુ સૂધી કોઈ આપી શક્યું નથી? તને ખબર હોય તો મને કહે. કાલે જ સવારે હું મારા મામાને સાથે તેડીને, જનક પુર પ્રતિ પ્રયાણ કરીશ; અને રાજાના પ્રશ્નનું મનમાનતું ઉત્તર દઈ, મારા પિતા આદિ સર્વ ઋષિઓને ત્યાંથી મુક્ત કરીશ. આટલા દહાડા સૂધી, રાજાના એક પ્રશ્નનું ઉત્તર નથી અપાયું તો શું બ્રહ્માણીજ જગતમાંથી નિસ્તેજ—નિઃસત્વ થયું? શું તત્ત્વજ્ઞાની પુરુષોને, સ્ત્રીઓ જન્મ આપતી નથી?" મા બોલી, "પુત્ર! આ તું શું બોલે છે? મોટા મોટા પ્રતાપી પુરુષોથી જેનું સમાધાન થઇ શક્યું નથી, તેનું ઉત્તર તું કેમ આપી શકીશ? તેં હજુ અભ્યાસ કર્યો નથી, તારું વય છેક નાનું છે, ને તારા શરીરની અવસ્થા આવી દયાર્દ્ર છે, તો આવો મોટો મનોરથ તું મનમાં કેવી રીતે આણે છે? રાજાએ માત્ર 'આ સાચું કે તે સાચું?' એટલો જ મોઘમ પ્રશ્ન પૂછ્યો છે. જે પ્રથમ સમજવો જ અશક્ય છે, તો તેનું ઉત્તર આપવું એ તારાથી કેમ બની શકશે? હે પુત્ર! તારી બાળક મતિથી તું મને આ કરતાં પણ વિશેષ દુઃખી કરીશ એમ હું ધારું છું. તારા પિતાનો, મને ઘણા વર્ષનો વિયોગ છે, પરંતુ તને જોઈને હું મારા મનને સંતોષ માનું છું, તો તું મારી નજર આગળથી દૂર થઈશ ત્યારે મારાથી કેમ રહેવાશે?" માનાં પ્રેમપૂર્ણ સ્નિગ્ધ વચન સાંભળીને, બાળકે કહ્યું, "મા! તું એ માટે કશી ચિંતા કરીશ નહિ. મને ત્યાં ઝાઝા દિવસ લાગશે નહિ, કેમ

કે, પ્રશ્નનું ઉત્તર આપીને તરતજ હું મારા પિતાજી સાથે અહીં આવીશ. તું રાજી થઇને આજ્ઞા આપીશ તોપણ, અને નહિ આપે તોપણ, પિતાજીની સેવા કરવા સારુ અવશ્ય હું ત્યાં જઇશ.” પુત્રનો આટલો બધો આગ્રહ જોઇ, તેની માતાએ પોતાના ભાઇને સાથે મોકલી, બીજે દિવસે તેને વિદાય કીધો; એટલે તે અનેક નદીઓ, પર્વતો, વનો અને શહેરોને ઓળંગતો જનક પુર ભણી ચાલ્યો.

હવે અહીંઆંથી એક બીજી વાત શરુ થાય છે. એક સમે ઉષ્ણ કાળના દિવસોમાં, જ્યારે બરાબર મધ્યાહ્ન થયા હતા, પંથીઓ માર્ગમાં લાગતા અતિશય તાપથી તથા લૂના વાયરાથી કંટાળી, ખૂબ ઘટ્ટ છાયાંવાળાં વૃક્ષો નીચે, કિંવા ધર્મશાળાઓમાં વિશ્રામ લેવા બેઠા હતા; તેમ જ ભાગ્યશાળી જનો ઉંચા અવાસોમાં, બારીએ નાખેલી સુગંધી વાળાની ટટ્ટીઓમાંથી આવતા સુગંધમય શીતળ પવનની લહરોથી આનંદ પામતા હીંડોળાઓપર હીંચતા, ને વનોમાં મૃગપતિઓ, રાત્રિની મૃગયાના શ્રમથી પોતાની એકાંત અને શીતળ ગુફાઓમાં નિરાંતે વિશ્રામ લેતા હતા, તે સમયે સૌભાગ્યવતી મિથિલા નગરીને વિષે એક ગુપ્ત કૌતુક બન્યું. ઉષ્ણ કાળના દિવસો હોવાથી મહારાજા જનકનો રંગમહાલય, નાના પ્રકારના શીત ઉપચારોથી અલંકૃત કરેલો હતો, બારી બારણાં વગેરે સઘળે ઠેકાણે, પાણીથી છાંટેલા સુગંધી વાળાના પંખાઓ ફરરરર ફરફરી રહ્યા હતા, તેથી પોતાની મેળે ઠંડો પવન અંદર આવ્યો જતો હતો. મેહેલના દિવાનખાનાની મધ્યમાં એક અતિશય સુશોભિત સુવર્ણ પલંગ પાથરેલો હતો. તેપર નાના પ્રકારનાં સુવાસિક પુષ્પોના ગાદી તથા તકીઆ બીછાવેલા હતા. તે પલંગની આસપાસ તે દિવાનખાનાની સ્ફટિકની ભૂમિમાંથી, સોનાની નળીઓ વાટે ફરફરાટ ઉડી રહેલા ગુલાબ, મોગરા વગેરે પુષ્પોના અર્કના ફુવારા ઉડતા હતા. ત્યાં આગળ મહારાજા જનક, ભોજન કરીને, તે પલંગપર, તકીઆને અઢેલી, આડા થયા હતા. શરીરે યક્ષકર્દમ–ઘણુંક સુવાસિક ચંદનનો ગારો ચર્ચેલો હતો. આમ સઘળી રીતે શીતળ ઉપચારો થતા હોવાથી, તે ઠેકાણે, ઉષ્ણ કાળનો કિંચિત્ ભાસ પણ થતો નહોતો. ત્યાં આગળ પડ્યાં પડ્યાં જનક

રાયની આંખ સહજ મળી ગઇ. તે અર્ધા જાગેલા ને અર્ધા ઉંઘેલા હતા અર્થાત્ ઉંઘ આવી ન આવી હતી તેવામાં, તેમને એક વિલક્ષણ સ્વપ્ન આવ્યું.

પોતાના રાજ્યપર જાણે કોઇ પરદેશી બળવાન્ રાજા ચઢી આવ્યો છે; તેના અપાર સૈન્યે પોતાના નગરને ચોમેરથી ઘેરી લીધું છે; તેની સાથે તુમુલ યુદ્ધ કરતાં પોતાનું સર્વ સૈન્ય નાશ પામ્યું છે; અને તેથી તે નિર્બળ થઈ પડ્યો છે; પોતાને તે શત્રુ-રાજાએ નગરમાંથી નીકળી જવાની તાકીદ કરી છે, ને રાજ્યસિંહા-સન પોતાને સ્વાધીન કરી લીધું છે. શત્રુએ રાજ્ય, ધન, સંપત્તિ, સ્ત્રીઓ અને સર્વસ્વ હરણ કરી લીધું એટલું જ નહિ, પણ રાજાના શરીરપરનાં સર્વ વસ્ત્ર તથા અલંકારો પણ ઉતારી લઇ, માત્ર લજ્જા રક્ષણાર્થે એક પટકો પહેરવાને આપીને, તેને ત્યાંથી કાઢી મૂક્યો છે. વળી સર્વત્ર ઢંઢેરો ફેરવ્યો કે, “આ જનકનું દયાથી, મિત્રતાથી અથવા પોતાનો આગળનો રાજા જાણીને પણ, કોઇએ સન્માન કરવું નહિ; તથા કોઇએ પોતાને ત્યાં રાખી, કોઇ જાતનો આશ્રય આપવો નહિ.” તુરત જ જનકને, એક કંગાલ જેવા મનુષ્યની હાલતમાં, આંખમાંથી પડતે આંસુએ, અનુચરોના ધક્કા ખાતાં, અતિ સુંદર રાજમહેલમાંથી બહાર નિકળવું પડે છે. હવે ક્યાં જવું? તેની સૂઝ પડતી નથી. માર્ગમાં, શેરીમાં, ને ચોટામાં કોઇ તેને બોલાવતું કે આદરમાન પણ આપતું નથી. પોતાની રાજ સત્તાના સમયમાં પોતાનું નામ સાંભળીને જેઓ થરથર ધ્રુજતા હતા ને પોતાના મ્હોંમાંથી માત્ર એક વચન નિકળતાં પહેલાં સૌ કોઈ તેની આજ્ઞાનું પાલન કરતા હતા, તેઓ આજે તેના સામું પણ જોતા નથી. હાથી-પર કે સુખપાલમાં બેશીને પોતાની સ્વારી જ્યારે બજારમાંથી નિકળતી ત્યારે મોટા કોટ્યાધીશથી માંડીને કંગાલ સૂધી સર્વ મનુ-ષ્યો જેને દંડવત્ કરતા હતા, તેઓમાંથી આજે કોઈ તેની પાસે પણ ઉભું રહેતું નથી. શત્રુ રાજાની આજ્ઞા થવાથી સઘળે તેને માર માર ને ફીટ ફીટ થઇ રહી છે. માત્ર એક જ પોતીઉં પહેરેલું હોવાથી, માર્ગમાંનાં શ્વાનો ભસે છે અને બાળકો તાળીઓ પાડે છે. આટલું છતાં પણ શેહેરમાં રહેવાની આજ્ઞા નથી. હમણાં ખરા

મધ્યાહ્ન થયેલા છે, ઉન્હાળાનો દહાડો હોવાથી તીવ્ર તાપ પડે છે, પગમાં જોડા કે શરીરપર વસ્ત્ર નથી, પોતાના અમલ સમયે આવા ઉષ્ણ કાળમાં તો બહાર નિકળવું શેનું હોય? પણ કદાચ નિકળવું પડે તો સેંકડો ઘોડેસ્વારો આગળ ને સેંકડો પાછળ ચાલતા, એટલું જ નહિ, પણ જેમાં જરા પણ ગરમ વાયુનો પ્રવેશ થઇ શકે નહિ એવા ઠંડા મ્યાના કે હાથીની અંબાડીમાં બેશીને તે નિકળતો, ને ઉપર સુશોભિત છત્ર ધરાતાં હતાં, તેવા રાજાઓના રાજાને આજે ખરા મધ્યાહ્ને, અડવાણે પગે ને ઉઘાડે શરીરે, નગરમાંથી બહાર નિકળવું પડે છે.

સૂર્યનારાયણ બારે કળાએ તપે છે, નીચે રેતી લાહે જેવી ગરમ થયેલી છે, રાનમાંથી ચારે દિશાના અગ્નિની જ્વાળા જેવા લૂના સપાટા શરીરને બાળી નાંખે છે. વેળા વટી ગઈ છે, માટે, ક્ષુધા પણ લાકડાં કરડે તેવી લાગી છે. એવી સ્થિતિમાં તે જનકપુરમાંથી નિકળી જાય છે. માર્ગમાં ઝાઝાં વૃક્ષો પણ નથી, કે જેની નીચે સહજવાર પણ વિશ્રાંતિ લેવા બેસે. અત્યંત ત્રાસથી અને શોક તથા ખેદથી ચૂર્ણ અંતઃકરણે, આંખોમાંથી ગળતે આંસુડે, સુમારે સાંજ પડવા આવી તે વેળાએ, એક બીજા શેહેરમાં તે જઇ પહોંચે છે. ત્યાં શત્રુ રાજાએ પોતાની આણ ફેરવી હતી, માટે કોઈ તેને આશ્રય આપે તેવું નહોતું. ભૂખથી લમણાં બેશી ગયાં છે અને ડાચાં મળી જઇ, પેટ વાંસે ચોંટયું છે. વળી આખો દિવસ વનનો રૈરવ નરકના જેવો મહા ત્રાસ ભોગવી, શરીર કેવળ શિથિલ થઇ ગયલું છે, અને પોતાને થયલા આ અગાધ અપમાન તથા પદભ્રષ્ટપણાની ચિંતા તથા ખેદ તો ત્રૈલોક્યમાં પણ સમાતાં નથી. આટલું છતાં પેટ કાંઈ મૂકી દે છે? ભૂખના આગળ બીજાં સર્વ દુઃખ દટાઇ જાય છે, માટે હવે પહેલો તેનો ઉપાય કરવો આવો તે વિચાર કરે છે. પણ કોઇ આશ્રય આપે એમ નહોતું, તેથી, તેણે ઘરોઘર ને હાટોહાટ ભિક્ષા માગવા માડી. આખું શહેર—તેની ઓગણીશ બજારો—ફરતાં ફરતાં છેક પાછલો બે ઘડી દિવસ રહ્યો અને શરીર થાકી ગયું ત્યારે, ભીખ માંગવાથી પણ માત્ર ઓગણીસ બદામ એકઠી થઇ. અરે મારી પાસે એક પા પૈસાનું વિત્ત

પણ નહિ? હવે એમાં તે શું અન્ન કે બીજું કંઈ પણ મળે? પછી જેમ તેમ ભાઇ બાપા કરીને તે ઓગણીસ બદામનું, એક કુંભારની પાસેથી એક માટીનું ઠોબરું (ઠીકરાનું રામપાત્ર-ચાટણું-ભીખારીનું માગી ખાવાનું) વેચાતું લીધું, ને એક સાહુકાર, પોતાને ત્યાં સદાવ્રતમાં નિત્ય ભીખારીઓને રાંધેલો ખીચડો આપતો હતો ત્યાં આગળ તે ઠોબરું લઇને ગયો. પણ ત્યાં મોડું થઇ ગયલું હોવાથી સૌ ભીખારીઓને ખીચડો અપાઈ ગયો હતો; તેથી રાંધ-નારે તેને મારીને ત્યાંથી હાંકી કાઢવા માંડ્યો; પણ ઘણીક દીન-તાથી તેણે પ્રાર્થના કરી ત્યારે, દયા લાવી તેણે વાસણને તળીએ કે પેટે જરાતરા વળગેલો ખીચડો, ઘસડીને કાઢી આપ્યો. આ લઈને સઘળાં ભીખારુઓની સાથે બજારમાં જઇ બેઠો. ત્યાં આગળ તે પીરસેલા ખીચડામાં તે સાહુકાર તરફથી પૈસા પૈસાભાર ઘી અપાતું હતું. અતિશય ક્ષુધાને લીધે આત્મા અત્યંત આકુળવ્યાકુળ થતો હતો, ને આખું શરીર કંપતું હતું, તેથી, ભીખારુઓની ભીડમાં ઘી લેતી વેળાએ તેનો હાથ સ્થિર નહિ રહેવાથી, ઠોબરું હાલતું રહ્યું નહિ અને ઘી સઘળું નીચે ઢળી ગયું. આ કોરી ખીચડી કેમ ખવાશે? એવા વિચારથી તે ઘી આપનારાને ઘણાક કાલાવાલા કર્યા ત્યારે તેણે દયાને લીધે બીજીવાર ઘી નાખ્યું. ખીચડી મળી, ઘી મળ્યું, પણ તે કંઇ માર્ગમાં બેશી ખવાય નહિ, માટે વિચાર્યું કે, ભૂખ ઘણી લાગી છે, તો કોઈ એકાંત સ્થલ જોઇ, ત્યાં બેસીને હું નિરાંતે ખીચડો ખાઉં. જોતાં જોતાં બજારમાં જ એક દુકાનના ઓટલા નીચે ચોખ્ખી જગ્યા નજરે પડી, ત્યાં તે બેઠો. પછી ધીરે ધીરે ધ્રૂજતે હાથે, પેલું ઠીકરું ઝાલી તેમાંની ખીચડી ભેળવા માંડી. "અરેરે! હે પરમેશ્વર! હું કોણ હતો? ને કોણ થઇ ગયો? હે પ્રભુ! તારી અકળ કળા અકલિત જ છે. તારી લીલા તું જ જાણે; તું ઘડીકમાં રાજાને રંક ને રંકને રાજા બનાવી દે છે, તે સત્ય જ છે. હે અનાથબંધો! તારી લીલાની બલિહારી છે, ને હું તારો મોટો પાડ માનું છું કે આટલી આટલી અપાત્તિ મારે માથે પડતાં પણ, આખરે અત્યારે તેં મને અન્ન ભેગો કરયો. હે પરમાત્મા! તેં પાડી ને મેં ઉપાડી છે. પણ હે દીનદયાળ! આ જ્ઞાન મને હમ-

ણું જ સાંભરી આવ્યું છે; નહિ તો સંસારમાં મનુષ્ય માત્રની રીત જ છે કે, જે કંઈ સુખ સંપત્તિ મળી તે પોતાના ભાગ્યથી મળી, ને દુઃખ પડયું તે નિર્દય ઈશ્વરે દીધું એમ જ તેઓ ધારે છે. વિપત્તિ એ અમારો મનુષ્ય માત્રનો ગુરુ છે; અને દુઃખ એ જ મોટો સત્સંગ છે. દુઃખથી જ તારા મંગલનામાભિધાનનું મનુષ્યને સ્મરણ થાય છે. સુખ સંપત્તિમાં ભૂલેલો મનુષ્ય, દુઃખ દેખે છે ત્યારે જ તને સંભારે છે. પણ હે પ્રભુ! એ સઘળું કંઈ મનુષ્યના સ્વાધીનમાં નથી; કારણ અમો સૌ તારી માયાના બંધનમાં વસીએ છીએ; અને તારી માયાવડે જ અમારી એવી વિપરીત મતિ થાય છે; પણ નિરંતર તારા પરમ પુણ્યરૂપ નામનું સ્મરણ કરે છે, તેઓને તે માયા ભ્રષ્ટમતિવાળી કરી શકતી નથી. પણ હશે! આજ તો તેં મને ખરેખરી પાડી છે. વારુ, તારી જેવી ઇચ્છા; આટલું વેઠતાં અંતે આ માગ્યું ત્યાગ્યું અન્ન મને મળ્યું છે, તે પણ તું ખાવા દઇશ તો જ ખવાશે." આવો વિચાર કરતાં ખીચડું ભેળાઈ રહ્યું. હવે ભગવાનનું નામ લઇ જેવો તે પહેલો જ ગ્રાસ ભરવા જાય છે તેવામાં જ, કયાંયથી બે મસ્ત સાંઢ, ફીસોટા કાઢતા, માંહોમાંહે લઢતા અને એક બીજાને સિંગડાં ભેરવતા ત્યાં આવ્યા, તેમની અડફેટમાં રાય જનક આવવાથી, તે તૈયાર કરેલી ખીચડીનું ઠીકરું ફૂટી ગયું, ને તેમાંની ખીચડીએ ધૂળમાં મળી ગઇ. "અહાહાહા! ધન્ય પ્રારબ્ધ! ધન્ય ધન્ય મારું ભાગ્ય. અરે! પણ હવે મારી શી ગતિ!" આ છેલ્લો શબ્દ બોલતાં જ, મહારાજા જનક પુષ્પની શય્યા ઉપરથી ચમકીને ઉઠયા અને સ્વપ્નની સર્વ લીલા અદૃશ્ય થઇ ગઈ.

રાજાને પલંગપર જાગેલા જોઈ, "મહારાજાધિરાજ જનક રાયનેઘણી ખંમા." એમ છડીદારો વગેરે બોલવા લાગ્યા તથા વારંવાર પંખાઓ તથા ચામરો વગેરેથી તેને પવન ઢાળવા લાગ્યા. પણ રાજાને તે કશું ન રુચતાં, માત્ર સ્વપ્નની વાત જ તેની નજર આગળ રમવા લાગી. તે પોતાના મનમાં અતિ વિસ્મયતા સાથે વિચાર કરવા લાગ્યો, કે, "મેં આ શું જોયું? અરે મારી કેવી વિપરીત ગતિ થયલી મેં સ્વપ્નમાં જોઇ? અરે! એ તે

પણ નહિ? હવે એમાં તે શું અન્ન કે બીજું કંઈ પણ મળે? પછી જેમ તેમ ભાઇ બાપા કરીને તે ઓગણીસ બદામનું, એક કુંભારની પાસેથી એક માટીનું ઠોબરું (ઠીકરાનું રામપાત્ર-ચાટણું-ભીખારીનું માગી ખાવાનું) વેચાતું લીધું, ને એક સાહુકાર, પોતાને ત્યાં સદાવ્રતમાં નિત્ય ભીખારીઓને રાંધેલો ખીચડો આપતો હતો ત્યાં આગળ તે ઠોબરું લઇને ગયો. પણ ત્યાં મોડું થઇ ગયલું હોવાથી સૌ ભીખારીઓને ખીચડો અપાઈ ગયો હતો; તેથી રાંધનારે તેને મારીને ત્યાંથી હાંકી કાઢવા માંડ્યો; પણ ઘણીક દીનતાથી તેણે પ્રાર્થના કરી ત્યારે, દયા લાવી તેણે વાસણને તળીએ કે પેટે જરાતરા વળગેલો ખીચડો, ઘસડીને કાઢી આપ્યો. આ લઈને સઘળાં ભીખારુઓની સાથે બજારમાં જઇ બેઠો. ત્યાં આગળ તે પીરસેલા ખીચડામાં તે સાહુકાર તરફથી પૈસા પૈસાભાર ઘી અપાતું હતું. અતિશય ક્ષુધાને લીધે આત્મા અત્યંત આકુળવ્યાકુળ થતો હતો, ને આખું શરીર કંપતું હતું, તેથી, ભીખારુઓની ભીડમાં ઘી લેતી વેળાએ તેનો હાથ સ્થિર નહિ રહેવાથી, ઠોબરું હાલતું રહ્યું નહિ અને ઘી સઘળું નીચે ઢળી ગયું. આ કોરી ખીચડી કેમ ખવાશે? એવા વિચારથી તે ઘી આપનારાને ઘણાક કાલાવાલા કર્યા ત્યારે તેણે દયાને લીધે બીજીવાર ઘી નાખ્યું. ખીચડી મળી, ઘી મળ્યું, પણ તે કંઇ માર્ગમાં બેશી ખવાય નહિ, માટે વિચાર્યું કે, ભૂખ ઘણી લાગી છે, તો કોઈ એકાંત સ્થલ જોઇ, ત્યાં બેસીને હું નિરાંતે ખીચડો ખાઉં. જોતાં જોતાં બજારમાં જ એક દુકાનના ઓટલા નીચે ચોખ્ખી જગ્યા નજરે પડી, ત્યાં તે બેઠો. પછી ધીરે ધીરે ધ્રૂજતે હાથે, પેલું ઠીકરું ઝાલી તેમાંની ખીચડી ભેળવા માંડી. "અરેરે! હે પરમેશ્વર! હું કોણ હતો? ને કોણ થઇ ગયો? હે પ્રભુ! તારી અકળ કળા અકલિત જ છે. તારી લીલા તું જ જાણે; તું ઘડીકમાં રાજાને રંક ને રંકને રાજા બનાવી દે છે, તે સત્ય જ છે. હે અનાથબંધો! તારી લીલાની બલિહારી છે, ને હું તારો મોટો પાડ માનું છું કે આટલી આટલી અપાત્તિ મારે માથે પડતાં પણ, આખરે અત્યારે તેં મને અન્ન ભેગો કરયો. હે પરમાત્મા! તેં પાડી ને મેં ઉપાડી છે. પણ હે દીનદયાળ! આ જ્ઞાન મને હમ-

ણું જ સાંભરી આવ્યું છે; નહિ તો સંસારમાં મનુષ્ય માત્રની રીત જ છે કે, જે કંઈ સુખ સંપત્તિ મળી તે પોતાના ભાગ્યથી મળી, ને દુઃખ પડયું તે નિર્દય ઈશ્વરે દીધું એમ જ તેઓ ધારે છે. વિપત્તિ એ અમારો મનુષ્ય માત્રનો ગુરુ છે; અને દુઃખ એ જ મોટો સત્સંગ છે. દુઃખથી જ તારા મંગલનામાભિધાનનું મનુષ્યને સ્મરણ થાય છે. સુખ સંપત્તિમાં ભૂલેલો મનુષ્ય, દુઃખ દેખે છે ત્યારે જ તને સંભારે છે. પણ હે પ્રભુ! એ સઘળું કંઈ મનુષ્યના સ્વાધીનમાં નથી; કારણ અમો સૌ તારી માયાના બંધનમાં વસીએ છીએ; અને તારી માયાવડે જ અમારી એવી વિપરીત મતિ થાય છે; પણ નિરંતર તારા પરમ પુણ્યરૂપ નામનું સ્મરણ કરે છે, તેઓને તે માયા ભ્રષ્ટમતિવાળી કરી શકતી નથી. પણ હશે! આજ તો તેં મને ખરેખરી પાડી છે. વારુ, તારી જેવી ઇચ્છા; આટલું વેઠતાં અંતે આ માગ્યું ત્યાગ્યું અન્ન મને મળ્યું છે, તે પણ તું ખાવા દઈશ તો જ ખવાશે.” આવો વિચાર કરતાં ખીચડું ભેળાઈ રહ્યું. હવે ભગવાનનું નામ લઇ જેવો તે પહેલો જ ગ્રાસ ભરવા જાય છે તેવામાં જ, કયાંયથી એ મસ્ત સાંઢ, ફીસોટા કાઢતા, માંહોમાંહે લઢતા અને એક બીજાને સિંગડાં ભેરવતા ત્યાં આવ્યા, તેમની અડફેટમાં રાય જનક આવવાથી, તે તૈયાર કરેલી ખીચડીનું ઠીકરું ફૂટી ગયું, ને તેમાંની ખીચડીએ ધૂળમાં મળી ગઇ. “અહાહાહા! ધન્ય પ્રારબ્ધ! ધન્ય ધન્ય મારું ભાગ્ય. અરે! પણ હવે મારી શી ગતિ!” આ છેલ્લો શબ્દ બોલતાં જ, મહારાજા જનક પુષ્પની શય્યા ઉપરથી ચમકીને ઉઠયા અને સ્વપ્નની સર્વ લીલા અદૃશ્ય થઇ ગઈ.

રાજાને પલંગપર જાગેલા જોઈ, “મહારાજાધિરાજ જનક રાયનેઘણી ખંમા.” એમ છડીદારો વગેરે બોલવા લાગ્યા તથા વારંવાર પંખાઓ તથા ચામરો વગેરેથી તેને પવન ઢોળવા લાગ્યા. પણ રાજાને તે કશું ન રુચતાં, માત્ર સ્વપ્નની વાત જ તેની નજર આગળ રમવા લાગી. તે પોતાના મનમાં અતિ વિસ્મયતા સાથે વિચાર કરવા લાગ્યો, કે, “મેં આ શું જોયું? અરે મારી કેવી વિપરીત ગતિ થયલી મેં સ્વપ્નમાં જોઇ? અરે! એ તે

સ્વપ્ન કે સત્ય? કેમ કે, જે જે અવસ્થા મારી થઇ, અને તેથી જે જે દુઃખ મને ભોગવવું પડયું, તે તે સર્વ જાણે મને પ્રત્યક્ષ વિત્યું હોય તેવું હતું. જેવી આ મારી સ્થિતિ છે, ને હું જેવા સર્વોત્તમ રાજસી ભોગનો અનુભવ કરું છું, તેટલું જ–ના, તેનાથી ઉલટું, સૌથી છેલ્લી પંક્તિનું પરાકાષ્ઠાનું દુઃખ, મેં ખરેખરો કંગાલ થઇને હમણાં જ ભોગવ્યું; ત્યારે આ શું આશ્ચર્ય નથી? શું હું હમણાં-ઘડી પહેલાં હતો તેવો કંગાલ પુરુષ છું, કે આ મિથિલ દેશનો રાજા છું? એમાંથી હું કોણ છું? જો રાજા નથી ને કંગાલ છું એમ માનું તો આ હજારો દાસદાસીઓ અને સુબા સુબેદારો મારી સેવામાં તત્પર છે. એથી પ્રત્યક્ષ રાજાપણું સિદ્ધ કરી આપે છે, અને કંગાલ નથી, રાજા છું એમ માનું, તો હમણાં જ પરમ ક્ષુધિત અવસ્થામાં મારા હાથમાંનું અન્ન ધૂળમાં મળી ગયું, એ મેં પ્રત્યક્ષ જોયું છે અને હજુ સૂધી મને તે અવસ્થામાં પ્રાપ્ત થયલા ભયથી, મારી છાતી ધડકે છે. એમાંનું સત્ય કીયું? આ સત્ય કે તે સત્ય? આ માટે મારા મનનું સમાધાન કોણ કરશે? આ વાત હું કોને કહું? શું હું રાજા છતાં, મેં હમણાં વેઠેલી ગરીબાઇ, હું કોઈની આગળ પ્રકાશ કરી શકું એમ છે? નહિ જ. આ વાત મારાથી કોઇ આગળ કહેવાય તેમ નથી. ત્યારે હવે આનું સમાધાન કોણ કરશે?" આવા અનેક તર્કતરંગમાં તેનું મન લીન થઇ ગયું. એ સમયથી કોઇ પણ જાતના ભોગ ભોગવવાપરથી તેની આસક્તિ તદ્દન ઉઠી ગઇ; અને માત્ર 'આ સાચું કે તે સાચું?' એટલી જ વાતપર નિદિધ્યાસ લાગી રહ્યો. પછી તેણે એક પછી એક મોટા ઋષિઓ, બ્રાહ્મણો, મુનિઓ તથા તપસ્વીઓને નિમંત્રણ કરી પોતાને ત્યાં બોલાવવા માંડ્યાં અને 'આ સાચું કે તે સાચું?' એટલો જ માત્ર પ્રશ્ન, પોતાના સમાધાન માટે, તેઓને પૂછવા માંડયો. પ્રશ્નનું કંઇ મ્હોં કે માથું હોય તો તેનો પ્રત્યુત્તર દેનાર કોઇ પણ સમર્થ પુરુષ મળી આવે; પણ બાંધે ભારે, 'આ સાચું કે તે સાચું?' એનું ઉત્તર ગમે તેવા વિદ્વાન્ અને જ્ઞાનીથી પણ કેમ કરીને અપાય? તેથી, જેટલા મહાન્ પુરુષોને તે પોતાને ત્યાં બોલાવે, તેમને પોતાની સભાના મધ્યમાં રુડું સિંહાસન બિછાવી, તેપર બેસાડી, પૂજા

અર્ચા કરે, ને પછી પ્રશ્ન પૂછે કે, 'મહારાજ! સેવકની એટલી જિજ્ઞાસા છે કે, આપની કનેથી એક પ્રશ્નનું સમાધાન મળે. તે પ્રશ્ન માત્ર એટલો જ છે કે, 'આ સાચું કે તે સાચું?' આટલો પ્રશ્ન પૂછતાં જ્યારે તે મહાત્માઓથી તેનું ઉત્તર અપાય નહિ, ત્યારે તે તેમને એમ જ કહે કે, "દ્વિજવરો! આ પ્રશ્નનું ઉત્તર મળ્યા વિના મને વધારે તો શું, પણ અન્નપાનાદિ સુદ્ધાં રુચતાં નથી, તેથી આપથી મને આવી અવસ્થામાં મૂકીને કેમ જવાય? આપ સર્વ પ્રજાના માત પિતા છો, અમો રાજા તથા પ્રજા આદિ સહુ તમારી સંતતિ સમાન છીએ, કારણ અમને સૌને ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કરીને, સદ્ધર્મ માર્ગે ચલાવનાર આપ જ છો; આપને નિત્ય કૃત્ય, અગ્નિહોત્ર, દેવાર્ચન ઇત્યાદિને માટે જોઇતાં સર્વ સાહિત્યો યથેચ્છપણે આ સેવક પાસેથી પૂરાં પાડવામાં આવશે, અને હું આપની આજ્ઞાનુસાર સર્વ વાતે સેવામાં તત્પર જ છું, તેથી હવે આપ અહીં જ નિવાસ કરો. આ રાજ્ય તથા સંપત્તિ સહુ આપનાં જ છે. આપ જ્યારે અમારી અવગણના કરી ચાલ્યા જશો, ત્યારે અમારે બીજા કોને શરણે જવું? માટે જ્યાંસૂધી મારા પ્રશ્નનું યથાર્થ ઉત્તર મળે નહિ ત્યાંસૂધી કૃપા કરી અત્રે રહીને મારી સેવાને અંગીકૃત કરો." રાજાનું આવું ન્યાયયુક્ત બોલવું સાંભળી, કોઇથી તે અમાન્ય થાય તેમ નહોતું; અને તેથી આવનાર ઋષિ મુનિઓ કંઇ પણ આનાકાની વગર જનક પુરમાં નિવાસ કરી રહેતા હતા. રાજા, તેમને સર્વ સામગ્રી પૂરી પાડતો હતો, ને રહેવાને માટે સર્વ પ્રકારની સોઇવાળા, ઋષિ મુનિઓને વસવા યોગ્ય અવાસો જનક પુરની વિલાસવાટિકાઓમાં તૈયાર કરાવી આપ્યા હતા. આમ કરતાં કરતાં વર્ષોનાં વર્ષો વીતી ગયાં, પણ જનક રાયને પોતાના પ્રશ્નનું ઉત્તર મળ્યું નહિ, બ્રાહ્મણો પણ પોતાના ઘર કુટુંબનો વિયોગ વેઠતા ત્યાં પડી રહ્યા છે, પણ તેમનાથી ત્યાંથી નિકળાતું નથી.

એક સમયે મહારાજા જનક કંઇ કાર્ય પ્રયોજને સુખપાલમાં બેશી કેટલાક અધિકારીઓ સાથે છડી સ્વારીથી રાજમાર્ગમાંથી જતા હતા, તેવામાં, એક સાંકડા માર્ગપર તેમની સ્વારી અટકી, સ્વારીમાં સૌથી મોખરે એક મુખ્ય પ્રધાન, જે ઘણો વિચક્ષણ હતો,

તે, ચાલતો હતો. તે, જે વેળાએ માર્ગપર આવ્યો તે વેળાએ, માર્ગની વચ્ચોવચ્ચ, સુમારે આઠેક વર્ષની ઉમરનો અને તદ્દન કદ્રૂપો પેલો બ્રાહ્મણનો બાળક બેઠેલો હતો. તેના શરીરનાં અંગે અંગ બહુ વિલક્ષણ પ્રકારે વાંકાં હતાં, તેથી તેને ચાલતાં બહુ અડચણ પડી હોય એમ લાગતું હતું. ઘોડેસ્વાર થયલો અને સ્વારીને મોખરે ચાલનારો પ્રધાન, ધબડધબડ કરતો ત્યાં આવ્યો, અને તે બાળકને વચમાં બેઠેલો જોઈ કહેવા લાગ્યો, "કોણ છે રે માર્ગમાં ? ચાલ કોરે ખસી માર્ગ આપ; મહારાજા જનકની સ્વારી આવે છે." આટલા પ્રધાનના શબ્દ સાંભળતાં જ, તે બાળક એકાએક ક્રોધ કરીને બોલ્યો, "રે અંધ! રે સનેત્રાંધ! * શું તું તારે નેત્રે જોઈ શકતો નથી ? કે મને પૂછે છે જે કોણ છે રે માર્ગમાં ?" આ સાંભળી પ્રધાન મનમાં કંઈક આશ્ચર્ય પામી, આ બાળકનું આવું નિર્ભય પ્રત્યુત્તર સાંભળી ખંચાયો અને પૂરી કંઇ બોલવા જતો હતો એટલામાં, વળી તે બાળક બોલ્યો, "ઓ મૂઢમતિ! કોરે ખસી માર્ગ આપવાનો કોને અધિકાર છે? એ તું નથી જાણતો ? તું તો શું, પણ તું જેને અર્થે માર્ગ આપવાની આજ્ઞા કરે છે, એ તારો રાજા જનક પણ, આ ઉપરથી મને કેવળ મૂઢ લાગે છે. જા, હું માર્ગમાંથી ઉઠતો નથી; અને તારી આજ્ઞા મારે માન્ય નથી. જો અહીં થઇને જ જવું હોય તો તારા જનકને કહે કે માર્ગ બંધ છે, માટે બીજે માર્ગે થઈને જાય." આથી તો પ્રધાનને બહુ જ આશ્ચર્ય થયું. આટલી નાની વયનો બાળક, સંપૂર્ણ ન્યાયથી રચેલું વચન બોલે છે, એ જાણીને તેના પ્રત્યે એક પણ શબ્દ બોલી શક્યો નહિ. તુરત તેણે પોતાના અશ્વને અટકાવ્યો, ને રાજા પાસે જઇ આ વર્તમાન નિવેદન કીધા. પ્રધાનના મુખથી આ વર્તમાન સાંભળી, રાજાએ પોતાની પાલખી ઉભી રખાવી, ને પોતે જ્ઞાતા હોવાથી, પ્રધાનદ્વારા સાંભળેલાં તે દ્વિજપુત્રનાં વચનથી આશ્ચર્ય પામીને, પ્રધાનના પ્રત્યે બોલ્યો, "તું કહે છે તે પ્રમાણે તે બ્રાહ્મણ પુત્રનું બોલવું યથાર્થ છે. એના શરીરના તેજ તથા યજ્ઞોપવીતાદિ ચિહ્નોપરથી તારે જાણવું જ હતું કે એ બ્રાહ્મણનો બાળક છે, છતાં તેં 'કોણ છે રે માર્ગમાં?

---

* નેત્ર-આંખ છતાં આંધળો.

એમ જે પૂછ્યું, તે ખરેખર ન પૂછવા જેવું જ હતું; તેથી જ તેણે તને નિઃશંકતાથી સનેત્રાંધ કહ્યો છે. વળી, "ચાલ કોરે ખસી માર્ગ આપ," એ તારી આજ્ઞા પણ કેવળ અઘટિત હતી, કેમ કે, એ બ્રાહ્મણ પુત્ર છે, માટે આપણે ક્ષત્રિયે જરૂર તેને વંદન કરવું જોઈએ. અને માર્ગ આપવો જોઇએ. એ ઉપરાંત વળી તે શરીરે ચાલવાને બહુ અશક્ત છે, તો તેવા અશક્ત મનુષ્યને રાજા તથા પ્રજા, સૌએ માર્ગ આપવો જોઇએ, કેમ કે ગમે તેટલી ઉતાવળથી આપણે, રાજમદમાં છાકીને તેને કોરે ખસવા કહીએ, પણ તે કેમ કરી ખસી શકે? માટે આપણો એને બાજુએ ખસેડવાનો અધિકાર નથી; અને તેથી જ તેણે તને મૂઢ કહ્યો છે. વળી સેવકે કરેલા અપરાધનો દોષ ધણીને લાગે છે અર્થાત્ સેવકે અન્યાય કર્યો, તો તેનો ધણી પણ અન્યાયી હોવો જ જોઇએ, એમ અનુમાન કરાય છે, તેથી કરીને તેણે મને પણ મૂઢ કહ્યો. પણ આ ઉપરથી તે બાળક બહુ વિચક્ષણ અને ચમત્કારિક ભાસે છે; માટે જાઓ, તેને મારી પાસે તેડી લાવો." પ્રધાન પાછો તે બાળક પાસે આવીને બોલ્યો, "બ્રહ્મપુત્ર! હું આપને વંદન કરું છુંઃ મારો અપરાધ ક્ષમા કરો, ને મહારાજા જનક આપને બોલાવે છે, માટે કૃપા કરીને તેમની પાસે પધારો. તે આપની વાટ જોઇ માર્ગમાં જ ઉભા છે." આ સાંભળી તે બાળક બોલ્યો, "કેટલું બધું આશ્ચર્ય! અરે! કેટલી મોટી અજ્ઞાનતા! હજારો અને લાખો મનુષ્યોપર પોતાનો અંકુશ રાખનારા, અને તેઓને ન્યાયથી વર્તવા માટે પોતાના આજ્ઞાબંધનથી બાંધનારા ભૂપતિના પોતાનામાં જ જ્યારે ન્યાયથી વર્તવાનું જ્ઞાન નથી, ત્યારે તે બીજાઓને શું ન્યાયથી ચલાવી શકે? હું ચાલી શકું એવો નથી એ રાજાએ જાણ્યું છે, તેમ તે કંઇ હમણાં ન્યાયાસનપર બિરાજેલો નથી કે જેથી તેનાથી ઉઠી અહીં આવી શકાય નહિ, પણ તે તો હમણાં માર્ગમાં જ ઉભો છે, અને મેં તેને અટકાવ્યો ન હત તો અહીં પણ ક્યારનો આવ્યો હત જઃ તો પછી હમણાં તેણે ત્યાં ઉભા રહીને મને અશક્તને ત્યાં બોલાવવાની આજ્ઞા કરે છે તો એ ન્યાયી કેમ કહેવાય? પણ એ તેનો મદ જ છે. રાજસેવક! તું જા, તારા રાજાની ઈચ્છા હશે તો મારી પાસે આવશે; હું કંઇ

તેની આગળ આવતો નથી.” તેનાં આ વચન સાંભળી પ્રધાને રાજા પાસે જઈ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. વળી રાજા બહુ આશ્ચર્યથી કહેવા લાગ્યો કે; “અહો! ખરેખર એ કોઈ ચમત્કારી પુરુષ દેખાય છે, માટે ચાલો હું પોતે જ તેની પાસે આવું છું.” આમ કહી પોતે પાલખીમાંથી નીચે ઉતરચો, અને પગે ચાલતો જ, માર્ગમાં બેઠેલા તે દ્વિજપુત્રની પાસે આવ્યો. એ બાળકનું સ્વરૂપ જોતાં જ મનુષ્યને હસવું આવે એમ હતું; અને રાજાને પણ અંતરમાં બહુ હસવું આવ્યું. પણ શાપના ભયથી તેણે હાસ્યને દબાવી રાખી, તુરત તેને નમસ્કાર કીધો, અને કેટલીક સ્તુતિ કરી કહ્યું કે, “બ્રહ્મદેવ! આપ ભલે પધારચા. આપે મારા નગરને આજે પાવન કીધું છે એથી મને બહુ હર્ષ થાય છે. એવી જ રીતે આપ મારા ગૃહને પણ પાવન કરો. આપ કોના પુત્ર છો? અને કયે પવિત્ર સ્થળે નિવાસ કરનારા છો? આપનું નામાભિધાન શું છે? આપ આ પ્રસંગે અત્ર કીયા કાર્યાર્થે પધારચા છો?” એ સાંભળી તે બાળકે તેને જણાવ્યું કે, “હે રાજન્! હું કહોલ નામના ઋષિનો પુત્ર છું. અમારો મૂળ નિવાસ સરસ્વતીને તીરે છે, પરન્તુ મારા પિતા કહોલ ઘણા કાળથી ઘેર ન હોવાને લીધે મારી માતુશ્રી સાથે હું મારા મોસાળમાં રહું છું. મારું નામ અષ્ટાવક્ર છે, અને તે નામ, હું આઠે અંગે વાંકો છું તેથી જ પડ્યું છે, એમ મારી માતુશ્રીએ મને કહેલું છે. મેં સાંભળ્યું છે કે, જનક નામના રાજર્ષિએ પોતાના કોઈ પ્રશ્નનું સમાધાન કરવા માટે ઘણાક ઋષિઓને બહુ વર્ષથી પોતાને ત્યાં રોકી તેમના કુટુંબથી વિયોગ પડાવ્યો છે; પણ હજુ તેઓથી તેનું સમાધાન થયું નથી. માટે રાજાને કદાચ એમ માનવાનો સંભવ છે કે, જગતમાં બ્રહ્મણીજ નાશ પામ્યું હશે, તો તે પ્રશ્નનું સમાધાન કરવા અર્થે હું અહીં આવ્યો છું. જેને જનક નામે આલોક માન દે છે તે તું જ કે? એવો તે શો તારો પ્રશ્ન છે? કે જેનું સમાધાન હજી સૂધી થયું જ નથી?” રાજાએ ઉત્તર દીધું કે, “મહારાજ! એ જનક તે હું જ અને મારા જ પ્રશ્નનું હજી સમાધાન થયું નથી; પણ આપ કૃપા કરી એક વખત મારા રાજભવનને વિષે પધારી મને પાવન કરો ને તે પછી હું તે પ્રશ્ન આપને વિદિત

કરીશ.” રાજાના આગ્રહથી, અષ્ટાવક્ર ઋષિએ રાજભવનમાં જવાની હા પાડી; એટલે રાજાએ, તેને તેના મામાની સાથે પોતાની પાલખીમાં બેસાડયો. અને તુરત સ્વારી ઘર ભણી પાછી વળી.

ઋષિપુત્રને પોતાને ઘેર લઇ જઇ રાજાએ સારી રીતે આદરસત્કારયુક્ત પૂજન કર્યું, ભોજનપાનાદિથી સંતુષ્ટ કરી, એક સુંદર ગૃહને વિષે ઉતારો આપ્યો. બીજે દિવસે સમય થતાં રાજાએ પોતાના રાજમહાલયમાં એક મોટી સભા ભરી, અને સૌ પ્રધાનો, કાર્યભારીઓ, સંભાવિત ગૃહસ્થો તથા તે નગરમાં રહેલા ઋષિઓ બિરાજ્યા પછી ઉતારેથી અષ્ટાવક્ર ઋષિને બોલાવવાને પ્રતિહારને મોકલ્યો. થોડીક વારે દ્વારપાળે રાજાને કહ્યું કે, “મહારાજ! અષ્ટાવક્ર ઋષિ પધારે છે.” આ સાંભળી સર્વ સભાજનો તેમને જોવાને બહુ આતુર થઇ બેઠા: ‘અષ્ટાવક્ર’ એવું નામ સાંભળીને સૌ બહુ આશ્ચર્ય પામ્યા. તેઓ વિચારવા લાગ્યા કે, એ અષ્ટાવક્ર તે વળી કોણ? ને કેવા મુનિ છે? ક્ષણ વારમાં લાકડીને ટેકે ટેકે ઋષિ બાળની સ્વારી સભાના દ્વાર આગળ આવી, અને અંદર પ્રવેશ કરવા જાય છે તેવા જ તેમના સન્માનાર્થ સર્વ સભાસદો ઉભા થયા. સૌ ઉભા તો થયા ખરા, પણ આ વિલક્ષણ મૂર્ત્તિ જોઇ કોઇની પણ ધીરજ હાથ રહી નહિ: સૌ કોઈ ખડખડાટ હસવા લાગ્યા, કેમ કે તે એક પગલું ભરવા જાય તેટલામાં જ તે બાળ મુનિને પોતાનાં આઠે અંગ વાંકાં વાળવાં પડતાં હતાં ને અધુરામાં પૂરું, સભાનો ઊંબરો વચમાં આવવાથી લાકડીની આંટી આવીને તે અંબળાઇ પડયા. આ જોઇને તો રાજા પણ ધીરજ રાખી શક્યો નહિ, અને મ્હોડે વસ્ત્ર લઈ હસવા લાગ્યો. તે પછી તેના મામાએ ઋષિ કુમારને ઉભા કર્યા અને તે અંદર ગયા. અંદર આવવા લાગ્યો, ત્યારે સર્વ સભાને હસતી જોઇ પોતે પણ આહું જોઇ હસવા લાગ્યા. રાજાને આશ્ચર્ય થયું કે માનભંગનું પરિણામ કોપાનલ છે, મહાત્મા જન તે કોપાનલથી સમુદ્રને બાળી મૂકે છે, તેટલું છતાં આ મહાત્મા બાળક ઉલટો હસે છે, તેનું કારણ શું હશે? જેઓ જિતેન્દ્રિય હોય છે, તેઓ માનાપમાનને વશ થતા નથી અથવા તો હલકો મનુષ્ય માનભંગથી કષ્ટ પામતો નથી. તે પછી ગુણવાન્ અને મહાત્માના સમાગમને ચહાનારા જનકે, તેમને

મોટા સિંહાસનપર પધરાવ્યા પછી બે હાથ જોડીને પૂછ્યું કે, "મહારાજ! આપ શા કારણથી હસ્યા?" ત્યારે અષ્ટાવક્રે કહ્યું, "આ તારી મૂર્ખ સભા જોઇને, પણ તું શાને હસ્યો? તે તો કહે." રાજા બોલ્યો, "મહારાજ! હું સત્ય જ કહીશ; આપ ક્રોધ કરશો માં. મારા મનમાં આપની સ્થિતિ જોઈને એ વિચાર આવ્યો કે, મારે ત્યાં રહેલા આ સર્વ મહર્ષિઓ, જેઓ અતિ તેજસ્વી છતાં વખતે સૂર્યને પણ પોતાના પરાક્રમથી સ્તંભિત કરવા સમર્થ છે, તેઓથી જ્યારે મારા પ્રશ્નનું સમાધાન થયું નહિ, ત્યારે આપથી કેમ કરીને થઈ શકશે?" આ સાંભળી અષ્ટાવક્રે ક્રોધથી કહ્યું, "તું મૂઢ છે, આટલા માટે મને હસવું આવ્યું; કેમ કે જેઓમાં ગુણદોષની પરીક્ષા કે ખરું ખોટું સમજવા માટે–સારાસાર વિચાર કરવાની શક્તિ નથી, તેવા પુરુષોથી ભરેલી આ સભાની મધ્ય બેશીને તું પ્રજાનું શું હિત કરી શકતો હોઈશ? ને તે પુરુષો તને શી ઉત્તમ સલાહ આપી શકતા હશે? તે હેતુથી હું હસ્યો છું. આશ્ચર્ય છે કે, જે રાજસભામાં સકળ ગુણસંપન્ન અને સદસદ્વિવેકી* તથા પ્રૌઢ વિચારના પુરુષો જોઈએ તેવી રાજસભામાં આજે કેવળ નરપશુ જેવા વિચાર રહિત પુરુષો મારા જોવામાં આવે છે." આવાં બેધડક અને નિઃસ્પૃહતા ભરેલાં વચનો સાંભળી, આખી સભા દિઙ્મૂઢ થઈ સ્થિર ઠરી ગઈ. ફરીને તે કૂબડો બાળક બોલ્યો, "અરે રાજા! તું વિચાર કર કે તૃષાતુર મનુષ્યને ગંગાના પ્રવાહમાં વહેતાં જળની જરૂર છે કે તેના વાંકા ચૂંકા અને કાદવથી ભરેલા કિનારાઓની જરૂર છે? કિનારાઓ સુશોભિત હશે અને પ્રવાહ સ્થળે જળ હશે નહિ તો શું કિનારા કરડીને મનુષ્ય પોતાની તૃષા મટાડી શકશે? તેમ જ, ક્ષુધાતુર મનુષ્યને ભોજન સમયે પીરસેલા અન્નની જરૂર છે? કે તે અન્નનાં સોનાં રૂપાનાં કે બીજી ધાતુનાં પાત્રોની જરૂર છે? પાત્રો સોનાનાં કે રૂપાનાં ગમે તેવાં હોય ને અંદર ભુસ્સાના લાડુ કરીને પીરસેલા હોય તો તેથી શું ક્ષુધાતુરની ક્ષુધા મટવાની હતી? વાસણો ચાટીને કે કરડીને તે મનુષ્ય આનંદ માની લેશે કે? તેવી જ રીતે, હું શરીરે કુરૂપ અને કૂબડો છું, ને મારાં હસ્તપાદાદિ સઘળાં અંગો વક્ર છે, પણ તે સાથે તારે

* સત્ અને અસત્ જાણવાના વિવેકવાળા.

શું પ્રયોજન છે ? તું મને જે પ્રશ્ન પૂછીશ તેનું પ્રત્યુત્તર શું મારા હાથ, પગ, માથું, પેટ, મોઢું, નાક, ચક્ષુ ઈત્યાદિમાંથી કોઇ પણ આપવાનું હતું? તારા પ્રશ્નનું ઉત્તર તો માત્ર મારી વાણી જ આપશે, અને તે કંઇ કાળી કે કૂબડી નથી; માટે ચાલ ત્વરા કર; તારો પ્રશ્ન શો છે ? તે બોલ." આ સાંભળી આખી સભા સાથે રાજા અતિશય આશ્ચર્ય પામ્યો. અને આ આઠ વરસના બાળકની આવી પ્રજ્ઞા* જોઈ, તેને નિશ્ચય થયો કે, આ બાળક કોઈ મહાત્મા છે અને તેથી એનામાં કંઈ મોટું દૈવત જણાય છે. પછી તેણે સિંહાસન-પરથી ઉતરી, તેને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા, અને દીન વાણીથી પોતાના અપરાધની ક્ષમા માગી, કર જોડી તેની સન્મુખ ઉભો રહ્યો.

રાજાના ગુપ્ત પ્રશ્નનું ઉત્તર સાંભળવાને, રાજા પોતે અને ઋષિ મુનિ આદિ સર્વ સભાજનો, બહુ આતુર થઇ રહ્યા હતા. તેમની એવી જિજ્ઞાસા જોઈને તે ઋષિપુત્રે ફરીને કહ્યું, "બોલ, તારો શો પ્રશ્ન છે?" ત્યારે રાજાએ નિયમ પ્રમાણે બીજું કશું સ્પષ્ટ ન કરતાં માત્ર એટલું જ કહ્યું કે, "મહારાજ, આ સત્ય કે તે સત્ય ?" એ સાંભળતાં જ તે બાળક મહાત્મા બોલ્યો, "અહો ! માત્ર એટલા માટે જ તેં આટલા બધા ઋષિઓને રોકી રાખ્યા છે? હે રાજા ! આ સત્ય શોધવામાં બીજા કોઇએ નહિ, પણ માત્ર તારી લજ્જાએ જ તને આટલો બધો દુઃખી કીધો છે, ને તે લજ્જાથી જ તેં આ સર્વ મહાત્માઓને પણ સંકટ ઉપજાવ્યું છે. જો તેં લજ્જા ન રાખતાં સ્પષ્ટપણે પ્રશ્ન પૂછ્યો હોત તો તેનું ઉત્તર તને ક્યારનુંએ મળી ચૂક્યું હોત. પણ તે ન મળવામાં તારો જ અપરાધ છે. હશે, પણ હવે સાંભળ. જો તુ એ પ્રશ્નનો મોઘમપણે જ ઉત્તર માગતો હોય તો તારી મેળે સમજ કે, 'જેવું તે, તેવું જ આ. એમાં ને આમાં કંઇ પણ ભિન્નતા નથી. જેવું તે હતું, દેખાતું હતું ને નથી, તેવું જ આ પણ છે–દેખાય છે અને નથી.' આ સાંભળતાં જ રાજા દંડની પેઠે ઋષિ પુત્રના ચરણમાં પડયો અને 'સદ્‌ગુરુ, સદ્‌ગુરુ' એમ પોકારવા લાગ્યો, કેમ કે તેના મનનું એ ઉત્તરથી પૂરે પૂરું સમાધાન થયું હતું. પણ એ ચમત્કાર જોઈને સર્વ સભાજનો, તેમ જ ઋષિઓને

* મનની કલ્પનાવાળી બુદ્ધિ.

તો ઉલટી વધારે ઉત્કંઠા થઈ, ને તેમનાં મન વધારે શંકાશીલ થયાં કે, એ શું પૂછ્યું ? ને કહ્યું ? પછી તેમણે ઋષિપુત્રને વિનતિ કરી કે, "હે બ્રહ્મપુત્ર ! આ પ્રમાણે ગુહ્યાર્થજ કહેવાથી અમને શો લાભ ? આપે દીધેલા ઉત્તરથી તો માત્ર એકલા રાજાના મનનું જ સમાધાન થયું, પણ અમે એમાં કંઈ સમજી શક્યા નથી. માટે હે દેવ ! કૃપા કરી અમારી સર્વની શંકા દૂર થાય તેમ એનું વિવેચન કરો." ત્યારે અષ્ટાવક્રે કહ્યું, "રાજા ! આ સભાસદોનું કહેવું યોગ્ય છે, માટે સ્પષ્ટ રીતે તારા પ્રશ્નનું હું સ્ફોટન કરું છું. હે સભ્યેશો ! આ રાજાએ સ્વપ્નમાં પોતાનો ઉદય ને અસ્ત જોયો, તે માટે એને શંકા થઇ કે હું વૈભવવાળો છું, છતાં સ્વપ્નમાં ભીખારી બન્યો, તેમાં સત્ય શું ? મેં ઉત્તર દીધું કે, સ્વપ્નમાં જોયેલો સઘળો પ્રકાર ખોટો છે, તેવું જ આ સાંસારિક દર્શન પણ ખોટું જ છે. જેવું સ્વપ્ન, તેવો જ સંસાર. એટલા માટે મહાત્મા જ્ઞાની જનોએ વારંવાર સંસારને સ્વપ્નવત્ કહેલો છે. જેવું એણે સ્વપ્નમાં રાજ્ય ખોયું, ક્ષુધા વેઠી, બજારે બજાર ફરી ભિક્ષા માંગી, જેમ તેમ કરી મહા સંકટે ઠીકરું તથા ખીચડી મેળવી અને ખાવા માટે અતિશય પ્રયાસ કીધો તથા ઉત્કંઠાથી કોળિયો મ્હોંમાં મુકવા માંડયો, છતાં આખરે વૃષભોએ તે ખીચડી સહિત ઠીકરું ફોડી ધૂળમાં મેળવી દીધું અર્થાત્ આશામાં ને આશામાં એવો મિથ્યા પ્રયત્ન કરતાં પણ છેલ્લે તેથી એને જરા પણ સુખ થયું નહિ, ને એના હાથમાં કશુંએ ન રહેતાં, એ જેવો ને તેવો જ નિરાશ ને દુઃખી રહ્યો, તેવું જ આ એનું રાજ્ય તથા જે દિને એને સ્વપ્ન થયું તે દિવસનો એનો અનુપમ વૈભવ, એ સર્વ મિથ્યા છે." પછી રાજાને સંબોધીને કહ્યું, "હે રાજા ! તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો વિચાર કરી જો કે, જે દિવસે તને એ સ્વપ્ન આવ્યું હતું, તે દિવસના સ્વપ્નમાં ભોગવેલું દુઃખ અને જાગ્રત અવસ્થામાં અનુભવેલું સુખ, એ બેમાથી આ વખતે તારી પાસે શું છે ? તે સમયના ત્રાસથી આ વખતે તને જરાએ પીડા થાય છે ? અથવા તે સમયના રાજવૈભવથી આ વખતે તને કિંચિત્ પણ આનંદ કે સુખ થાય છે ? કંઈ જ નહિ. જો સ્વપ્નમાં માત્ર

જૂઠું અને સાંસારિક સુખ સાચું હોય તો, તે નિરંતર જેવું ને તેવું જ રહેવું જોઇએ પણ તેમ કંઇ નથી. સ્વપ્નની પેઠે જ આ સંસારનો પણ નાશ થતો જાય છે. ફરક માત્ર એટલો જ કે નિદ્રાવસ્થામાં દેખાતું એ નાનું સ્વપ્ન જેમ અસત્ય છે, તેમ જાગ્રત અવસ્થામાં દેખાતું આ મોટું સ્વપ્ન પણ અસત્ય છે. શેર અન્ન એક જ દિવસ ખાવા ચાલે, ને મણ ચાલીશ દહાડા પહોંચે, પણ એ શેર ખાઇ રહ્યા પછી કંઈ રહેતું નહિ, ને ચાલીશ દિવસે મણ ખાઈ રહ્યા પછી પણ કંઈ રહેશે નહિ. તેમ જ, હે રાજા! પરમાત્માએ, જ્ઞાનીજનોને સમજવાને જેવું રાત્રિ સ્વપ્ન રચ્યું છે; તેવું જ સંસાર સ્વપ્ન બનાવ્યું છે, અને જ્ઞાન થવાને અર્થે જ ઉદાહરણરૂપે જ એ સ્વપ્ન નિર્માણ કીધું છે. જેમ અમુક દેશ અથવા નગરનું ચિત્ર (નમૂનો) વા બનાવેલો ઘાટ જોવાથી તે દેશ કે નગરનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ સ્વપ્ન જોવા માત્રથી સત્ય છે પણ પરિણામે નાશવંત છે, તેમ જ સંસાર પણ અનિત્ય છે, એવો ખરેખરો નિશ્ચય થાય છે, માટે ફરીથી પણ હું કહું છું કે, જેવું તે, તેવું જ આ છે, તેમાં ને આમાં કંઇ પણ ભેદ નથી. પણ હે નૃપ! માત્ર સારાસાર વિચાર કરનારને જ આ સત્યાસત્ય વસ્તુની ઘટનાની સમજણ પડે છે. તને જ્યારે સ્વપ્ન અને સંસાર, એ બેમાંથી સારરૂપ કિયું? તથા અસારરૂપ કિયું? એમ જાણવાની ખરી જિજ્ઞાસા થઇ ત્યારે જ તને આજે માલમ પડયું કે, બેમાંથી એકે સારરૂપ નથી. જાણ કે, સારાસાર વિચાર કરનાર પુરુષ જ કાળે કરીને કલ્યાણને પામે છે.”

આ સમાધાન સાંભળી આખી સભા સાનંદાશ્ચર્યમાં તરવા લાગી અને આખું ઋષિમંડળ આ દ્વિજપુત્રની ભારે પ્રશંસા કરવા તથા તેને અનેક પ્રકારના આશીર્વાદ દેવા લાગ્યું. તે પછી રાજાએ તે બાળકનાં ચરણને નમન કરીને કહ્યું, ત્યારે હે સદ્દગુરુ બ્રહ્મપુત્ર! આપના સમાધાનથી મને એક નવી શંકા ઉત્પન્ન થઇ છે, તે એ કે, જ્યારે સ્વપ્ન અને સંસાર બંને અસાર છે, ત્યારે તેમાં સાર શું?” તે ઋષિપુત્ર બોલ્યોઃ “આ પ્રમાણે સૂક્ષ્મ પ્રશ્ન કરવો એ જ ખરેખર મુમુક્ષુનું લક્ષણ છે. સાર વસ્તુ જાણવી તો દૂર રહી, પણ તે શોધવાની જિજ્ઞાસા ધરાવનાર પુરુષ પણ મોટો ભાગ્યશાળી

ગણાય છે. હવે સંભાળ: સ્વપ્ન અને સંસાર બંને મિથ્યા છે, અથવા તો અસાર છે, અસત્ય છે; પણ તેઓનો અનુભવ કરનાર ચૈતન્યમય જે છે, તે સારભૂત છે. તે સ્વયં પરમાત્મા જ છે; જે સચરાચર વ્યાપી રહ્યો છે, તેથી તે વિષ્ણુ કહેવાય છે. તું, હું, આ ઋષિઓ, પ્રધાનો ને સર્વ સભ્યેશો તથા છેવટે ભૂત પ્રાણીમાત્રમાં જે એક-લો જ સાક્ષીરૂપે વસી રહેલો છે તે જ નિત્ય છે, સાર છે અને વેદે વર્ણેલો પુરાણ પુરુષોત્તમ છે. તેની જ પ્રાપ્તિ અર્થે, ભક્ત અને જ્ઞાની જનો જ્ઞાનભક્તિવડે તેને જાણી તેની ભક્તિ કરે છે, અને તેનું જ યોગીઓ ધ્યાન ધરે છે. તે જ એક પોતાની ઇચ્છા માત્રથી ઉત્પન્ન કરેલા જગતનું રક્ષણ કરે છે, તે જ પોષણ કરે છે, ને તે જ તેનો સંહાર કરે છે. યુગે યુગે અવતાર ધારણ કરી, તે જ પ્રભુ, ધર્મનું સંસ્થાપન કરે છે અને યોગી તથા ભક્ત જનોનું, પરમ વાત્સલ્યથી સંરક્ષણ કરે છે; તે જ ત્રિગુણાત્મકરૂપે–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરરૂપે થયેલો છે–વ્યાપી રહેલો છે, ને તે જ ઇંદ્રાદિ સર્વ દેવતાઓ તથા સર્વભૂત પ્રાણી માત્રરૂપે વિરાજી રહ્યો છે. જડ અને ચૈતન્ય રૂપે છે. તે જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને તે જ વિરાટમાં વિરાટ્રૂપે છે, તે જ નિર્ગુણ અને તે જ સગુણ છે; તે જ નિરાકાર અને તે જ સાકાર છે. જે કહીએ તે તે, જ્યાં જોઇએ ત્યાં તે, અને ચરાચરમાં તે જ છે. માટે સર્વમાં તેને જ સારભૂત જાણવું." આ બાળકનું આવું અપ્રતિમ ભાષણ સાંભળી, આખી સભા ચિત્ર સમાન થઇ રહી, અને રાજા આનંદ-સાગરમાં તરવા લાગ્યો. તેણે મનમાં વિચાર કીધો કે, "મને પામ-રને આજે સદ્ગુરુની પ્રાપ્તિ થઇ છે. સાક્ષાત્ પરમાત્માએ જ મારાપર કૃપા કરી મારે ત્યાં આપોઆપ આ જ્ઞાનમૂર્તિને મોકલી છે. માટે હું આવો સમય કેમ મિથ્યા ગુમાવું? મારે અવશ્ય તેમનો સદુપદેશ ગ્રહણ કરવો જોઇએ." આમ વિચારીને તે બોલ્યો, "હે સદ્ગુરુ! મારા કોઈ જન્મના સંચિતથી આપ મને પાવન કરવાને માત્ર પધાર્યા છો. હવે આ દાસ ઉપર અનુગ્રહ કરીને સારભૂત પરમાત્માનો મહિમા કેવો છે? ને તેનું સ્વરૂપ કેવું છે? તે કહીને મને બ્રહ્મોપદેશ કરો." એ સાંભળી અષ્ટાવક્ર બોલ્યા, "હે નરેશ્વર! ઉપદેશની વાત તો પછી, પણ તારા પ્રશ્નોનું સમાધાન

થયું તેની દક્ષિણા તો મને આપ? તત્ક્ષણે રાજાએ પોતાના પ્રધાનને આજ્ઞા કરીને કોશરક્ષકની પાસેથી અતિ ઉત્તમ રત્નો તથા હીરાઓથી ભરીને મોટા બે સોનાના થાળ અણાવ્યા અને ઋષિપુત્રને અર્પણ કરવા માંડ્યા. તે જોઈ અષ્ટાવક્રે હસીને કહ્યું, "અલ્યા મૂઢ! આને હું શું કરું? તેં તો આવા રત્નના બે થાળ આણ્યા છે, પણ એવા અનેક રત્નભરિત ભંડારો ક્ષણમાં નીપજાવી શકે એવી સર્વ સિદ્ધિઓ અમારી (મારા જેવા જ્ઞાનીઓ–આત્મજ્ઞાનીઓ) આગળ દાસીઓ થઇ ઉભેલી છે, તો પછી આ થાળથી મને શું સંતોષ થશે? હું કાંઇ તારી સભામાં દ્રવ્યની ઇચ્છાથી આવ્યો નથી, તેમ મને માન પણ જોઇતું નથી; પણ 'બ્રહ્મણીજ નાશ પામ્યું હશે કે શું? એવી તારી શંકાને દૂર કરવાને અને ઘણા દિવસથી રોકાઇ રહેલા ઋષિવરોને તેમના કુટુંબ ભેળા કરવારૂપ તેમની પરમાર્થ સેવા કરવાને અર્થે જ હું અહીં આવ્યો છું; માટે મારે જોઇએ છીએ તે તું મને આપ." રાજાએ કહ્યું, "ગુરુદેવ! જે આપની આજ્ઞા હોય તે વસ્તુ લાવી હું આપને ભેટ કરીશ, માટે આપ આજ્ઞા કરો." તે સાંભળી ઋષિપુત્ર બોલ્યો, "હં, એમ છે, ત્યારે તારું તન (શરીર), મન અને ધન, એ ત્રણ વસ્તુજ મને અર્પણ કર એટલે થયું." રાજાએ તુરતજ સંકલ્પ કરીને અતિ હર્ષપૂર્વક તે ત્રણે વસ્તુ તેને અર્પણ કરી, તે પછી હાથ જોડી ઉપદેશની વાટ જોતો ઉભો રહ્યો.

હવે ઋષિસુત શો ઉપદેશ કરે છે? તે જોવાને સર્વ સભા આતુર થઇ બેઠેલી છે, ને રાજા પણ જિજ્ઞાસુ થઇ ઉભો છે, એવામાં સભાદ્વાર આગળ પોકાર કરતો એક બ્રાહ્મણ આવ્યો. તે, જનકરાય! હું દુઃખી બ્રાહ્મણ છું, મારું રક્ષણ કરો, મને દુઃખથી મુક્ત કરો," એમ બોલતો છેક નજીક આવ્યો. ગૌબ્રાહ્મણપ્રતિપાલ મહારાજાધિરાજ જનકરાયે તેનાં દીન વચનો સાંભળી દયાથી તેના સામું જોઈને, "તારે શું દુઃખ છે? મારા રાજ્યમાંથી તારા જેવા બ્રાહ્મણને કયો દુષ્ટ પીડા કરે છે?" એમ પૂછવા ધાર્યું; પણ તેજ ક્ષણે તેને વિચાર આવ્યો કે, 'અરે! મેં તન તો મારા ગુરુને અર્પણ કર્યું છે, તે હવે મારું નથી, તો પછી હું તેના સામું કેમ કરી જોઉં? અ-

થવા તેને કેમ કરી પૂછું? આ વાણી તનમાંજ સમાયલી છે.” આવો વિચાર કરી, તે બ્રાહ્મણના સામું પણ રાજાએ જોયું નહિ, ને તે કશું બોલી શકયો નહિ, ત્યારે તે બ્રાહ્મણ વધારે વિલાપ કરવા લાગ્યો, ને બોલ્યો કે, “હું ઋણી છું, મારા માથાપર બહુ મોટું ઋણ (દેવું) છે, તેથી, લેણદાર લોકોએ મારી સર્વ સંપત્તિ હરણ કરી લીધી છે, છતાં, તેથી હું છૂટો થઇ શકયો નથી. મારાં સ્ત્રી, પુત્ર ને કુટુંબી જનો, અન્ન વસ્ત્ર વિના બહુ દુઃખી છે, અને મને કોઇનો આશ્રય ન હોવાથી હું તમારે શરણે આવ્યો છું. હે રાજા! એક લજ્જા, બીજી ક્ષુધા અને ત્રીજો લેણદારોનો ત્રાસ, એ સઘળાથી વ્યાકુળ થઈ હું અહીં આવ્યો છું, માટે તારા જેવા ગૌબ્રાહ્મણ-પ્રતિપાળે મારું દુઃખ અવશ્ય નિવારણ કરવું જોઇએ.” આ સાંભળી રાજાના મનમાં તે બ્રાહ્મણનું દુઃખ દૂર કરવા માટે બહુ જ ટળવળાટ થયો. આ ક્ષણે પુનઃ તેણે વિચાર્યું કે, ‘આ બ્રાહ્મણને અમુક ધન દેવાથી તેનું દુઃખ દૂર થાય એમ છે તથા ગુરુને અર્થે આણેલી એ રત્ન થાળ પણ અહીંજ પડેલી છે એમાંથી એકાદું રત્ન આપું તો એનું દરિદ્ર દૂર થઇ જાય. પણ અરે! ધન તો મેં સર્વ ગુરુને અર્પણ કરી દીધું છે, ગુરુ તેના સ્વામી છે, તો હું કેમ આપી શકું?’ આ વિચારથી તે મનમાં મુંઝાઇ, યત્કિંચિત્ વિચાર વશ થઈ ગયો, પણ બોલ્યો નહિ, અને ગુરુ સામું દૃષ્ટિ રાખી ઉભો જ રહ્યો. હવે ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતો જનકરાય, પોતે આટલાં વલખાં માર્યાં છતાં પણ કશું પ્રત્યુત્તર આપતો નથી, તે જોઇ, બ્રાહ્મણને ઘણો ક્રોધ ચઢયો; અને તે રાજાનો તિરસ્કાર કરીને બોલ્યો, “અરેરે! સમય કેવો વિપરીત આવ્યો છે? અહો! આ કૃત યુગની અંદર પણ કલિયુગ પ્રવર્તતો હું જોઊં છું. ધિક્કાર હજો મને, કે હું આવા ધન લોભી, કૃપણ અને ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતા, પણ દાંભિક નામ ધરી બેઠેલા, રાજા પાસે યાચવા આવ્યો. આ કરતાં તો હું કોઇ ઉંડા જળના કૂવામાં પડી બૂડી મર્યો હોત તોપણ ઠીક, કે આવા ષંઢ રાજાનું મુખ મારે જોવું ન પડત. અરે ધિક્કાર છે એવા રાજાને કે જેને ત્યાંથી અતિથિ કે શરણાગત વિમુખ જાય છે. ધિક્કાર છે તે લોકોને કે જેઓ દૂર દેશાંતરોમાં રહ્યા થકા આ કૃપણ રાજાની

ભ્રષ્ટમતિ નહિ જાણતાં, તેની મિથ્યા પ્રશંસા કરે છે. અરે ઓ મદવશ રાજા! મારાં આટલાં આટલાં દીન વચનો સાંભળવા છતાં પણ મને ધન આપવું તો રહ્યું, પણ માત્ર પ્રત્યુત્તર આપવું એ પણ તને ભારી થઈ પડયું છે? હર! હર! કેવો અધમ કાળ પ્રવર્તે છે!' આ સાંભળી રાજાના મનમાં ખળભળાટ થઈ રહ્યો, અને 'અરે! મારું બિરદ જઇને મારા નામને આ કેવી હીણપત લાગે છે; શું મારે દ્વારથી અતિથિ વિમુખ જાય છે?' એમ તે પુનઃ પુનઃ વિચાર કરવા લાગ્યો. પણ વળી વિચાર થયો કે, 'અહો! હું શો વિચાર કરું છું. આ મનમાં વિચાર કરવાનો અધિકાર મને કયાં છે? કારણ કે, મેં તો તન તથા ધનની સાથે, મન પણ ગુરુને અર્પણ કરેલું છે, માટે આમાં મને શું છે? તન મારું હોય તો બ્રાહ્મણને બોલાવું, આશ્વાસન કરું, ધન મારું હોય તો તેને આપું, ને મન પણ મારું હોય તો જ તેનાં બોલેલાં નિષ્ઠુર વચનોથી મને હીણપત લાગે. પણ હવે તો મને કંઈ લાગતું વળગતું નથી; તેમ મને તેમાંનો કશો વ્યાપાર કરવાનો અધિકારે નથી.' આવા સમાધાનથી રાજા તો, તે બ્રાહ્મણનાં આટઆટલાં કઠણ વચન છતાં, કેવળ જડ અને સ્તબ્ધ થઇ, ગુરુપર દૃષ્ટિ રાખી, હાથ જોડીને ઉભો જ રહ્યો. તેનાથી હાલી ચાલી કે બોલી શકાયું નહિ. આવી સ્થિતિ જોઇ અષ્ટાવક્રજીએ રાજાને પૂછ્યું, "कों भवान् (તું કોણ છે?)" ત્યારે, "जनकोऽस्मि (હું જનક છું,)" એમ તેણે પ્રત્યુત્તર દીધું. ઋષિપુત્રે કહ્યું, "હે રાજા જનક! આમાં તું જનક કોને કહે છે? તારા શરીરની અંદર જનક કયાં છે? તે મને બતાવીશ? તું તારા માથાને, મ્હોંને, હૃદયને, હાથને, પગને, બુદ્ધિને કે પ્રાણને, એ સઘળામાંથી કોને જનક જાણે છે?" રાજા શું બતાવે? રાજા તો પુનઃ તદ્રૂપ થઇ રહ્યો. તેણે ઘણોય વિચાર કર્યો, પણ કોઇ સ્થળે તેનામાં જનક દેખાયો કે જણાયો નહિ, તો તેનાથી શું ઉત્તર દેવાય? ઘણીક વાર સૂધી તે અડગ-સ્થિર અને નિમેષોન્મેષ* વગર જ ઉભો રહ્યો. આ જોઈ ઋષિપુત્રે કહ્યું, "રાજા! બસ; એ જ તને ઉપદેશ, ને એ જ તારું સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ." આ વચન સાંભળી જનકરાયે કહ્યું, "ગુરુદેવ! હવે

* આંખનું ઉઘાડમીચ કરવું તે.

તો હું વનમાં જઇને વસીશ.” ત્યારે ગુરુએ કહ્યું, “કેમ કરીને જશે? મારા વચનમાં કે વચનથી બહાર જઈ વસશે? તારું તન, મન અને ધન (રાજ્ય સમૃદ્ધિ આદિ) સઘળું મને અર્પણ કીધેલું છે, તો હવે તારી પાસે છે શું? ને હવે તું પણ ક્યાં છે? વિચાર કર.” આ ઉત્તર સાંભળી પુનઃ રાજા સ્તબ્ધ થઇ ઉભો ત્યારે ઋષિ પુત્ર બોલ્યો, “રાજા! જેમ કોઇ મનુષ્ય પોતાનું દ્રવ્ય, ગૃહ વગેરે બીજાને સાચવવા આપે, તેમ, આ રાજ્યાદિ (તન, મન તથા ધન વગેરે) મારું છે, તે હું તને સાચવવા આપું છું; માટે મારા ભૃત્ય* તરીકે તું તેનું નીતિથી પાલન કર. આજથી તું દેહી છતાં વિદેહ† થયો છે. પૂર્વે કોઇ વિદેહ થયું નથી, પણ તારી આવી સ્થિતિ થવાથી તું ઉપદેશ દેઈ, વિદેહી કહેવાઇશ જ.” આવી રીતે જનકને રાજ્યાસનપર સ્થાપિત કીધો. પછી રાજાએ પેલા બ્રહ્મસ્વી‡ બ્રાહ્મણને અનેક રત્નો આપી રાજી કરીને વિદાય કીધો.

તે પછી અષ્ટાવક્રે રાજાને આજ્ઞા કરી કે, “આ ઋષિમાત્રને હવે રુડી રીતે સંતોષીને તેમને ઘેર વિદાય કર” રાજાએ અષ્ટાવક્ર ગુરુની આજ્ઞા થવાથી, ત્યાં બેઠેલા સર્વ ઋષિઓની યથાવિધિ પૂજા કરવાનો પ્રારંભ કર્યો. એ વેળાએ ઋષિઓએ જણાવ્યું કે, “પ્રથમ અમે સર્વે મળી મહાત્મા અને બ્રહ્મવેત્તા ઋષિપુત્ર અષ્ટાવક્રનું પૂજન વંદનાદિ કરીશું, કેમ કે એ અમારા આખા ઋષિકુળને દીપાવનાર અને બ્રહ્મસૂર્ય છે. વળી અમને ઘણા કાળના ન્યાયબંધનમાંથી મુક્ત કરનારા પણ એજ મહાત્મા છે.” પછી ઋષિપુત્રે, “હું બાળક છું, ને આપ સર્વ વૃદ્ધ હોવાથી મારા ગુરુરૂપ છો, માટે તમોએ મારું પૂજન કે વંદન કરવું યોગ્ય નથી.” એ રીતે, વિનય વિવેકથી કહેવા છતાં પણ, પ્રત્યેક ઋષિએ આવીને, તેના ચરણમાં પ્રણામ કર્યા ને તેને અનેક પ્રકારના આશીર્વાદ દેવા માંડ્યા. એ પ્રત્યેક ઋષિને મહાત્મા અષ્ટાવક્ર, પ્રથમ તેમનું નામ, કુળ, ગોત્ર, પ્રવર, શાખા, વેદ, ઇત્યાદિ પૂછતા અને પછી તેમના પ્રણામ ગ્રહણ કરતા હતા. આમ કરતાં કહોલ ઋષિ તેને વંદન કરવા ઉભા થયા. તેમનું કુળ ગોત્રાદિ સાંભળતાં જ, મુનિકુળ દીપક અ-

* ગુમાસ્તો; સેવક. † દેહ વગરનો. ‡ દેવાદાર.

ષ્ટાવક્ર, તત્ક્ષણે સિંહાસનપરથી નીચે ઉતરી ઉભા રહ્યા અને તેમના ચરણમાં મસ્તક ધરી, સપ્રેમ વંદન કરવા મંડયા. ઋષિ આદિ આખી સભા તે જોઇને આશ્ચર્ય પામી. કહોલ ઋષિએ તેમને હાથે ઝાલીને બેઠા કર્યા; અને પૂછ્યું કે, 'આપ કોણ છો?' ત્યારે અષ્ટાવક્રે, પોતાની માનું તથા પાસે ઉભેલા મામાનું નામ કહ્યું, તથા તેઓના ગોત્રનું વર્ણન સાંભળી, સર્વ મુનિમંડળ બહુ હર્ષ પામ્યું અને પિતાએ તેમને હૃદય સાથે ચાંપી, પ્રેમાશ્રુવડે તેમના મસ્તકને ભીંજવી નાખ્યું, ત્યારે રાજા વગેરેએ જાણ્યું કે, આ કહોલ ઋષિ તો અષ્ટાવક્રના પિતા થાય છે. તે પછી સહુએ એક સાથે હર્ષનાદ કીધો, અને બોલ્યા કે, 'ધન્ય છે તે પિતાને કે જેને આવું પ્રતાપી પુત્ર રત્ન છે.' પછી કહોલ ઋષિ ગદ્ગદિત કંઠે સર્વ સભા સાંભળતાં કહેવા લાગ્યા કે, "પુત્ર અષ્ટાવક્ર! હું તારો પિતા છતાં મેં તારું કંઈ પણ હિત કર્યું નથી; મેં તારું પાલન પોષણ પણ કીધું નથી, વિદ્યાદાન દીધું નથી, પણ ઉલટો હું તારા શરીરની વક્રાવસ્થાના કારણરૂપ થયેલો છું પણ તારું કલ્યાણ થાઓ, ને તું ચિરંજીવ રહો."

કહોલ ઋષિનું એવું બોલવું સાંભળીને રાજાને શંકા થઇ તેથી તેણે ગુરુની આજ્ઞા લઇ, કહોલ ઋષિને પૂછ્યું કે, "ઋષિવર! મારા ગુરુજીના શરીરની વક્રાવસ્થાના કારણભૂત આપ કેવી રીતે થયા?" રાજાનાં તે વચન સાંભળી ઋષિએ કહ્યું, "હે રાજન્! આ મારો પુત્ર અષ્ટાવક્ર જ્યારે એની માના ઉદરમાં હતો, ત્યારે દિવસે હું વેદનું પારાયણ કરતો હતો. એની મા તે વેળા નિદ્રિત હતી. હું મારો વેદાધ્યયનનો પાઠ કરવામાં લીન હતો તેવામાં, એકાએક, ગર્ભમાંથી જ એણે કોઇ ચમત્કારિક ધ્વનિ કીધો, જેથી હું ખંચાયો ને પાઠ કરવો બંધ કીધો. પછી એણે કહ્યું કે, 'પિતાજી! આપ આટલા બધા લાંબા કાળથી વેદ પઠન કરતા આવ્યા છો, છતાં હજુ સૂધી તેની તમારે આવૃત્તિ કેમ કરવી પડે છે? ને તે પણ આટલી બધી અશુદ્ધ કેમ? અમુક અમુક સ્થળે તમારી વાણી તથા હાથના સ્વરો અશુદ્ધ છે.' આ વચન સાંભળી અને ગર્ભની આટલી બધી પ્રજ્ઞા જોઇ, મને આનંદ થવો જોઇએ, તેને બદલે ઉલટો ક્રોધ ચઢયો, તેથી મેં ક્રોધાવેશમાં જ કહ્યું, 'રે વક્રા! તું હજી અવ-

તર્યો પણ નથી છતાં મારી આવૃત્તિને અશુદ્ધ કહે છે; માટે જા તું આઠે અંગે વક્ર થઈશ.' એ કારણથી એ અવતર્યો ત્યારથી જ; મારા શાપને લીધે આવો વાંકા અંગવાળો છે, ને તેથી એનું નામ અષ્ટાવક્ર પડયું છે."

તે પછી પૂજન અર્ચનાદિકથી સર્વ ઋષિઓને સંતુષ્ટ કરી રાજાએ સર્વને વિદાય કર્યા, ત્યારે અષ્ટાવક્ર પણ પોતાના પિતા તથા મામા સાથે પોતાના આશ્રમ તરફ ચાલ્યા. માર્ગમાં આવતાં મધુવિતા નામની નદી આવી, તેમાં કહોલે અષ્ટાવક્રને વિધિપૂર્વક સ્નાન કરાવ્યું, જેથી તેમનાં સર્વ અંગોનો વાંક મટી જઈ, તે સરખાં તથા સુરેખ થઇ ગયાં. તે દિવસથી તે નદીનું નામ સમંગા (સરખા અંગ કરનારી) પડયું છે. તે પછી અષ્ટાવક્ર મોસાળમાં આવી માતાને મળ્યા, અને માતામહની આજ્ઞા લઇ, માતા તથા પિતા સાથે પોતાના પૂર્વના આશ્રમમાં જઇ રહ્યા હતા.

આ પ્રમાણે, હે રાજપુત્ર! બ્રહ્મતત્ત્વજ્ઞાનસંપન્ન અષ્ટાવક્ર મુનિ એટલા સમર્થ હતા અને સારાસાર વિચાર કરનાર જનક રાજર્ષિએ તેમની પાસેથી એ પ્રમાણેનો સદુપદેશ ગ્રહણ કીધો હતો. એ ઉપદેશ મળવાનું મૂળ કારણ માત્ર સારાસાર વિચાર જ હતું. સારાસાર વિચાર કરનાર મનુષ્ય એવી રીતે પરબ્રહ્મને જાણે છે; માટે મનુષ્યના કર્તવ્યરૂપે તને આ વૃત્તાંત કહ્યું. જનકને સ્વપ્ન અને સંસાર એ એમાંથી સાર શું? એ જાણવાની ખરી જિજ્ઞાસા થઇ ત્યારે જ તેને, સારભૂત વસ્તુ જે, પરમાત્મસ્વરૂપ છે, તેની પ્રાપ્તિ થઈ હતી.

## અહિંસા.

વળી તે સદ્‌ગુરુ મહાત્મા મને ઉદ્દેશી બોલ્યા કે:–પ્રિય રાજપુત્ર! સર્વ ભૂતપ્રાણી પ્રત્યે દયા અને નમ્રતા રાખવી એના જેવો બીજો એકે ધર્મ નથી. अहिंसा परमो धर्मः એટલે પરને પીડા કરવી, પરનો ઘાત કરવો ઇત્યાદિ દુષ્ટ અને હિંસક આચરણનો ત્યાગ તે અહિંસા કહેવાય છે ને તે જ સૌથી શ્રેષ્ઠ ધર્મ છે. એ મહાવાકયથી સિદ્ધ છે કે, અહિંસા એ પરમ ધર્મ છે. એ જ દયા, અને દયા એ જ શ્રેષ્ઠ ધર્મ છે. નમ્રતા એ પણ દયા સાથે જોડાયલી જ છે. જેમ મને કંઇ પણ આઘાત થવાથી કિંવા નિષ્ઠુર વચનથી મનમાં દુઃખ થાય છે, તેમ બીજાને

પણ થાય જ એમ જાણનાર પુરુષ દયાળુ છે, કેમ કે પોતાના સમાન બીજાને જાણનાર સામાને કદી દુઃખ દઈ શકતો નથી. વળી તે દયાળુ પુરુષ પોતે કરેલું તો શું, પણ બીજા કોઇ કારણથી વા પ્રારબ્ધ યોગથી બીજા પ્રાણીને થયલું દુઃખ જોઇ, પોતાના અંતઃકરણમાં બહુ દ્રવિત અને દુઃખી થાય છે; તેમ તેનું દુઃખ દૂર થવા બનતો પ્રયત્ન પણ કરવા ચૂકતો નથી. જ્ઞાની પુરુષમાં પહેલે અંશે દયા હોવી જોઇએ. નિર્મળ અને સૂક્ષ્મ એવી જ્ઞાનદૃષ્ટિએ જોતાં, સર્વ પ્રાણીની અંદર વસી રહેલો બીજો કોઈ નહિ, પણ માત્ર અખંડ અને એક પરમાત્મા જ છે; માટે જ્ઞાની એમ જાણે છે કે, જે તત્ત્વ મારામાં છે તે જ એનામાં છે. માટે જ તે માને છે કે, એને દુઃખ થયું તે મને થયું. દયા એ ખરા અદ્વૈતપણાનું લક્ષણ છે; અને નિર્દયપણા જેવો બીજો અધર્મ નથી. નિર્દય પુરુષ કદી ભક્તિમાન્ કે જ્ઞાની થતો નથી. જ્યાં નિર્દયતા છે, નિરંતર પાપનો નિવાસ હોય છે; ને જ્યાં પાપ હોય ત્યાં જ્ઞાન કે ભક્તિનો વાસ હોતો નથી. અંધકાર હોય ત્યાં તેજનો પ્રકાશ ન હોય, ને જ્યાં તેજ પ્રકાશી રહ્યું હોય ત્યાં અંધકાર ન હોય, પણ ત્યાં તો પુણ્ય–જ્ઞાનરૂપ તેજ હોય છે. જ્યાં પાપાદિ દુષ્કર્મરૂપ અંધકાર હોય છે; ત્યાં પુણ્ય–જ્ઞાનરૂપ તેજનો પ્રકાશ હોતો નથી. તેટલા માટે, જ્ઞાન પ્રાપ્તિ અર્થે, પ્રથમ સહૃદય અંતઃકરણવાળા થવું જોઇએ. દયાળુનું અંતઃકરણ અતિશય મૃદુ અને નિર્મળ હોય છે તેથી તેના ઉપર ભગવત્પ્રાપ્તિમાં પ્રયાસરૂપ બીજદ્વારા, દયા પ્રગટી નિકળે છે, અને તે પ્રતિદિન વૃદ્ધિ પામે છે. પણ નિર્દયનું અંતઃકરણ તેથી કેવળ ઉલટું છે. તે મલિન અને પાષાણ સમાન કઠિન હોય છે. તેથી તેના હૃદયમાં સત્સંગ તથા સદ્ગુરુના બોધરૂપ જળનું વારંવાર સિંચન કરવા છતાં પણ, જ્ઞાનબીજ ઉદય પામતું નથી. તે સર્વભૂતપ્રાણીને પોતાના શત્રુ માને છે, સર્વત્ર દ્વૈત જુવે છે, કોઇપર પૂર્ણ પ્રીતિ ચોંટતી નથી. તેના શરીરમાં ક્રોધનો નિરંતર વાસ રહે છે; અને ક્રોધથી સઘળું બગડે છે. માટે એ સર્વ અવગુણના મૂળરૂપ જે નિર્દયતા, તે સમૂળી ત્યજી, મનુષ્યે સર્વ ભૂતપ્રત્યે દયાળુ થવું જોઇએ, એ તેનું એક કર્તવ્ય છે.

## નમ્રતા.

નમ્રતા એ દયાની ભગિની છે ને એ પણ દયાના જેટલી જ પરબ્રહ્મ પ્રાપ્તિમાં સહાયક છે. સંસારમૂલક જે અહંકાર, તે નમ્રતાથી છેક જ દૂર થઈ જાય છે. સંસારમાંનાં પ્રાણી માત્રને પોતાનાથી અધિક માનનાર પુરુષ નમ્ર કહેવાય છે; અને તેવા થવું એ અહંકાર દૂર થયા વિના બનતું નથી. સંસારમાં સૌ મારો ગુરુ (વડીલ) છે ને હું તેઓના શિષ્ય સરખો છું, એમ જાણવું, એ નિરભિમાની પુરુષનું મુખ્ય લક્ષણ છે. પ્રપંચમાં પણ નમ્ર પુરુષ વિશેષ માનવંતો અને સદ્‌ગુણી ગણાય છે; અને તેને કોઈ જાતનું દુઃખ થતું નથી. હરેક વાતે સામા સાથે પોતે નમ્ર હોય છે, એટલે પોતાનો દોષ તેને છૂપાવવો પડતો નથી, કેમ કે દોષ માટે ક્ષમા માગતાં તેને લજ્જા થતી નથી; અને લજ્જા ન થવી તે જ ખરેખરું નિરહંકારીપણાનું લક્ષણ તથા નમ્રતાનું સ્વરૂપ છે. જે સૌ સાથે નમ્ર તે સૌને પ્રિય હોય છે. તેને કોઈ શુભાશુભ વચન કહે તો તેથી તે નરસું માનતો નથી કે ક્રોધ કરતો નથી. કેમ કે તેણે ક્રોધને જિત્યો હોય છે તેથી ક્રોધ તેનાથી નાસતો રહે છે. તે પોતે કોઈને ક્રોધ ચઢે તેવું કે માઠું લાગે તેવું કામ કરી શકતો નથી. નમ્ર પુરુષથી કદી પણ નિર્દય-હિંસક કાર્ય બનતું નથી. નમ્ર પુરુષ બીજાના દોષ વર્ણી શકતો નથી કે મનમાં લાવી શકતો નથી; કેમ કે તેને પોતાના કરતાં સૌ વિશેષ ગુણવાન્ ભાસે છે. તે પરનિંદા કરતો નથી. આ સર્વે ગુણે કરીને પરમાત્મા તેનાપર અતિ સંતુષ્ટ રહે છે, આ કરતાં ઉલટો અનમ્ર-અહંકારી પુરુષ, સર્વ દોષથી ભરેલો હોય છે. નમ્ર પુરુષનું અંતર જેમ નિર્મળ અને સત્ય પ્રેમી હોય છે, તેમ અનમ્રના અંતરમાં દંભે વાસો કરેલો હોય છે. દંભ એ દેખીતું અસત્ય જ છે. અંતરનો અવગુણ છૂપાવી, બહાર મોટો ડોળ રાખનાર દાંભિક કહેવાય છે. સ્વલ્પ વિદ્યા છતાં વિદ્વાન્ કહેવરાવવું, અલ્પ સંપત્તિ છતાં સંપત્તિવાન્ દેખડાવવું, દુર્ગુણી, અધર્મી, અનાચારી તથા અભક્ત ઇત્યાદિ અવગુણવાળો છતાં બાહેરથી ઠાવકો, શત્યશીળ, ધર્મિષ્ઠ, સદાચારી તથા ભક્તિમાન્ વગેરે દેખાવાનો ડોળ રાખવો, એ દાંભિકનાં લક્ષણ છે. અને એમ એકનું બીજું દેખાડવું અથવા કહેવું એ અસત્ય નહિ તો શું? પણ એક નમ્રતા

હૃદયમાં વસી હોય છે તો આ સઘળા દુર્ગુણ એકે સામટા નિકળી જાય છે. તે માટે જ સૌ સાથે નમ્રતા રાખનાર પુરુષ સર્વવંદ્ય તથા શ્રેષ્ઠ થાય છે, જ્ઞાની પુરુષમાં ખરું લક્ષણ શું હોય છે? માત્ર નિરભિમાનત્વ; અને એ નિરભિમાનત્વ નમ્રતાથી આપોઆપ પ્રાપ્ત થાય છે.

## હરિનામ.

હું તને કેટલાં કર્તવ્યો ગણાવું? પ્રત્યેક કર્તવ્યો વિશેષ અગત્યનાં અને કલ્યાણકારી છે, એ સર્વ જાણવા માટે પ્રથમતઃ મનુષ્ય સાવધ અને શુદ્ધ બુદ્ધિવાળો જોઈએ. તેમ ન હોય તો સાધારણ પ્રજ્ઞાવાળો કેવી રીતે એ કર્તવ્યોને સાધી શકે? માટે એ સૌ કરતાં સહેલામાં સહેલું અને કલિયુગને વિષે અતિશય કલ્યાણકારી કર્તવ્ય, શ્રી હરિનું સ્મરણ છે. એમાં બુદ્ધિ, વિદ્યા કે ઉત્તમ પ્રકારના જ્ઞાનનું પણ કામ પડતું નથી. જેમ અશ્વિની કુમારનાં જાણીતાં ઔષધોનો સમૂહ અને અરણ્યવાસી તપસ્વિની એક જ જડી, તનની વ્યાધિનો સરખી રીતે, જડથી વિનાશ કરે છે, તેમ આ સઘળાં કર્તવ્ય એક બાજુ અને બીજી બાજુ હરિનું નામસ્મરણ છે. એ નામસ્મરણ સર્વ આધિ ઉપાધિનો જડથી વિનાશ કરે છે. એના જેવો પ્રતાપ બીજા કશાનો નથી. પરમાત્માના મંગળ નામનું નિરંતર સ્મરણ કરનાર પુરુષ, સહજમાં નિષ્પાપ થાય છે, ને પાપ દૂર થવાથી સર્વ દુર્ગુણો પલટાઇને ગુણરૂપ થાય છે. નામસ્મરણનો મહિમા અપાર છે. નામસ્મરણ કરતાં પ્રભુના સગુણ સ્વરૂપપર પ્રીતિ જોડાય છે અને એ પ્રીતિ એવી હોય છે કે, જેથી પરમાત્મા તેને સગુણરૂપે સાક્ષાત્કાર આપે છે, અને અંતે એ ભક્તિમાન જીવ, આત્માને શોધીને નિર્ગુણ પરમાત્માને પામે છે. નામસ્મરણ એ જ્ઞાનવૃક્ષના મોક્ષફળનું બીજ છે. નામસ્મરણ કરનારને તેની લાંબી ખેડથી નામી (નામવાળા પરમાત્મા)નાં દર્શનની પૂર્ણ જિજ્ઞાસા થાય છે; અને તેમાં મચ્યા રહેવાથી, પ્રભુનો સાક્ષાત્કાર થાય છે એટલે હોય છે તે કરતાં જિજ્ઞાસા બળવત્તર અને સુદૃઢ થાય છે. એ જિજ્ઞાસા તે જ પ્રેમ. પ્રભુ તો પ્રેમને વશ છે. વળી આ તો સાધારણ નિયમ છે કે, એક વસ્તુપર મનુષ્યની ખરેખરી અડગ પ્રીતિ થઇ, ત્યારે તે વિનાની બીજી સર્વ વસ્તુપર તેવી અપ્રીતિ જ (વિરાગ) થાય છે. પછી તેની પ્રાપ્તિ થાય છે. એ

પ્રિય વસ્તુની પ્રાપ્તિથી સર્વોત્કૃષ્ટ સુખ થાય છે. જેની પરમાત્માના સુંદર નામ સ્વરૂપ સાથે પ્રીતિ જોડાઇ છે, તેને સંસારમાંની દૃશ્યમાયિક વસ્તુ માત્રપર આપોઆપ અપ્રીતિ થાય છે. આ પ્રીતિ એવી છે કે, તે પૂરી છોડી છૂટતી નથી કે મુકી મુકાતી નથી. એક કરતાં બીજી સારી વસ્તુ ભાસે ત્યારે તેનાપરથી પ્રીતિ ઉતરે કેની? પરમાત્માપરના પ્રેમથી શ્રેષ્ઠ પ્રેમ કીયો છે? કે તેનાપર પ્રેમ થાય? તેથી જ, સંસારમાંથી ઉઠેલી પ્રીતિ પરમાત્માપર જોડાયા પછી કદી પાછી પૂરતી નથી. જ્યાં પરમાત્મા સાથે અત્યંત સ્નેહ થયો—ઐક્ય જ થયું; અને તે વળી ઉત્કૃષ્ટ પ્રકારનું ઐક્ય થયું, જે કદી તૂટે નહિ તેવું ઐક્ય તેને જ અદ્વૈત કહે છે. ખરી પ્રીતિથી દ્વૈતભાવ—રામ ને કામ—હરિને સુવર્ણ—સંસાર ને સારરૂપ પરમાત્મા, એમ બે વસ્તુપર મોહ મુદ્દલ થતો નથી. હે બાળઋષિ! જાણ કે નામસ્મરણ એ જ શ્રેષ્ઠ સાધન છે. એકલા જ્ઞાનથી સારી રીતે સમજણ આવે છે, પણ વિશુદ્ધ પ્રેમવૃત્તિ ઉત્પન્ન થયા વગર સંસારમાં વિરાગ ને હરિમાં અનુરાગ—સુઘડ સુંદર થતો નથી. સાંસારિક પદાર્થ અનિત્ય (મિથ્યા) છે એમ જાણીને તે અનિત્યપર વિરાગ તથા નિત્યપર પ્રીતિ થાય છે ખરી, પણ એકલું જ્ઞાન—જે શુષ્ક જ્ઞાન છે તે જ્યારે વિસ્મૃત થાય છે, ત્યારે વિરાગ ક્યાંય જતો રહે છે અને ફરી સંકલ્પવિકલ્પ થવા માંડે છે; અને તેથી જીવ પાછો ભવના ફેરામાં પડે છે. વળી જ્ઞાનીને, સમયે હું જ્ઞાની છું, એવું અભિમાન થવાનો સંભવ છે, તેથી પાછા ભવના ફેરામાં પડવાનો પણ ભય રહે છે, પણ અનન્ય ભક્તિમાનને, એટલે જ્ઞાની—ભક્તમાં અભિમાન ઉત્પન્ન થતું નથી; કેમકે તે તો પ્રભુને પોતાના સેવ્ય અને પોતાને સેવક માની, તેમાં જ આનંદે રમણ કરે છે. વિચારી જોતાં, ભક્ત એ જ શુદ્ધ ને પરમ જ્ઞાની છે, અને ભક્તિ—સહિત જે જ્ઞાન તે જ પરમ મુક્તિ છે, હું પરમાત્મા સ્વરૂપનો અંશ છું અને મારો અંશી પરમાત્મા છે, પણ વસ્તુતઃ હું ને તે એક છીએ, ત્યારે જૂદો કેમ ભાસું છું? એમ જૂદો ન ભાસું તેને માટે, મારા અંશીનો જ મારે નિદિધ્યાસ રાખવો જોઇએ, અર્થાત્ સ્મરણ—ધ્યાન કરવું જોઇએ; એવા નિદિધ્યાસમાં લીન જીવને સત્વર સાક્ષાત્કાર થાય છે. પ્રભુનો

સાક્ષાત્કાર થવો તેજ સર્વોત્કૃષ્ટ જ્ઞાન અને તેજ સર્વોત્કૃષ્ટ ભક્તિ છે. ભક્તિ અને જ્ઞાનમાં ભેદ માનવો એ જડ વિચારનું કાર્ય છે. ખરું જોતાં ભક્તિ અને જ્ઞાનને, બીજ વૃક્ષપેરે સંબંધ છે. બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ, બીજ હતું તો વૃક્ષ થવા પામ્યું ને વૃક્ષ હતું તો બીજ થયું. તેવી રીતે પરમાત્મા એ મારું મૂળ સ્વરૂપ છે એટલું જ્ઞાન થયા પછી, શુદ્ધ પરબ્રહ્મની ભક્તિ થાય છે; અને ભક્તિથી પરમાત્માનો પરિચય થતાં, અર્થાત્ સાક્ષાત્કાર થતાં, તેના સ્વરૂપનું ઉત્તમ જ્ઞાન થાય કે, 'અહો! પરમાત્મસ્વરૂપ આવું છે. એ નાશરહિત અને સર્વોપરી છે.' એવું જ્ઞાન થવાથી, વળી પાછી એવી ભક્તિ થાય કે, પરમાત્મસ્વરૂપ એજ સત્ય જ્ઞાન છે અને પરમાનંદ સ્વરૂપ છે, માટે એજ સાચું, બીજું સર્વ મિથ્યા છે, તેથી, એને જ પરાયણ રહેવું એવો દૃઢ નિશ્ચય થાય છે. આ ભક્તિને જ્ઞાનોત્તર ભક્તિ અથવા તો મહાભક્તિ કહેવામાં આવે છે. હે રાજપુત્ર! તારી પ્રજ્ઞાને જાણવા દેજે કે, ભક્તિથી જ્ઞાન અને જ્ઞાનથી ભક્તિ છે, જ્ઞાન વિનાની ભક્તિ મિથ્યા છે અને ભક્તિ વિનાનું જ્ઞાન મિથ્યા છે. તેથી એકલી ભક્તિ–સકામ ભક્તિ–ગણાય છે અને જ્ઞાનભક્તિ મહાભક્તિ ગણાય છે. ભક્તિનું લક્ષણ બાંધતાં ભક્તિ સૂત્રમાં કહ્યું છે કે । सापरानुरक्तिरीश्वरे । ઈશ્વર વિષે પરમ અનુરાગ થવો તેનું નામ ભક્તિ. તે ભક્તિ વગરનું જ્ઞાન શૂન્યવત્ છે. સર્વ કર્તવ્યો કરતાં સહજમાં સધાય તેવું અને વળી સર્વોત્કૃષ્ટ કર્તવ્ય, ભગવન્નામસ્મરણ છે. એ નામસ્મરણમાં ભક્તિ અને જ્ઞાન મુખ્ય સાધન છે માટે, સ્થિરચિત્તે–અનન્ય ભાવે–આ ખરું કે તે ખરું? એમ વ્યભિચારી પ્રીતિ રાખ્યા વગર–નામ સ્મરણરૂપી તપ કરવું જોઇએ. હરતાં ફરતાં, કામ કરતાં, ભોજન કરતાં, જળ પીતાં, સૂતાં, બેસતાં, ઇત્યાદિ સર્વ સમયે, અંતરમાંથી શ્રીહરિનું નામ વિસારવું નહિ, પણ સર્વ કામના ત્યજી, ભય, લજ્જા, શંકા ત્યજી, નિર્ભયપણે ભગવન્નામની રટણા રાખવી, અને પાસે બેઠેલો મનુષ્ય પણ સાંભળી કે જાણી શકે નહિ તે રીતે નિરંતર જપ કરવો, એ પરમ કર્તવ્ય છે. એ નામ, સર્વ મંગળોનું મંગળ, પાવનોનું પાવન, કલ્યાણોનું નિધાન અને પાપોનું હરણ કરનાર છે. તેના ઉચ્ચારણ

માત્રથી સર્વ દુઃખો દૂર થાય છે. એના હું જેટલા ગુણ ગાઉં તેટલા થોડા છે. નામસ્મરણ એ ખરેખરી અમૃતૌષધિ છે. નિરંતર પ્રભુના મંગળ નામોનો ઉચ્ચાર કરવો, જેથી સઘળાં કર્તવ્ય સધાશે, ભવસાગર તરાશે, જન્મ–મરણથી છૂટાશે, સંસારનો આશાપાશ તૂટશે, જ્ઞાનાનંદ લૂટાશે, ને પરમાત્માને ભેટાશે. એજ સત્ય છે, એજ નિત્ય છે, એજ પરમ છે, અને એજ સર્વોત્તમ છે.

આટલું ભાષણ પૂરું થતાં અમને આખો દિવસ તથા બે પ્રહર રાત્રિ વીતિ ગઇ, છતાં તે યોગીશ્વરનાં અમૃત સમાન મધુર વચનોથી થતા આનંદને લીધે, મને તે સમય એક ઘટિકા જેટલો લાગ્યો. પછી જ્યારે તેમણે મને આજ્ઞા આપી ત્યારે હું સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને ત્યાંથી ઉઠયો, અને મારા સ્થાન ઉપર ગયો. આજના આનંદને લીધે મારી ક્ષુધા તથા તૃષા સમૂળગી જતી રહી હતી, તેથી કશું પણ ખાધા પીધા વગરજ, હું આનંદ લહરીમાં તરતો કલ્પવૃક્ષની નીચે સૂઇ ગયો.





# પંચમબિન્દુ

## જ્ઞાનાનન્દ.



परमार्थचमत्कारमन्तस्थानुभवं विना ।
अन्यस्यान्यं न जानाति सीधु स्वादुमिवद्विजः ॥
अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥
रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ॥

અર્થ—અન્તરમાં અનુભવ હોયા વિના, અન્યના પરમાર્થ ચમત્કારને, અન્ય જાણી ન શકે; જેમ મદ્યના સ્વાદને દ્વિજ–બ્રાહ્મણ જાણે નહિ. અહો આ શાસ્ત્ર, અહોગુરુ, અહોગુરુ, અહોજ્ઞાન, અહોજ્ઞાન, અહો સુખ, અહો સુખ, એ રસ છે. એ રસને પ્રાપ્ત કરે એ આનંદી થાય છે.



ચન્દ્રભૂએ કહ્યું, પાછલી રાતનો ઉજાગરો હતો તેથી પાંચમે દિવસે સહજ હું મોડો ઉઠયો ખરો; પરંતુ ક્ષુધાએ તો મને કિંચત્ પણ બાધ કરયો નહોતો. ઉઠયો એવો જ હું ત્યાંથી સરોવર તરફ ગયો, ને ત્યાં સ્નાન તથા સંધ્યા તર્પણ વગેરે નિત્ય કૃત્ય આટપી લઇને, મોડું થઇ ગયું હતું તેથીં, ઉતાવળો ઉતાવળો પાછો આવવા વળ્યો. માર્ગમાં અનેક પ્રકારનાં સૌગંધિક પુષ્પો શોભી રહ્યાં હતાં તે જોઈ, મારા મનમાં વિચાર થયો કે, ‘આ સુંદર પુષ્પો તો આયતાં જ છે, છતાં અદ્યાપિપર્યંત મેં મારા ગુરુદેવની પૂજા કરી નથી, તો લાવની, હું એ પુષ્પોવડે તેમનાં ચરણારવિંદનું આજે અર્ચન કરું.’ આવા વિચારથી મેં તુરતનાં ખિલેલાં દિવ્ય પુષ્પો તથા મંજરી સહિત તુલશીપત્રો, વીણી એકઠાં કીધાં. જળ તો, હું સ્નાન કરીને આવતો હતો ત્યારે જ, ગુરુએ મને પાણી

પીવા માટે આપેલું કમંડળુ શુદ્ધ કરીને તે સરોવરમાંથી ભરી લીધું હતું. પણ ચંદન ક્યાંથી મળે ? તે ચંદન કાષ્ઠ લાવી શિલાપર ઘસીને તયાર કરવું જોઈએ, અને અહીંયાં શિલા નહતી. પછી મેં વિચાર કીધો કે, 'ગુરુ પ્રભુતુલ્ય છે, અને પ્રભુ તો, ભક્તજને પત્ર, પુષ્પ, ફળ વગેરે જો શુદ્ધ ભક્તિથી અર્પણ કર્યાં હોય તો, તેથી પણ સંતુષ્ટ થાય છે. મારી પાસે પત્ર, પુષ્પ અને પાણી તો છે, પણ ફળ નથી, પણ તે અહીંયાં પુષ્કળ છે, માટે આજે એવડે હું પૂજન કરું તો મારી મમતા પૂર્ણ થાય. આમ વિચારીને હું માર્ગથી જરાક આડે ફંટાયો અને જમણા હાથ તરફ ગયો. ત્યાં અનેક સુઘટ આમરાઈમાં, આમ્રતરુઓને, પાકી જવા આવેલાં ફળોના ભારથી લચી રહેલાં જોયાં. મોડું થઈ જવાના ડરથી, બીજી કોઈ જાતનાં ફળો વીણ્યા વગર, માત્ર અતિ સુંદર–મધુર સુગંધથી ભરેલાં પાંચ ફળ ત્યાંથી ઉપાડી લઇને હું માર્ગે પડ્યો. પછી વાટિકાની અંદર ગયો તો મહાત્મા યોગીશ્વર, ત્યાં જાણે મારા આવવાની વાટ જ જોતા હોયની તેમ માર્ગ ભણી મુખ કરીને મૃગચર્માસનપર વિરાજેલા હતા. હું તેમની સન્મુખ જઈ, પ્રણામ કરીને ઉભો રહ્યો કે તુરત તેમણે, વગર કહ્યે જાણી લીધું કે, તેમની આજે પૂજા કરવાનો મારો મનોરથ છે. તેથી, અમૃતસમાન મધુરવાણી વડે તે બોલ્યાઃ "તારા મનમાં જે પવિત્ર વિચાર આવ્યો છે તેથી જ તું મારું પૂજન કરી ચૂક્યો છે, પણ તારી જિજ્ઞાસા પૂર્ણ કર." આટલું કહી તુરત તેમણે પોતાના ચરણારવિંદ આગળ ધરચાં એટલે પત્રપુટની * અંદર મેં પાદપ્રક્ષાલન કીધું અને મારા ઉપવસ્ત્રથી લુછી, તેમનાપર, મેં આણેલાં મંગળ પુષ્પો ચઢાવ્યાં. પછી બાકી રહેલાં ઉત્તમોત્તમ સુવાસિક સુમનોનો † હાર કરી, તેમાં થોડે થોડે અંતરે વૃંદાનાં ‡ પત્રો તથા માંજરો ગોઠવીને તયાર કરેલી પવિત્ર માળા, તેમના કંઠને વિષે આરોપણ કરી. પછી શેષ તુલસીદલ તથા પુષ્પો પોતાને હાથે ઉંચકી લઈ, પોતાની સુવર્ણરંગ જેવી જટાને વિષે ધારણ કરી મારી સામું સ્મિતથી જોઇ રહ્યા, તે જોઇ, તેમની મારાપરની અણહદ કૃપા પ્રત્યક્ષ દર્શન દેવા લાગી. પછી મેં અપ્રુલ્લિત હૃદયે પેલાં

* પાંદડાંના દુના (દડિયા). † પુષ્પોનો. ‡ તુલસીનાં.

પાંચ આમ્રફળો તેમના આગળ મૂકયાં. તે તેમણે હાથમાં લીધાં ખરાં, પણ તે લેઇને કયાં મૂકયાં, તેની મને ખબર પડી નહિ. ક્ષણ પછી તેમાંથી એક ફળ તેમણે મને પ્રસાદી તરીકે પાછું આપ્યું. એમ પૂજા સમાપ્ત થઈ એટલે ઉભો થઇને મેં તેમની સ્તુતિ કરવાનો વિચાર કરયો; પણ પ્રેમને લીધે અંતઃકરણ ભરાઇ આવવાથી, વાણી છેક બંધ થઈ ગઇ અને એક અક્ષર પણ મારાથી સ્પષ્ટ બોલાઈ શકાયો નહિ ત્યારે, મેં મનમાં જ પ્રાર્થના કરીને વારંવાર તેમની પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને, છેવટે તેમના ચરણમાં મારું મસ્તક મુકેયું. આ સમયના પ્રેમાનંદનું હું વર્ણન કરી શકતો નથી. પછી તેમણે મને અનેક આશિર્વચનો કહી બેસવાને કહ્યું ત્યારે, હું પ્રેમભરિતહૃદયે, તેમના ચરણામૃતનું પાન કરી, તેમની સન્મુખ બેઠો.

પૂર્વ દિવસે થયલા ઉપદેશપર વિચાર કરવાનો મને કંઈ પણ સમય મળ્યો નહતો. પ્રભાતમાં સ્નાન કરતી વખતે એટલું જ મારા મનમાં આવ્યું હતું કે, “ગુરુએ જે કંઇ કહ્યું–જે જે કર્તવ્યો કહ્યાં, નિયમો કહ્યા, જ્ઞાનોપદેશ કીધો, એ સઘળું શાને માટે કહ્યું હશે ? તેમના ઉપદેશપરથી તો એમ લાગતું હતું કે આ સંસાર, કે જે કિંચિત્ સુખ અને અપાર દુઃખથી ભરેલો છે, તેમાં વારંવાર ગુંચવાઈ ન જતાં નિરંતર સુખ દુઃખને સમાન ગણીને આત્માનંદનો અનુભવ કરવો એ જ મનુષ્યજન્મનું સાર્થક છે. અને એ સુખ તો એમના કહેવા પ્રમાણે માત્ર પરમાત્મા સ્વરૂપમાં જ છેઃ જે પરમાત્મા અખંડ, અવિનાશી, નિત્ય મુક્ત અને સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ છે. એ સ્વરૂપ આત્માનું પોતાનું જ છે, ને તે પોતાના સ્વરૂપને પામવામાં જ આત્માનું સર્વ સુખ સમાયલું છે. આવી રીતે ઉત્તમ જ્ઞાનથી જાણીને તે પરમાત્મ સ્વરૂપને ભજવું (નિરંતર તેને વિષે ઐકયનું સંધાન કરવું,) તે જ ખરું અને અવિનાશી સર્વોત્તમ સુખ છે. ગુરુ વચનનું આવું ઉપદેશ રહસ્ય વિચારીને, એ પરમાનંદ અને તેનાથી થતા આનંદનું સ્વરૂપ કેવું હશે ? આવી શંકા મારા મનમાં સહજ જ સ્ફૂરી હતી. પછી જ્યારે હું હાથ જોડી એકાગ્રચિત્ત થઇને તેમની આગળ બેઠો, ત્યારે તેમણે પોતાનું અમૃતતુલ્ય મધુર ભાષણ ચાલુ કીધું, જેનું તાત્પર્ય મારી શંકાના ખરેખરા સમાધાન રૂપે જ હતું.

મુનિ બોલ્યા, "તું મારા ઉપદેશનું યોગ્ય પાત્ર છે. તારા મનમાં અંતર્યામીપણે આજે જ્ઞાનાનંદ જાણવાની જિજ્ઞાસા થઇ છે; તે પૂર્ણ અધિકારીનું લક્ષણ છે. જન્માન્તરમાં જે પાપ કર્મો કર્યાં હોય છે, તે બીજા જન્મમાં પ્રત્યક્ષ જણાતાં નથી, પણ અશુભ વાસના દ્વારા તેનું અનુમાન થાય છે, અને તેથી નિષિદ્ધ કર્મની ઇચ્છા થાય છે તે અશુભ વાસના છે. તેના વિનાશ માટે, સ્વસ્વરૂપાનુસંધાન, ઇશ્વરનામોચ્ચારણ, નિષ્કામ કર્મપર પ્રીતિ, ને જનદયા મુખ્ય છે. એથી પાપરૂપ મળ અને વિક્ષેપરૂપ મળ, બંનેનો નાશ થાય છે. ચિત્તની ચંચળતાનું નામ વિક્ષેપ છે. એ ચિત્તના નાશના બે ક્રમ છે, જ્ઞાન અને યોગ. યોગ એટલે વૃત્તિનો નિરોધ અને જ્ઞાન એટલે સમ્યક્ દર્શન. તત્ત્વજ્ઞાનમાં અથવા સ્વસ્વરૂપ વિષે જેનું ચિત્ત સ્થિર થતું નથી, પણ અન્ય વિષયમાં ભ્રમણ કરે છે તે વિક્ષેપ દોષયુક્ત છે. નિર્ગુણ કે સગુણ ચિંતનથી ચિત્તની એકાગ્રતા થાય છે, અને તેથી વિક્ષેપ–દોષ નાશ પામે છે. એ દોષ નાશ થયા પછી જીવ જાણે છે કે બ્રહ્મરૂપ આત્માને હું જાણતો નથી, તે અજ્ઞાનનો નાશ તત્ત્વજ્ઞાનથી થાય છે. પ્રથમના બંને દોષ તારામાંથી લય પામ્યા છે અને અજ્ઞાન રહ્યું હતું તે લય પામતું જાય છે. હવે તને નવી નવી જિજ્ઞાસા થાય છે, તેમાં આ નવી જિજ્ઞાસા સ્ફુરાયમાન થવાના કારણમાં તેં પોતાની મેળે તારું સમાધાન કીધું, તે પણ યથાર્થ જ છે. વારંવાર જન્મ મરણની આવૃત્તિ થઇને સંસારમાં જે નિરંતર દુઃખ થાય છે, તેનો અંત આણી, નિત્ય અને સત્ય જાણી, અપાર સુખમાં રહેવું એને માટે જ સર્વ કર્તવ્યો છે. જીવિતનો–જન્મનો એ જ ખરો હેતુ છે. જ્ઞાનાનંદ–જ્ઞાનથી થતું સુખ કેટલું છે, તથા કેવું છે, એ કોઇથી વર્ણવી શકાય તેમ નથી. તે અકથ્ય (કથી ન શકાય તેવું,) અવર્ણ્ય (વર્ણન પણ કરી શકાય નહિ તેવું,) અપાર (પાર વગરનું) અને અતર્ક્ય (તર્કમાં પણ–કલ્પનામાં પણ ન આવી શકે એવું) છે. એ અનુપમ છે એટલે કશાની ઉપમા પણ તેને આપી શકાય અથવા કોઈ વસ્તુની જોડે સરખાવીને તેની તુલના કરી શકાય એમ પણ નથી. સંસારનાં દૃશ્ય સુખો સમગ્ર એકઠાં કરીએ તો તે એક બિંદુ સમાન

છે, અને જ્ઞાનાનંદ તો સાગર સમાન છે. શિવ, શેષ અને બ્રહ્મદેવ આદિ પણ તેનો પાર પામી શકે એમ નથી. વેદ કે જે સ્વતઃ શ્રીમુખથી* પ્રગટ થયેલા છે તેણે પણ તેને પરમાનંદ† અથવા અનંતાનંદ (જેનો અંત નહિ તેવો આનંદ) કહીને જ વર્ણવ્યો છે. એ સચ્ચિદાનંદ–જ્ઞાનાનંદ–બ્રહ્માનંદ–પરમાનંદને જાણવામાં વાણી કે ચક્ષુ પ્રવેશ કરી શકતાં નથી, પ્રાણ કે ઇન્દ્રિયો પ્રવેશ કરી શકતાં નથી. જેમ અગ્નિની જ્વાળા અગ્નિમાં પ્રવેશ કરતી નથી તેમ વેદ પણ તેમાં પ્રવેશ કરી શકતા નથી. તે અનાદિ, અનંત, શેષ, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, ચક્ષુમય, શ્રોત્રમય, પૃથ્વીમય, જલમય, વાયુમય, આકાશમય, રજોમય છે; જે વળી કામમય છતે અકામમય છે, ક્રોધમય છતે અક્રોધમય છે, ધર્મમય છતે અધર્મમય છે, તે સર્વમય છે. તે 'આ' રૂપ છે, તે 'તે' રૂપ છે, તે છતાં તે એ નથી, એ નથી. જેનાથી ભૂત માત્ર જન્મે છે, જન્મ્યા પછી જીવે છે, જેમાં પ્રવેશ પામી વિલીન થાય છે, તે જ એ છે. જેના લાભથી અન્ય લાભ નથી, જેને જાણ્યા પછી બીજું જાણવાનું નથી, જેના દર્શન પછી અન્ય દર્શન નથી, જેના આનંદથી અન્ય આનંદ નથી, જે આનંદમાં વિલીન થયા પછી બીજા આનંદની કામના પણ થવાને સ્થાન નથી, એવો બ્રહ્માનંદ–જ્ઞાનાનંદ–પરમાનંદ છે. તને શંકા થશે કે, જ્યારે એ આનંદ એવો છે, કે જેને કોઇ કથી શકયું નથી ત્યારે શું તેનો ભોક્તા કોઇ આજ દિન સૂધી થયો જ નહિ હોય? તેમ નથી. એ સ્વતઃ આનંદમૂર્તિ છે અને નિજરૂપે તેનો ભોક્તા છે અર્થાત્ આનંદ એ પરમાત્મ સ્વરૂપ જ છે અને ઘણા મહંત પુરુષો, જેઓ જ્ઞાની અને મુક્ત છે, તેમને એ આનંદ છે, (મુક્ત થયા એટલે તે આનંદ–પરમાત્મ–બ્રહ્મ સ્વરૂપને પામે છે) પણ તેઓ પોતાને મુખે તેનું વર્ણન કરી શકતા નથી, માત્ર અનુભવ કરીને પોતે પોતાની મેળે જ જાણે છે, એવો તે અનિર્વચનીય છે.

આટલું તેમનું ભાષણ સાંભળતાં તો મને બહુ જ ઉત્કંઠા થઇ આવી. "અહો! જેને જાણ્યા પછી વર્ણી શકાય નહિ, જેને જાણ્યા પછી શેષ કંઇ રહેતું નથી એ આનંદ તે કેવો હશે!" આ મારી

* શ્રી હરિ–પરમાત્માના મુખથી. † પરમ–સર્વોત્કૃષ્ટ આનંદ.

સ્થિતિ જોઈ ગુરુજીએ મને કહ્યું, "તારી જિજ્ઞાસા મેં જાણી છે, પરંતુ તે અનુભવ્યા વગર જાણવામાં આવતું નથી. હમણાં તો તું આ વાટિકાની પાછળ એક સરોવર છે, તેમાંથી મારું કમંડલું ભરી લાવ. તે પછી આપણે એ સંબંધે કથાલાપ ચલાવશું" તેમની આજ્ઞા થતાં જ હું ત્યાંથી કમંડલુ લઈને ઉઠયો, અને વાટિકામાંનાં સુંદર વૃક્ષોની છાયા નીચે થઈને આગળ ચાલ્યો. હું પ્રતિદિન ઉપદેશ સાંભળીને, દિવસના પાછલા ભાગમાં જ્યારે ફરવા નિકળતો, ત્યારે નિત્ય આખી વાટિકા તથા તેની દશેદિશા પૂરી વળતો હતો; પરંતુ ગુરુએ કહેલું સરોવર મેં કદી ત્યાં જોયું નહોતું. તેથી, મેં વિચાર કીધો કે, 'આટલામાં તો ક્યાંય સરોવર છે નહિ, પણ ગુરુની આજ્ઞા થઈ માટે એણીગમ જઈ જોઈશ. એમ વિચાર કરતો હું થોડેક દૂર ગયો નહિ, એટલામાં તો કોઈ દિવસ મેં ત્યાં નહિ દીઠેલું એવું અતિ સુશોભિત, સુંદર વૃક્ષોની ઘટાથી છવાઈ રહેલું જળાશય, મારી દૃષ્ટિએ પડયું. તેના કિનારાપર જઇને હું ઉભો રહ્યો, તો તેના પ્રવાલ, મુકતાફળ ઇત્યાદિથી બાંધેલાં સુંદર તટો, તેમાં છલાછલ ભરેલું અમૃત સમાન નિર્મળ જળ, મધ્યાહ્ન થવા આવેલા હોવાથી સર્વત્ર તેમાં ખીલી નિકળેલાં નીલ, પીત, શ્વેત તથા રક્ત વગેરે રંગનાં કમળો, તેપર ગુંજારવ કરી રહેલા ષટ્પદો,* તથા તીરપર કલ્લોલ કરી રહેલાં હંસ, સારસ, બક ઈત્યાદિ પક્ષીઓ વગેરેની લીલાનું અવલોકન કરતાં, મારા મનને બહુ જ આનંદ થયો. ગુફાની બહાર સ્નાન કરવા હું નિત્ય જતો, તે સરોવર જો કે અતિ રમ્ય અને વિશાળ હતું. પણ આની શોભા આગળ તો હદ જ આવી રહી હતી. કિનારાથી હેઠો ઉતરી જળ ભરવા માટે હું અંદર ગયો ત્યારે તે જળની સુંદર નિર્મળતા જોઈ મને તેનું આચમન કરવાનું મન થયું. કમંડલુ તટપર મૂકી, પ્રથમ હસ્તપાદાદિ પ્રક્ષાલિત † કર્યાં, ને અંજલીમાં જળ લઈ એક, બે, અને ત્રણ આચમન કર્યાં એટલામાં તો મારી તથા મારા દેહની સ્થિતિ વિલક્ષણ થઇ ગઈ. તુરત મને શંકા થઇ કે, 'રે હું તો બ્રાહ્મણ છું; ના ના, હું તો ક્ષત્રિયપુત્ર યજ્ઞભૂ છું; ના ના, હું ભુલું છું. મારો યજ્ઞ હજુ અધૂરો છે. બ્રાહ્મણો મોરી

* ભમરા. † ધોયા.

વાટ જોઈ રહ્યા છે, અને મારી સ્ત્રી સંકલ્પ કરવા માટે જળની ઝારી ભરી યજ્ઞવેદી આગળ ક્યારની ઉભી રહી છે, એ શું હું ભૂલી જાઉં કે? ચાલ હું ઉતાવળથી યજ્ઞશાળામાં જાઉં, ને યજ્ઞની સમાપ્તિનો સંકલ્પ કરી, પૂર્ણાહુતિ કરું,' આવી રીતે વિચાર વમળમાં ગુંચવાતો હતો એવામાં તે સરોવરની સામેની દિશામાંથી, મધુર આલાપ મારે કાને પડયો. હું વિસ્મય થઇને તે તરફ જોવા લાગ્યો તેવામાં, મને પુનઃ બીજો શબ્દ સંભળાયો; ને તે જાણે મારે ઘણા દિવસ સૂધીના પરિચયનો શબ્દ હોય તેમ લાગ્યું. મેં તેને પૂરેપૂરો પારખવા યત્ન કરયો, પણ તેમાં ફલીભૂત થયો નહિ. હું કંઇ પારખી શકયો નહિ, પછી કમંડળુ ભરીને મેં તે સાંભળવા માટે, સામેના તટ તરપ્ જવા માંડયું. ઉતાવળથી હું ત્યાં જઈ પહોંચ્યો, આસપાસ જોવા માંડયું તો પાસેની લતાઓમાંથી, મારા ભયને લીધે વા યદૃચ્છાથી સંતાતી એક સ્ત્રી દૃષ્ટિગોચર થઇ. હું તને શું કહું? અદ્યાપિપર્યંત મેં એકાંતમાં કોઇ પણ સ્ત્રી સાથે પ્રસંગ પાડયો નહોતો, પરંતુ મારી પૂર્ણ યુવાવસ્થા હતી, ને થોડા દિવસથી તો અનેક પૌષ્ટિક પદાર્થોથી મારું પોષણ થતું હતું, તેથી એ લતાઓમાં સંતાતી–ભરાતી–છૂપાતી તે સ્ત્રીને જોઇ, મારા અંગની વિચિત્ર અવસ્થા થઇ ગઈ. પણ મારા મનને જેમ તેમ મારી, હું ત્યાંથી પાછો વળવાનો વિચાર કરતો હતો એવામાં, તે સ્ત્રીએ એક વૃક્ષની ઓથે રહી, મારી તરપ્ દૃષ્ટિ ફેંકી અને હું તેના મુખચંદ્રનું અવલોકન કરી શકયો. વિશાલ! તેના સ્વરૂપનું હું તારી આગળ શું વર્ણન કરું? ટુંકામાં એટલુંજ કહું છું કે, ત્રૈલોક્યમાં પણ વિધાતાએ તેના જેવી કોઇ સ્ત્રી નિર્માણ કરીજ નહિ હોય તેને જોતાં મારી ધીરજ રહી નહિ. તેનું સુંદર મુખ જાણે મારા-અંગનું આકર્ષણ કરતું હોયની તેમ હું, તેનું મુખ ફરીથી અવલોકન કરવાની આશાએ,તેની પછવાડે તણાયો. વળી એકવાર તેણે પાછું વળીને જોયું. ને મને વાંસે જતો જોઈ તે ચપળ પગલે આગળ ચાલી. આ વખત તેનું સંપૂર્ણ શરીર મારા જોવામાં આવ્યું. તેણે ઝરમરીયો સાળુ પહેર્યો હતો, તેથી તેના સર્વ અવયવો નજરે પડતા હતા. શરીરપર ધારણ કરેલા અલંકારો દિવ્ય હતા,

ને ચાલતી વેળા તેણીનાં પગમાંનાં દિવ્ય નૂપુરનો ઝણઝણાટ થતો અવાજ, મારા હૃદયને તીક્ષ્ણ બાણની પેઠે વીંધતો હતો. તે મારી આગળ ચાલવા લાગી તે વખતે તેના અંગમાંથી નિકળતો સુગંધ, કસ્તૂરી કરતાં પણ વિશેષ સુગંધીવાળો લાગ્યો, એટલે મને નિશ્ચય થયો કે, ખરેખર એ કોઇ અપ્સરા હશે. તેનું વય પંદર કે સોળ વર્ષનું જ હતું. વિશાલ, તું વિચાર કર કે એક તો એકાંત અરણ્ય, તેમાં વળી નંદનના વનના કરતાં પણ અધિક શોભાવાળું ઉપવન અને તેમાં આવી અનુપમ તરુણીનું દર્શન, એ કોને મોહ ન પમાડે ?

તે સ્ત્રી આગળ ચાલવા માંડી એટલે હું તેની પાછળ ચાલવા માંડયો. જેમ જેમ હું તેની પાછળ ચાલતો ગયો, તેમ તેમ મારી દૃષ્ટિ તેના શરીરપર સ્થિર થતી ગઇ. એ ક્ષણે હું બીજી સર્વ વાતોને વીસરી ગયો; માત્ર તેના દર્શનમાં જ લીન બની ગયો, તેના વગર બીજું કશું મારી દૃષ્ટિએ દેખાતું નહોતું. પછી હું અધીરો થઇ, બાવરાની પેઠે દોડયો, ને ઓચિંતી જ પછવાડેથી તેને મેં પકડી. એનો સ્પર્શ થતાં જ મને વધારે સ્મૃતિ આવી, ને માયાપાશમાં જ મેં જાણે તેને ઓળખી હોય તેમ હું બોલી ઉઠયો, “પ્રિયે ! તું કેમ આ અરણ્યમાં એકલી ?” ત્યારે તે રમણી ચમકી ઉઠી, કોરે ખશી ગઇ અને મારા મુખ સામું જોઇ, અને ઓળખ્યો હોય તેવી મુદ્રા કરી બોલી, “પ્રાણનાથ ! તમે જ ! શું દેવતાઓનું વચન આજે સત્ય થયું !” આટલું બોલ્યા પછી તે મારે કંઠે વળગી પડી, ત્યારે તેના કમળ સમાન બંને વિશાળ નેત્રોમાંથી ચોધારાં આંસૂ વેહેવા લાગ્યાં, અને મારી પણ એવી જ દશા થઇ પડી. કશું પણ બોલ્યા કે ચાલ્યા વગર અમે એક બીજાને વળગી પડ્યાં. અમે બન્ને ઘણીકવાર સૂધી એમનાં એમ જ ઉભાં રહ્યાં. પછી તેણી જરાક સાવધ થઇ; અને પોતાનો કોમળ હસ્ત મારા મુખપર ફેરવી તથા પોતાના વસ્ત્રવડે મારાં આંસૂ લૂછી નાંખી, મારાં મસ્તકને પોતાના હૃદય સાથે ખૂબ દબાવ્યું; અને પછી બોલી કે, “પ્રિય, તમે કુશળ તો છો ? સોળ વર્ષનો વિયોગ સોળ યુગ જેટલો મને થઇ પડયો છે. પણ આહાહા ! અત્યારે તે સર્વ દુઃખનો

અંત આવ્યો છે. આપ જેવા યજ્ઞની દીક્ષા લીધેલા, દીક્ષિત બ્રાહ્મણનો ઘાત કરનારા તે દુષ્ટ રાક્ષસનો, ઘોર નરકમાંથી યમરાજ કદી પણ ઉદ્ધાર નહિ કરે."

આ સમયે મને મારા પૂર્વ જન્મની ખરેખરી સ્મૃતિ થઇ આવી અને મેં જાણ્યું કે, પેલા સરોવરનું જળ પીવાથી, મને જે કિંચિત્ ભાસ થયો હતો, તે મારા પૂર્વ જન્મનો જ ભાસ હતો. તે પછી તે સુંદરી બોલી, "પ્રાણનાથ, આપને તો આટલા સમયની અંદર આ વિરહિણી દાસીનું કદી સ્મરણ નહિ થયું હોય; પણ મારી તો એક ક્ષણ આપના સ્મરણ વગર ગઇ નથી. પ્રિય, આપણો યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયો હોત તો મારે આટલાં વર્ષ આપનો વિયોગ ભોગવવો પડત નહિ. યજ્ઞ પૂર્ણાહુતિ સમયે મને યજ્ઞશાળામાં મૂકી, ગંગાપર આપ મધ્યાહ્ન સંધ્યા કરવા ગયા ને ત્યાં આપના વૈરી રાક્ષસે આપને જળમાં બૂડાડી આપનો ઘાત કર્યો; એ વાત આપના સ્મરણમાં છે?" એ સાંભળીને મેં કહ્યું, "હા પ્રિયા; પણ માત્ર ત્યાં સૂધી જ; પણ તે પછી શું થયું અને તેં શું કીધું?" તે બોલી, "પ્રભુ, તમારી વાટ જોઇ યજ્ઞશાળામાં ઋત્વિજોની આગળ જળપાત્ર લઈને હું ઘણીવાર સૂધી ઉભી જ રહી, પણ જ્યારે આપ પધાર્યા નહિ, ત્યારે યજ્ઞરક્ષકો ગંગાપર આપને બોલાવવા ગયા. તેઓ તટપર સઘળે જોઇ વળ્યા, પણ આપ ક્યાંહી દેખાયા નહિ. જેવા તેઓ પાછા આવતા હતા, તેવામાં ગંગાના જળપર એક શબ તરી આવેલું જોયું; અને પાસે જઈને જોતાં તે આપ."—આટલું બોલતાં તે પ્રિયંવદા પુનઃ ચોધારે આંસૂએ કરુણાળ સ્વરે વિલાપ કરવા લાગી. તેનો કંઠ છેક રુંધાઈ ગયો. જ્યારે મેં હૃદય સાથે ચાંપી તેનું બહુ બહુ આશ્વાસન કીધું, ત્યારે તે બોલી, "નેત્રમણિ! તે પછી તે શબને કિનારે કહાડી, એક જણ ત્યાં ઉભો રહ્યો ને એકે યજ્ઞશાળામાં આવી આ વર્તમાન નિવેદન કીધા. તે સાંભળતાં જ હું મૂર્છા ખાઇ ચત્તીપાટ પડી; ને તે પછી જેમ તેમ કરી ઋત્વિજોએ યજ્ઞ પૂરો કીધો હશે, પણ તેની મને ખબર નથી. આપના એકાએક મરણ પામવાથી આખું ઋષિમંડળ ત્રાસ પામી ગયું. ઘણીકવારે જ્યારે મને સાવધ કરી ત્યારે તો પછી મારા રુદન અને

આક્રંદનું પૂછતા જ નહિ. તુરત હું ગંગાના તટપર આવી; તાબડ-તોબ ચંદનકાષ્ઠની ચિતા ખડકાવી, અને આપના શરીર સાથે ચિતામાં બેઠી અને બ્રાહ્મણ મંડળને કહ્યું કે, 'ઋષિવરો, બ્રહ્મતત્ત્વની પ્રાપ્તિ માટે મારા પતિએ પ્રારંભેલો યજ્ઞ, જો કે યથાવિધિએ સમાપ્ત થયો નથી, ને મારા પતિ વિના, તમે જ તેની પૂર્ણાહુતિ કીધી છે તો ભલે; જેવી ઈશ્વરેચ્છા. પરંતુ તે યજ્ઞનું સર્વ ફળ–શ્રેય, તમે સર્વ મળી આ ટાણે મારા હાથમાં અર્પણ કરો; અને તમારી યજ્ઞ દક્ષિણામાં મારા આશ્રમ વિષેની, અનેક રાજાઓ પાસેથી મારા પતિએ યજ્ઞાર્થે એકઠી કરેલી દ્રવ્યાદિ સર્વ સમૃદ્ધિ વેહેંચી લ્યો." તુરત ઋષિઓએ 'યજ્ઞશ્રેય' તમારા નામથી મારા હાથમાં આપ્યું અને યજ્ઞમાં વધેલાં સમિધો ચિતામાં હોમી, યજ્ઞના જ હુતાશનથી ચિતા સળગાવી. જોતજોતામાં મારું અને આપનું શરીર દગ્ધ થયું, કે તુરત આકાશમાંથી એક વિમાન ઉતરી આવ્યું, જેમાં બેસવાને તેમાંના પાર્ષદોએ મને વિનતિ કરી; પણ હું એકલી તેમાં કેમ બેસું ? જ્યારે મેં આપને તેમાં જોયા નહિ, ત્યારે મેં બેસવા ના પાડી. મારી મનોવૃત્તિ જાણી, તે વિમાનસ્થ દેવોએ મને જણાવ્યું કે, "દેવિ, તમારા પતિની સદ્દગતિ છે, પરંતુ તેની વાસના બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્તિમાં રહી ગઇ છે તેથી, તેને ભૂર્લોકમાં અવતાર ધરવો પડશે, અને તે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થયા પછી, તમને આવી મળશે. હમણાં કોઇ ઉપાયે તેનું તમે દર્શન પામશો નહિ." પાર્ષ-દોનું એવું બોલવું સાંભળી, વ્યગ્રચિત્તે હું વિમાનમાં બેઠી. પછી, અંતરિક્ષ માર્ગે થઇને અનેક સ્થળોને ઓળંગતું તે વિમાન, આ સ્વર્ગ સમાણી સુંદર વાટિકામાં આવીને ઉતર્યું. અહીં પાસે જ આવેલા એક સુંદર અને વિચિત્ર ભવનમાં મને રાખી છે, મારી સેવામાં બ્રહ્મલોકની શ્રદ્ધા અને શાન્ત નામની બે દાસીઓ સોંપી છે, ને તે સોંપતા દેવોએ કહ્યું હતું કે, 'તમારો પતિ તમને મનુ-ષ્ય વેશે સોળ વર્ષ પછી અહિંયાં જ મળશે–ત્યાંસૂધી તમારે ધીરજ ધરીને રહેવું.' આટલું કહીને વિમાન અંતરિક્ષમાં ચાલ્યું ગયું.

"સ્વામીનાથ, અહીં કદી પણ મનુષ્યનું દર્શન થતું નથી, પણ યક્ષ, ગંધર્વ, દેવતાઓ વગેરે ક્વચિત્ અંતરિક્ષમાં થઇ જતા

જોવામાં આવે છે. સમયે સમયે અપ્સરાઓ આવી મને મળી જાય છે; અને આપના વિયોગથી મને થતી વ્યથા માટે શાંતિ તથા ધીરજ આપે છે. પણ નાથ, હવે આપે અહીં શાને માટે ઉભા રહેવું જોઇએ? કૃપા કરી મારી સાથે ચાલો, ને મારી સેવાને અંગીકાર કરીને, મને કૃતાર્થ કરો." એટલું કહી તુરત મારે ખભે હાથ નાંખી તે મને લેઇને આગળ ચાલી. થોડેક દૂર ગયાં તો વૃક્ષની સઘન ઘટામાં ઢંકાયલું ઇંદ્રસદન જેવું એક ભુવન મારી નજરે પડયું. "તેની તરફ આંગળી કરીને તે સ્ત્રી બોલી કે, સ્વામીનાથ, દેવતાઓએ મને વસવા આપેલું મન્દિર આ જ છે!" અમો અંદર ગયાં તો, હે વિશાલ, એ મણિમય મંદિરની શોભા જોઇને મને જે અત્યંત સાનંદાશ્ચર્ય થયું તેનું યથાર્થ વર્ણન થઇ શકે તેમ નથી. આ ભરતખંડમાંનાં ઉત્તમોત્તમ રાજગૃહોની સમગ્ર શોભા એ વનભવનના બહારના ઓટલાઓની તુલનાએ પણ આવી શકે નહિ. અસ્તુ! અમો અંદર ગયાં. ત્યાં બે દેવાંગનાઓ ઉભી હતી. તેણે શ્રેષ્ઠ રત્નજડિત ચવરંગલાવી મૂકયા, તેનાપર હું બેઠો, પછી મારી સ્ત્રીએ તે કિન્નરીઓને આજ્ઞા કરી કે, "સખિયો, આજ મારો પૂર્ણ ભાગ્યોદય થયો છે. આ મારા પ્રાણના પતિએ યદૃચ્છાથી અત્રે પધારી, લાંબા સમયની વિયોગી આ કિંકરીને કૃતાર્થ કીધી છે. તમે તેમને માટે સ્નાન, ભોજન તથા શયનાદિની સર્વ સામગ્રી તૈયાર કરો."

આ જોઇ મારા આનંદનો તો કંઇ પાર જ રહ્યો નહિ. એ આનંદ હું શું કોઇ પણ રીતે વર્ણવી શકું તેમ નથી, એ આનંદ જીરવવાને હું સમર્થ જ ન હતો; અર્થાત્ તે સમયના અદ્ભુત સુખથી મારી મતિ સ્થિર રહિ નહિ, અને તેને ભોગવવાનું મને ભાન પણ રહ્યું નહિ, તો પછી તેનું વર્ણન હું કેઇ વાણીથી કરું? થોડીકવારમાં દાસીઓએ સઘળું સાહિત્ય તયાર કીધું અને મને સ્નાન કરવા ઉઠાડયો, ને એક અમૂલ્ય રત્નજડિત બાજઠ પર બેસાડી મારી સ્ત્રીએ, સ્વહસ્તે, મને અનેક પ્રકારના દિવ્ય સૌગંધિક પદાર્થો ચોળીને, સ્નાન કરાવ્યું. પછી સુંદર પિતાંબર પહેરી હું ભોજનગૃહમાં ગયો. ત્યાં અનેક પ્રકારનાં દિવ્ય પકવાન્નો, જેનાં નામ હું જાણતો નથી, ને જે તે સ્થળ વિના અન્ય

સ્થળે મારા જોવામાં પણ આવ્યાં નથી, તેવાં પકવાન્નો, રત્નોને લીધે પ્રકાશ મારતા સુંદર સુવર્ણના થાળોમાં પીરસી, મારા આગળ મુક્યાં. હું ચવરંગપર બેસી ભોજન કરતો હતો. મારી સ્ત્રી મારી પાસે ઉભી રહી મને પંખો કરવા લાગી. પણ ત્યારે મ્હેં ઘણો આગ્રહ કરી તેને મારી સાથે બેસાડી, અને આનંદમાં મગ્ન થતાં અમે થોડીકવારે જમી ઉઠયાં. એ પકવાન્નોના સ્વાદ તો હું જમ્યો તે વેળા મારી રસના જાણતી હતી, તેનું હમણાં હું યથાર્થ વર્ણન કરી શકું તેમ નથી. ત્યાં જે જે ઉપચારો હતા, તે સઘળા દિવ્ય જ હતા. મુખવાસાદિ સ્વીકારી મ્હેં વસ્ત્ર પહેર્યાં, કે તુરત, મારી અત્યંત પ્રેમાતુર અને પરલોકમાં પણ સ્વપતિની જ સાથે રહેવાની ઇચ્છાવાળી પતિવ્રતા પત્ની, મને શયનગૃહમાં તેડી ગઈ. આ શયનગૃહ પરમ સુખનું ધામ જ હતું. હંસનાં પીછાંની ગાદીઓથી બિછાવેલી રત્ન શય્યાપર મને બેસાડી, તે મારું પાદસેવન કરવા લાગી. આ વેળાએ પૂર્વની વાત સાંભરી આવવાથી ઓચિંતી તે મને વળગી પડી ને રડતાં રડતાં તે બોલી; “સ્વામીનાથ, પરમકૃપાળુ પરમાત્માએ મને આપનાં દર્શન કરવાને આજે ભાગ્યશાળી કીધી છે, તેથી હું કૃતકૃત્ય અને અહોભાગ્ય છું. હવે મને આપનો એક પળ પણ વિયોગ મા થાઓ, એવું શ્રીહરિ પાસે જાચું છું. એક તો અરણ્ય, તેમાં એકાંત સ્થળ, તેમાં અત્યંત સુંદર–લાવણ્યરસની ચંદ્રિકારૂપ સ્ત્રીનો મેળાપ, તેમાં વળી પોતાની જ સ્ત્રી અને તે વળી ઘણા કાળની વિયોગિની તથા પ્રેમીલી. તેમાં વળી અતિ દિવ્ય વૈભવવાળું ધામ, એ સઘળું સુખ મનુષ્યના અંતરને બહાર ઉછાળી રેલમરેલા કરે એવું નથી? મ્હેં પછી અપાર આનંદ અને પ્રેમના ભરપૂર સાગરમાં ઝીલતાં, તેના અનુપમ અને કોમળ અંગોને ખૂબ જોરથી આલિંગન દીધું અને પછી અમે બંને જણાં પરસ્પરમાં વિલીન થતાં, શય્યાપર મોહિત થઈ પડ્યાં! ઘણીક વાર સૂધી એમાંથી એકેમાં કશી સાન કે શુદ્ધિ રહી નહિ. તે પછી મારી સ્ત્રીએ, પૂર્વે આજ્ઞા કરી હશે તેથી પેલી બે કિન્નરીઓએ, અમારી શય્યા સામે આવી મનમોહક મધુર સ્વરથી વીણા આદિ વાજીત્રોના નાદ સાથે ગાયન કરવા માંડ્યું. અમે સાવધ-

થયાં અને એક બીજા સાથે લપટાઈને તે ગાન-શ્રવણ કરવા બેઠાં. તે સમયે મને મારા દેહનું પણ કિંચિત્ ભાન રહ્યું નહિ, તેમ હું ક્યાં છું, અને ક્યાંથી આવ્યો છું, એ સૌ વાત તે વેળા વિસરી ગયો. વીણાના નાદ સાથે ગાતી કિન્નરીના ગાયનથી અને તાલ મૃદંગપર પડતી થાપથી, હું ચમકી ઉઠતો, ને મારી સ્ત્રીના શરીરને બાઝી પડી, તેના અત્યંત સકોમળ તથા ગુલાબી રંગના ગાલપર ઉપરા ઉપરી ચુંબન કરતો હતો. તેનું અમૃતથી ભરપૂર અધરોષ્ઠપાન, સ્વર્ગની સુધા કરતાં પણ અતિ મિષ્ટ લાગતું હતું. હવે આ સમયે તેનામાં ને મારામાં મને કશો ભેદ માલમ પડતો નહોતો. અમે અદ્વૈત જ હતાં. તે મને પોતાનો આત્મા જાણતી હતી, ને હું તેને મારા આત્મા સમ જાણતો હતો. અમારા બંનેના આત્માનું શું, પણ દેહનુંએ ઐક્ય થઇ ગયું હતું, જેથી અમે જે પરસ્પર લપટાઈ બેઠાં હતાં તેમાંથી એકને જરા પણ ખસવાનું મન થતું નહોતું. આવી ને આવી સ્થિતિમાં રાત પડી ગઇ. કિન્નરીઓએ મીઠો રાગ ગાવા માંડયો, ભવનમાંનાં રત્નો, તેજસ્વી દીપકોની પેઠે પ્રકાશી રહ્યાં, ને મારી સ્ત્રીનાં દિવ્ય આભરણોની જ્યોતિ તથા રત્નોની જ્યોતિ, એકરૂપ થઇ ગઇ. છતાં અમારી પ્રેમગ્રંથી છૂટે તો શું, પણ કિંચિત્ નરમે પડી નહિ. એમનાં એમ અમો તે મૃદુ શય્યાપર ઢળી પડ્યાં. હૃદય સાથે હૃદય, મુખ સાથે મુખ તથા અંગ સાથે અંગ લગાડી સૂઇ ગયાં એટલે અમને બંનેને સાથે જ સુખદ નિદ્રા આવી ગઇ !

પણ ઇશ્વરી માયા અપરંપાર છે. પ્રાતઃકાળે ઉઠીને જોઉં છું તો, હું મારા નિત્યના સ્થાને, હિમગિરિપરના કલ્પતરુ નીચે જ પડેલો હતો. "પ્યારી ! પ્યારી ! પ્રાણ વહાલી ! પ્રિયા તું ક્યાં ગઈ ? તારો સુંદર દિવ્ય અવાસ ક્યાં ગયો ? તારું શરદ્સરોજ સમાન સકોમળ સુંદર વદન ક્યાં છે ? અહો ! આ શું વિલક્ષણ બનાવ ? અરે હું ક્યાં છું ? રે ! મારી પ્રિયપત્ની મને એકલો મુકીને ક્યાં જતી રહી ? અહો ! હું ક્યાં આવી પડયો છું ? આ તો મારું નિત્યનું કલ્પવૃક્ષ છે ! ત્યારે શું મને સ્વપ્ન થયું હશે ! અત્ર તો, મેં જે જોયું તેમાંનું કંઈ જ નથી. મારો અનહદ આનંદ ક્યાં

ગયો ?" આવા ઉદ્‌ગારો કાઢતો ને અદ્‌ભુતાશ્ચર્યાનંદમાં પડેલાની પેઠે, ચારે તરફ ગભરાયલી આંખે નજર કરતો હતો એટલામાં, મારા ગુરુનું જળથી ભરેલું, પેલું કમંડળુ, મારી જોડે પડેલું મ્હેં જોયું. તેના દર્શનથી મને નિશ્ચય થયો કે, એ મને સ્વપ્ન નહોતું. આ કમંડળુ લઈ હું જળ ભરવા ગયો હતો, ને ત્યાં મારી પ્રિયા મને મળી હતી, અને તે સંગે, આનંદ રંગે રમ્યો હતો. ત્યારે આ શું થયું ? હું અહિયાં ક્યાંથી ? મને અહીં કોણ લાવ્યું હશે ? મારી પ્રિયાનો નિવાસ કંઈ દૂર નથી; ત્યારે હું ત્યાં જઈ તેને મળું, આવો વિચાર કરી, તુરત હું ત્યાંથી ઉઠીને તે સરોવરને માર્ગે ચાલ્યો. થોડેક સૂધી તો મને પૂર્વ દિવસે જોયો હતો તેવો જ માર્ગ ભાસ્યો, પણ પછી તો પૂર્વે દેખાયલો માર્ગે નહિ, તે સરોવરે નહિ ને તેની પાસેની વૃક્ષલતાઓ પણ દૃષ્ટિયે પડી નહિ. હું ભટકી ભટકીને થાક્યો, પણ મને તે સરોવરનો કે તે વિચિત્ર ભવનનો પત્તો લાગ્યો નહિ. પર્યટન કરતાં આખરે હું થાક્યો ને નિરાશ થઈ, શિથિલ ગાત્રે, પાછો મારા કલ્પતરુ આગળ આવ્યો, ને શોકમાં ને વ્યગ્રતામાં લીન થઈ જવાથી, કેટલીકવાર સૂધી ત્યાં જ પડી રહ્યો. દિવસ ઘણો ચઢેલો હોવાથી, ગુરુના ભયને લીધે ઉઠ્યો અને નિયમ પ્રમાણે ગુફા બહારના સરોવરમાં સ્નાન કીધું, ને ભરેલું કમંડળુ લઈ તે યોગીશ્વર આગળ જઈ મૂક્યું? મારા કંઈ પણ બોલ્યા પૂર્વે જ, મહાત્મા બોલી ઉઠ્યા, "કેમ શી કુશળતા ? કાલનો આનંદ અને કાલનું સુખ કેટલું તથા કેવાં હતાં? તને તેનું સ્મરણ છે કે? કહે, તે કેવો આનંદ હતો ?" હું શું પ્રત્યુત્તર દઉં? હું તેમના આગળ શાનું વર્ણન કરું? મારી વાણી કુંઠિત થઈ ગઈ, આંખોમાંથી આનંદ અશ્રુધારાઓ વછૂટી. પછી લાંબો થઈ હું તેમના ચરણ આગળ પડ્યો; અને ગમે તો મારી પ્યારીના પુનઃ સ્મરણને લીધે, અથવા તો આવું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની ગુરુજીની અદ્‌ભુત ઇશ્વરી શક્તિને લીધે, બેમાંથી ગમે તે કારણથી, મને જે અદ્‌ભુતાનંદ થયો હતો તેના આનંદમાં જ અશ્રુ વહ્યાં. પછી હું તેમની સન્મુખ બેઠો. પછી તે બોલ્યાઃ—

"કાલે તેં જે અપાર આનંદ ભોગવ્યો અને જે જે સુખ અનુભવ્યું તેને તું જેમ કદી વર્ણવી શકે એમ નથી, તેમ બ્રહ્માનંદ,

જ્ઞાનાનંદ વા સ્વસ્વરૂપાનંદ કે સચ્ચિદાનંદનું સ્વરૂપ પણ કોઈ વર્ણવી શકે તેમ નથી. નિરવધિ સુખનો તેં જે અનુભવ લીધો તે તારું મન જ માત્ર જાણે છે, તેમ તે પરમાનંદને પણ તેનો અનુભવ લેનાર જ માત્ર જાણે છેઃ પોતાને થતો આનંદ બીજાને કહી શકાતો નથી. પરન્તુ આ તારા ક્ષુલ્લક આનંદમાં અને તે પરમાનંદમાં તો અપાર અંતર છે. એ આનંદ તો તારા આનંદ કરતાં લક્ષ, કોટી વા અર્બુદ ગણો વધુ કહીએ તોપણ થોડો કહેવાય. તે તો અપાર ને અપાર જ છે. માટે હવે તેં યથાર્થ રીતે જાણ્યું હશે કે તે જ્ઞાનાનંદ અપાર અને અવર્ણનીય છે; કેમકે તને સ્વતઃ પ્રત્યક્ષાનુભવ થયો છે. વળી આનંદ કંઈ કોઈ ઠેકાણે ખૂણા ખોચરામાં ભરી નથી રાખ્યો તેમ તે કંઈ જગતની બહારે નથી. પણ વિરલા જીવન્મુક્ત પુરુષો અહિં જ—આ સંસારમાં જ રહીને—તેનો અનુભવ લે છે."

પુનઃ ગુરુજી બોલ્યાઃ "હવે તું તારા મનમાંની સર્વ ચિંતાને દૂર કર; કેમકે એ સ્ત્રી, જેને તેં કાલે જોઈ છે તે પૂર્વજન્મની તારી ધર્મપત્ની છે. તેણે જે વૃત્તાંત કહ્યું, તે સત્ય જ છે. આ જન્મે પણ એ તને જ વરી ચૂકી છે. એ પૂર્ણ પતિવ્રતા છે, અને જેના દર્શનમાત્રથી પાપી નિષ્પાપ થાય એવી તે સ્ત્રીએ, પૂર્વજન્મમાં તારી અત્યંત સેવા કીધી છે, અને તેના પુણ્યયોગે આ જન્મે પણ તમે બન્ને અનંત સુખ ભોગવશો. એ સતીશિરોમણિ હવે તને શીઘ્ર જ આવી મળશે, ને તારા સકળ મનોરથો પૂર્ણ થશે. હું તને આજે જે કંઈ કહું છું તે, એ જ કે, આ મારી પ્રસાદીનું પ્રાશન કરશે તેથી ભવિષ્યમાં તને સદા ભવિષ્યનું જ્ઞાન થશે, ને તું સદા સર્વોપરી રાજા તરીકે વિદેહી રહીને રાજ્યભોગ ભોગવીશ. તે પછી તું નિર્વાણપદને પામીશ. આ નિર્વાણપદ કેવું છે તે તને જાતોજાત જ જણાશે. જા, યશકીર્તિ સાથે જ્ઞાની થઈ રાજ્ય કર! લે પ્રસાદ." અને પછી તેમણે તુરત પોતાના અવયવોને સ્થિર કર્યા, અને નેત્ર મીચ્યાં. એટલે મને ઉઠવાની આજ્ઞા થઈ એમ જાણી, હું તેમને દંડવત્ કરી ઉભો થયો. પણ ગઈ કાલે તેમણે મને પ્રસાદરૂપે આપેલું આમ્રફળ, જે હજી ત્યાં જ પડેલું હતું, તે, દૃષ્ટિએ પડવાથી, લઈને હું મારા સ્થાનપર આવ્યો. ગુરુજીએ દૃઢીકરણ કરવાથી તો ઉલટી

મારી પ્રિયા મને વધારે સાંભરવા માંડી, તે નિરંતર મારી દૃષ્ટિ આગળ જાણે ફરતી હોય તેમ તેનું સ્મરણ મને થવા લાગ્યું, પણ મનોવૃત્તિને દબાવીને તત્ક્ષણે મારા નિત્ય નિયમ પ્રમાણે હું પ્રભુની માનસિક સેવા કરવા મંડ્યો, તો ત્યાં પણ ભગવાનના શ્યામસુંદર સ્વરૂપની પહેલાં મારી સ્ત્રીને જોવા માંડી. પછી જ્ઞાનયોગે સેવા પૂરી કરીને, મેં ભોજનની ઇચ્છા કરી. તત્ક્ષણે કલ્પતરુના પ્રભાવથી, સર્વ પદાર્થો મારી સમક્ષ તયાર દેખાયા, આ સમે પણ મારી પ્રિયા વગર હું એકલો કેમ જમું એમ મારા મનમાં આવ્યું, પણ પેલું ફળ જોઇ તુરત મને સાંભરી આવ્યું કે, "અરે! ગુરુપ્રસાદી પહેલાં પ્રાશન કરીને પછી બીજી વાત." વિશાલ! હું તને શું કહું? ગુરુપ્રસાદીનો શો પ્રતાપ? જેવું મેં તે આમ્રફળ ઘોળીને ચૂસવા માંડ્યું કે તત્ક્ષણે મને મારી સ્ત્રીનું, તથા તે સાથેના સર્વ વિહારસુખનું વિસ્મરણ થયું, અને હું જેવો આગળ હતો તેવો જ નિઃસ્પૃહ થઈ રહ્યો.





# ષષ્ઠમ્ બિન્દુ.

## મનન.



वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा स्वेनैव वेद्यं न तु पण्डितेन ।
चन्द्रस्वरूपं निजचक्षुषैव ज्ञातव्यमन्यैरवगम्यते किम् ॥
स्वानुभूत्या स्वयं ज्ञात्वा स्वमात्मानमखण्डितम् ।
संसिद्धः सन्मुखं तिष्ठेन्निर्विकल्पात्मनात्मनि ॥

**અર્થ**—ચન્દ્રનું સ્વરૂપ જેમ નિજચક્ષુથી જ જાણવામાં આવે છે, પણ અન્યથી જાણવામાં આવતું નથી, તેમ આત્માનું સ્વરૂપ પોતાના સ્ફુટ બોધરૂપ ચક્ષુથી જો પોતે સમજે તો જ સમજાય છે, પણ બીજા કોઇની પંડિતાઇથી જાણવામાં આવતું નથી. સ્વાનુભવથી જ પોતે પોતાના આત્માને અખંડિત જાણી, સિદ્ધ થઇને, પોતામાં જ નિર્વિકલ્પરૂપે મોજથી રહેવું-વિચરવું.



પ્રધાન વિશાળકેતુને રાજર્ષિ યજ્ઞભૂ કહે છે, "છઠ્ઠે દિવસે નિયમ પ્રમાણે હું તે યોગેશ્વર આગળ ગયો ત્યારે તેમણે મને આશિર્વચનયુક્ત કહ્યું-"તું વિદ્યાસંપન્ન તથા ચતુર છે, એટલું જ નહિ, પણ તને પૂર્વજન્મનો પૂર્ણ સંસ્કાર છે તેથી તારી બુદ્ધિ અતિ નિર્મળ અને શ્રેષ્ઠ જ્ઞાનપ્રાપ્તિનું પાત્ર છે. તે ઉત્તમ સંસ્કારથી જ ને ઇશ્વરી શક્તિના બળે, તું અહીં આવી શકયો છે, અને મારી પાસેથી અનેક પ્રકારનું ગુહ્ય તથા સાનુભવજ્ઞાન તેં શ્રવણ કીધું છે. તારા વગર મેં એ જ્ઞાન કોઇને પૂર્વે કહેલું નથી: કહ્યું છે તો ઘણા જૂદારૂપે કહેલું છે. તને જોઇને મને બહુ આનંદ થાય છે, અને નિરંતર આ અપાર બ્રહ્મજ્ઞાનરૂપી આનંદનું તારી આગળ કથન કરું તોપણ મને કદી વિશ્રામ લેવાનું મન થાય

નહિ; પણ તેં જે આજ દિનપર્યંત મારી આગળ શ્રવણ કીધું તેનું તને યથાર્થ સ્મરણ રહેવું જોઈએ. મુમુક્ષુ જને પ્રથમ ગુરુ પાસેથી જ્ઞાન શ્રવણ કરવું; ને સાંભળેલું વારંવાર અંતઃકરણમાં સ્મરણ કરીને વિચારથી દૃઢ ઠસાવવું; ત્યારે જ તે શ્રવણ કરેલું તેને સાર્થક થાય; અને તેમાંથી નિદિધ્યાસન તથા છેવટે સાક્ષાત્કાર થાય. શ્રવણ, મનન, નિદિધ્યાસન, અને સાક્ષાત્કાર એ ચાર મોક્ષનાં પગથીઆં છે: તેમાં પહેલું શ્રવણ, અને તે દૃઢ થયા પછી મનન છે. શ્રવણ કરેલી વસ્તુનું વારંવાર સ્મરણ કરી યોગ્યાયોગ્ય વિચાર સાથે તેને અંતઃકરણમાં દૃઢપણે આરોપિત કરવું તે મનન. એવા મનન વગર શ્રવણ કરેલું વિસરી જવાય છે, અને તેથી, મળેલો અમૂલ્ય લાભ એળે જાય છે. હવે તારે મારી પાસેથી શ્રવણ કરેલા જ્ઞાનનું ખૂબ પાકટપણે મનન કરવું આવશ્યક છે. મનન કરવાથી હરેક વાતને, પોતાનાં અન્યત્ર સાંભળેલાં કે અનુભવેલાં ઉદાહરણ વડે, મનુષ્ય તેને દૃઢ કરી શકે છે, ત્યારે તે વસ્તુ તેના હૃદયમાંથી ખસતી નથી. માટે, તું પણ ઉત્તમ પ્રકારે મનન કર; જે કાર્ય પછી તું વધારે શ્રવણ કરવાને શક્તિમાન્ થઈશ અને વધારે શ્રવણથી વધારે મનન થશે, ને નિત્યના મનનથી, નિર્લેપ થઇ, કેવળ આત્મારામ થઇ જશે. હું તારાપર પ્રસન્ન છું; અને મારી કૃપાથી તું સંસારના અનંત સુખો ભોગવ્યા છતાં અલિપ્ત રહી જીવન્મુક્ત થઈશ."

આટલું અમૃત ભાષણ કરી, ગુરુજીએ લાગલાં નેત્ર બંધ કરયાં અને તેમનાં સર્વ અંગો, શ્વાસાદિ સઘળું સ્થિર થયું જોઈ, મેં જાણ્યું કે, હવે તો ગુરુજી સમાધિસ્થ થશે. પછી તેમને સાષ્ટાંગ દંડવન્નમસ્કાર કરી, હું તુરત ત્યાંથી ઉઠયો અને જાણે તેમણે આજે પાછલા અભ્યાસની આવૃત્તિ સારુ અનધ્યાય* આપ્યો હોય તેમ સમજી, હું મારા નિવાસસ્થાન કલ્પતરુ નીચે ગયો. ત્યાં પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રની માનસિક પૂજા કરીને યથેચ્છ ભોજન કરયા પછી, થોડીક વાર વિશ્રાંતિ લીધી. તેવામાં મારા મનમાં વિચાર આવ્યો કે, 'આ સ્વર્ગસમાન રમણીય સ્થળે હું ઇશ્વરેચ્છાથી

* છુટ્ટી. નવું ભણાવવું તે દિવસે બંધ રહે છે ને પાછલાનું આવર્તન થાય છે.

જ્યારનો આવ્યો છું ત્યારની મારી ઇચ્છા તે જોવાની છે; પરંતુ હજુ સૂધી મ્હેં ચારે દિશાએ ફરીને કશું જોયું નથી. આજે ગુરુએ મને અનધ્યાય આપેલો છે તે ખરેખર તેણે મારા મનની, ઘણા દિવસની એ જિજ્ઞાસા તૃપ્ત કરવા જ આપ્યો હશે; માટે આજે જેટલું નિરખાય તેટલું આ પવિત્ર સ્થળપર પૂરી મારે નિરખવું.' આવી ઇચ્છાથી હું ત્યાંથી ઉઠયો, અને પૂર્વ ભણી આવેલી વૃક્ષલતા તરફ ગયો. થોડેક દૂર ગયો એટલામાં એક સાધારણ ઉંચાઇનો ડુંગર મારી દૃષ્ટિએ પડયો. તે ચારે બાજૂએ અનેક ઉત્તમ વૃક્ષોના ઘેરાવાને લીધે ઘણો જ સુશોભિત દેખાતો હતો. હું તેના ઉપર ચઢીશ તો આસપાસની સઘળી લીલા મારી દૃષ્ટિએ પડશે, એમ ધારી, ધીરે ધીરે હું તેપર ચડવા લાગ્યો. ત્યાંનાં વૃક્ષોની અંદર નિરંતર નિવાસ કરી રહેનારાં સુંદર પક્ષીઓના મધુર શબ્દોથી મારું મન આનંદમય થઇ રહ્યું. છેક ઉપર ગયો તો મથાળે સુંદર સપાટ જમીન આવી હતી, અને મધ્યમાં એક આંબાનું વૃક્ષ, પોતાની વિશાળ શાખા તથા પ્રશાખાઓથી વિસ્તાર પામી, પર્વત ઉપર ઘનઘોર છાયા કરી રહ્યું હતું. તેની નિચે એક સ્ફાટિકની શિલા પડેલી હતી. તેનાપર બેશી મ્હેં ચારેકોર દૃષ્ટિ કરી તો મારા આનંદનો પાર રહ્યો નહિ. દૃષ્ટિ મર્યાદાથી પણ પેલે પાર સૂધી વિસ્તાર પામેલા અર્થાત્ જેની હદ ક્યાં સૂધી છે એમ નક્કી થઇ શકતું નહોતું તેવા આ આનંદવનમાંની સર્વ શોભા હું એકે વખતે અવલોકન કરી શક્યો. તે સ્થળ, ખરેખર ચમત્કારિક જ હતું. પછી, જેવો હું તે શિલાપર બેઠો, કે તે વખતે મારા મનમાં અનેક તરંગો ઉછળવા લાગ્યા; અને યોગીશ્વર પાસેથી જે જે મ્હેં શ્રવણ કર્યું હતું તે સઘળાને દૃઢ કરનારાં અનેક ઉદાહરણો મારા મનમાં સ્ફુરી આવવા લાગ્યાં; તથા તે ઉપરાંત પણ ઘણુંક નવું જ્ઞાન, જાણે ગુરુજી પોતે જ અંતર્યામીપણે મારા હૃદયમાં વિરાજી મને ઉપદેશ કરતા હોયની તેમ મનમાં સ્ફુરી આવ્યું.

૧–છે ને નથી.

ક્ષણ બે ક્ષણ પછી, હું બેઠો હતો તેની ઉત્તર દિશાએથી એક અતિ તેજસ્વી વિમાન આવતું મને દેખાયું. તેમાં નૃત્ય અને

ગાન કરતી અનેક સુંદરીઓ–અપ્સરાઓ હતીં. તે વિમાન સીધું મારી તરફ આવતું હતું તેથી મ્હેં ધાર્યું કે, નિશ્ચે આ રમણીય પર્વત ઉપર જ ઉતરશે અને તેથી હું તેને નિહાળી શકીશ. આવી ઉત્કંઠાથી તેને જોવાની આશામાં ને આશામાં હું તે ભણી એકી ટસે જોઇ રહ્યો; અને દૂરથી આટલી બધી શોભા અને તેજ જેનામાં છે, તે, સન્મુખ આવશે ને જોવાશે ત્યારે મને કેટલો બધો આનંદ ઉપજાવશે તેના ખ્યાલમાં તરવા લાગ્યો. 'અહો! આજે તો હું દેવાંગનાઓનાં દર્શન કરવા ભાગ્યશાળી થઈશ અને બનશે તો વાતચીત પણ કરીશ,' એમ વિચાર કરતો હતો એટલામાં તો એકાએક તે વિમાન અદૃશ્ય થઈ ગયું. તેથી સાવ નિરાશ થઇ જવાથી મારી આંખે અંધારાં આવી ગયાં, ને હું બહુ મનોભંગ થઈ ગયો. પણ તુરત મારા મનમાં વિચાર આવ્યો કે, 'આ સ્વપ્ન સરખું શું થઇ ગયું? અને આ પર્વત ઉપર આવી બેસતાં મને થયેલો આનંદ સઘળો કેમ ક્ષણમાં મટી ગયો?' પુનઃ વિચાર થયો કે, મારે શાને માટે ખેદ કરવો જોઇએ? હતુંએ શું ને ગયુંએ શું? જેમ સ્વપ્નામાં જોયલું સર્વ જાગ્રત થયા પછી નહિ જેવું થઈ જાય છે, તેમ જ આ પણ એક સ્વપ્ન હતું. આ તો શું, પણ આખું જગત (દશ્ય અને અદૃશ્ય પણ તેવું જ સ્વપ્નવત્–મૃગજળવત્ છે. જનક રાજાને અષ્ટાવક્ર મુનિએ સ્પષ્ટપણે કહ્યું હતું કે, જેવું સ્વપ્ન તેવો જ સંસાર છે. તો પછી આવા આવર્જન વિસર્જન માટે મોહ પામવો ઘટિત નથી. મૃગજળનું દૃષ્ટાંત આ અસાર સંસારને યોગ્ય છે. આ સંસાર છે ને નથી.

## ૨–મૃગજળ.

આ વિમાન જો કે હતું, મ્હેં જોયું હતું, તોયે નથી; ને નહોતું તોયે નથી. પણ મ્હેં તેને નજરે જોયું હતુંની? હા! પણ નજરે જોયેલું એ પણ મિથ્યા છે. આ તો આગળ જોયું હતું, પણ હવે તો દેખાતુંએ નથી; અને મૃગજળ કે જેને ઝાંઝવાનું જળ કહે છે તે તો જ્યારે જ્યારે જોઇએ ત્યારે ત્યારે સ્પષ્ટ નજરે દેખાય છે, છતાં તે નથી જ, અને મૂળથી જે નથી તેનાપર આસક્તિ ન રાખવી એ જ જ્ઞાનીનું લક્ષણ છે. જળ ઝાંઝવાનું દેખાય છે, પણ વસ્તુતઃ

કંઈ છે જ નહિ એમ નિશ્ચયપણે સમજનારો તો કદી દોડીને તેમાં લોટો ભરવા જશે નહિ; અને ભ્રાંતિથી લોટો ભરવા જનારા અજ્ઞાનીને તે કહેશે કે એ છે જ નહિ, છતાં અજ્ઞાની, તેને સત્ય માની પ્રત્યક્ષ દેખાતું જળ ભરવા દોડશે પણ છેવટે અથડાઇ નિરાશ થશે. ત્યારે શું જ્ઞાની થવાથી (જાણવાથી) એ જળ નથી જણાતું? ના, તેમ નથી. તે તો જાણીતા ને અજાણ્યા બંનેને જણાય છે; પણ અજાણ્યો વારંવાર ભૂલી તે ભરવા દોડે છે, ને જાણીતો તેને જોવા છતાં કદી પોતાનું મન ડગાવતો નથી; અને તેને તેથી નિરાશ પણ થવું પડતું નથી, તેમ દુઃખ પણ થતું નથી. બંધાએલી આશા બંધ થાય ત્યારે દુઃખ થાય, પણ મૂળે જેને આશા જ ન હોય તેને શાનું દુઃખ?

એવી જ રીતે આ જગત્ ખરેખરું ઝાંઝવાતું જળ છે. અજ્ઞાનીને એ સત્ય ભાસે છે એટલે તેમાં તે મોહ પામે છે. પણ સતત તે ખોટું જ છે, માટે તેમાંથી નિરંતર સુખ-અખંડિત સુખ ક્યાંથી મળે? આથી મોહ પામેલો જીવ પાછો દુઃખમાં પડે છે, પણ જ્ઞાનીને તેમ થતું નથી. તે તો જગતને મિથ્યા સમજી જ બેઠો હોય છે તેથી તેને તેમાંની કોઇ વસ્તુપર આસક્તિ થતી નથી; તે તો નિરંતર મહાસુખમાં મ્હાલે છે. માટે, મ્હેં જે મિથ્યા વસ્તુપર પ્રથમ આસક્તિ કરી એથી જ મારો સર્વ આનંદ લય થઈ ગયો, ને હું ભ્રાંતિના તથા નિરાશાના દુઃખમાં પડ્યો. પણ ત્યારે એ ખોટી વસ્તુમાં ખરીના જેવી ભાવના થવી તે શું હશે? નિઃશંક, તે તો અવિદ્યા છે! અને અવિદ્યા એ જ ક્લેશનું કારણ છે!

### ૩-ક્લેશ (દુઃખ)નું કારણ અવિદ્યા.

આમ ક્લેશ થવાનું કારણ અવિદ્યા (ખોટી વસ્તુમાં ખરાનો ભાવ થવો તે) જ છે; અને તેથી કેવી રીતે ક્લેશ (દુઃખ) આવી પડે છે-અર્થાત્ એ અવિદ્યામાં ડુબેલો પ્રાણી કેવા ક્લેશનો ભોક્તા થાય છે તેને માટે મને એક ઉત્તમ દૃષ્ટાંત સાંભરી આવ્યું:—

કોઇ એક મહાવનમાં એક મદોન્મત્ત વનરાજ-સિંહ રહેતો હતો. વનમાં સિંહથી બળવાન્ બીજું કોણ હોય? તેથી, સસલાથી તે હાથી સૂધી સર્વ વનચરો તેનાથી ત્રાસ પામતાં હતાં; કારણ

કે જ્યારે જ્યારે તે સિંહ પોતાના ભક્ષને સારુ મૃગયા કરવા નિકળતો, ત્યારે ત્યારે અનેક પ્રાણીઓનો વધ કરી નાંખતો હતો; જ્યારે જ્યારે એની ભયંકર ગર્જના સાંભળતાં, ત્યારે ત્યારે વનમાંનાં સર્વ પ્રાણીઓની, વનમાં થોડે દૂર સૂધી જવાની પણ હીમત ચાલતી નહોતી. આ પ્રમાણે તે સર્વ વનચરોને મહાદુઃખ હતું. આ દુઃખ હવે કેમ નિવૃત્ત થાય તેનો સહુ પશુઓ ઉપાય શોધવા લાગ્યાં. એક દિવસે તે મૃગરાજ* મૃગયા કરી પોતાની ગુફા પ્રત્યે ગયો ત્યારે, નિર્ભય થવાથી, સર્વ વનચરો એક છૂપી જગ્યાએ ભેગાં મળ્યાં, ને પોતાનું દુઃખ દૂર કરવા માટેનો ઉપાય શોધવા લાગ્યાં. તેઓએ નિશ્ચય કરચો કે, આપણે સૌએ મળી મૃગરાજ પાસે જઈ વિનતિ કરવી, અને આપણામાંથી નિત્ય એક એક પ્રાણી તેને ખાવા માટે આપવા ઠરાવવું, જેથી તે આપણામાંનાં ઘણાંઓની હિંસા કરશે નહિ. આ ઠરાવથી તેઓ સિંહને ત્યાં ગયાં, ને વિનતિ કરી કે, "મહારાજ, અમે આપની પ્રજા છીએ, ને આપને સુખ થાય તેમ કરવા માટે તત્પર છીએ. હે વનરાજ, આપના ધ્યાનમાં આવે તો અમે નિત્ય એક એક પ્રાણી જે આપના ભક્ષ સારુ આપીએ, તેપર આપ તૃપ્ત રહો; એથી વનમાં ભટકવાની આપને તસ્દી લેવી નહિ પડે, પણ ઘેર બેઠે જ ભક્ષ મળશે." સિંહે આ વાત માન્ય કરી. નિયમ પ્રમાણે વારા ફરતી નિત્ય એક એક પ્રાણી તેના ભક્ષ સારુ જવા માંડયું. એક દિવસ એક શિયાળને જવાની વારી આવી. શિયાળ ઘણું ચતુર અને કપટકુશળ પ્રાણી છે. તેણે પોતાનું મરણ ટાળવાની એક યુક્તિ શોધી કાઢી. તે નિયમ કરતાં સિંહ પાસે કંઇક મોડું ગયું, ત્યારે સિંહે તેને ક્રોધથી પૂછયું, "કેમ રે, સ્વલ્પ કાળનાં પ્રાણી ! આજે તું મોડું કેમ આવ્યું ?" ત્યારે શિયાળે કહ્યું "મહારાજ, એક પ્રજાપર બે રાજા હોય તો તે કોની આજ્ઞા માને ? હું શું કરું ? અમારાપર આપ જેવા બળવાન્ રાજા છતાં, અમને સંતાપનાર એક બીજો જ રાજા આ વનમાં વસે છે, ને તે અમને આવવા દેતો નથી !" આ સાંભળી સિંહ આશ્ચર્યથી બોલ્યો, "એ તું શું બકે છે ? શું મારા જેવો સિંહ આ વનમાં

* સિંહ.

છે ? ચાલ, બતાવ, ક્યાં છે તે દુષ્ટ, હમણાં હું તેનો નાશ કરું છું !" શિયાળ તરત તેને સાથે લઇ એક મોટા કૂવા આગળ ગયું ને તેના કાંઠાપર સિંહને ઉભો રાખી કહ્યું, "સ્વામિ, જુઓ પેલો તમારો શત્રુ ઉભો છે !" પોતાનું પ્રતિબિંબ કૂવાના પાણીમાં આબેહૂબ પડેલું જોઇ, અજ્ઞાન સિંહે જાણ્યું કે, "રે ! આ તો ખરેખર મારા જેવો જ મોટો સિંહ છે," એટલે ક્રોધે ભરાઈ, તેણે એક મોટી ગર્જના કરીને કહ્યું કે, "રે દુષ્ટ ! તું અહીં મારા વનમાં કેમ આવ્યો છે ? શું તું મને તથા મારા બળને જાણતો નથી ?" ત્યારે અંદરથી પણ તેવો જ પ્રતિધ્વનિ નિકળ્યો, તે સાંભળી સિંહે તો ખરેખર એમ જ જાણ્યું કે, નિશ્ચય કોઇ બળવાન્ સિંહ આ કૂવામાં રહે છે, હું જો તેનો શીઘ્ર નાશ નહિ કરું તો, મારા રાજઅમલનો નિઃશંક છેડો આવશે. આવા વિચારથી તેણે ક્રોધે ભરાઇ એક બીજી ગર્જના કરી, ત્યારે તેનો પણ તેવો જ પ્રતિધ્વનિ થયો. તે સાંભળી અતિશય ચ્હીડવાઇ જઇ, તે એકદમ કૂવામાં કૂદી પડ્યો, ને તેના ઉંડા પાણીમાં ડૂબી સહજમાં મરણ પામ્યો; અને શિયાળ આનંદ પામતું પોતાના સ્થાન આગળ ગયું અને સર્વે વનચરો તે વર્તમાન જાણી પરમ નિર્ભયતાના સુખને પામ્યાં.

એમ હે વિશાલ, પ્રતિબિંબરૂપ દેખાતા આ મિથ્યા જગતમાં, અવિદ્યાનો ત્યાગ કરી સર્વ જગતને જગતરૂપ ભ્રાંતિથી ન ઓળખતાં, સર્વત્ર બ્રહ્મરૂપ જોવું, જેથી જીવ સર્વ ક્લેશનો સમૂળો નાશ કરી, આત્મા પરમાત્માના સ્વરૂપાનંદમાં નિમગ્ન રહેશે. પણ જ્યારે એ અવિદ્યા એવી નાશકારક છે ત્યારે, શું તેને દૂર ન કરી શકાય ? કરી શકાય. વિદ્યા પ્રાપ્ત થવાથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

### ૪– જ્ઞાનદીપક.

કોઈએક પુરુષે સંધ્યાકાળ સમયે બહારથી આવી પોતાનું ઘર ઉઘાડ્યું તો ઓરડાની અંદર એક મોટો સર્પ પડ્યો હોય એમ તેને લાગ્યું. ભયને લીધે તેણે થરથર ધ્રુજતાં તે સર્પને નમસ્કાર કર્યા ને તુરત સ્નાન કરી તેના આગળ જઇ કહેવા લાગ્યો કે, "મહારાજ નાગદેવ ! આપ મારાપર કૃપા કરી અત્રેથી પધારી જાઓ, હું તમારા નિમિત્તે ૧૦૦ જપ કરીશ;" એમ કહી અંધારામાં ને અંધારામાં

જપ કરવા બેઠો ને ઘણીકવાર સૂધી જપ કર્યો, પણ ત્યાંથી સર્પ ગયો હોય એમ તેને લાગ્યું નહિ. અને તે ઉભો થઈ જોવા લાગ્યો તો સર્પ તો જેમનો તેમ પડેલો જ જણાયો, એક તો અંધારું ને બીજું ઘરમાં સર્પ પડ્યો છે એમ જાણી, અતિશય ભયને લીધે તે બ્રાહ્મણે તેને આણ દેવા માંડી કે, "મહારાજ, મ્હેં તમારે નિમિત્તે ઘણા જપ કર્યા છે, પણ હજુ તમે જતા નથી તો તમને શેષનાગની આણ છે." આટલું છતાં પણ સર્પ ત્યાંથી ખસ્યો જણાયો નહિ, ત્યારે હારીને તેણે વિચાર કર્યો કે, રખેને કોઈ ક્રોધે ભરાયલો નાગ હોય; માટે લાવ તેને શાંત કરવાને માટે હું ઘીનો દીવો કરું. પછી તુરત દીવો કરી, જેવો લાંબો થઈ તે તેને સાષ્ટાંગ નમસ્કાર કરવા જાય છે તેવું જ તેને જણાયું કે, ત્યાં નાગે નહિ ને કંઈ નહિ! ત્યાં તો એક જાડી દોરડી પડેલી છે. 'અરરર! મ્હેં મિથ્યા જ આટલો પ્રયત્ન કરચો. આ તો દોરડી છે, પણ અંધારાને લીધે મ્હેં તેને સર્પ જાણ્યો. ત્યારે પ્રથમ જ દીપક કરચો હોત તો આમાંનું કશું કરવું ન પડત.' આમ વિચારી તરત નમસ્કાર, સ્તુતિ, જપ અને ધ્યાન સઘળું મૂકી દીધું અને સુખથી ઘરનું કામકાજ કરવા લાગ્યો.

એવી જ રીતે તે રજ્જુ (દોરડી)માં સર્પની ભ્રાંતિરૂપ અવિદ્યા થઇ તે માત્ર અજ્ઞાનરૂપી અંધકારનું જ કારણ હતું; પણ જ્યારે દીવો થયો ત્યારે તે સર્વ વિટંબણા મટી ગઇ. તેમ આ જગતને અજ્ઞાનરૂપી અંધકારને લીધે, જગતને જગત્ જાણવાની અવિદ્યા, અજ્ઞાની મનુષ્યમાં વસેલી છેઃ પણ જ્ઞાનરૂપી દીપક થયા પછી તે સર્વ ભ્રમ મટી જાય છે, અને સર્વત્ર બ્રહ્મમય જાણી, આત્મા નિજાનંદમાં મ્હાલે છે. આ ઉપરથી મને વળી નિશ્ચય થયો કેઃ—

૫—જ્ઞાન ત્યાં કર્મ નહિ, કર્મ ત્યાં જ્ઞાન નહિ.

કેમકે આટલું તો ખરું જ છે કે જ્યાં અંધકાર ત્યાં પ્રકાશ (દીપકાદિનો) નહિ, ને પ્રકાશ ત્યાં અંધકાર ન જ હોય.

રામ ત્યાં નવ કામ ભાસે, કામ ત્યાં નવ રામ,
તુલસી દોનો નવ રહે, રવિ રજની એક ઠામ.

તેમ, જ્યાં શ્રીહરિ છે ત્યાં કામવાસના—જગતની માયા નથી; ને જગતની માયા છે ત્યાં શ્રીહરિ નથી. એવી રીતે જ્યાં જ્ઞાન—

વિદ્યા ત્યાં અજ્ઞાન–અવિદ્યા રહે નહિ, ને અજ્ઞાન હોય ત્યાં જ્ઞાનનો અભાવ થઈજ ચૂકયો છે. માટે, જ્યાંસૂધી અજ્ઞાનરૂપી અંધકારને લીધે, અવિદ્યારૂપી જગતના પ્રપંચોમાં જીવ પડયો છે, ત્યાંસૂધી તેને નાના પ્રકારનાં કર્મ કરવાં અવશ્યનાં જ છે; પણ જ્યારે જ્ઞાન-દીપક પ્રકાશિત થયો, ત્યારે અવિદ્યારૂપી જગતના પ્રપંચો આપો-આપ શાંત થઇ જાય છે; ત્યારે કર્મો કરવાની કશી આવશ્યકતા નથી. જ્ઞાન થયા પછી કોઈ પણ સાધનની જરૂર નથી. પણ જ્યારે એમ છે ત્યારે–કર્મ ઉપાસના વગેરે તો જ્ઞાનનાં–જ્ઞાન થવાનાં સાધનો કહ્યાં તો તે કેમ ન કરવાં જોઈએ? તે સાધનો છે ખરાં, પણ જેમ અંધારાનો પરાભવ કરવાને દીપક કરવા માટે પ્રથમ કોડીયું, પછી વાટ ને પછી તેલ, એટલાં વાનાં તયાર કરી, તેનો અગ્નિ સાથે સંબંધ કરીએ (દીવો પ્રગટાવીએ) તો પ્રકાશ થાય ને અંધારું જાય છે; અને જ્યારે દીવો થયો ત્યારે પછી કોડીયું, વાટ, ને તેલ લેવા જવાની કંઇ જરૂર નથી; છે તેનું રક્ષણ કરી, પ્રકાશમાં પોતાનું કામ કરી લઇએ એટલે બસ; તેમ જ્ઞાનરૂપ દીપક પ્રકટયા સૂધી કર્મ ઉપાસના ઇત્યાદિ સાધનોની જરૂર છે, પણ તે પ્રકટયા પછી નથી. તેમ જ જ્ઞાની થઈ નિશ્ચયપૂર્વક જાણ્યું કે આ જગત્ તે પૃથક્ પૃથક્ પ્રાપંચિક રૂપે નથી જ, પણ સર્વત્ર બ્રહ્મરૂપ છે; એટલે પછી કોઈ સાધનોની જરૂર નથી.

પણ વળી એમાં એમ છે કે, જ્ઞાની થવા પછી પણ તેણે કર્મો કરવાં; નહિ તો કર્મ તથા ઉપાસનાને પ્રતિપાદન કરનારી ૯૯૦૦૦ શ્રુતિઓ નિરર્થક કહેવાશે. ત્યારે શું શ્રુતિઓ નિરર્થક કહેવાય એટલા માટે જ કર્મો કરવાં? નહિ, તેમ પણ નથી. શ્રેષ્ઠજનો જે જે આચ-રણ કરે છે તે સામાન્ય લોકના શિક્ષણ માટે અનુકરણ કરે છે, પોતાના હિતને માટે નહિ. માટે, જ્ઞાનીએ પણ કર્મ ઉપાસના કરવાં. ત્યારે એથી "જ્ઞાન ત્યાં કર્મ નહિ, ને કર્મ ત્યાં જ્ઞાન નહિ." એ વાકય મિથ્યા થઇ પડે. પણ વાસ્તવિક રીતે તેમ નથી. જ્ઞાનીએ કર્મ માત્ર કરવાં પણ તેમાં આસક્તિ રાખવી નહિ, એટલે તેણે કર્મ કર્યું તે ન કરયા બરોબર છે, અને એથી જ્ઞાન ત્યાં કર્મ નથી એમ જ ઠર્યું; ખરું જ્ઞાન તે જ કે કર્મો કરવા છતાં તેનાપર આસક્તિ ન રાખવી.

શ્રુતિઓ પણ કર્મ કરીને પદરે રાખવાનું કહેતી નથી. તેઓ તો કહે છે કે નિષ્કામ કર્મો કરવાં; અર્થાત્ કર્મો કરીને તેઓનાં ફળની આશા ન રાખતાં (ॐतत्सत् ब्रह्मार्पणमस्तु એ વચનથી) તે બ્રહ્માર્પણ જ કરવાં, અને પોતે તો નિર્લેપ જ રહેવું. એમ નિષ્કામ કર્મ કરવાથી ચિત્તની પૂર્ણ શુદ્ધિ થાય છે અને તેથી અંતે જન્મમરણ આપોઆપ નિવૃત્ત થઇ, મોક્ષ પ્રાપ્ત થાય છે. આ હેતુથી કર્મો ફલેચ્છારહિત થઇને કરવાં કહ્યાં છે. ફ્લેચ્છાથી કરેલાં કર્મોથી પ્રપંચમાં બંધન થતું જાય છે અને તેથી અજ્ઞાનમાં લપટાય છે; પણ નિષ્કામ કર્મો જ્ઞાનનાં સાધન છે. પણ ત્યારે જગતમાં અવતરનાર સૌને કંઈ ને કંઇ કામના હોય છે તો તે કામનાથી રહિત ક્યારે થવાય? એને માટે મને એક દૃષ્ટાંત મારા પૂર્વાભ્યાસ સમયનું સાંભર્યું.

## ૬–જમ્યા પછી ઝેરના લાડુ!

જગતમાં આસક્તિ ઉત્પન્ન કરાવનારા વિષયો છે, માટે તે વિષયોને વિષરૂપ જ જાણવામાં આવે તો તેમાં તિલમાત્ર વાસના ન રહેવાથી, જગતપરની સઘળી આસક્તિ નિર્મૂળ થઇ જાય છે. એક વખત એવું બન્યું કે કોઇ એક પુરુષ, ત્રણ દિવસનો ભૂખ્યો હતો. તે ભિક્ષા કરવા સારુ ગામમાં ગયો અને એક ગૃહસ્થને ત્યાં જઇ ખાવાનું માગ્યું. ત્યારે તે ગૃહસ્થે તેને કહ્યું કે, “મહારાજ, આપ ત્રણ દિવસના ભૂખ્યા છો માટે ખાવાનું તો આપું. રૂપાળા મોતીચૂરના લાડુ છે; પણ માંહે કિંચિત્ ઝેર ઘાલેલું છે તે ચાલશે?” એ સાંભળી ભિક્ષુકે કહ્યું, “ભાઇ, તારા લાડુ તારી પાસે રહેવા દે. ગમે એટલા ભૂખ્યા હોઇએ પણ કંઇ ઝેર ખાઇને મરીએ કે?” પછી તે ત્યાંથી આગળ ચાલ્યો, અને બીજે સ્થળે મિષ્ટાન્ન જમી તૃપ્ત થયો. ત્યાંથી તે જ્યારે પાછો ફરતો હતો ત્યારે પુનઃ પેલા ગૃહસ્થે કહ્યું કે, “મહારાજ, જમો આ લાડુ, હું એ ઉપર મોટી દક્ષિણા પણ આપીશ.” ત્યારે તે પુરુષે કહ્યું, “ભલા મનુષ્ય, ભૂખ્યો હતો તે વેળાએ તારા ઝેરના લાડુ લીધા નહિ; તો હવે ધરાયા પછી, મરવા માટે જ તારા લાડુ જમીશ કે? અને તે માત્ર દક્ષિણાની લાલચે? અલ્યા મૂઢ, મુવા પછી મને એ દક્ષિણા શું કામની છે?” એમ કહી તે ચાલ્યો ગયો.

એવી રીતે વિષયો, કે જેને ભોગવવાથી સંસારમાં પ્રાણીની આશા પ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય છે, તેમને વિષરૂપ જાણવા, અને એ જ્યારે વિષ જ છે અર્થાત્ હમણાં કદાચ ભોગવવા મીઠા લાગશે, પણ તેનો પરિણામ વિષરૂપ જ આવનાર છે ત્યારે, પોતાની એક વેળાની ભૂખ મટાડવા માટે, પોતાના આખા આયુષ્યનો નાશ કરનારા ઝેરના લાડૂ, જેમ ભિક્ષુકે, અતિ ક્ષુધાતુર છતાં પણ ખાધા નહિ, અને દક્ષિણા માટે લોભાયો નહિ, તેમ એક ક્ષણના સુખ સારુ, પોતાના અનંત સુખ (જ્ઞાન પ્રાપ્તિ, નિજસ્વરૂપપ્રાપ્તિ)નો નાશ કરનાર વિષયમાં, મુમુક્ષુએ આસક્તિ રાખવી નહિ. વળી પેલા ક્ષુધાતુર ભિક્ષુકની પેઠે, વિષય ભોગવવામાં જિજ્ઞાસુ (આસક્તિવાળો) હોવા છતાં, જેણે વિષ જાણી વિષયોનો ત્યાગ કર્યો છે (તેમાં આસક્ત થયો નથી) તો પછી, જ્ઞાની (તૃપ્ત) થયા કેડે તેનાપર કેમ જ મન દોડાવે? વળી એ વિષયાસક્તિને છોડીને તે મુમુક્ષુએ એવો વિરાગ રાખવો કે, જેમ બહિર્દિશાએ (મોટી હાજતે) ગયેલો પુરુષ, તે સ્થળેથી ઉઠીને લાગલો તિરસ્કારથી પોતાના સ્થાન તરફ ચાલ્યો આવે છે, અને તે કદી પણ પોતાના મળમૂત્ર તરફ પાછું વાળી જોતો નથી; તેમ ત્યાગેલા વિષયો તરફ સદા જ તિરસ્કાર રાખવો જોઇએ. એવો વિરાગ તો અંતઃકરણ શુદ્ધ થવા વિના ક્યાંથી થાય? અને તેમ થવા માટે જ મનુષ્યની પછવાડે કર્માદિ નિર્માણ થયેલાં છે. પણ ત્યારે એવો વિરાગ રહેવા માટે કર્માદિ નિરંતર કર્યાં કરીએ તો પછી ક્યારે તેનો પાર આવે?

## ૭–જ્ઞાન થયા પછી કંઇ નથી.

કુકકુટ, કપોત, કાક, કોકિલા ઇત્યાદિ પક્ષીઓ, પોતાના અંડનું ક્યાંસૂધી સેવન કરે છે, કે જ્યાંસૂધી તે અંડ પરિપકવ થયું નથી; પણ પરિપકવ થયું એટલે સ્વાભાવિક રીતે જ તે પક્ષી પોતાનું ઇંડું કોરી કાઢે છે; એટલે માંહીથી પક્ષી (બચ્ચું) નિકળે છે. પણ જો એ પ્રાણી પકવ થયા પછી પણ તે ઇંડું નિરંતર સેવ્યા જ કરે તો અંદરનાં બચ્ચાંની પાંખ ગળી જાય છે. એવી જ રીતે, કર્માદિનું સેવન ત્યાંસૂધી છે કે, જ્યાંસૂધી જ્ઞાન થયું નથી. જ્ઞાન થયું એટલે કર્મો પોતાની મેળે ગળી જાય છે–જગતની આસક્તિ

આપોઆપ છૂટી જાય છે, કર્મો કર્યાં જવામાં આવે અને જો તે બ્રહ્માર્પણ થાય તો પછી, કર્મોમાં આસક્તિ રાખે તો, જેમ પરિપક્વ થયેલાં ઈંડાનું સેવન કરવાથી ગળી જનારી અંદરના બચ્ચાંની આંખની પેઠે, તે જ્ઞાન, પક્વ થયેલાં હૃદયની અંદરનું જ્ઞાન પણ, બાહ્ય આસક્તિને લીધે ગળી જાય, અર્થાત્ શિથિલ થઇ જાય છે. માટે જ્ઞાન થયા પછી તો આસક્તિરહિત નિજાનંદપણેજ વિચરવાનું છે.

આ સમયે મને એવો વિચાર આવ્યો કે, 'અહો ! હું જે મારા મનથી જ આવી અનેક પ્રકારની શંકાઓ ને તેનાં મનમાનતાં સમાધાનો કરું છું તે કોને પ્રતાપે ? ખરેખર મારા મહાત્મા ગુરુજીના જ પ્રતાપે ! મને પામરને, તેમના વગર આવો અલભ્ય લાભ ક્યાંથી હોય? અને મને તો શું, પણ ગમે તેવા મહાપુરુષને પણ ગુરુ વિના તો જ્ઞાન ન જ થાય.

## ૮–ગુરુની આવશ્યકતા.

દરેક પ્રાણી ( મનુષ્યાદિ ) નિત્ય સર્વ દૃશ્ય પ્રપંચસ્થૂલાદિની ઉત્પત્તિ કરે છે અર્થાત્ જાગ્રદવસ્થામાં ઉત્પન્ન કરે છે, ને તે જાગ્રદવસ્થાને (તેમાં કરેલાં ક્રિયમાણ માત્રને) સ્વપ્નાવસ્થામાં લય કરે છે અર્થાત્ સ્વપ્નાવસ્થામાં જાગ્રત વેળાએ કરેલું કશું તેને સ્મરણમાં રહેતું નથી, એટલે તેનો લય જ થાય છે. અને તે જાગ્રત તથા સ્વપ્નાવસ્થાને, સુષુપ્તિ અવસ્થામાં લય કરે છે, એટલે જાગ્રત તથા સ્વપ્નમાં જોયેલી અનેક વસ્તુઓ, અને કરેલા અનેક વ્યાપારો, ભર નિદ્રામાં બિલકુલ દેખાતા નથી, ને તેનું સ્મરણ પણ થતું નથી; એટલે તે પણ લય જ પામે છે, અને સુષુપ્તિ એટલે કોઇ વાર્તાનું ભાન ન રહેવારૂપ ઘાડ નિદ્રા આવવી, એ તમ–અજ્ઞાન જ છે તો તેને (સુષુપ્તિ અવસ્થાને) તુરીઆ નામની ચોથી અવસ્થામાં (એટલે સમાધિમાં) લય કરે છે. એનું નામ જ્ઞાન. પ્રત્યેક મનુષ્ય નિરંતર વ્યાપાર તો કરે છે, પણ તેનું તેને જ્ઞાન હોતું નથી, તેથી એ જ્ઞાન થવા માટે જ ગુરુની સહાયતા જોઈએ. गुशब्दस्त्वन्धकारेस्ति रुशब्दस्तन्निरोधकः ગુ એટલે અંધારું અને રુ એટલે તેનો નાશ કરનાર. ગુરુ જ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર છે. મનુષ્ય અજ્ઞાની છે અને તેને જ્ઞાન થવા સારુ ગુરુની જરૂર છે, પણ ઇશ્વર

(સમર્થ) ને તો તેવી જરૂર નથી. ઇશ્વર-હિરણ્યગર્ભ, ઇશ્વર બ્રહ્મદેવ-સૃષ્ટિકર્તા ઇશ્વર (બ્રહ્મદેવ)નો વેદના સ્મરણરૂપ ગુરુ છે. જ્યાંસૂધી શ્રુતિનું સ્મરણ થયું ન હતું ત્યાંસૂધી બ્રહ્મદેવને શું કરવું તેમાંનું કશું સૂઝતું ન હતું; પણ આકાશવાણીદ્વારા વેદનો ઉપદેશ તેમને થયો એટલે તે (વેદ)માં કહ્યા પ્રમાણે તેમણે આ સૃષ્ટિની રચના કરવા માંડી. તેવી જ રીતે સર્વત્ર ગુરુની આવશ્યક્તા છે. ગુરુ તે કંઈ મનુષ્ય જ હોય વા ઇશ્વર જ હોય એમ કંઇ નથી; પણ હરકોઇ પદાર્થ-રે જગતમાંની કોઇપણ વસ્તુ-મનુષ્યનો ગુરુ થઈ શકે છે. આ જગત જ મનુષ્યનો મહાગુરુ છે. મહા સમર્થ સર્વોત્કૃષ્ટ જ્ઞાની શ્રીદત્તાત્રેય સ્વામીએ પણ ચોવીસ ગુરુ કરેલા છે; ને તે માત્ર મનુષ્ય જ નહિ, પણ સમડા, કુકડાં, શ્વાન, ગીધ એવાં પ્રાણીઓ છે. માટે ગુરુવિના જ્ઞાન (પરમપદ પ્રાપ્તિ) નથી.

ત્યારે ગુરુ ક્યાંથી લાવીને શિષ્યને જ્ઞાન (પરમાનંદપ્રાપ્તિનો માર્ગ) દર્શાવે છે? શું તેમને કંઈ પોતાના પદરનું આપવું પડે છે? ના; મને તો મારા મહાત્મા યોગીશ્વર ગુરુએ મારું પોતાનું જ સ્વરૂપ (મૂળ પરમાત્મસ્વરૂપ) જ્ઞાનદ્વારા બતાવ્યું છે; તેમાં બીજું કંઇ બતાવ્યું નથી; અર્થાત્ મારાથી કશું ભિન્ન નથી; જે છે તે હું જ સર્વ છું એમ કહ્યું છે. તેથી એમ સિદ્ધ થાય છે કે ગુરુને પોતાની ગાંઠનું કંઈ ન ખરચવું પડતાં શિષ્યનું જે છે તે જ તેને શોધીને આપે છે. એપર મને એક ઇતિહાસ સાંભરી આવ્યો.

### ૯-શિખરમાંનું ધન.

એક સાહુકાર મરણ પથારીપર સૂતો ત્યારે તેના સર્વ પુત્રોને તેણે પોતાની આગળ બોલાવ્યા અને કહ્યું કે, "પુત્રો, તમારે મારી પ્રતિષ્ઠા, મારી પછવાડે પણ જેવી છે તેવી જ રાખવી; બલકે વધારવી; પણ તેમાંથી ન્યૂન થવા દેશો નહિ તો જ તમે મારું નાંમ રાખ્યું અને મારો ઉદ્ધાર કર્યો કહેવાશે. મારી કેટલી સંપત્તિ સ્થાવર છે તથા કેટલીક સંપત્તિ જંગમ છે, તે તમે સારી રીતે જાણો છો. એમાંથી તમે રીતસર વાપરજો. પણ કદાચ કાળયોગે, વ્યાપારમાં ટોટો નફો થવાનો સંભવ હોવાથી, તમને નાણાની તંગી પડે ત્યારે જો તમે આપણા જૂના ચોપડા વિચારપૂર્વક સંભાળી

જોશો તો તેમાંથી મારું વિશેષ ધન મળી આવશે, ને તમારું સંકટ દૂર થશે." પછી તે સાહુકાર મરી ગયો, ને તેને કેટલાંક વર્ષ વીતિ ગયાં. એક સમય એવો આવ્યો કે તેના દીકરાઓ એકઠા મળી પોતાના પિતાની સૂચના પ્રમાણે પાસનું નાણું ખૂટી પડયું ત્યારે સૌએ ચોપડા તપાસવા માંડ્યા. પાનાં ઉથલાવતાં ઉથલાવતાં એક ઘણી જૂની વહીની અંદર આમ લખેલું હતુંઃ-"ચૈત્ર સુદી ૧૦ ને દિવસે, પ્રહર દિવસ ચઢતાં, આપણા ઘરની પાસેના શિવાલયના શિખરમાં, મેં ઘણું જ દ્રવ્ય મૂકેલું (દાટેલું) છે. જ્યારે તમને ખપ પડે ત્યારે તે ખોદીને કાઢી લેજો!" આ માર્મિક વાક્ય વાંચી, બીજે જ દિવસે તેઓએ એવો નિશ્ચય કીધો કે, એ શિવાલયના શિખરમાં પિતાજીનું ધન છે, માટે એને તોડી પાડીને કાઢી લેવું. પછી કેટલાંક મજુરોને મંદિર ઉપર ચઢાવી, તેઓએ શિખર ઉતરાવવા માંડયું. આ વર્તમાન જાણતાં આખા શેહેરમાં હાહાકાર થઇ રહ્યો, લોકો તે વણિક્પુત્રોનો ફિટકાર કરવા લાગ્યાઃ-"અરેરે! ખરો કલિકાળ આવ્યો! જગતમાં શંકરનું શિખર કોઈએ ઉતરાવ્યું હોય એમ કદી સાંભળ્યું નથી, પણ ભલા, શેઠની પછવાડે સારા સપુત નિકળ્યા કે તેમના પિતાએ પુષ્કળ દ્રવ્ય ખરચીને પરમાર્થ માટે શિવાલય બંધાવ્યું છે, તેઓ તેનું આજે શિખર તોડવા તયાર થયા છે! ફટ રે ભુંડાઓ! ધંધામાં દેવાળું કાઢયું એટલે હવે શંકરના શિખરમાંથી દ્રવ્ય કાઢવા માંડયું! પણ મૂર્ખાઓ, એટલું સમજતા નથી કે એમાં તે દ્રવ્ય ક્યાંથી હોય?"

આ વૃત્તાંત જાણી, તે મરનાર સાહુકારનો કોઇ શ્હાણો, વૃદ્ધ ને અનુભવી મિત્ર, તે શહેરમાં રહેતો હતો, તેણે, તે મંદિર પાસે જઈને વણિક્પુત્રોને કહ્યું, "ભાઇ, તમે આ શું કરો છો?" વણિક્પુત્રોએ કહ્યું, "કાકા, અમારા પિતાએ ચોપડામાં લખ્યું છે તે પ્રમાણે આ શિખરમાંથી અમે દ્રવ્ય કાઢીએ છીએ." વૃદ્ધ બોલ્યો, "અરે ભલા માણસો, શિખરમાં ક્યાંય અપાર દ્રવ્ય સમાય? ચોપડામાં લખેલું તમે સમજતા નહિ હોય તેથી જ અપકાર્યમાં હાથ ઘાલો છો, પણ લાવો ચોપડા, તેમાં શું લખ્યું છે તે તપાસું." તુરત તેઓએ ચોપડો લાવી આગળ મૂક્યો. પછી તે વૃદ્ધે વાંચી જોયું

કે 'અમુક વખતે શિખરમાં દ્રવ્ય દાટેલું છે,' ત્યારે તે બોલ્યો, "ભાઇઓ, છે તો એમ જ; પણ મારો મિત્ર (તમારો પિતા) ઘણો ડાહ્યો પુરુષ હતો, માટે એના લખવામાં કંઇક ઊંડો ભેદ છે, તે વિચાર કર્યા વગર સમજાય તેમ નથી. વિચાર કરો કે દેવાલય કરયાંને તો ઘણાં વર્ષ વીતિ ગયાં ને આ દ્રવ્ય તો તે પછી દાટયું છે, માટે શિખર ઉતારીને દ્રવ્ય દાટયું હોય એમ સંભવતું નથી. વળી શેઠજીએ અમુક વર્ષમાં દ્રવ્ય દાટયું છે એમ ન લખતાં, માત્ર ચૈત્ર સુદી ૧૦ મ જ લખી છે ને વળી તેમાં પ્રહર દિવસ લખ્યો છે, માટે ચૈત્ર સુદ ૧૦ આવવા દો એટલે આપણે તેની પૂરી તપાસ કરીશું કે ધન દાટવાનું લખ્યું છે એ શું?" ચૈત્ર સુદ ૧૦ આવી અને તે વણિક્પુત્રોએ તે વૃદ્ધને બોલાવ્યો. જ્યારે પ્રહર દિવસ ચઢયો ત્યારે તે શિવાલય આગળ સૌ જઇ ઉભા રહ્યા, તે સમયે તે વૃદ્ધે વિચાર કરીને તેઓને કહ્યું કે, "વણિકપુત્રો! વારુ તમે મને કહેશો કે આ સમયે દેવળનું શિખર ક્યાં છે? જે એ શિખરને સૌથી પહેલો અડકશે તેને તેમાંનું દ્રવ્ય મળશે." ત્રણે પુત્રો જેમ તેમ કરી શિખરને અડકવા સારુ દેવળપર ચઢવા લાગ્યા, ત્યારે ચોથો પુત્ર, જે વિચક્ષણ હતો તેણે વિચાર કીધો કે, 'હું ચઢી શકું એમ નથી, માટે આ શિખરની છાયા છે તે પણ શિખર જ કેની! તેથી લાવ તેને જઇ અડકું! તુરત તે શિખરની છાયાપર જઇ ઉભો રહ્યો, ત્યારે પેલા વૃદ્ધે બીજાઓ તરફ દૃષ્ટિ કરી કહ્યું, "અલ્યા અજ્ઞાનીઓ, મિથ્યા શ્રમ શું કરવા કરો છો? હેઠા ઉતરો. શિખરને તો તમારો નાનો ભાઇ અડકયો છે!" ત્યારે તેઓએ કહ્યું, "એ શું શિખર કહેવાય?" વૃદ્ધે કહ્યું, "હા, આ સઘળી શાની છાયા કેહેવાય?" "દેવળની." "તેમાં એ દેવળનું શિખર કયું?" "આ જ!" ત્યારે તે વૃદ્ધ બોલ્યો, "ભાઇ, એ જ શિખર અને ત્યાં જ ખોદો કે ત્યાંથી પૈસો મળશે." તે જગ્યાપર તુરત ખોદી જોયું તો ત્યાંથી અપાર દ્રવ્ય નિકળ્યું અને તેઓ સૌ પરમ હર્ષ પામી, પેલા વૃદ્ધ સજ્જનની બહુ સ્તુતિ કરવા લાગ્યા કે, "કાકા સાહેબ, તમે અમારા પિતાના મિત્ર તે અમારા પિતા તુલ્ય જ છો; તમે હતા તો અમને આ દ્રવ્ય મળ્યું ને લજ્જા રહી, માટે તમારા

ઉપકારમાંથી અમે ક્યાં છૂટીશું ?" આ સાંભળી તેણે તેઓને કહ્યું, "ભાઇ, દ્રવ્ય તમારું જ હતું, ને તમોને મળ્યું તેમાં મારો શો ઉપકાર ? મ્હેં કાંઇ મારી ગાંઠથી કાઢીને તમને આપ્યું નથી. માત્ર તમારી અજ્ઞાનતાને લીધે તમે જાણતા નહોતા, તે મ્હેં તમોને બતાવી આપ્યું છે. માટે ખાઓ, પીઓ ને સન્માર્ગે ખર્ચો એટલે બહુ થયું." એમ કહી તે પોતાને ઘેર ગયો.

એવી જ રીતે અજ્ઞાની જીવ, જે અજ્ઞાનરૂપી તમ (અંધકાર)માં ભટકવાથી, અથવા ભ્રાંતિથી પોતાનું સચ્ચિદાનંદ સ્વરૂપ જાણી શકતો નથી, તેને, ગુરુ, જ્ઞાનોપદેશ કરી નિજસ્વરૂપનું ભાન કરાવે છે, પણ ગુરુ કંઇ નવું જ સચ્ચિદાનંદરૂપ આપતા નથી.

વિશાલ, આ વેળા મને લાગ્યું કે, જ્યારે સર્વત્ર સચ્ચિદાનંદરૂપ જ વિરાજે છે, ત્યારે તો તેની પ્રાપ્તિને અર્થે પણ કશો આયાસ ન જ પડવો જોઇએ. નિઃશંક તેમ જ છે. તે વિષયમાં મને એક દૃષ્ટાંત સાંભરયું કે–

## ૧૦–માત્ર જોવામાં જ ફેર છે.

એક મુમુક્ષુએ કોઇ સંતને જઈ પૂછ્યું કે, "મહારાજ, મારાથી પરમાત્મા શી રીતે દેખાય ? સર્વ જ્ઞાનીઓ અને આપ પણ વારંવાર કહો છો કે જ્યાં ત્યાં સચ્ચિદાનંદ પરમાત્મા જ વિરાજે છે; પણ મારી દૃષ્ટિએ તો તે ક્યાંય જોવામાં આવતા નથી." આ સાંભળી તે મહાત્માએ કહ્યું, "ભાઈ, તું કહે છે તે સત્ય છે; પણ માત્ર જોવાજોવામાં જ ફેર છે. હીરાને પારખી, તેનો પરીક્ષક ઝવેરી તેને મોટા મુકુટ અથવા કંઠામાં જડે છે, ત્યારે તેની કિમ્મત નહિ જાણનારો ભરવાડ, તેને એક ચકચકતો પથરો જાણી પોતાની બકરીના ગળામાં બાંધે છે; પણ તેથી હીરો પથરો થઇ જતો નથી, હીરો તે હીરો જ, માટે તું અહીં બેઠો છે તે ખસીને અહીં બેસ એટલે તને પરમાત્મા પ્રત્યક્ષ જણાશે." તાત્પર્ય કે, તારી બુદ્ધિ જે જગતમાં સત્યત્વ (જગતપણું) માની રહી છે, તેને તું પરમાત્મામાં સત્યત્વ (એટલે જગત્ એ પરમાત્માનું જ સ્વરૂપ છે; જગતમાં જેટલી દૃશ્ય અને અદૃશ્ય વસ્તુ છે તે સર્વમાં પરમાત્મા જ છે એમ) માનનારી કર, એટલે પછી તું મહાજ્ઞાની થયાથી નિજસ્વ-

રૂપને નિહાળી શકશે; કેમકે આ જગત્ કંઈ બીજેથી આવી પડ્યું નથી, એ પરબ્રહ્મ સ્વરૂપમાંથી જ આવિર્ભાવ પામ્યું છે (ઉત્પન્ન થયું છે); માટે જ 'सर्वं खल्विदं ब्रह्म' એ વાક્ય વેદે કહેલું છે તે મનમાં ઠસશે અર્થાત્ આ જે છે તે સઘળું બ્રહ્મ જ છે, બીજું કંઈ નથી: કેમકે તે બ્રહ્મમાંથી જ આ સર્વ ઉત્પન્ન થવા પામ્યું છે. વળી-

## ૧૧–કારણ–કાર્યમાં ભેદ નથી.

એ ઉપરથી આટલું તો નિશ્ચે છે કે, કારણ થકી કાર્ય ભિન્ન હોતું નથી. કાર્ય એટલે ઉત્પન્ન થઈ અમૂક રૂપમાં આવેલો પદાર્થ, અને કારણ એટલે જેનાથી કાર્ય થયું, અર્થાત્ જેમાંથી તે પદાર્થ ઉત્પન્ન થયો તે. જેમ ઘડો અને માટી. માટીમાંથી ઘડો થયો; માટે માટી એ કારણ અને ઘડો એ કાર્ય. હવે કારણથી કાર્ય ભિન્ન ક્યાં રહ્યું ? કેમકે આદ્યે માટી હતી, ને ઘડો તયાર થઇ તે ફૂટી ગયો એટલે પણ પછી માટી જ થઇ ગઇ; અર્થાત્ ઘડો થયો, પણ તેમાંથી કંઈ માટીપણું ગયું નહિ, એટલે માટી તોય માટી, ને ઘડો તોય માટી, માત્ર "ઘડો" એ, મધ્યદશામાં દૃષ્ટિએ પડે છે, તેમ મૃત્તિકાનો વિકાર અને ઘડો એવું નામ ધારણ કરે છે, અન્ય કંઇ જ નથી.

વળી બીજું દૃષ્ટાંત આ છે: એક સાહુકારે સોનીને શેર ચાંદી આપી તેનો લોટો કરાવ્યો. લોટો તયાર થયો એટલે સોનીએ શેઠને બોલાવી કહ્યું, "શેઠ તમારો લોટો લઇ જાઓ !" શેઠે આવી જોયું તો લોટાનો ઘાટ પસંદ પડયો નહિ, તેથી ક્રોધે ભરાઇને તે સોનીને કહેવા માંડ્યો, "અરે તું કેવો મૂર્ખ છે કે મારી આ રૂપાળી ચાંદીનો આવો નઠારો લોટો બનાવ્યો ? મ્હેં આવો ઘાટ કરવાનું તને ક્યારે કહ્યું હતું ? માટે મને મારી ચાંદી પાછી આપ." તુરત સોનીએ તે લોટો તેમના હાથમાં મૂકયો, ત્યારે શેઠે તેને ફેંકી દઈ કહ્યું, "હું એને શું કરું ? મારે તો ચાંદી જોઇએ." સોનીએ વિચાર કીધો કે, 'આ મૂઢ કંઈ સમજતો નથી, માટે તેના જેવો જ હું થઇશ તો ઠીક પડશે.' પછી તેણે તે લોટો ઉપાડી લઈ, તુરત એરણપર મુકયો, ને હથોડાવતી શેઠના દેખતાં ફૂટી પીટીને એક ગોળો કરી દઈ શેઠના હાથમાં મુકતાં કહ્યું કે, "લ્યો શેઠજી, આપની ચાંદી !" એ જોઈ શેઠને ઘણું માઠું લાગ્યું, પણ

ખરી વાત હોય ત્યાં શું બોલી શકે ? તેથી તે ચાંદીનો ગોળો લઈ મુંગે મ્હોંયે ચાલતો થયો.

માટે કાર્ય એ તો માત્ર કારણની અંદર કલ્પના જ છે; તો પછી આ જગત્‌રૂપી કાર્ય, પરમાત્મારૂપી કારણમાંથી પેદા થયું છે, તે તેના કરતાં જૂદું કેમ જ હોય ? તે જૂદું નથી જ. વાસ્તવિક રીતે જ્ઞાનદૃષ્ટે જોતાં જગત્ છે જ નહિ, પરંતુ સર્વ બ્રહ્મમય જ છે.

આ વખતે મેં નિશ્ચય કરચો કે, જ્યારે કારણ અને કાર્ય જૂદાં નથી, ત્યારે આ સર્વ દૃશ્યાદિક પ્રપંચ પરમાત્મા રૂપ છે, તે વિના અન્ય કંઇ પણ નથી.

## ૧૨–પરમાત્મા જૂદો નથી.

તે એક જ (પરમાત્મા) માત્ર ઉપાધિ ભેદે કરીને (જગત્ તથા) જીવ ઇશ્વરાદિરૂપે થયો અને કહેવાયો છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં, જેવી રીતે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ કાર્ય ઇશ્વરનાં છે, તેવી રીતે અન્ય પ્રાણીનાં પણ છે. માટે જ સમષ્ટિભેદે પરમાત્મા ઈશ્વર, અને વ્યષ્ટિભેદે જીવ કહેવાય છે. જીવ એ ઇશ્વરનું જ સ્વરૂપ છે, તે તેનાથી અતિરિક્ત–જૂદો નથી. વળી ઈશ્વર જેમ સ્વતંત્ર છે, તેમ જીવ પણ પોતાના કાર્યમાં સ્વતંત્ર જ છે. પણ જ્યારે જીવ અને ઇશ્વર બંનેને સ્વતંત્ર ગણીએ ત્યારે તો ઈશ્વરના જેવું મહત્-કાર્ય જીવથી થઈ શકશે નહિ. માટે કાર્ય (કૃત્યકર્મ) ભેદે કરીને જીવ અને ઇશ્વરને જુદા–ન્યૂનાધિક ગણાય; પણ ના, તેમ નથી, કેમકે ઇશ્વરનું પણ અમુક કાર્યમાં ઇશ્વરત્વ અને અમુકમાં અની-શ્વરત્વ થઇ જાય છે. જેમ રાવણાદિને મારવા ઇશ્વરે રામાવતાર લીધો, તે સ્થળે જળશાયી વિષ્ણુને ઇશ્વર ગણાશે નહિ, પણ શ્રીરામચંદ્રને જ ઇશ્વર ગણાશે. તેમ જ કંસને મારવાને કૃષ્ણાવતાર થયો, તેમાં શ્રીકૃષ્ણ જ ઇશ્વર ગણાશે; કંસવધાદિ કાર્યમાં રામચંદ્ર ઇશ્વર ગણાશે નહિ. તેમ જ હિરણ્યકશિપુના વધ માટે શ્રીનૃસિં-હ જ ઇશ્વર, પણ રામ કૃષ્ણ નહિ. આપરથી સ્પષ્ટ દર્શાય છે કે એ એક જ ઇશ્વરરૂપ કર્મભેદથી ભિન્ન ભિન્ન ગણાય છે. તેમ જ જીવ પણ માત્ર માયારૂપી ઉપાધિ અને કર્મોપાધિને લીધે જીવ કહેવાય છે. જ્ઞાન દૃષ્ટિએ જોઇશું તો તે ઇશ્વરનું રૂપ છે, ઇશ્વરથી કંઇ ન્યૂનત-

ધિક નથી; કેમ કે જીવ એ પોતાના કામમાં (અજ્ઞાનવૃત્તિએ) ઇશ્વર જ છે. રાજા એ જીવ છતાં પ્રજાના સંબંધમાં ઇશ્વર જ છે; ગૃહપતિ પોતાના ઘરમાં ઇશ્વર જ છે; જીવ પણ પોતાના કર્મમાં ઇશ્વર છે. વિશ્વામિત્ર મહર્ષિને આપણે જીવ કોટીમાં જ ગણીએ, અને તેમ જ છે; તોપણ તેમણે જે નવી સૃષ્ટિ રચી, અને તેમાં ત્રિશંકુને ઇશ્વર (તે નવી સૃષ્ટિનો અધિપતિ) કરીને સ્થાપ્યો તેમાં તો તે ઇશ્વરના પણ ઇશ્વર થઇ ચૂક્યા, (નવી સૃષ્ટિનો ઇશ્વર ત્રિશંકુ અને ત્રિશંકુના ઇશ્વર વિશ્વામિત્ર); એમાં પછી જીવપણું ક્યાં રહ્યું? માટે ઇશ્વર, જીવ અને આખું જગત્ એ સર્વ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્માનું સ્વરૂપ છે, તેનાથી ભિન્ન નથી. માટે પરમાત્મા જૂદો ક્યાં રહ્યો? આખું જગત્ પરમાત્મારૂપ છે, ને પરમાત્મા સંપૂર્ણપણે જગતરૂપ છે.

## ૧૩–નિવૃત્તિ.

વિશાલ, આ વેળા મને એમ પણ વિચાર આવ્યો કે, ત્યારે વસ્તુતઃ એક છતાં, ઉપાધિવડે ઇશ્વરથી જૂદો દેખાતો જીવ, નિર્મળ (પ્રારબ્ધ વગેરે કર્મોથી રહિત) ક્યારે થાય? જ્ઞાન જ્યોતિથી જણાવાયું કે, તે સ્થૂલ સૂક્ષ્મ દેહને ત્યજે ત્યારે નિર્મળ થાય. સ્થૂળ એટલે બહાર દેખાતું પાંચભૌતિક શરીર, અને સૂક્ષ્મ એટલે વાસનારૂપે અદૃશ્ય રહેલું જે શરીર સ્થૂળની અંદર અને સ્થૂળદેહ પડયા પછી પણ આત્માની સાથે રહેનારું લિંગ શરીર, આ સ્થૂળદેહ છે તે જ. પ્રારબ્ધ કર્મો જ્યારે ભોગવાઇ રહે ત્યારે નિવૃત્તિ થાય છે; અને લિંગદેહ, અજ્ઞાન જતું રહી સર્વત્ર વિરાગવૃત્તિ વ્યાપારથી વાસનાનો નાશ થાય ત્યારે નિવૃત્ત થાય છે. એ બંને દેહ નિવૃત્ત–સમાપ્ત થયા, એટલે આત્મા નિરંજન નિરાકાર સ્વયંપ્રકાશ થઇ, પોતાના મૂળ–પરમાત્મસ્વરૂપમાં લીન થાય છે; અર્થાત્ મોક્ષ પામે છે–સંસાર ત્રાસથી નિવૃત્તિ–શાંતિ પામે છે; અને પુનઃ આવર્તન (જન્મમરણ) કરવાની જરૂર રહેતી નથી.

## ૧૪–પ્રારબ્ધ.

એ સ્થૂળદેહ પ્રારબ્ધની નિવૃત્તિથી નિવૃત્ત થાય છે. ત્યારે પ્રારબ્ધની નિવૃત્તિ કેવી રીતે થાય?

કોઈ યુદ્ધ પ્રસંગમાં એક બળવાન્ યોદ્ધો હાથમાં ધનુષ અને પીઠપરના ભાથામાં સેંકડો બાણો ભરી, યુદ્ધ કરવા ગયો. શત્રુઓને એકાએક મારામાર કરતા જોઇ તેણે, રણાંગણમાં પ્રવેશ કરતાં જ, અતિશય ક્રોધ કરી, પોતાના હાથમાંનું એક દિવ્ય બાણ, જે એક ફેરે આખા સૈન્યનો નાશ કરી નાંખે એવું હતું તે પોતાના ધનુષ્યમાં યોજી, શત્રુઓપર માર્યું. આ બાણ ધનુષ્યમાંથી છુટતાં જ અનેક શત્રુઓનો-રથ, ઘોડા, સારથિ તથા બીજાં વાહનો સહિત સૈન્યનો નાશ કરતું, સડસડાટ આગળ ચાલ્યું ત્યારે, તે યોદ્ધાએ એકેફેરે આખાં સૈન્યનો ઘાણ વળતો જોઈ વિચાર કર્યો કે, 'અરેરે! મારાથી આ નાશકારક બાણ મૂકાઇ ગયું; એથી તો સહજમાં બહુ નાશ વળી જશે. પણ હવે શો ઉપાય? મૂકયું તે મૂકયું, એ બાણ કંઇ હવે મારા હાથમાં પાછું આવવાનું નથી. એ તો તેનો જેટલો વેગ હશે તે પૂરો થયે જ નિવૃત્ત થશે, માટે એમાં કંઇ મારું ચાલે તેમ નથી." એવો વિચાર કરી, આગલા જોસ્સાની અંદર, જે ભાથામાંથી બીજું બાણ કાઢી ધનુષ્યમાં સંધાન કર્યું હતું, તેને હવે ન છોડતાં, જડવત્ ઉભો રહી વિચારવા લાગ્યો કે, 'આ બાણ હું હવે નહિ છોડું; કેમકે એ હજુ સૂધી મારા સ્વાધીનમાં છે. પણ છોડયા પછી એ મારા હાથમાં આવવાનું નથી.' એટલામાં શત્રુસેનાના પ્રમુખે તેનો સઘળો પ્રકાર જોઇ, વિચાર કીધો કે, 'આ સેનાનીએ એક બાણ તો નાશકારક મૂકયું, જેથી આખું સૈન્ય મૂર્છિત થઈ ગયું છે; અને હવે આ બીજું મુકવાનો વિચાર કરે છે તે મુકયું તો કોણ જાણે તેથી શું સત્યાનાશ વળશે. તેમ ન થાય તે અર્થે, લાવ હું એના યત્નનો જ ભંગ કરું," એમ વિચારી, તુરત તેણે એક અગ્ન્યસ્ત્ર બાણ યોજયું, અને તેથી તે બળવાન્ યોદ્ધાનાં ધનુષ્ય, બાણ તથા અસ્ત્રોથી ભરેલો ભાથો એ સઘળું બાળી ભસ્મ કર્યું! આ બનાવથી તે યોદ્ધો ખેદ પામવાને બદલે, ઉલટો આનંદ પામ્યો, ને બાણ તથા ધનુષ્ય વગેરે સઘળી ઉપાધિ સમૂળી ભસ્મીભૂત થઈ ગઇ તેથી પોતાને ખરેખરો શાંત અને નિવૃત્ત થયેલો તેણે માન્યો; એટલું નહિ, પણ રણાંગણ છોડી, તત્ક્ષણે આનંદ પામતો તે ત્યાંથી, વિરક્તની પેઠે, ચાલી નિકળ્યો, કારણ કે તેણે

યુદ્ધમાં આવતી વખતે પોતાના પિતાની સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, 'આ એક જ વખતે મ્હેં ગ્રહણ (ધારણ) કરેલાં આયુધો જ્યાંસૂધી પ્હોંચશે ત્યાં સૂધી જ હું યુદ્ધ કરીશ; અને યુદ્ધમાં જો જીવીશ તો તુરત રણાંગણ છોડીને ચાલ્યો જઇશ.' આ ઇતિહાસ ઘણો વિસ્તીર્ણ અને રસિક છે, પણ વિશાલ, આ સ્થળે તે સઘળો કહેવાની જરૂર નથી. માત્ર તાત્પર્ય જેટલો જ ભાગ તેમાંથી મ્હેં તે વેળા યાદ કીધો હતો તે તને સંભળાવ્યો છે. એ પ્રમાણે તે યોદ્ધો રણ છોડી વિરક્ત થઇને ચાલ્યો ગયો એટલે યુદ્ધ પણ વિરામ પામ્યું.

એ ઉદાહરણમાંથી મ્હેં તાત્પર્ય એ લીધું કે, એ યોદ્ધાસ્વરૂપ જ, પ્રાણીને જાણવો; તેના ભાથામાં ભરેલાં સેંકડો બાણો હતાં તે રૂપ તેનાં પ્રારબ્ધો જાણવાં; તથા હાથમાં રહેલું ધનુષ્ય, તેને જીવપણાની ઉપાધિ જાણવી. હવે ભાથામાંથી કાઢી ધનુષ્યદ્વારા છોડી દીધેલું બાણ, જે આગળ નિકળી સૈન્યને મૂર્છિત કરી ચૂક્યું તે રૂપ, આ પ્રત્યક્ષ પ્રારબ્ધો છે, જે ફળ આપવાને (ભોગવવાને) આગળ આવી ચૂક્યાં છે, તે પ્રારબ્ધો ભોગવાઈ રહેશે, અર્થાત્ પેલા બાણની પેઠે તેમની ગતિ આપોઆપ બંધ પડશે, ત્યારે જ નિવૃત્ત થશે. એ મૂકેલું બાણ જેમ પાછું આવી શકે નહિ, તેમ ફળ આપવાનો પ્રારંભ કરી ચૂકેલાં પ્રારબ્ધ કંઇ પૂળ પૂરું ભોગવાવ્યા વિના નિવૃત્ત થવાનાં નથી, તે તો ભોગવે જ છૂટકો છે. હવે સૈન્યનો એકાએક નાશ થતો જોઈ, જેમ યોદ્ધાને વિચાર આવવાથી તેણે બીજું બાણ મારવું બંધ કર્યું તેમ, પ્રારબ્ધ કર્મોથી ભોગવાતાં અનેક સુખ દુઃખો જોઈ, હવે પછી બીજાં પ્રારબ્ધો ન ભોગવવાં પડે, અર્થાત્ ભોગવનાર દેહ ન ધરવો પડે તો ઠીક, એમ ધારી પ્રાણીએ પરમાર્થ સાધનનો વિચાર કરવો; અને જેમ પેલા શત્રુ તરફથી આવેલા અગ્ન્યસ્ત્ર બાણવડે યુદ્ધાનાં ભાથાસહિત સર્વ બાણો બળી ગયાં, તેમ પ્રારબ્ધથી ડરી, પરમાર્થ સાધનનો વિચાર (યત્ન) કરતા એવા મુમુક્ષુજનને, જ્ઞાન થવાથી, એટલે જ્ઞાનરૂપ અગ્નિથી, તેનાં બાકી રહેલાં સર્વ સંચિત પ્રારબ્ધ બળીને ભસ્મ થઈ જાય છે. અસ્ત્રોરૂપી ઉપાધિ નાશ પામવાથી તે યોદ્ધો કેવળ નિઃસ્પૃહ અને નિવૃત્ત થયો

તથા આનંદ પામીને ત્યાંથી ચાલી નિકળ્યો, તેમ સર્વ પ્રારબ્ધ બળી જવાથી અને દેહરૂપ ઉપાધિ નાશ પામવાથી મુક્ત થયેલો જીવ પોતાના પરમાત્મ સ્વરૂપાનંદમાં મગ્ન થઇ જાય છે.

એ પ્રારબ્ધો તો બે પ્રકારનાં છે, તે કેમ કરીને નિવૃત્ત થાય? જાણ કે એક પ્રારબ્ધ 'સંચિત'–એટલે પૂર્વે જે કરેલું હોય તે આ ભવમાં ભોગવવાને તયાર રહેલું એ સંચિત પ્રારબ્ધ, તે ભાથામાંનાં બાણની પેઠે જ્ઞાનરૂપી અગ્ન્યસ્ત્રથી બળી જાય, અને માત્ર પહેલે મૂકેલાં બાણની પેઠે ભોગવવા શરુ થયેલાં પ્રારબ્ધ ભોગવેથી નિવૃત્ત થાય; અર્થાત્ આ દેહ રહે ત્યાંસૂધી જે કંઇ ભોગવાય તે ભોગવી, તેટલેથી જ સમાપ્તિ થાય, એમ સંચિત તો બંને રીતે નિવૃત્ત થઇ જાય છે. પણ બીજું પ્રારબ્ધ 'ક્રિયમાણ'–અર્થાત્ આ દેહ રહે ત્યાંસૂધીમાં તેણે કરેલાં અને તેનાથી પ્રતિદિન થતાં, એટલે નવાં, સારાં નરસાં કાર્યોરૂપ પ્રારબ્ધ–કે જે આ દેહ છૂટી બીજો દેહ ધારણ કરીએ ત્યારે ભોગવવાં પડે તે ક્રિયમાણ પ્રારબ્ધ તો, જ્ઞાન થયા પછી, પ્રાણીના પદરમાં રહેતાં જ નથી; કેમકે જ્યાંસૂધી ફળની આસક્તિ હોય ત્યાંસૂધી તેને કર્મો (પ્રારબ્ધો) ભોગવવા માટે બંધન થાય છે, પણ જ્ઞાની થયા પછી કશામાં આસક્તિ રહેતી નથી એટલે, ગમે તેટલાં ક્રિયમાણ થયાં હોય તોપણ, આસક્તિ રહિત થઇને, તે કરવાને લીધે જ્ઞાનીને કશો બાધ કરી શકતાં નથી, અર્થાત્ તે તો નિવૃત્ત થયેલાં જ છે; કારણ કે જ્ઞાનબળથી કર્મ બળીને ભસ્મ થઇ જાય છે. જ્યારે એમ છે ત્યારે જ્ઞાની થયા પછી પણ મનુષ્યનો દેહ કેમ રહે છે? કેમ કે દેહ એ પ્રત્યક્ષ પ્રારબ્ધનું (પ્રારબ્ધ ભોગવવા માટે જ નિર્માણ થયલું) પૂતળું જ છે; અને જ્ઞાન થયા પછી કર્મો (પ્રારબ્ધો) બળ્યાં એટલે તેને (દેહને) તુરત નિવૃત્ત થવું જ જોઇએ.

### ૧૫–અશ્વત્થામાનું અગ્ન્યસ્ત્ર.

અજ્ઞાનરૂપી અવિદ્યાના પોતાના પેટમાં બે ભેદ છે; એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ. આવરણશક્તિ આત્માને અજ્ઞાનમાં જ ડૂબાડી–ઢાંકી રાખનારી છે, અને વિક્ષેપશક્તિ પ્રારબ્ધ ભોગવાવારૂપે આત્માને પરમાત્માના સ્વરૂપથી વિક્ષેપ

(જૂદાઈ) પડાવનારી છે. જ્ઞાન થતાંવેંત અવિદ્યાની (અજ્ઞાનની) આવરણશક્તિ તો દૂર થઈ જાય છે, અર્થાત્ આત્માપર આવેલું અજ્ઞાનનું આવરણ-ઢાંકણ કોરે ખસી જાય છે, પણ વિક્ષેપશક્તિ દૂર થઇ જતી નથી; જો કે તે દૂર થઇ જાય છે ખરી; પણ બળેલું કપડું જેમ છે જ નહિ, અર્થાત્ નાશ થઈ ગયલું છે, પણ તેને જ્યાંસૂધી કોઈ મનુષ્યે અથવા વાયુએ ચુંથી નાંખ્યું ન હોય ત્યાંસૂધી તેનો આકાર દેખાય છે, તેવી રીતે વિક્ષેપશક્તિ દેખાતી રહે છે. એ વિક્ષેપશક્તિ તો સ્થૂળાદિ દૃશ્ય પદાર્થોની સાથે નિવૃત્ત થાય છે. એ માટે એક ઈતિહાસ મને સાંભરી આવ્યો, તેનો સાર મ્હેં અહીં ગ્રહણ કીધો:-

મહાભારતના યુદ્ધમાં કૌરવ પક્ષના મહારથી અશ્વત્થામાએ, અર્જુનપર અગ્ન્યસ્ત્ર બાણ મારયું તેથી, અર્જુનનો રથ, ઘોડા વગેરે સૌ બળી ગયું; પણ અર્જુનના સારથિ શ્રીકૃષ્ણ હોવાથી, તેમની ઇશ્વરી શક્તિવડે તે સર્વે બળેલું છતાં, જેમનું તેમ (ન બળેલાંની પેઠે) ચાલ્યા કરતું હતું! આ વાતની અર્જુનને કશી ખબર નહોતી, તેથી તે તો એમ જ સમજતો હતો કે, "ભાર નથી અશ્વત્થામાનો કે, તે એક પણ અસ્ત્ર મારીપર ચલાવી શકે. મારાં અસ્ત્રો એટલાં બધાં બળવાન્ અને સિદ્ધ પરાક્રમવાળાં છે કે તેવડે મ્હેં તેનું અગ્ન્યસ્ત્ર પણ આજે નિષ્ફળ કીધું છે!" આથી અંતર્યામી પ્રભુ શ્રીકૃષ્ણે પણ જાણ્યું કે, "અહો! આ અજ્ઞાની અર્જુનને શું અભિમાન થયું? પણ તે જાણતો નથી કે, અગ્ન્યસ્ત્ર એક ઇશ્વર વિના સર્વને બાળી નાંખે છે. પણ હવે તો આ અજ્ઞાની સખાનું અભિમાન તૂટવું જોઇએ." પછી જ્યારે યુદ્ધ બંધ થયું ત્યારે શ્રીહરિએ રથ મુકામપર હાંક્યો ને ડેરા આગળ જઇ તેમણે અર્જુનને રથમાંથી ઉતરવાનું કહ્યું ત્યારે અર્જુન બોલ્યો, 'યાદવેશ્વર, નિત્ય પ્રતિ રથમાંથી આપ પહેલા ઉતરો છો, ને આજે મને પ્રથમ ઉતરવાનું કહ્યું, એ શું?" શ્રીકૃષ્ણે કહ્યું, "એક વાર તું ઉતર; પછી હું તને કહું છું." તુરત અર્જુન રથપરથી હેઠો ઉતર્યો, ને પછી પરમાત્મા ઉતર્યા અને શ્રીકૃષ્ણ ઉતર્યા કે જોતજોતાંમાં આખો રથ અને ઘોડા સૌએ ભસ્મનો ઢગલો થઈ પડયું! આ ચમત્કાર જોઈ અર્જુન બહુ

આશ્ચર્ય પામ્યો અને દિગ્મૂઢ થઈ ઉભો રહ્યો, તેને એવો જડભરત બની ગયેલો જોઈ શ્રીભગવાને કહ્યું, "કેમ અર્જુન ! અશ્વત્થામાના અગ્ન્યસ્ત્રનો પ્રભાવ જોયો ? જો હું પ્રથમ ઉતરત તો રથ અને અશ્વની સાથે તું પણ બળી ભસ્મ થાત. એના અગ્ન્યસ્ત્રનો પ્રહાર થયો ત્યારથી જ તે સૌ બળી રહેલાં હતાં, પણ માત્ર મારી આત્મશક્તિના દિવ્ય પ્રભાવવડે બળેલાં છતાં પણ ચાલતાં હતાં અને તેમ મ્હેં માત્ર તારા સંરક્ષણાર્થે જ કીધું હતું" આ સાંભળી અર્જુન ગર્વરહિત થઈ સ્તુતિ કરતો ભગવાનના ચરણમાં પડયો !

સાર એ જ કે પૂર્ણ ઇશ્વર શ્રીકૃષ્ણરૂપ વિક્ષેપશક્તિવાળાં જે પ્રારબ્ધો–તેમની શક્તિવડે જ ઇંદ્રિયોરૂપી ઘોડાથી જોડેલો શરીરરૂપી રથ ચાલ્યા કરે છે, જો કે જ્ઞાનરૂપી અગ્ન્યસ્ત્રવડે સર્વ કર્મો બળી ગયાં છતાં, પણ જ્યારે તેમાંથી વિક્ષેપશક્તિરૂપ શ્રીકૃષ્ણ હેઠા ઉતરયા,–વિક્ષેપશક્તિ ખસી ગઇ–પૂરી થઈ, એટલે અવધિ જ્ઞાનથી સર્વ કર્મો (પ્રારબ્ધાદિ સૌ) તે જ વખત ભસ્મવત્ થઈ જવાનાં. માટે જ્ઞાનીનું શરીર નહિ જેવું જ જાણવું. તે માત્ર અવિદ્યાવાળી દૃષ્ટિથી દેખાય છે પણ જ્ઞાનદૃષ્ટિએ દેખાતું નથી.

જ્ઞાન એવું ઉત્તમ છે, કે જેથી જ્ઞાની નિષ્પાપ, નિષ્કર્મ અને નિર્બંધ (મુક્ત) થઈ જાય છે, ત્યારે એ જ્ઞાન શું નિરંતર એવું ને એવું જ જ્ઞાનીના અંતઃકરણમાં સતે જ રહેતું હશે ? હા, તેમ જ છે. પણ જ્ઞાની નિરંતર વિષયસેવનથી વૈરાગ્યવાન્ રહે તો જ; નહિ તો વિષયો તો એવા બળવાન્ છે કે ગમે તેવા જ્ઞાનીને પણ પાછો જ્ઞાનશિખરથી અજ્ઞાનરૂપી ખાડામાં હસસેલી પાડે છે.

### ૧૬–યતિ અને રાજકન્યા.

કોઇએક ત્યાગી પરમહંસ એક શહેરની ભાગોળે આવીને એક વૃક્ષતળે ઉતરયો. તે પૂર્ણ દશાને પામેલો હતો. ભોજન પાનાદિકને માટે પણ કશી કાળજી તેને નહોતી; તેથી કોઇને ત્યાં ભિક્ષા કરવા સારુ પણ તે શેહેરમાં જતો નહિ. માત્ર અવધૂતની પેઠે ખુશીમાં આવે ત્યાં પડયો રહેતો, ને કોઇ ખવરાવે કે પાણી પાય તો ખાતો પીતો હતો. તેને કેવળ પરબ્રહ્મ–પરમાત્માની જ લગની લાગી રહેલી હતી. ઘણાક દિવસ એ શહેરને પાદરે રહેતાં વીતિ

ગયા ત્યારે, સર્વત્ર-ઘરોઘર સૌ તેને જાણી ગયાં. રાજાને પણ એ મહાત્માની ખબર થઇ. આવો પરમહંસ મહાત્મા પોતાના નગરમાં છે તે જાણીને સાનંદ સંતોષથી, રાજા, પોતે જ તેને માટે સુંદર પક્વાન્નોથી ભરેલો એક થાળ લઇ તેની પાસે આવ્યો, ને પોતાને હાથે તેણે વિરક્તને જમાડયો. પછી બીજા કોઇને ત્યાંથી ખાવાનું ન લાવવા દેતાં રાજાએ નિત્ય પોતાને ત્યાંથી જ થાળ લઇ જઇ તેને જમાડવું ચાલું રાખ્યું. એમ કરતાં સુમારે માસ દોઢ માસ વીતિ ગયો ત્યારે રાજાની, સંતજનો પ્રત્યેની આવી ઉત્તમ ભક્તિ જોઇ, તે વિરક્તે પ્રસન્ન થઇને કહ્યું, "રાજા, તું ધર્મિષ્ઠ અને ભક્તિમાન્ છે, તેથી હું તારાપર પ્રસન્ન થયો છું. પ્રસન્ન થઇને બોલ, તારી શી કામના છે?" આ સાંભળી રાજા બહુ આનંદ પામી બોલ્યો, "મહારાજ, આપની કૃપાથી મારે ત્યાં સર્વ સુખસંપત્તિ અને ઋદ્ધિ-સિદ્ધિ વસે છે; પણ પુત્રની ખોટ છે." ત્યારે પરમહંસે કહ્યું, "બચ્ચા, તું કશી ચિંતા કરીશ નહિ; તારે ત્યાં એક સુંદર પુત્ર જન્મશે." હવે પરમપદને પામેલા મહાત્મા પુરુષનું વાક્ય પરમાત્મા કેમ મિથ્યા થવા દે? થોડાક દિવસમાં રાજાની સ્ત્રીને ગર્ભ રહ્યો, ને પૂરા માસ થતાં એક કાંતિમાન્ પુત્રને રાણીએ જન્મ આપ્યો! આ પ્રસંગથી રાજાને તે વિરક્તના વાક્યપર અત્યંત શ્રદ્ધા બેઠી, ને તે તેને સાક્ષાત્ પ્રભુ સમાન માનવા લાગ્યો. પછી ઘણી ઘણી વિનતિ તથા આગ્રહ કરીને તેણે તે મહાત્માને પોતાના એક એકાંત મહેલમાં લાવી રાખ્યો; ને સેવામાં અનેક ચાકરો મૂકી પોતે તથા પોતાનું આખું કુટુંબ (રાણી, પોતાની દીકરી વગેરે) પણ દિવસનો ઘણો ભાગ તેમની સેવામાં જ રહેવા માંડયાં. ને પ્રતિદિન વિવિધ પ્રકારનાં પક્વાન્નો કરી તેમને યથેચ્છપણે જમાડવા માંડયા, અને સઘળી પ્રકારના રાજભોગો પોતાને હાથે કરીને રાજા તેને અર્પણ કરવા લાગ્યો. વિરક્ત મહાત્મા જે મુખમાંથી આજ્ઞા કરે તે જ પ્રમાણે રાજા કરે, ને સર્વ સેવકજન તેમની આજ્ઞામાં રહે. રાણી અને રાજ-પુત્રી તે પણ વારંવાર મહાત્મા સ્વામીજીની પગચંપી કરે, તથા 'મહારાજ, મહારાજ!' કરતાં તેમનાં મ્હોં સૂકાય. આમ સૌ વાતે મહાત્મા સ્વામીજીને તો તેઓએ પૂર્ણ વિલાસી બનાવી દીધા.

સ્વામીનું શરીર નાના પ્રકારના સ્વાદિષ્ઠ અને પૌષ્ટિક પદાર્થોના સેવનથી ખૂબ ઋષ્ટપુષ્ટ અને તેજસ્વી બન્યું. તેમણે સર્વ ઇંદ્રિયો અનેક કષ્ટો આપી આપીને દમન કરવાથી નિર્બળ કરી દીધી હતી, તેવી જ પાછી સતેજ અને પ્રબળ થઈ! તેમાં પણ વળી રાજાનું અન્ન–પૂર્ણ રજોગુણી, તેના આહારથી સાત્વિક બુદ્ધિ કદી રહે જ નહિ, તેથી મહારાજ પણ રાજસી બન્યા. યતિની સર્વે ઇંદ્રિયો જાગ્રત થઇ થનથનાટ કરવા લાગી. જ્યાં ઘૃત તથા અગ્નિ બંને ભેગાં થયાં ત્યાં શું બાકી રહે? તે રાજાની કન્યાની ઉમર પંદર સોળ વર્ષની હતી, તેનું સ્વરૂપ દેવાંગના સમાન હતું. વળી તે અનુપમ પૂતળું એકાંતમાં તે યતિની સેવા કરવામાં વારંવાર તત્પર રહેતું હતું. એ જોઇ, યતિ મહારાજનું મન ડગમગ્યું. પ્રથમમાં જ રાજ્યાન્ન ભક્ષણ કર્યું તેથી શહેરમાં આવવાની બુદ્ધિ થઇ, ને રાજસ ગુણ વ્યાપવાથી આટલે લગી–વ્યભિચારની પાપમાં બૂડવા લગી બુદ્ધિ બગડી. તેમને રાત અને દિવસ તેનું જ સ્મરણ થવા લાગ્યું. મનમાં કામના થવા લાગી કે, હવે ક્યારે તે પોતાને પત્ની તરીકે પ્રાપ્ત થાય! આવા કુવિચાર થવાથી એક યુક્તિ રચીને તેણે રાજાને એકાંતમાં કહ્યું કે, 'રાજા, હું કહું તેમ કરીશ?' રાજા તો પુત્ર આવ્યો તેથી સર્વ રીતે આધીન થઇ રહ્યો છે તેથી સ્વામીનું એવું વચન સાંભળીને કહેવા લાગ્યો કે, "મહારાજ, આપ એ શું બોલ્યા? જે કહેશો તે કરવા આ દાસ તત્પર જ છે." ત્યારે જટિલ મહાત્મા બોલ્યા કે, "મ્હેં તને પુત્ર આપ્યો; પણ તેનો જન્મ કોઇ કઠણ યોગમાં થયેલો છે તેથી તેના સંરક્ષણ માટે તું, હું બતાવું તેવો ઉપાય કર. બીજી કોઇ વસ્તુ તારા પુત્રને ઘાતક નથી, પણ માત્ર તારી આ દીકરી–રાજપુત્રીનો યોગ તારા પુત્રનો ઘાત કરનાર છે, માટે તું જો સત્વર તેનો ત્યાગ કરીશ નહિ તો તારો આ દૈવી પુત્ર બચવો અશક્ય સમજ." રાજાએ પૂછ્યું "મહારાજ, એમ છે ત્યારે હું એનો ત્યાગ કેવી રીતે કરું? આપ કહો તો હમણાં ને હમણાં ઘડીઆં લગ્નથી કોઇ યોગ્ય પુરુષની સાથે પરણાવી દઉં." જટિલે કહ્યું, "ના; પરણાવે ત્યારે તો ત્યાગ કર્યો ન કહેવાય; પણ એ કોઇ દિવસ પણ ફરીને તારે ઘેર આવવા પામે નહિ તે માટે હું

બતાવું તેમ કર." જટિલ સ્વામીએ મનમાં વિચાર કીધો કે જો પરણાવવાનું કહીશ તો રાજકન્યા મારા હાથમાં નહિ આવે! માટે તેણે બતાવ્યું કે, "તું એને સોળે શણગાર સજાવી, પાણીમાં તરી શકે એવા આકારની એક પેટીમાં પૂરીને, નદીમાં વહેતી મૂકી દે." રાજાએ કહ્યું, "મહારાજ, આજ્ઞા થઇ તો હમણાંજ તે પ્રમાણે કરું છું." એમ કહીને તે વાત તુરત પોતાના પ્રધાનને કહી તેવી પેટી તયાર કરવાને તાકીદે હુકમ કર્યો! આ વાત સાંભળતાં જ પ્રધાન પોતાના મનમાં ચમકી ઉઠયો કે, "રે રે! આ તો નિશ્ચે બાવાજીનું જ મન બગડયું છે; આમ કરવામાં તે વિના તેનો બીજો કશો હેતુ જણાતો નથી!" પછી રાજાએ સ્વામીજીના કહેવા પ્રમાણે રાજપુત્રીને સર્વે શણગાર પેહેરાવીને પ્રધાનને ત્યાં મોકલી; જ્યાં તેને પૂરવા માટે પેટી તયાર કરવામાં આવી હતી. વિચારશીળ પ્રધાને સત્યાસત્યની પરીક્ષા કરવા માટે, તેમ જ સ્વામીજીના આચરણ કેવાં છે તે જાણવા માટે, તે નિર્દોષ રાજપુત્રીપર દયા આણીને, આગળથી જ યોદ્ધાઓને મોકલીને જંગલમાંથી એક વ્યાઘ્ર પકડાવી મંગાવ્યો હતો, તેને, પેલી પેટીમાં પૂર્યો; અને શ્વાસને માટે કોઇ કોઇ સ્થળે છિદ્રો રાખી તે પેટીને બંધ કરી દીધી. આ વાતની રાજા તથા જટિલ કોઇને ખબર નહોતી; અને હવે પછી પણ ખબર ન પડે તે સારુ પ્રધાને તે પેટી, વાજીત્રોના ઘોષ સાથે ઉપડાવી, શેહેરની બહાર નદી કિનારા ઉપર આણી અને આઘેથી રાજાને બતાવીને તેને નદીના પ્રવાહ વચ્ચે તરતી મૂકી દીધી!

પેલા મહાત્મા જટિલને તો આ વાત ઈષ્ટ જ હતી. તેમણે તો આથી સોનાનો સૂરજ ઉગ્યો જાણ્યો. પછી લાગ સાધી તે રાજમેહેલમાંથી સૌચ (ઝાડે) જવાનું બહાનું કરી, શેહેર બહાર નિકળી પડયો; અને જ્યાં આગળથી પેટી તરતી મૂકી હતી ત્યાંથી આગળ ઘણેક દૂર જઇ, નદી કિનારે, પેટીની વાટ જોતો ઉભો રહ્યો. કેટલીકવારે પેટી તરતી તરતી ત્યાં આવી એટલે તેમણે હર્ષભેર નદીમાંથી તેને બહાર કાઢી; અને કિનારે લાવીને રાજપુત્રીનું મુખાવલોકન કરવા માટે, મોટી આતુરતા સાથે, ઉતાવળથી બારણું ઉઘાડયું. પણ જેવું તેનું ઢાંકણું ઉઘાડયું કે તેજ ક્ષણે તે પેટીમાંથી

એક મહા વિકાળ વાઘ બહાર કૂદી પડયો! "આ શો ગજબ!" એમ આશ્ચર્યથી બોલતાં બોલતાંમાં તો વાઘે સ્વામીજીની ગરદન પકડી પાડી અને યથેચ્છ રુધિર પીવા માંડયો. તેમના પ્રાણ ત્યાગ થયા એટલે શબને છોડી, તે ક્યાંય જંગલમાં નાશી ગયો! આ ક્ષણે સ્વામીને ઘણો જ પસ્તાવો થયો, પણ શો ઉપાય? મરતાં મરતાં તેમણે જમીનપર એક શ્લોક લખ્યો કેઃ-

मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत्।
राजकन्याप्रसंगेन व्याघ्रोजटिलभक्षकः॥

હવે આણીગમ રાજદ્વારમાં મહારાજ શૌચ કરવા ગયા. ને ઘણીવાર થઇ ગઈ એટલે, "મહારાજ ક્યાં, મહારાજ ક્યાં" એવી બૂમ ઉડી રહી. સઘળે ખોળાખોળ ચાલી. બહુ બહુ શોધ કરતાં માલમ પડયું કે તે તો નદી તીરે મૂવેલા પડયા છે. તુરત રાજા, પ્રધાન વગેરે સૌ શોચ કરતા ત્યાં આવ્યા, ને જોયું તો એક પેટીની નજીકમાં યતિ ચત્તાપાટ પડેલા છે. રાજા બહુ શોચ કરવા લાગ્યો, ત્યારે પ્રધાને તેને કહ્યું કે, "રાજાધિરાજ, એમાં કંઇ શોચ કરવાનું કારણ નથી. સૌ સૌના પાપે નાશ પામે છે. આ પેટી તમારી પુત્રીની જ છે; ને એ બાવાજી રાજકન્યાને પરણીને નાશી જવાની ઇચ્છાથી, પોતાના તપ ને ઐશ્વર્યમાં ધૂળ નાખવા, અહીં આવ્યા હતા, તેથી આ દશાને પામ્યા છે!" રાજાએ અતિ આશ્ચર્યથી કહ્યું, "તું એ શું કહે છે? શું એ સત્ય કથા છે?" ત્યારે તેણે પોતે જેવી રીતે રાજકન્યાનું રક્ષણ કર્યું હતું તે સઘળી વાત રાજાને કહી સંભળાવી અને રજકન્યા રાજાને સોંપી. રાજા તેનાપર બહુ જ પ્રસન્ન થયો, અને તેની આવી સૂક્ષ્મ બુદ્ધિને માટે તેને બહુ ધન્યવાદ આપવા માંડયો.

માટે હે વિશાલ, જ્યાંસૂધી એ જ્ઞાનીએ વિષયસેવન મુદ્દલ નહોતું કર્યું ત્યાંસૂધી, તેની બુદ્ધી પરમ શુદ્ધ હતી; ને તેથી તેણે કહેલું રાજાને પુત્ર થવાનું વચન પણ ઇશ્વર કૃપાથી સિદ્ધ થયું હતું. પણ જ્યારે તેણે રાજાન્ન ભક્ષણ કર્યું, ને તેમાંએ વળી ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ ભોજન, પાન તથા ઉત્તમ વૈભવો ભોગવતાં સ્ત્રીઓ સાથે પ્રસંગ પાડયો ત્યારે પ્રાણ પણ ખોયો. માટે જ્ઞાનીએ નિરંતર કોઇ

પણ જાતના વિષયસેવનથી વિરક્ત જ રહેવું અને રાજાનું, વેશ્યાનું અને દુષ્ટનું અન્ન પ્રાણાંતે પણ ભક્ષણ કરવું નહિ.

### ૧૭–આહાર તેવો ઓટકાર.

આ જટિલના દૃષ્ટાંત ઉપરથી મને નિશ્ચે થયું કે, જેવું અન્ન ખાવામાં આવે તેવી જ બુદ્ધિ થાય એમાં ફેર નથી. આ શરીરનો અને મનનો કેટલેક અંશે નિકટનો સંબંધ છે; તેથી જેવી સ્થિતિ શરીરની થાય, તેવી જ રીતનું મનનું પણ આપોઆપ વલણ થઈ જાય છે. સાત્વિક, રાજસ અને તામસ, એમ ત્રણ પ્રકારનું અન્ન છે. રાજસ અન્ન ભક્ષણ કરવામાં આવે તો તેથી રજોગુણ, તામસથી તમોગુણ અને સાત્વિકથી સત્ત્વગુણ શરીરમાં પ્રકટી નિકળે છે. સર્વત્ર પ્રસિદ્ધ છે કે જેવા પદાર્થનું સેવન તેવી જ બુદ્ધિ. ઉદાહરણ તરીકે જોઈએ, તો કોઇ પુરુષ ભાંગ અથવા મદ્યનું પાન કરે છે તો લાગલી તેની મતિ ફરી જઇ તે નાના પ્રકારનાં કુચિહ્નો કરતો યદ્વાતદ્વા બકે છે; અને જો તેને કંઈ કહેવામાં આવે છે તો તેથી તે સામા મનુષ્યપર બહુ ક્રોધે ભરાઇ જાય છે, એ તામસ પદાર્થના સેવનનો પ્રતાપ છે. માટે જેવો આહાર તેવો ઓટકાર સમજવો.

પૂર્વે કોઇક સમયે એક ગામમાંથી બે બ્રાહ્મણો કાશીપુરીએ વિદ્યા સંપાદનાર્થે ગયા હતા. તેઓ સગા ભાઈઓ હતા. તેઓ કાશીપુરીથી વિદ્યાભ્યાસ કરીને કેટલેક વર્ષે ઘેર આવવા નિકળ્યા. માર્ગમાં એક જણ રસોઈ કરતો ને બીજો ભિક્ષા માગવા જતો હતો. આમ નિર્વાહ કરતા તે બંને, એક વખતે એક ગામની ધર્મશાળામાં આવી ઉતરચા, અને નિયમ પ્રમાણે એક રસોઇની તયારી કરવા માટે તથા સરસામાન સંભાળવા માટે ત્યાં બેઠો; ત્યારે બીજો ગામમાં ભિક્ષાન્ન લેવા માટે ગયો. ગામમાં ફરતાં ફરતાં કોઈ ઠેકાણે એક સદાવ્રત અપાતું હતું, ત્યાં આગળ તે ગયો, અને લોટ, દાળ, ચોખા, ઘી ઈત્યાદિ સઘળો સીધાનો સામાન, બંને જણને ચાલે તેટલો લઈ તે મુકામ તરફ આવવા નિકળ્યો. બંને થાકયા તો હતા જ, ને તેમાં આ સીધું લેવા જનારને તો સીધાને માટે ગામમાં પણ બહુ રખડપટ્ટી થઇ હતી તેથી તેને બહુ થાક લાગ્યો હતો એટલે ભૂખનું અને થાકનું એકઠું જોર તેનાથી સહન થઇ શક્યું નહિ. ક્ષુધાતુરાણાં

ન બલં ન તેજઃ એ નીતિવચન પ્રમાણે તેની દશા થઇ રહી. મધ્યાહ્ન થવા આવેલા, પેટમાં સવા બશેરનો ખાડો, ને પગ થાકી ગયેલા, તેથી 'હવે તો ગમે તે પણ ખાવા મળે તો જ ડગલું ભરાય' એમ ધારી તેણે પોતાના સીધાનું પોટકું છોડયું, ને જઠરને આધાર આપવાને તેમાંથી કાચું અનાજ ફાકવાનો વિચાર કીધો. લોટ અને દાળ કંઇ કાચાં ફૂકાય નહિ તેથી ચોખાની મુઠીઓ ભરીને તે આરોગવા લાગ્યો. એક, બે ને ત્રણ મૂઠી ચોખા ખાવાથી જરાક શાંતિ વળી એટલે તે પોટકું પાછું બાંધીને ઉતારા ઉપર ગયો. ત્યાં તેનો મોટો ભાઇ નાહી ધોઇ સઘળી તયારી કરીને વાટ જોતો બેઠો હતો. તેણે કહ્યું, "ભાઇ, ભલે આવ્યો; લે આ ઘડો લઈને કૂવાપરથી પાણી ભરી લાવ, એટલે અહીં રસોઇ ચાલતી કરું." કૂવો ધર્મશાળા આગળ જ હતો, જ્યાં ગામના કેટલાક ભાગની સ્ત્રીઓ પણ પાણી ભરતી હતી. તે પાણીઆરીઓની એ વેળા કૂવાપર પુષ્કળ ભીડ હોવાથી તેનાથી શુદ્ધપણે (કોઈનો છાંટો છુંટી ઉડયા વગર) પાણી ભરી શકાય તેમ નહોતું. આથી બ્રાહ્મણના મનમાં એક યુક્તિ સૂઝી આવી. તે પેલી પાણીઆરીઓ પ્રત્યે બોલ્યો, "બાઈઓ, કોરે ખશી જાઓ અને અમને પાણી ભરવા દ્યો, કેમકે અમે ગરોડા છિયે, તેથી તમે અભડાશો." આવી રીતનું નાના ભાઈનું બોલવું સાંભળીને મોટો ભાઇ એકાએક વિસ્મય જ થઇ ગયો ! તે મનમાં વિચાર કરવા લાગ્યો, 'અરેરે ! આ શું વિપરીત ? મારા ભાઈની મતિ આજે આટલી બધી ભ્રષ્ટ કેમ થઇ ગઇ ! કે તે પોતાને ગરોડો કહે છે ? બેશક, એમાં કંઈ કારણ હોવું જોઈએ ? એને પૂછી જોઉં કે એણે કોઇ દુષ્ટનું વા નીચનું અન્ન તો નથી ખાધું ? કેમ કે એ પરમ સ્નાતક અને મારા કરતાં પણ શુદ્ધ મનનો છે, છતાં એની એકાએક આવી નીચ બુદ્ધિ થવામાં ગુપ્ત ભેદ હોવો જોઈએ.' એવામાં કૂવાપરની સ્ત્રીઓએ પણ તેને પૂછ્યું કે, "મહારાજ, તમે તો બ્રાહ્મણ દેખાઓ છો, ને ગરોડા છિયે એમ કેમ કહો છો?" એટલે તેણે કહ્યું, "અમે ગરોડા જ છિયે, ગરોડા!" પછી પાણી ભરીને તે અંદર ગયો, ત્યારે મોટા ભાઇએ કહ્યું, "ભાઇ, તું કાલ બપોરનો ભૂખ્યો છે, માટે લાવ પહેલે તને હું કાચું કોરું

કરી આપું, જેથી રસોઇને કદાચ વાર લાગે તોપણ તે ખાવાથી તને જરા ધીરજ રહે." એ સાંભળી તેણે કહ્યું, "ભાઇ, તમે કહો છો તેમ જ છે; કેમકે આપણે ખેપ કરીને આવ્યા હતા ને ગામમાં વળી મારે સીધા માટે બહુ રખડવું પડયું તેથી મને ક્ષુધા ઘણી લાગી હતી, મારામાં ચાલવાની પણ હાય રહી નહોતી, તેથી મ્હેં તો સીધામાંથી થોડાક કાચા ચોખા જ્યારે ફાકયા ત્યારે મારા પેટને જરાક ધીરજ આવી. માટે હવે કંઇ કાચુંકોરું કરવાની જરૂર નથી. રસોઇ થયા પછી આપણે બંને જોડે બેશીને જમીશું." તુરત મોટા ભાઈએ અનુમાન કીધું કે, 'ગરેડો થવામાં નિશ્ચે તે ચોખાનો જ પ્રતાપ છે! તે એના પેટમાં ગયા ત્યારથી જ એની બુદ્ધિ ભ્રષ્ટ થઇ લાગે છે. માન ન માન, પણ તે અન્ન (ચોખા વગેરે સીધું) કોઇ નીચ જાતિનું હોવું જોઇએ.' આવો વિચાર કરીને રસોઇની જગામાંથી તે તુરત બહાર નિકળી કૂવા ઉપરની પાણીઆરીઓને તેણે પૂછ્યું, "બાઈઓ, આ ગામમાં સદાવ્રત કેટલાં છે?" ત્યારે એક સ્ત્રીએ ઉત્તર દીધું, "મહારાજ, આટલા નાના ગામમાં સદાવ્રત કયાંથી હોય? માત્ર એક સદાવ્રત હોય એમ લાગે છે. પણ અમને એમ ખબર છે કે ઘણાક વટેમાર્ગુઓ ત્યાંથી સીધું લેતા નથી." ત્યારે એક બીજી સ્ત્રી બોલી, "બીચારા અજાણ્યા વટેમાર્ગુઓ તો ત્યાંથી સીધુંસામાન લે છે, પણ જે કોઇ ત્યાં જઇ પૂછે છે કે, 'આ સદાવ્રત કોનું છે?' અને તેનું ઉત્તર મળ્યા પછી, કોઈ પણ વટેમાર્ગુ, બ્રાહ્મણ કે સંત, ગમે તેવો ગરજું હોય તો પણ તે સદાવ્રત લીધા વગર ત્યાંથી ચાલ્યો જાય છે!" એ સાંભળી બ્રાહ્મણે પૂછ્યું, "બાઇ, ત્યારે એ સદાવ્રત કોનું છે?" ત્યારે એકે જણાવ્યું કે, "મહારાજ, અમને એની પાકી ખબર નથી, માટે ગામમાં પૂછીને તપાસ કરો." તુરત બંને ભાઇ ગામમાં ગયા, તો ત્યાં તપાસ કરતાં જણાયું કે, એ સદાવ્રત કોઈ ચમારનું છે તે સાંભળી મોટા ભાઈની પૂરી ખાત્રી થઇ કે, ઢેઢનું અન્ન ખાવામાં આવ્યાથી મારા ભાઈની બુદ્ધિ ભ્રષ્ટ થઇ, ને તેણે પોતાને ગરેડો કહેવામાં કશી ગ્લાનિ–લજ્જા ગણી નહિ. પછી તે દિવસે તેને ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરાવ્યું, અને ગામમાંથી પાછી ભિક્ષા માગી

લાવીને રસોઇ કરી પોતે જમ્યો. પછી તેણે પોતાના ભાઇને કહ્યું કે, “હવે પછી એવું નીચનું, પાપીનું, વેશ્યાનું, રાજાનું ઇત્યાદિ અન્ન ન ખાવું, અને તે માટે શિખામણ આપતાં દૃષ્ટાંતરૂપે એક શ્લોક કહ્યો કેઃ–

यादृशं भक्षयेच्चान्नं बुद्धिर्भवति तादृशी ।
दीपस्तिमिरं भक्षयति कज्जलं च प्रसूयते ॥ १ ॥

“જેવું અન્ન ખાવામાં આવે તેવી જ બુદ્ધિ થાય છે, જેમ કે દીવો અંધારાનું ભક્ષણ કરે છે, તો તે કાજળને જન્મ આપે છે.” માટે જેવો આહાર તેવો ઓટકાર, એ યથાર્થ છે, તેથી ભોજનનું અન્ન નબળું અથવા નબળા ઠેકાણાનું ન હોય તેને માટે મનુષ્યે સાવધ રહેવું જોઈએ.

આ સમયે મને એક શંકા થઇ આવી કે–પેલો જટિલ (રાજકન્યાના પ્રસંગવાળો) તો વિદ્વાન્ (જ્ઞાની) હતો; અને (જેવું અન્ન ખાવામાં આવે તેવી જ બુદ્ધિ થાય એ નિયમ પ્રમાણે) રાજાન્ન ભક્ષણ કરવાથી જ પોતે મરણાવસ્થાને પ્રાપ્ત થયો, ત્યારે તેણે મરતી વેળા એમ લખ્યું કે मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत् ‘મનમાં પુરુષે કંઈ કાર્ય ચિંતવ્યું હોય તે પ્રારબ્ધયોગે તેનું કંઇ જ બની આવે છે,’ તેનું કેમ? જો કે નિમિત્ત આ કામમાં રાજાન્ન થયું હતું, પણ એનું વાઘથી મરણ પ્રાપ્ત થવામાં તો મૂળ કારણ તેનું દૈવ–પ્રારબ્ધ–ભા[illegible] હતું, તેથી તેને તેવી બુદ્ધિ થઇ, અર્થાત્ તે રાજાના ગામ આ[illegible] ગયો, ત્યાં ભાગોળે ઉતર્યો, રાજાએ તેને માન્યો, રાજાને પુત્ર [illegible] પોતે રાજાન્ન ભક્ષણ કીધું, રાજકન્યા વગેરેએ તેની સેવા કરી, ત્યાં તેનું મન રાજકન્યાપર મોહિત થયું અને પોતાનું મરણ ન જાણતાં પોતે જ રાજકન્યાને પેટીમાં પૂરાવી નદીમાં મૂકવા માટે રાજાને કહ્યું, આ સર્વ પ્રકાર, માત્ર તેના પ્રારબ્ધે જ પ્રેરયા હતા અને बुद्धिः कर्मानुसारिणी બુદ્ધિ પૂર્વનાં કર્મોને અનુસરે છે એ નીતિ વાક્યને અનુસરીને જ તેણે मनसा એ શ્લોક લખ્યો હતો એમ માનવું પડે છે. ગમે ત્યાં જાઓ, ગમે તેમ કરો, પણ પ્રારબ્ધ તો તેનાં ફળ ભોગવાવવાને આગળ આવીને જ ઉભું રહે છે.

## ૧૮–ભાડાનું પરણેતર.

એક શેહેરમાં કોઇ બ્રાહ્મણ પોતાની પછવાડે બે પુત્ર મૂકીને મરણ પામ્યો. મોટા દિકરાનું લગ્ન તો તેણે પોતાની હયાતિમાં જ કરચું હતું, પણ મરણ કાળ નજીક આવી જવાથી નાનાનું તો વેવીસાળ પણ તે કરી શકયો નહતો. બાપના દેવલોક પામ્યા પછી બંને ભાઇ ભેગા રહેતા હતા. મોટાની સ્ત્રી ઘેર આવતી જતી હોવાથી નાનાને રસોઇ પાણીની કશી ચિંતા નહોતી, તે નિશ્ચિન્તપણે પોતાનો વિદ્યાભ્યાસ કરચો જતો હતો. એક દિવસે ઘરમાં બેઠો બેઠો તે પોતાના અધ્યયનનું આવર્ત્તન કરતો હતો એવામાં, ભાભીએ આવીને કહ્યું, "દિયરજી, હું રસોઇમાં છું ને આ છોકરો બહુ રડે છે; માટે એને જરા રમાડીને છાનો રાખોની." ત્યારે તેણે કહ્યું, "ભાભી, મારા વિદ્યાભ્યાસમાંથી હું કેવી રીતે ઉઠું? અને ખોટી થઇ એને રમાડું? એટલે તે સ્ત્રીએ જરાક છણકો કરીને કહ્યું, "એટલામાં તમારે શું વહી જાય છે; હું અસ્પર્શમાં* છું તે ખબર નથી?" આથી નિરુપાયે પોતાનો અભ્યાસ પડતો મૂકી–માથાના ઘા સમાન લાગ્યું છતાં તેને ઉઠવું પડયું, પણ શું કરે? તે પરતંત્ર હતો માટે કંઇ બોલી શકયો નહિ. પછી થોડીકવારે રસોઇ તયાર થઇ ત્યારે મોટા ભાઇ સાથે પોતે જમવા બેઠો. જમતી વેળા દાળમાં કે શાકમાં કંઇ મીઠું મસાલો ઓછો વધતો હશે તેથી તેણે કહ્યું, "ભાભી, આજે દાળ સાવ મોળી કેમ થઇ છે! અને શાકમાં વઘાર કરચો નથી કે શું?" ત્યારે ભોજાઇ ચીરડાઇને બોલી કે, "દિયરજી, તમારા ભાઇ બેઠા છે એટલે હું તમને વધારે તો શું કહું? પણ મારી દેરાણીને લઇ આવો એટલે તે સઘળું બરાબર સંભાળથી કરીને જમાડશે." આ શબ્દો તેને એક તીક્ષ્ણ બાણની પેઠે હૃદયમાં વાગ્યા. પણ તે વિચારશીળ હતો તેથી તુરત કશું ન બોલતાં, મુંગે મોઢે જે ભાવ્યું તે ખાઇને ઉઠી ગયો. હવે કોઇ વાતે તેને ચ્હેન પડયું નહિ. ઘરમાં કે વિદ્યાભ્યાસમાં કોઇ સ્થળે તેનો જીવ ઠરચો નહિ. તેના મનમાં તો પોતાની ભાભીનાં વચનરૂપી બાણો જ કેવળ સાલી રહ્યાં હતાં. આમ વિચારમાં ને વિચારમાં ને એકની

* અભોટમાં–રસોડામાં.

એક ઘટનામાં તેને ક્રોધને લીધે ઉકાટો ચઢી આવ્યો કે:-'બસ, મારે હવે રસોઇ જમવી તો ભાભીનાં હાથની નહિ, પણ મારી સ્ત્રીના હાથની જ જમવી; ને તેમ થવા માટે મારે કાશી જઈ સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી સ્ત્રી પરણી લાવવી. હવે હું અહીં રહું તો ખરેખર મને ધિક્કાર છે!' આવા આવેશમાં જ તે, સુમારે અર્ધરાત્રિ વીત્યા પછી પથારીમાંથી ઉઠ્યો, ને કોઇને ખબર ન પડે તેમ છાનોમાનો, પોતાનાં પાનાં પુસ્તક લઇ, ઘરમાંથી નિકળી પડયો. દરમજલ માર્ગ કાપતાં સુમારે પચાસ પોણોસો કોશપર આવેલા એક ગામ આગળ જઈ પહોંચ્યો. સાંજ પડવા આવેલી હતી. થાકી પણ ગયો હતો, તેથી તેણે ત્યાં જ એક ધર્મશાળામાં ઉતારો કર્યો, અને ગામમાંથી ભિક્ષા માંગી લાવીને ખીચડી ઓરી પણ એવામાં એક કૌતુક બન્યું.

એ બ્રાહ્મણપુત્ર જે શહેરમાં ઉતર્યો હતો ત્યાંના રાજાની પુંત્રીનાં તે જ દિવસે લગ્ન હતાં તેથી આખા શહેરમાં બહુ શોભા થઈ રહી હતી. તે રાજકન્યાના બાપનો તાબેદાર કોઇ માંડલિક રાજા, પોતાના કુંવરને તે કન્યા સાથે પરણાવવા માટે જાન લઇ આવ્યો હતો. ધર્મકર્મજોગે, પરણવા આવનાર રાજપુત્રને દૈવયોગથી વાઇ (મીરગી)નો રોગ હતો; તેમાં વળી તે, રાજપુત્રને એટલો બધો અસાધ્ય થઇ ગયો હતો કે જ્યારે તેને વાઇ થઇ આવે ત્યારે એકાએક તે મૂર્છિત થઇ જતો, તે છેક બે ત્રણ દિવસે ભાનમાં આવતો હતો. હવે રાજા લોકનું કામ; માટે જો દિકરીના બાપને આની ખબર પડે તો તે સગપણ રાખે નહિ, ને તેમ થાય તો વરના બાપને ઘણી હિણપત લાગે; તેમ તેને બીજેથી કન્યા પણ મળે નહિ. મોટી ધામધુમ સાથે જાન લઈને તો વેવાઇ રાજા આવ્યા ખરા, પણ સાંજ પડી, ને લગ્ન મુહૂર્તને થોડીક વાર બાકી રહી ત્યારે, રાજાના (વરના બાપના) મનમાં મોટી ચિંતા થવા લાગી. તેણે પોતાના પ્રધાનને બોલાવીને કહ્યું, "મને એકે વાતે ચેન પડતું નથી. તું જાણે છે કે, રાજકુમારને તો એકે સામટા બેચાર દીવા જોવામાં આવે કે તુરત એકાએક ચકરી ખાઇને ગાંડાની પેઠે ભોંયપર પડે છે, ને લાગલો તેને વાઇનો ચાળો થઇ આવે છે. આજે

તો લગ્નનું કામ છે, તેથી ત્યાંની ધામધુમનું પૂછવું જ શું? અગણ્ય પ્રકારનાં દારુખાનાં ઉડશે, ઘણીક મસાલો ને સંખ્યાબંધ દીવાઓથી મંડપમાં થયલા હશે, બંદૂકો અને તોપોના અવાજોથી ઘમસાણ મચી રહેશે, સ્ત્રીઓનાં ગીતો, ગજ તથા અશ્વોના ઉન્મત શબ્દો અને એકઠાં મળેલાં સ્ત્રીપુરુષોની હુચમચથી મોટી ગર્જના થઇ રહેશે, તથા વિજળીસમાન ચળકતાં અનેક આયુધો, વાહનોના સાજો, તથા સ્ત્રી પુરુષોએ પહેરેલા સુવર્ણનાં તથા રત્નના અલંકારો વગેરેના ઝાકઝમાળને લીધે એકે સામટો પ્રકાશ થઇ રહેશે, તે સમયે આપણા રાજપુત્રના શા હવાલ થશે, એ વિચારથી મારું મન બહુ ગભરાય છે. હું ધારું છું કે આજે આપણી લાજ રહેવી અશક્ય છે.” પ્રધાન ઘણો વિચક્ષણ હતો. તે, રાજાનું બોલવું સાંભળી તેને ધીરજ આપીને કહેવા લાગ્યો–“મહારાજ, આવે સમયે ગભરાઈ જવું યોગ્ય નથી; કોઈ પણ રીતે આ સંકટમાંથી દૂર થવા આપણે યત્ન કરવો જોઇએ. આપ ધીરજ ધરો; થોડીકવારમાં હું એની યુક્તિ કરું છું.” એમ કહી તુરત તે શહેરમાં ફરવા નિકળ્યો, અને જ્યાં આગળ સારા દેખાવડા અને રાજકુમારની ઉમરના છોકરાઓ રમતા દીઠા, ત્યાં ત્યાંથી જેઓની કાંતિ કંઇ પણ તે રાજકુમાર સાથે મળતી આવતી હોય તે છોકરાઓને તેણે લાવી ઉતારે એકઠા કીધા; અને વિશેષ કરીને રાજકુમાર સાથે બરોબર મળતો આવે એવા છોકરાની શોધમાં તે ફરવા માંડયો. ફરતાં ફરતાં તે પેલા બ્રાહ્મણપુત્રવાળી ધર્મશાળા આગળ આવ્યો. ત્યાં પેલો બ્રાહ્મણપુત્ર સાયંસંધ્યા કરી રહ્યો હતો, ને જોડમાં તેની રસોઇ થતી હતી. પ્રધાને ધર્મશાળામાં પગ મૂકતાં જ, ઘણીક રીતે રાજપુત્ર સાથે મળતો એ બ્રાહ્મણપુત્રને જોયો, એટલે તે મનમાં બહુ હર્ષ પામ્યો. પછી તેણે તે બ્રાહ્મણના પુત્રને કહ્યું, “મહારાજ, તમે જલદી મારી સાથે ચાલો, તમને અમારા રાજાજી બોલાવે છે.” પોતાની ભોજાઇનાં મર્મ વચનથી કાશી જવા નિકળેલો વિદ્યાર્થી તે જ આ ધર્મશાળામાંનો દ્વિજપુત્ર હતો. તે, પ્રધાનનાં આવાં વચન સાંભળી, ભયથી કાંપવા લાગ્યો. તેના મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થઇ આવ્યા. તેણે વિચાર્યું કે ‘હે પ્રભુ! હું કોઇના અપરાધમાં નથી,

એક ઘટનામાં તેને ક્રોધને લીધે ઉકાટો ચઢી આવ્યો કે:-'બસ, મારે હવે રસોઇ જમવી તો ભાભીના હાથની નહિ, પણ મારી સ્ત્રીના હાથની જ જમવી; ને તેમ થવા માટે મારે કાશી જઈ સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી સ્ત્રી પરણી લાવવી. હવે હું અહીં રહું તો ખરેખર મને ધિક્કાર છે!' આવા આવેશમાં જ તે, સુમારે અર્ધરાત્રિ વીત્યા પછી પથારીમાંથી ઉઠયો, ને કોઇને ખબર ન પડે તેમ છાનોમાનો, પોતાનાં પાનાં પુસ્તક લઇ, ઘરમાંથી નિકળી પડયો. દરમજલ માર્ગ કાપતાં સુમારે પચાસ પોણોસો કોશપર આવેલા એક ગામ આગળ જઈ પહોંચ્યો. સાંજ પડવા આવેલી હતી. થાકી પણ ગયો હતો, તેથી તેણે ત્યાં જ એક ધર્મશાળામાં ઉતારો કરયો, અને ગામમાંથી ભિક્ષા માંગી લાવીને ખીચડી ઓરી પણ એવામાં એક કૌતુક બન્યું.

એ બ્રાહ્મણપુત્ર જે શહેરમાં ઉતરયો હતો ત્યાંના રાજાની પુંત્રીનાં તે જ દિવસે લગ્ન હતાં તેથી આખા શહેરમાં બહુ શોભા થઈ રહી હતી. તે રાજકન્યાના બાપનો તાબેદાર કોઇ માંડલિક રાજા, પોતાના કુંવરને તે કન્યા સાથે પરણાવવા માટે જાન લઇ આવ્યો હતો. ધર્મકર્મજોગે, પરણવા આવનાર રાજપુત્રને દૈવયોગથી વાઇ (મીરગી)નો રોગ હતો; તેમાં વળી તે, રાજપુત્રને એટલો બધો અસાધ્ય થઇ ગયો હતો કે જ્યારે તેને વાઇ થઇ આવે ત્યારે એકાએક તે મૂર્છિત થઇ જતો, તે છેક બે ત્રણ દિવસે ભાનમાં આવતો હતો. હવે રાજા લોકનું કામ; માટે જો દિકરીના બાપને આની ખબર પડે તો તે સગપણ રાખે નહિ, ને તેમ થાય તો વરના બાપને ઘણી હિણપત લાગે; તેમ તેને બીજેથી કન્યા પણ મળે નહિ. મોટી ધામધુમ સાથે જાન લઈને તો વેવાઇ રાજા આવ્યા ખરા, પણ સાંજ પડી, ને લગ્ન મુહૂર્તને થોડીક વાર બાકી રહી ત્યારે, રાજાના (વરના બાપના) મનમાં મોટી ચિંતા થવા લાગી. તેણે પોતાના પ્રધાનને બોલાવીને કહ્યું, "મને એકે વાતે ચેન પડતું નથી. તું જાણે છે કે, રાજકુમારને તો એકે સામટા બેચાર દીવા જોવામાં આવે કે તુરત એકાએક ચકરી ખાઇને ગાંડાની પેઠે ભોંયપર પડે છે, ને લાગલો તેને વાઇનો ચાળો થઇ આવે છે. આજે

તો લગ્નનું કામ છે, તેથી ત્યાંની ધામધુમનું પૂછવું જ શું? અગણ્ય પ્રકારનાં દારુખાનાં ઉડશે, ઘણીક મસાલો ને સંખ્યાબંધ દીવાઓ મંડપમાં થયલા હશે, બંદૂકો અને તોપોના અવાજોથી ઘમસાણ મચી રહેશે, સ્ત્રીઓનાં ગીતો, ગજ તથા અશ્વોના ઉન્મત શબ્દો અને એકઠાં મળેલાં સ્ત્રીપુરુષોની હુચમચથી મોટી ગર્જના થઇ રહેશે, તથા વિજળીસમાન ચળકતાં અનેક આયુધો, વાહનોના સાજો, તથા સ્ત્રી પુરુષોએ પહેરેલા સુવર્ણનાં તથા રત્નના અલંકારો વગેરેના ઝાકઝમાળને લીધે એકે સામટો પ્રકાશ થઇ રહેશે, તે સમયે આપણા રાજપુત્રના શા હવાલ થશે, એ વિચારથી મારું મન બહુ ગભરાય છે. હું ધારું છું કે આજે આપણી લાજ રહેવી અશક્ય છે." પ્રધાન ઘણો વિચક્ષણ હતો. તે, રાજાનું બોલવું સાંભળી તેને ધીરજ આપીને કહેવા લાગ્યો-"મહારાજ, આવે સમયે ગભરાઈ જવું યોગ્ય નથી; કોઇ પણ રીતે આ સંકટમાંથી દૂર થવા આપણે યત્ન કરવો જોઇએ. આપ ધીરજ ધરો; થોડીકવારમાં હું એની યુક્તિ કરું છું." એમ કહી તુરત તે શહેરમાં ફરવા નિકળ્યો, અને જ્યાં આગળ સારા દેખાવડા અને રાજકુમારની ઉમરના છોકરાઓ રમતા દીઠા, ત્યાં ત્યાંથી જેઓની કાંતિ કંઇ પણ તે રાજકુમાર સાથે મળતી આવતી હોય તે છોકરાઓને તેણે લાવી ઉતારે એકઠા કીધા; અને વિશેષ કરીને રાજકુમાર સાથે બરોબર મળતો આવે એવા છોકરાની શોધમાં તે ફરવા માંડયો. ફરતાં ફરતાં તે પેલા બ્રાહ્મણપુત્રવાળી ધર્મશાળા આગળ આવ્યો. ત્યાં પેલો બ્રાહ્મણપુત્ર સાયંસંધ્યા કરી રહ્યો હતો, ને જોડમાં તેની રસોઇ થતી હતી. પ્રધાને ધર્મશાળામાં પગ મૂકતાં જ, ઘણીક રીતે રાજપુત્ર સાથે મળતો એ બ્રાહ્મણપુત્રને જોયો, એટલે તે મનમાં બહુ હર્ષ પામ્યો. પછી તેણે તે બ્રાહ્મણના પુત્રને કહ્યું, "મહારાજ, તમે જલદી મારી સાથે ચાલો, તમને અમારા રાજાજી બોલાવે છે." પોતાની ભોજાઇનાં મર્મ વચનથી કાશી જવા નિકળેલો વિદ્યાર્થી તે જ આ ધર્મશાળામાંનો દ્વિજપુત્ર હતો. તે, પ્રધાનનાં આવાં વચન સાંભળી, ભયથી કાંપવા લાગ્યો. તેના મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થઇ આવ્યા. તેણે વિચાર્યું કે 'હે પ્રભુ! હું કોઇના અપરાધમાં નથી,

એ કોઈનું બગાડયું નથી, ને મને તે આ પ્રધાન વિના કારણે શા માટે બોલાવી લઇ જાય છે ?" પછી તેણે કહ્યું, "પ્રધાનજી, આપના રાજાજીને મારું શું કામ છે? હું હમણાં જ સંધ્યા કરી રહ્યો, ને હવે આ ખીચડી પણ સીજીને તયાર થઇ છે, તેથી તે ખાઇને, કહો તો તમારી સાથે આવું." પ્રધાનને તો હવે જે ઘડી જાય તે સોનાની હતી, ને લગ્નનો વખત પણ થવા આવ્યો હતો તેથી તેણે એકદમ તેને પોતાની સાથે આવવાનો હુકમ કીધો. બીચારો બ્રાહ્મણપુત્ર, ખીચડી એમને એમ ચૂલા ઉપર મૂકી, ધ્રુજતે અંતઃકરણે તેની સાથે ચાલ્યો. પ્રધાને પોતાને ઉતારે આવી તેને રાજા આગળ ઉભો કીધો, ત્યારે બીજા એકઠા કીધેલા સર્વ બાળકો કરતાં એ દ્વિજપુત્ર તો જાણે આબેહૂબ રાજપુત્ર જ છે, એવો જણાયો. રાજાની સંમતિથી પ્રધાને તુરત સર્વ બાળકોના હાથમાં એકેક મુદ્રા મુકી, ખુશી કરીને વિદાય કીધા, અને તે દ્વિજપુત્રને મંગળસ્નાન કરાવી, સારાં સારાં વસ્ત્રાલંકારો ધારણ કરાવવાની ગોઠવણ કરવા માંડી. પછી પ્રધાને તેને એકાંતમાં લઈ જઇ સમજાવ્યું કે "મહારાજ ! ઉતાવળને લીધે હું તમને આ વેળા બીજું કશું કહી શકતો નથી. પણ તમે અમારા રાજપુત્રને બદલે આજે પરણવા ચાલો; આજે એક રાત અમારે માટે ખોટી થઇ સવારે તમારી ઇચ્છામાં આવે ત્યાં વિદાય થજો. આને માટે અમે તમને એક સહસ્ર સુવર્ણ મુદ્રા આપીશું. અમારા વેવાઈના મંડપની અંદર તમે પોતાને રાજપુત્ર માનીને જ સઘળી રીતે વર્તજો, ને કોઇ વાતે રાજપુત્રને સાટે પરણવા આવ્યા છો એવી ખબર પડવા દેશો નહિ. અમે પણ સૌએ તમને કુંવરજી કહીને જ બોલાવીશું. આજની રાત્રિ સાવધ રહી તમે અમારું કાર્ય સિદ્ધ કરશો તો તમને બીજી રીતે પણ ખુશી કરીશું." એ પ્રમાણે કહી તે રાજકુળની જે કંઇ રીતભાત હતી તે સર્વથી તેને માહિતગાર કરયો.

દ્વિજપુત્રનો આત્મા હવે હેઠો બેઠો. તે મનમાં જ વિચાર કરવા લાગ્યો કે, 'હશે ! આપણે શું કામ છે; ગમે તેમ હોયની ! આપણે એક રાત્રિ રાજપુત્રનું સુખ તો ભોગવી લઇશું અને વળી એક હજાર સોના મોહોર મળશે તે તો જૂદી. આપણને તો શુકન

આ સાંભળી તે ચતુર રાજકન્યા મનમાં બોલી, "ધનભાગ્ય છે ! માન ન માન પણ આ કોઇ મૂર્ખ અથવા નપુંસક નથી પણ મહા બુદ્ધિમાન્ તથા વિદ્વાન્ પુરુષ છે, પણ એ પોતાને ભૂખ્યો જણાવે છે એ શું ?" પછી આશ્ચર્ય સાથે તે બોલી, "સ્વામીનાથ ! કદી નહિ ને આજે-લગ્ન દિવસે જ તમે ભૂખ્યા ! એનું શું કારણ ?" ત્યારે તે દ્વિજપુત્રે, પોતાની ભાભીના મર્મવચનથી, વિદ્યાભ્યાસ કરી સ્ત્રી પરણી લાવવાના નિશ્ચયથી પોતે ઘેરથી કેમ ચાલી નિકળ્યો હતો તે, અને ઘેરથી નિકળી તે ધર્મશાળામાં આવી ઉતર્યો, ખીચડી ત્યાંની ત્યાં રહી ગઇ ને આ પલંગપર પણ ક્યારનો અન્ન વગર અશક્ત થઇ પડયો હતો ત્યાંસૂધી સર્વ વૃત્તાંત તે રાજપુત્રીને કહ્યો. રાજપુત્રી તે સાંભળીને આશ્ચર્ય પામી અને તેની આજ્ઞા લઇને તુરત પોતાની મા (રાણી) પાસે જઇ તેને સર્વ વૃત્તાંત જણાવ્યો, એટલે તે પણ બહુ વિસ્મય થઇ, પણ પોતાના મનમાં સંતોષ માનવા લાગી કે, "મારી પુત્રી ભાગ્યશાળી છે; તેથી તેને આ સઘળી આગળથી ખબર પડી. નહિ તો આ પરણવા આવનાર ખરો રાજપુત્ર, જે નિશ્ચે કંઇ મહા ખોડવાળો હશે તેની સાથે, તેને મિથ્યા ભવ ગુમાવવો પડત. પણ સારું થયું કે એ દ્વિજપુત્ર તેને વર્યો."

પછી નાના પ્રકારનાં મિષ્ટ પકવાન્નોનો થાળ ભરી રાજપુત્રીને પાછી મહેલમાં મોકલી અને દ્વિજપુત્રને સારી પેઠે તૃપ્ત કરીને જમાડ્યો. મુખવાસાદિ આપી કેટલીક વાતચીત કરતાં શાંત થયા પછી, રાજપુત્રી પાછી બોલી, "પ્રભુ, હવે શી આજ્ઞા છે ?" ત્યારે તેણે કહ્યું, "સ્ત્રી, જો મ્હેં તને પ્રથમ જ કહ્યું કે મારે કાશીએ જવાનો સંકલ્પ છે; અને ત્યાં વિદ્યાભ્યાસ કરતાં મને સુમારે દશ ,બાર વર્ષ લાગશે; માટે હું અત્યારે તારી સાથે પ્રેમ જોડું, તો તે પછવાડેથી તને અને મને બંનેને અથાક શોકનું કારણ થઇ પડે. વળી આ મારું કર્ત્તવ્ય પણ નથી, કેમકે હું તો તારી સાથે માત્ર લોકોને દેખવા માત્ર જ પરણ્યો છું; પણ તારે ખરા પતિરૂપે તો, અહીં જાન લઇ આવનાર અને મને ભાડે પરણાવનાર, રાજાના કુંવરની જ સેવા કરવાની છે. હું તો એક વટેમાર્ગુ છું, અને મારું કામ પૂર્ણ કરીને પ્રાતઃકાળ થતાં મારે માર્ગે ચાલ્યો જઇશ. હું આ રાત્રિ માત્ર

મુંગે મોઢે ગાળીને પ્રાતઃકાળે ચાલ્યો જાત, પણ હું મૂર્ખ ન ગણાઉં માટે તારા પૂર્વાર્ધ શ્લોકનું ઉત્તર આપવા માટે મારે બોલવું પડયું છે. હે સ્ત્રી, હે રાજકન્યા, મારા જેવા વટેમાર્ગુ અને બ્રાહ્મણ પુત્રની સાથે તારે શાને પ્રેમ બાંધવો જોઈએ ? તું તો નાના પ્રકારના રાજ-વૈભવ ભોગવનારી છે તેથી, તારા પતિ–રાજપુત્રના સુંદર મહાલયની અંદર રહીને, તે રાજપુત્ર સાથે અનેક સુખોનો અનુભવ લેવાને પાત્ર છે." બ્રાહ્મણના પુત્રનું આ નિઃસ્પૃહ ભાષણ સાંભળી, રાજકન્યા તેના પ્રત્યુત્તરમાં બોલી, પ્રાણવલ્લભ ! કોણ રાજપુત્ર અને કોનો પતિ ? ગમે તો મોટા ચક્રવર્તીનો તે પુત્ર હશે તોપણ મારે તેની સાથે શો સંબંધ છે ? હું બીજા કોઇને નહિ, પણ તમને જ પરણી છું, ને મારા બાપે મારો જમણો હાથ પકડી તમારા જ હાથમાં કન્યાદાનરૂપે આપ્યો છે. અહીં તો શું, પણ પરલોકમાંએ તમારો અને મારો સંબંધ હવે કદાપિ છૂટે તેમ નથી. તેમાં વળી હું સમ-જણપૂર્વક પરણેલી છું, એટલે મારાં લગ્ન, અજ્ઞાન લગ્ન ન જ કહેવાય. હે નાથ ! મારે તો આપ જ આ દેહના માલીક છો. તમારા વિનાના સર્વ પુરુષ મારે પિતા તથા ભ્રાતા સમાન છે. શું દમયંતીએ, દારિ-દ્ર્યનો દાસ ને કુરૂપ બનેલા નળને તજ્યો હતો ? શું વન સેવતા પાંડવોને દ્રૌપદીએ તજ્યા હતા ? શું પરમંદિરમાં કષ્ટે દહાડા કહા-ડતી સીતાએ રામને તજ્યા હતા ? હું પણ તેવી જ છું. આપ વિના હું અન્યને ભજીશ નહિ. તે છતાં આપ જો મારો ત્યાગ કરશો તો નિશ્ચે હું દેહત્યાગ કરીને પરલોકમાં જઇ, ત્યાં તમને વરવાની વાટ જોઇશ." આટલું કહીને વળી તે બોલી, "પ્રાણનાથ ! તમારે, કાશી જવાનો સંકલ્પ છે તો ભલે જઈ આવો, અને થોડાક દિવસમાં અત્રે પાછા પધારો અને તમારી ઇચ્છામાં આવે એવી વિદ્યા, અહીં મોટા વિદ્વાન્ શાસ્ત્રીઓ રાખીને ભણો. આપ જાણો છો કે મારો પિતા સર્વ વાતે સમર્થ છે, આપ જે ઇચ્છા કરશો તે વસ્તું આપને માટે તે હાજર કરશે. હે દેવ ! હવે તો આ દેહ, મન અને પ્રાણ સઘળું આપને અર્પણ છે. આપ સ્વામી, અને હું આપની દાસી. પણ મારી એક વિનતિ સાંભળો. આપ વચનથી બંધાયલા છો, તેથી પ્રભાતના અહીંથી થઇને વિદાય થશો જ, પણ જ્યારે તે રાજા આપને

વિદાય કરે, ત્યારે આપ જરૂર આ મહેલ આગળ થઇને જજો, અને આ દાસીનો અવતાર અફળ કરતા અટકજો. આવી રીતે દ્વિજ-પુત્રનું સમાધાન કરી ચતુરા વળી બોલી, "સ્વામીનાથ! હવે તો હું આપની આજ્ઞાનીજ વાટ જોઈ રહી છું; માટે પ્રસન્ન હો તો શય્યાપર પગ મૂકું." દ્વિજપુત્રે રાજકન્યાનું અંતઃકરણ પવિત્ર અને દૃઢ જોઇ, શય્યાપર આવવાની આજ્ઞા આપી ને બંને સમાન હોવાથી આખી રાત્રિ તેમણે રતિસુખમાં નિવૃત્ત કરી.

બીજે દિવસે સવારે વરરાજા જાનીવાસે ગયા, અને પોતાનો રાજપુત્રનો વેશ ઉતારી, પરઠેલી સહસ્રમુદ્રા લઇને, આગળ જેવા વિદ્યાર્થીના વેશમાં, કાશી જવા માટે વિદાય થયા. રાત્રે રાજકન્યાએ કહી રાખ્યું હતું માટે તેના મેહેલ આગળ થઇને જેવો દ્વિજપુત્ર નિકળ્યો કે, તુરત તે સાધવી કન્યાએ તેને પોતાની પાસે બોલાવી લીધો, ને બ્રાહ્મણવેશ-વટેમાર્ગુનો વેશ ઉતરાવી, ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો તથા અલંકારો તેને ધારણ કરાવ્યાં; તથા ગુપ્તપણે તેને પોતાના મેહેલમાં રાખ્યો. એક બે દિવસે પેલા વરનો બાપ, રાજપુત્ર વગેરે, સમાજને લઈને કન્યાના બાપને ત્યાં પેહેરામણીને માટે આવ્યો; અને કહેવા લાગ્યો કે, "રાજાજી, હવે ઘણા દિવસ થઇ ગયા, માટે આપની દીકરી સહિત અમને વિદાય કરો." કન્યાના કહેવાથી તેનાં માતાપિતા-રાજા રાણી વગેરે સૌએ તેનો અંદરનો ભેદ જાણી લીધો હતો, પરંતુ માત્ર લોકવ્યવહાર દર્શાવવા માટે રાજપુત્રીના બાપે, વરવાળાઓને ઉપર ઉપરથી એક બે દિવસ વધારે રહેવાનો આગ્રહ કર્યો. પણ અંતે તેઓનો જવાનો વિચાર જાણીને રાજાએ રાજકન્યાને બોલાવી, અને જ્યારે રાજ્યપુત્રની જોડે રથમાં બેસવાનો તેનો સમય આવ્યો, ત્યારે જાનના, માંડવાના તથા શેહેરના બીજા હજારો લોકોના દેખતાં, રાજકન્યાએ એકાએક ચમકીને કહ્યું, "અરે! આ રથમાં બીજું કોણ બેઠું છે? મારા સ્વામી ક્યાં છે? આ મારો સ્વામી નહિ પણ કોઈ પરપુરુષ છે; માટે હું તેની જોડે રથમાં બેસીશ નહિ." આ સાંભળીને સૌનાં મનને અતિશય આશ્ચર્ય લાગ્યું; અને કન્યા શું કહે છે તે જોવા સૌ ટોળે મળ્યાં. જાનવાળાઓએ ને વરના બાપે રાજકન્યાને

ઘણી ઘણી રીતે સમજાવી કે, "એ જ તારો પતિ છે, એ જ રાજકુંવર છે, અને એની જ સાથે તારાં લગ્ન થયાં છે;" પરંતુ રાજકન્યા એકની બે થઇ નહિ. તે સૌનો ધિક્કાર કરીને, રથથી દૂર જઇ, પોતાના પિતા વગેરે ઉભા હતા ત્યાં જઇ ઉભી રહી, અને કહેવા લાગી કે, "પિતાજી, મારો પતિ આ રથમાં બેઠેલો પુરુષ ન હોય: જેની સાથે મારું લગ્ન થયું છે, તે પુરુષનું ને આનું એકે ચિહ્‌ન મળતું નથી." સંકેત પ્રમાણે કન્યા તો આમ હઠ જ લઈને બેઠી; ત્યારે હારીને વરના બાપે તે રાજાને (કન્યાના બાપને) વિનતિ કરી કે, "રાજાજી, રાજકન્યા તો કદાચ બાળક છે, તેથી તેણે અમથી હઠ પકડી હશે; પણ આપ કહેતા હો તો હમણાં નહિ ને થોડા દિવસ પછી આણું કરવા આવશું." એટલે રાજાએ કહ્યું, "એમ કેમ બને? એ તો કહે છે કે આ મારો પતિ નથી, તો પછી તમારી સાથે મારાથી તેને મોકલાય જ કેમ? પણ હું એને સમજાવી પૂછીને ખાત્રી કર્યા પછી તમને કહું કે એના બોલવાનો મર્મ શો છે?" એમ કહી, કંઇ સેજસાજ રાજકન્યા સાથે વાત કરી, તેણે વરના બાપને કહ્યું, "મારી પુત્રી તો કહે છે કે, ગમે તેમ પણ એ મારો પતિ નથી જ; અને તેમ છતાં તે જો કદાચ ન માનતા હો તો મને પરણવા આવનાર મારા પતિ સાથે, મારે રાત્રિના જે પ્રસંગ બન્યો છે, તેની એ રાજપુત્ર નિશાની આપે તો હું તેને મારો પતિ માનીશ. માટે રાજન્, હું એમ ધારું છું કે કન્યાનું મન માને એમ તેને રાતની નિશાની અપાવો, એટલે આપોઆપ તે પોતાની હઠ છોડશે." આ વાત તો અવશ્ય કબૂલ કરવી પડે તેમ જ હતું, તેથી નિરુપાયે તેઓએ તેમ કરવાની હા કહી. તુરત રાજકન્યાએ કહ્યું, "બીજી કશી નિશાની નહિ, પણ માત્ર એક હું સમશ્યારૂપે અર્દ્ધો શ્લોક, લગ્નની રાત્રે બોલી હતી, ને તે મારા પતિએ તુરત જ પ્રત્યુત્તરરૂપે પૂરો કરી આપ્યો હતો, તે જ શ્લોકનું ઉત્તરાર્ધ જો એ બોલે તો એ મારો પતિ છે એમ હું માનીશ.' એટલું કહી તે બોલી—

शय्या वस्त्रं भूषणं चारु गंधं, वीणा वाणी दर्शनीया च रामा ॥

રાજપુત્રને આ શ્લોકની ખબર શી? તે બિચારો જાણે જ

ક્યાંથી કે એનો પ્રત્યુત્તર આપે ? આ જોઈ વરનો પિતા વગેરે સૌ ભોંઠાં પડ્યાં. પછી કન્યાના બાપે બહુ ક્રોધ કરી તેઓને કહ્યું, "અરે ! ત્યારે શું તમે મારી સાથે છેતરપિંડી રમ્યા છો ? તમારા કુંવરની મૂર્ખતા, રોગ વા એવી કોઈ છૂપી ખોડ છુપાવવાને, તમે, તેને બદલે બીજા આસામીને પરણવા મોકલ્યો હતો ? ધિક્કાર છે તમારા જીવતરને. પણ રે, તમારું અધમ કૃત્ય હું જાણું છું. તમે તો કોઈ કુબડા કુંવરને આ રાજબાળા પરણાવવી ધારી હતી, પણ મારી પુત્રી પોતાનાં અહોભાગ્યને યોગે સત્પાત્રને વરી છે. તે પુરુષ ઉચ્ચ વર્ણનો અને વિદ્વાન્ છે એટલે ઈશ્વરે જ મારી લાજ રાખી છે એમ હું સમજું છું. મારી પુત્રીના ભાગ્યે જ કંઈક જોર કીધું; નહિ તો તેને કર્મે તમારો મૂર્ખ રાજકુમાર ચોંટત. આને માટે હું તમને જેટલી શિક્ષા કરું એટલી થોડી છે; પણ આ વેળા માત્ર દયા લાવીને જ તમને જતા કરું છું. મને બતાવો પરણનાર પુરુષ કયાં છે તે કહો." એ સાંભળી, રાજકન્યા બોલી ઉઠી, "પિતાજી, એ મારો પતિ મારા મહેલમાંથી જાનમાં જઈ, પોતાનો રાજવેશ ઉતારી, બ્રાહ્મણવેશે કાશીએ જતો હતો તે વેળા, મેં તેને બોલાવી લઈને મારા મેહેલમાં રાખ્યો છે." રાજાએ તુરત તેને ત્યાં આગળ તેડાવ્યો, ને સૌના દેખતાં તેણે રાજપુત્રીનો અર્ધો શ્લોક, જે તે લગ્નની રાત્રે બોલ્યો હતો તેનો रोचंते। ઇત્યાદિ પદો બોલીને તેણે પૂરો કરી આપ્યો, તે ઉપરથી પ્રજાજનોની પણ ખાત્રી થઈ કે આ દ્વિજપુત્ર જ રાજપુત્રીનો ખરો પતિ છે. સર્વ કોઈ દ્વિજપુત્રને જોઈ પ્રસન્ન થયા. જાનવાળાઓ ફીકા પડી ગયા, વરવાળાઓ કન્યાના બાપના તાબેદાર-ખંડિયા રાજા હોવાથી, મનમાં જ સમજીને મુંગે મોઢે શિશુપાલની પેઠે, મ્હો વકાસી, પાછા ચાલ્યા ગયા. પછી પેલો દ્વિજપુત્ર, પોતાનો સંકલ્પ પૂર્ણ કરવા માટે કાશીએ જઈ આવ્યો; અને મહા વિદ્વાન્ થઈ ઘણીક રિદ્ધિસિદ્ધિ સાથે રાજકન્યાને લઈ પોતાને ઘેર ગયો, જે જોઈ તેની ભોજાઈ, પોતે બોલેલાં મર્મવચનને માટે બહુ પસ્તાવા લાગી; પણ પછી એ બંને ભાઈઓ તથા તેઓની સ્ત્રીઓ વગેરે સઘળું કુટુંબ, એકત્ર રહીને પૂર્ણ સુખ ભોગવવા લાગ્યું.

હે વિશાલ ! આ દૃષ્ટાંત ઉપરથી મને નિશ્ચય થાય છે કે

કર્મ (પ્રારબ્ધ)ના ભોગ તો વગર ઇચ્છવે ને વગર માગવે આગળ આવીને ઉભા રહે છે. તે સંબંધે કંઇ ચિંતા કે હર્ષ શોક કરવો એ જ્ઞાની પુરુષનું કામ નથી.

## ૧૯—લિંગ અને સ્થૂલ દેહ.

જ્યારે પ્રારબ્ધ મનુષ્યને હરકોઇ રીતે ભોગવવાં જ પડે છે, અને તે માત્ર દેહ જ ભોગવે છે, આત્માને કંઇ નથી, કેમકે; ત્યારે પૂર્વનાં પ્રારબ્ધો, પૂર્વનો દેહ પડી જાય ત્યારે કયાં રહેતાં હશે? અને તે આ નવીન દેહને શા માટે ભોગવવાં પડે છે? સત્ય તો આ છે કે પૂર્વદેહને ને આ બીજા દેહને કશો સંબંધ નથી. આ શંકાનું, ગુરુકૃપાથી એવી રીતે મારા મનને, સમાધાન થયું કે, પ્રારબ્ધો શરીર ભોગવે છે ખરાં, પણ તે શરીર બે પ્રકારનાં છે: એક સ્થૂળ અને બીજું સૂક્ષ્મ અથવા લિંગ શરીર, જેને વાસના દેહ પણ જ્ઞાનીઓ કહે છે. એ સ્થૂળદેહ તે આ પ્રત્યક્ષ દેખાય છે તે શરીરને જ કહેવામાં આવે છે; પણ લિંગદેહ, આ સ્થૂળદેહની અંદર અદૃશ્યરૂપે વસી રહેલો છે. સ્થૂળદેહ અમુક સમયે પડે (મરે) છે, પણ લિંગદેહ કંઇ મરતો નથી, અર્થાત્ તે તો જન્મજન્માંતરમાં એક ને એક જ રહે છે; આવા અનેક સ્થૂળદેહો (મનુષ્યના તો શું, પણ પશુ, જળચર ઇત્યાદિના પણ) બદલાયા છતાં પણ, અંદર રહેલો લિંગદેહ બદલાતો નથી, તે તો તેનો તે જ રહે છે. પ્રારબ્ધ કર્મોનો ભોક્તા તથા અભિમાની પણ તે સૂક્ષ્મદેહ જ છે. અને એ સૂક્ષ્મદેહને લીધે જીવને વારંવાર જન્મ મરણ થયા કરે છે, અને તે પોતાનાં પ્રારબ્ધો ભોગવ્યા કરે છે. આ સ્થૂળદેહ બહારથી દેખાવા માત્ર છે ખરો, પણ તેનું મૂળ કારણ સૂક્ષ્મદેહ છે; ને તેને લીધે જ સ્થૂળદેહને આ સઘળું ભાસે છે; તેમ સ્થૂળ દેહને આશ્રયે પોતે હોવાથી પ્રારબ્ધોથી થતાં સુખ દુઃખો સૂક્ષ્મદેહ જાણી શકે છે. એકલા સૂક્ષ્મદેહથી પણ કશું બની શકે એમ નથી. એ તો સ્થૂળ અને સૂક્ષ્મ બંને એકત્ર થાય ત્યારેજ પ્રારબ્ધો ભોગવી શકે. એક સ્થૂળદેહ પડી ગયો, એટલે પોતાની સાથેના પ્રારબ્ધો લઇ સૂક્ષ્મદેહ એક બીજરૂપે બીજો સ્થૂળદેહ ધારણ કરે છે; ને તે પછી પ્રતિદિન વૃદ્ધિંગત થાય છે ત્યારે જ તે સુખ

દુ:ખાદિની પરીક્ષા કરનારો થાય છે. પણ સ્થૂલદેહ વૃદ્ધિ પામ્યો ન હોય ત્યાં સૂધી સૂક્ષ્મથી તેમાંનું કશું જાણી કે કહી શકાતું નથી. દૃષ્ટાંતમાં, જેમ એક બાળક ઘોડિયામાં સૂતો સૂતો રમકડું હાથમાં લઇ રમે છે, તેને આપણે કહીએ કે, "રે, તારો બાપ મરી ગયો, કે તારી મા મરી ગઇ, કે તારા ઘરમાં ચોર આવ્યા, કે આગ લાગી," ત્યારે તે કશો ખેદ ન પામતાં, જેમનો તેમ આનંદમાં રમ્યા કરશે, કેમકે તેને એમાંનું સુખ દુઃખ કંઇ નથી. પણ જ્યારે તે જ છોકરો મોટો જુવાન થશે ત્યારે ઉપરના શબ્દો સાંભળીને તેને જુદી જ અસર થશે. ચોરથી વા આગથી ભય પામી નાસવા માંડશે, ને મા કે બાપના મરણ સમાચાર સાંભળીને, પોકળશ્રાદ્ધ કરવા મંડી પડશે. એ સાંભળનાર સૂક્ષ્મદેહ તો તે વખત પણ તેનો તે હતો; પણ સ્થૂળદેહની સહાયતા વિના તે કશું કરી શકતો નહતો તેથી તે સમયે તેને કશી અસર થતી ન હતી. લિંગ દેહની શક્તિથી એક જળના ટીપાનું શરીર બંધાયું ને ધીરે ધીરે તે આવું ઝાડના થડ જેવું મોટું થયું! પણ જ્યારે સીત્તેર પોણોસો વર્ષ પછી તેમાંથી લિંગદેહ, આત્મા સાથે ચાલ્યો જાય ત્યારે તે સ્થૂળથી પણ કંઈ બનતું નથી—જેમકે માણસ પોતાના કાન ગમે તેટલા બંધ કરશે તોપણ મોટા શબ્દોનો કંઇક ભણકારો તેના સાંભળવામાં આવશે, કેમકે તે સાંભળનાર અંદર સૂક્ષ્મદેહ છે; પણ જો તેને કાનનાં છિદ્ર જ નહિ હોય તો અથવા સ્થૂળદેહ જ ધારણ ન કર્યો હોય તો, સૂક્ષ્મ શું સાંભળવાનો હતો? અને સૂક્ષ્મ ન છતાં બાકી પડી રહેલો આ સ્થૂળ પણ શું સાંભળવાનો હતો? માટે એ પ્રારબ્ધોને સાચવી રાખનાર જો કે સૂક્ષ્મ દેહ છે ખરો, પરંતુ તે સ્થૂળ દેહ ધારણ કરીને તેના સંબંધથી તે કર્મો ભોગવી શકે છે.

## ૨૦—વાસના.

એ લિંગદેહ, સ્થૂળ દેહનાં બીજરૂપ છે; તેને વાસનાદેહ એટલા માટે કહે છે કે, સ્થૂળ શરીર પડતી વખતે જો મનની વાસના (ઇચ્છા—અભિલાષા) સંસારના અમુક સુખ કે ભોગ ભોગવવાની રહી જ એ છે તો જ તે સમયે તેવી વાસનારૂપે એક લિંગદેહ બંધાય છે ને ઇચ્છા જેવી વાસના, તેવે સ્થળે તેને ભમવું

પડે છે. માટે એ વાસનાને જ પ્રથમ તોડવી જોઈએ. એટલા માટે પરમાત્મા શ્રીકૃષ્ણે, અર્જુનને કહ્યું છે કે, "મરણ સમયે જે પ્રાણી મારું સ્મરણ કરીને દેહ છોડે છે, તે નિશ્ચે સદ્દગતિને પામે છે." જેવી મતિ તેવી ગતિ. મરણ સમયે જેવી મતિ હોય તેવી ગતિ થાય છે. આ સંસાર સર્વ પ્રકારે વાસના મૂલક છે. વાસનાને લીધે જ પ્રાણીને વારંવાર મરવું અને અવતરવું પડે છે. જ્ઞાની પુરુષ, કે જેનાં સર્વ કર્મ જ્ઞાનાગ્નિવડે બળી ગયલાં હોય છે, ને જેઓ જીવન્મુક્ત (પાપ પુણ્યથી રહિત થયલા હોવાને લીધે, આ સંસારમાં જીવિત ધરતાં છતાં મુક્ત થયલા છે) દશા પામેલા હોય છે; તેઓને પણ જો આ સ્થૂળદેહ ત્યજતી વખતે કશામાં વાસના રહી જાય તો જેવી જેની વાસના, તેવો તેને અવતાર ધારણ કરવો પડે છે. શ્રીઋષભદેવ ભગવાનના પુત્ર ભરતજી, કે જે પરમ જ્ઞાની હતા, અને સંસારનો ત્યાગ કરી કોઇનો સંગ ન થાય માટે વનમાં જઇ એકાંતવાસને વિષે રહેતા હતા, તેઓને પણ એક મૃગબાળમાં વાસના રહી જવાથી મૃગનો દેહ ધારણ કરવો પડયો હતો, અને પછી બીજે જન્મે-જડભરત નામના અવતારમાં, તેમણે પોતાની વાસના કશામાં ન રહી જાય માટે સર્વ સંગ પરિત્યાગ કરચો હતો; અને કેવળ જડ તથા મુંગા બેહેરા જેવા થઈ સંસારમાં વિચરતા હતા. એ પ્રમાણે વાસનાને માટે બીજાં ઘણાં દૃષ્ટાંતો છે તેમાંનું એક મને યાદ આવ્યું.

એક મહાત્મા સ્વામી પોતાના બે શિષ્યો સાથે ગંગાતટપર એક સુંદર આશ્રમની અંદર વસતા હતા. તે બ્રહ્મવિદ્યામાં અત્યંત નિપુણ હતા, તેથી વારંવાર ઘણાક મહાત્માઓ તેમનાં દર્શન અને સમાગમ માટે આવતા હતા. એક દિવસે સ્વામીએ કથા કરતાં કરતાં શિષ્યોને જણાવ્યું, "આ મનુષ્ય દેહ સર્વોત્તમ છે; અને તેને આશ્રયે રહી પ્રાણી પ્રયત્ન કરે તો પરમ જ્ઞાની થઈને પરમપદને પામે છે. માટે, આ મનુષ્યદેહ પ્રાપ્ત થવાનું સાર્થક ત્યારે જ કહેવાય કે જ્યારે આત્માને પુનઃ બીજો કોઇ દેહ ધારણ કરવો ન પડે. એ સાર્થક પ્રયત્ન તે માત્ર બ્રહ્મજ્ઞાન છે, જે થયા પછી આત્માને નિશ્ચે પોતાનું પરમધામ પ્રાપ્ત થાય છે." આ સાંભળી

એક શિષ્યે સહજ વિનોદાર્થે પૂછ્યું, "ગુરુજી, ત્યારે એ કેમ જાણી શકાય કે જ્ઞાની પરમપદ પામ્યો?" શિષ્યવચન સાંભળી સ્વામીએ કહ્યું, "જ્ઞાન થયા પછી તો પોતાને અથવા પરને કશું જાણવા જણાવવાપણું રહેતું નથી, એ તો આત્મસ્વરૂપમાં લીન થઈ જાય છે ને આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ થઈ જાય છે, તેને કોઇ જાણી શકતું નથી, પણ તારે જાણવાની ઇચ્છા હશે તો હું તને કોઇ સમયે જણાવીશ."

એવામાં થોડેક દિવસે એ સ્વામી પોતે જ આયુષ્યની દોરી પૂરી થવાથી અવસાન શય્યાપર સૂતા. બંને શિષ્યો બહુ રડવા તથા શોક કરવા લાગ્યા; અને "હે ગુરુજી, અમને મૂકીને આપ કેમ જાઓ છો, અમારી સંભાળ હવે કોણ લેશે?" એમ વિલાપ કરવા લાગ્યા. પરમજ્ઞાની સ્વામીએ તેમનું ઘણીક રીતે સાંત્વન કરીને કહ્યું, "ભાઇઓ, આ જગતમાં જન્મ પામેલા સર્વેનો મોડો કે વહેલો પણ નાશ તો થવાનોજ છે, માટે એવી નાશવંત વસ્તુનો શોક શો કરવો? સચ્ચિદાનંદ સ્વરૂપ જે દેહી (દેહમાં રહેલો આત્મા) છે, તેનો તો કોઈ કાળે વા કોઇ રીતે નાશ નથી જ–તે તો અવિનાશી છે. તે કાં તો એક છોડીને બીજો દેહ ધારણ કરે છે, અથવા જ્ઞાની હોય તો પરમપદને પામે છે." આ છેલ્લું વાક્ય સાંભળી પેલા શિષ્યને સ્મરણ આવ્યું તેથી પૂછ્યું કે, "ગુરુજી, આ જીવ પરમ-પદ કેવી રીતે પામે છે તે અમને આપ કયારે જણાવશો." સ્વા-મીએ કહ્યું; "પરમપદને પામનાર અથવા નિજસ્વરૂપને પ્રાપ્ત થનાર આત્મા, કેવળ નિર્ગુણ અને નિરાકાર થઈ જાય છે તો પછી તેને કોણ જાણી શકે? પણ તને નિશ્ચય થવાને માટે, આત્માએ બીજો કોઈ દેહ ધારણ કર્યો છે કે તે મુક્ત થઈ ગયો છે એની નિશાની ખાસ મારા પોતાના સંબંધમાં, હું તને બતાવું છું તે સાંભળ. મારી ઇચ્છા આ જગતમાંની કોઇ પણ દૃશ્ય વા અદૃશ્ય વસ્તુપર નથી; માત્ર હું પરમાત્મ સ્વરૂપને જ સત્ય જાણું છું. અને તેમાં મ્હેં મારા આત્માને જોડી દીધો છે; તેથી જ્યારે મારું આ કલેવર છૂટશે ત્યારે થોડીકવારમાં આકાશ માર્ગે ઘંટા, દુંદુભિ ઇત્યાદિ દિવ્ય વાજિંત્રોનો ઘોષ તમારા સાંભળવામાં આવશે, એટલે તમારે જાણવું કે, મારો

આત્મા પરમપદ પામ્યો છે; અને નહિ તો નિશ્ચે જાણજો કે, તેણે કોઈ બીજો દેહ ધારણ કર્યો છે."

આ વાતને એક બે દિવસ વીત્યા પછી પોતાનો અંતકાળ પાસે આવ્યો જાણી સ્વામીએ શિષ્યો પાસે સઘળી તયારી કરાવી, ને મધ્યાહ્ન સમયે તેમણે દેહ છોડયો! તુરત બીજા ઘણાક મનુષ્યો સાથે શિષ્યોએ તેમની, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પૂજા કરી એક પાલખીમાં બેસાડીને ગંગામાં પધરાવી દીધા! અને પછી સૌ શિષ્યો શોક કરતા આશ્રમમાં આવ્યા, એ સમયે તેમાંના એક શિષ્યને સાંભરી આવ્યું કે, "અરે! શું આપણા ગુરુની અસદ્ગતિ થઈ? કેમકે તેમના કહેવા પ્રમાણે દૈવી વાદ્યો વગેરે વાગવાની તો આપણને કશી નિશાની જણાઇ નથી." આવી આશંકાથી સૌં કહેવા લાગ્યા કે, "અરે! એમ કેમ થયું વારુ? આવા મહાત્માની દુર્ગતિ થવી તો સંભવતી નથી જ; એ તો સાક્ષાત્ જીવન્મુક્ત જ હતા; પણ ત્યારે તેમણે કહેલું વચન પણ મિથ્યા કેમ હોય? કોને ખબર કે કેમ છે! હરિની ગતિ હરિ જાણે." આમ વિચાર કરતાં કેટલાક દિવસ વીત્યા પછી તે મરનાર સ્વામીની પાસે, ઘણી વખતે સત્સંગાર્થે આવનારા એક મહાત્મા તેમને મળવાની ઈચ્છાએ ત્યાં આવ્યા; જેમને જોઇ પેલા બન્ને શિષ્યો બહુ શોક કરવા લાગ્યા, તથા સ્વામીના દેવલોક સિધાવ્યાની વાત તેમને જણાવી ત્યારે, તે મહાત્માને બહુ ખેદ થયો, અને "એવા મહાત્માનાં હવે દર્શન કયાં થશે? તેમના વિના આપણા અંતઃકરણોમાં બ્રહ્મજ્યોતિ કોણ પ્રદીપ્ત કરશે?" વગેરે શોક કર્યો અને તે શિષ્યોનું તથા પોતાના મનનું સમાધાન કર્યું. પછી તે શિષ્યોએ પૂર્વની વાત તે આગંતુક મહાત્માને જણાવી કે, "ગુરુએ કહ્યું હતું તે પ્રમાણે અંતરિક્ષમાં દિવ્ય વાદ્યો તો વાગ્યાં નહિ, માટે તેમની અસદ્ગતિ થઇ એમ ધારી અમને બહુ જ ખેદ થાય છે." એ સાંભળી ચોતરફથી વિચાર કરીને તે મહાત્માએ ધાર્યું કે, એ સ્વામી કેવળ પરમજ્ઞાની હતા, તેમની દુર્ગતિ તો ન જ થાય; પણ કોણ જાણે, પ્રાણીને કેવળ અસાવધ કરી નાખનારા અંતકાળ સમયે, કદાચ કોઈ વસ્તુમાં તેમની વાસના રહી ગઈ હોય તો તેમ બને પણ ખરું. પછી તેણે તે શિષ્યોને પૂછયું કે, મને એક ઉપાય સૂઝયો છે, તે વડે હું જાણું છું કે આપણે સ્વામીની ગતિ જાણી

શકશું. તમે મને કહેશો કે મરણ સમયે સ્વામી ક્યાં અને કેવી રીતે સૂતા હતા ?" ત્યારે શિષ્યોએ પર્ણકૂટિમાં જઇને તે સ્થળ બતાવ્યું. પછી સ્વામીની પથારી જેટલા સ્થળમાં હતી તેટલા સ્થળમાં પથારી ગોઠવી એટલે મરનાર સ્વામી જેમ સૂતા હતા તેમ જ એ મહાત્મા તે પથારીપર સૂતા, અને તે મહાત્માએ શિષ્યોને પૂછ્યું, " તમને યાદ છે કે એ સમયે સ્વામીની દૃષ્ટિ ક્યાં હતી?" "હા ! તેમની દૃષ્ટિ નાસિકા તરફ હતી, પણ સહજ ઝોખો આવતાં જમણી બાજૂની આંખ થરડાઇ હતી." એ જ પ્રમાણે દૃષ્ટિ તથા દેહની સ્થિતિ કરી પથારીમાં સૂતાં સૂતાં તે મહાત્માએ જોયું તો તે સમયે તેમની દૃષ્ટિ એક બોરડીનાં ફૂલિત વૃક્ષ ઉપર પડી; અને તેમાં પણ પોતાની દૃષ્ટિની બરોબર સામે તો તે બોરડીપરનું એક સુંદર અને મોટું પાકું બોર દેખાયું. તુરત પથારીમાંથી ઉઠી શિષ્યો પાસે તેમણે તે બોર તોડી મંગાવ્યું ને બન્નેને પાસે રાખી તેને જોવા માંડયું, તો બોરના ઉપરનું પાતળું ફોતરું જ માત્ર બાકી રહેલું હતું; ને અંદરનો મીઠાશવાળો સઘળો ગર્ભ ખવાઇ ગયલો હતો. તે બોરના ઠળીઆની બાજુમાં એક મોટો કીડો ખુબ ખાઈ ધરાયલા મનુષ્યની પેઠે, જાણે હવે કશી ઇચ્છા ન હોય તેવો થઇ આનંદમાં શાંતપણે પડેલો હતો—તે હાલતો ચાલતો કે બીજો કશો વ્યાપાર કરતો નહોતો. જો કે તે એક જન્તુ હતો, છતાં તેના શરીરની દિવ્યપ્રભાથી બોરના પોલાણનો સઘળો ભાગ પ્રકાશી રહ્યો હતો. આ ચમત્કાર પેલા શિષ્યોને પ્રત્યક્ષ દેખાડીને તે મહાત્માએ તેમને કહ્યું, "શિષ્યો ! બીજું સર્વ કામ છોડી તમે બોર સહિત આ કીડાને ગંગાના પ્રવાહમાં પધરાવો; એકદમ દોડો; કેમકે એ કીડાનું આયુષ્ય હવે સ્વલ્પ છે, માટે તેને મરવા પહેલાં તેના શરીરને ગંગાજળનો સ્પર્શ થવો જોઇએ."

એ વાતનો પૂરો મર્મ ન સમજતાં છતાં પણ, તે શિષ્યો ત્વરાથી ગંગાપર ગયા, ને તે બોરને ગંગાના પરમપવિત્ર પ્રવાહની અંદર ઝોકાવી દીધું ! થોડીક ક્ષણ થઇ નહિ એટલામાં તો આકાશમાર્ગે જતો કંઇ દિવ્ય તેજનો પ્રકાશ તે શિષ્યોના અને ગંગાપર ઉભેલા અનેક મનુષ્યોના જોવામાં આવ્યો અને તત્ક્ષણે અંતરિક્ષમાં

પડીકું બાંધી શકાય; અને સમુદ્ર જે અગાધ છે, તેનો એક અંજ-લીમાં સમાવેશ કરી શકાય અર્થાત્ એવી અશક્ય વસ્તુઓ પણ એમ ધારીએ કે કદાચ બની શકે; પણ ચંચળ મનને સ્થિર કર-વાનું કામ તેથી પણ મહા કઠિન છે, મન છે તે જ સંસારરૂપી બંધનના કારણરૂપ છે, ને તે જ અવિદ્યા છે; મનનો નાશ થાય તો સઘળા પ્રપંચનો નાશ થાય છે ને મનની વૃદ્ધિ થાય છે તો વૃદ્ધિ થાય છે. સુષુપ્તિમાં મનનો લય થઈ જાય છે ત્યારે કંઇ પણ રહેતું નથી, એટલા માટે જીવને આ સંસાર મનઃ કલ્પિત જ છે, વાસ્તવિક નથી. એમ છતાં પણ તેને વિરલા જ્ઞાની પુરુષો નિત્યના અભ્યાસ વડે, લાંબે કાળે પોતાને વશ કરી લે છે. જેમ વાદળાંને લાવનાર વાયુ છે ને વેરી નાંખનાર પણ વાયુ છે, તેમ સંસારરૂપી બંધનને કાપ-નાર પણ મન છે, ને તે વિચાર દૂર કરાવનાર પણ મન છે. મન જ દેહાદિ સઘળા પદાર્થને દેહ અંગના સઘળા વિષયોમાં પ્રેમ–રાગ ઉપજાવે છે ને એ જ મન વિષયોમાં વૈરાગ પણ ઉપજાવે છે. મન, વિવેકવૈરાગ્ય વધવાથી વિશુદ્ધિ પામીને મુક્તિ આપવા સમર્થ થાય છે ને રજો તમોગુણ વધવાથી મલિન થાય છે. ધીરે ધીરે સંસારમાંની વસ્તુઓપર અપ્રીતિ થતી જાય તેમ તેમ મનનું વલણ સત્ય વસ્તુ (આત્મતત્ત્વ) પ્રતિ થતું જાય છે. નાના પ્રકારની યુક્તિ-પ્રયુક્તિથી પણ જ્ઞાનીઓ મનનું સમાધાન કરે છે. જેમ આપણે ધ્યાનમાં બેઠા હોઈએ તે સમયે જો કે મનને એકાગ્ર કર્યું હોય છે તોપણ, કદાચ પડોસમાં ગાયન થતું હોય, અથવા નગારાં વાગતાં હોય કે બંદૂકો ફૂટતી હોય, તો તે આપણને સંભળાય છે, કે તત્ક્ષણે મનની વૃત્તિ ડગવા માંડે છેઃ તે ત્યાં જઈ પહોંચે છે. એ સમયે તેનું એવી રીતે સમાધાન કરવું જોઇએ કે, આપણે મનુષ્ય છીએ ને કોઇ શ્વાનને તૂ તૂ કરી બૂમ મારતું હોય તો તો તે જીવના સાંભળવામાં તો આવશે, પણ તેથી તે જીવ તે બોલનાર ભણી દોડશે નહિ, કે તેને દોડવાનું મન પણ થશે નહિ. તેમ કોઇ જીવનાં નામથી જૂદાં, હરિદાસ, રામદાસ ઇત્યાદિ મનુષ્યવાચક બીજાં નામો લઇને પણ કદાચ કોઇ બોલાવતું હશે તો ત્યાં પણ તે જોશે કે જશે નહિ. કૂતરાને બદલે હાઉ હાઉ કરતો તે અન્ન લેવા

દોડશે નહિ: ને હરિદાસ રામદાસને બદલે હાં હાં કરીને બોલશે પણ નહિ. તેમ વળી દેહ મોટી ઉમરનો થયો છે એટલે કોઈ બાળકને પારણામાં સૂતું કે રમતું દેખીને તેને તેવી રીતે પારણામાં સૂવાનું કે ગોટી ઘુઘરે રમવાનું મન પણ થશે નહિ. જ્યારે એવી જ રીતે મનુષ્યના શબ્દો પણ તેને ગમે તેવા સંભળાય અને લોકો છોને ગમે તેમ બોલે, પણ હું મનુષ્ય છું પણ કૂતરો નથી, આમ વ્યાવહારિક મનુષ્યને પોતાને માટે દૃઢ જ્ઞાન હોય છે તેમ, વિવેકી પુરુષે-આત્માનાત્મ જ્ઞાતાપુરુષે-હું પુરુષ નથી, સ્ત્રી નથી, પાંચ ભૌતિક દેહ નથી, પણ અવિનાશી પરબ્રહ્મરૂપ છું, આમ નિત્ય જ્ઞાનદૃષ્ટિથી મનન કરીને મનને મારવું.

## ૨૨-અભ્યાસ.

એ સઘળું નિત્યના અભ્યાસથી થશે. અભ્યાસથી ગમે તેવી અશક્ય વસ્તુ પણ શક્ય થઈ જાય છે. અર્જુને શ્રીહરિને મનની ચલિત અને અનિવાર્ય સ્થિતિ માટે પૂછ્યું ત્યારે ભગવાને તેને એ જ પ્રત્યુત્તર આપ્યું હતું કે, “ અર્જુન, મન નિઃસંશય વાયુ જેવું દુર્નિગૃહ્ય તથા ચંચળ છે, પણ તેને અભ્યાસથી વશ કરી શકાય છે.” નિયમ પ્રમાણે હરકોઇ વસ્તુ પ્રતિ દિવસે કરવી તેનું નામ અભ્યાસ. અભ્યાસ કરવામાં પણ યુક્તિ જોઇએ. પ્રથમ કિંચિત, પછી જરાક વધારે, પછી એથી વધારે, એમ થોડે થોડે વધતાં વધાય છે. મોટા ગિરિપર ચઢવું હોય તો એકદમ ઠેકડા મારીને નહિ, પણ એકેક પગથીએ ચઢતાં ચઢતાં છેક શિખરપર પહોંચાય છે. તેમાં પણ વળી ટુંકા કરતાં લાંબા સમયનો અભ્યાસ સુખસાધ્ય થાય છે. તે સંબંધે મને એક રાજાનો ઈતિહાસ સાંભરી આવ્યો:—

કોઇએક દેશનો રાજા પોતાની બાલ્યાવસ્થાથી જ કંઈ નબળી સંગતિને લીધે અથવા કોઇ કારણને લીધે એક જાતનું વિષ ખાવા શીખ્યો હતો. નિયમ જ છે કે કોઈ પણ જાતનું વ્યસન એક વખત શરીરને વળગ્યું તો પછી છૂટવું બહુ દુષ્કર થઇ પડે છે: તે પોતાની મેળે છૂટે તો શાનું જ, પણ પ્રતિદિન ઉલટું વધતું જાય છે. જ્યારે તે રાજા ભરયુવાવસ્થામાં આવ્યો, ને જ્યારે સઘળા રાજ્યનો કાર્યભાર પોતાના શિરપર આવી પડ્યો, ત્યારે તેની સ્થિતિ એટલી બધી તો શોચનીય થઈ પડી

કે મંત્રિમંડળ મોટા વિચારમાં પડી ગયું. એ રાજાએ જ્યારે વ્યસનનો આરંભ કર્યો ત્યારે તો તે માત્ર રતિભાર વિષ ખાતો હતો, પણ ધીરે ધીરે વધીને તેનું પ્રમાણ સુમારે બે ત્રણ તોલા જેટલું થઈ ગયું. પ્રાતઃકાળે સ્નાનાદિ કરી પરવારે કે સૌ પહેલાં પેલા વિષનો ત્રણ તોલાનો ગાંગડો તેને જોઇયે, અને તે ખાધા પછી જ તેને કળ વળે; જરાક વિલંબ થાય તો જીવ તલપાપડ થઈ રહે. આમ નિરંતર વિષસેવન કરવાથી તેના શરીરમાં કે બળમાં તો કંઇ ઝાઝો ફેરક પડ્યો નહિ, કેમકે વિષ જવાળાને શાંત કરવા માટે ઘૃત, દૂધ ઇત્યાદિ ઘણાક પૌષ્ટિક પદાર્થો જોઇએ તે તો પોતે રાજા હોવાથી તેને જોઇએ તેટલા પૂર્વથી જ મળી શકતા હતા; પણ ઉલટું, તેના મનની સ્થિતિ બહુ પ્રમાદી તથા કુવિચારી થઈ પડી. વિષનું સેવન અને ઉપરથી જોઇએ તેટલું શરીરનું પોષણ થાય, તેથી તેની કામવાસના તો એટલી બધી વધી પડી કે, એક ઘડી પણ સ્ત્રી વિના, તેનાથી રહી શકાય નહિ. રાત ને દહાડો સ્ત્રી, સ્ત્રી ને સ્ત્રીનું જ તે સેવન કરવા લાગ્યો. આ કારણથી રાજકાજની અંદર જાણે કેવળ અંધારાની પેઠે થઇ રહ્યું. પ્રધાન જો કે ઘણો બુદ્ધિમાન્ હતો, તથાપિ રાજા વગર તેનું શું ચાલે? માટે કારભારીઓ ને સુબેદારો વગેરે મરજીમાં આવે તેમ વરતવા માંડ્યા, જ્યાં જોઇએ ત્યાં અન્યાય અને અનીતિ જ ચાલવા માંડી. તાત્પર્ય કે, આખા રાજતંત્રમાં બહુ ભંગાણ પડયા જેવું થયું, અને સુવિચારી ને કાર્ય-દક્ષ પ્રધાન નિત્ય ઘણી કડવી ફરિયાદો રાજા આગળ લાવવા લાગ્યો.

રાજા પોતાની એક અત્યંત સ્વરૂપવતી, પણ ગુણવતી પટ્ટ-રાણીમાં લુબ્ધ થઇ, નિરંતર તેણીના રંગમેહેલમાં રહેતો હતો. સ્ત્રીઓને તો જોઇએ જ એટલું કે, નિરંતર પુરુષ પોતાના લાવણ્યને લીધે વશ થઇ, પોતાની પાસે જ રહે, ને કામવાસનાની શાંતિ કરે. ઘણાક દિવસ તો એમ ચાલ્યું. રાજા નિરંતર પોતાની પાસે રહે તેથી રાણીએ મનમાં બહુ આનંદ માન્યો; પણ જ્યારે પ્રધાન પ્ર-તિદિન તેના સમક્ષ આવીને રાજાને રાજ્યની પડતી દશા વિષે કહેવા લાગ્યો, ત્યારે રાણીની આંખ કંઇક ઉઘડી. રાણી ઘણી ચતુર હતી. તેણે વિચાર કીધો કે, “જો આમ જ રાજાજી રાજ્ય સામું

ન જોતાં નિરંતર મારી પાસે જ પડી રહેશે, તો મારું આ સુખ ઝાઝા દહાડા પહોંચશે નહિ. રાજા હોય તો રાજ્ય છે, ને રાજ્ય હોય તો રાજા છે; પણ આવી અવ્યવસ્થાને લીધે રાજ્ય, મારા પતિના હાથમાંથી નિશ્ચે, થોડા કાળમાં જતું રહેશે, તેથી અમે ને પ્રજા મહાદુઃખી થઇશું. માટે હવે મારે તેનો કંઇ સત્વર ઉપાય કરવો જોઇએ." આમ વિચાર કરીને તેણે એક દિવસે પ્રધાનને સમજાવીને કહ્યું, "રાજા ગમે તેવો હોય તોપણ રાજ્યની લગામ બુદ્ધિમાન્ પ્રધાનના હાથમાં હોય તો તેથી કશી વાતની હરકત રાજ્યને નડતી નથી. આપ તો ઘણા બુદ્ધિમાન્ તથા રાજાજીના પૂર્ણ હિતેચ્છુ છો, માટે રાજાજી પોતે જ ચિવટ રાખે તેવી ચિવટ અને યુક્તિ રાખી રાજ્યમાં સઘળે વ્યવસ્થા કરશો એમ મને ખાત્રી છે; અને હું પણ આજથી થોડા સમયની અંદર રાજાજીને પૂર્ણ સાવધપણે રાજ્ય કરી શકે એવી દશામાં આણવા પ્રયત્ન કરીશ. અહુણા તો તમે સઘળે તાકીદ કરો, ને કોઇ પણ અધિકારીથી વા પ્રજાથી કોઈ પણ જાતનો અપરાધ બને તો તેને માટે ઘણો સખ્ત દંડ કરી, રાજ્યમાં દાખલો બેસાડો કે, જે ભયને લીધે, સૌ ન્યાયથી ચાલે."

એ પ્રમાણે પ્રધાનને કહી, રાણીએ સ્વતઃ વિચાર કીધો કે, "મારા પતિની આવી અવસ્થાનું કારણ હું નહિ, પણ તેમનું દુર્વ્યસન છે. જ્યારથી એ તેમના શરીરમાં પેઠું છે ત્યારથી તેમના શરીરના હાલહવાલ થઇ ગયા છેઃ હવે તેમને સુધારવાનો ઉપાય એ જ છે કે એ વ્યસન દૂર કરાવવું. પણ તેને દૂર કેમ કરાવી શકાય? એક દિવસ ચૂકી જવું તો રહ્યું, પણ માત્ર દરરોજનો તે વિષ ખાવાનો સમય જો કદાચ કોઈ દિવસે સહજ ચૂકી જવાય છે તો તેમનું શરીર મૂર્ચ્છિત જેવું થઇ જાય છેઃ આથી, એ વ્યસન તે છોડે તો તો તુરત એમના દેહને હાનિ થાય. ત્યારે શું કરવું? આ પણ એક આશ્ચર્ય જેવી વાત છે કે રાજાજી જેટલું વિષ ખાય છે તેનો અષ્ટમાંશ પણ જો કોઇ પ્રાણી એક વખત ખાય તો તે તુરત મરણ પામે; પણ રાજાજીને તેનાથી કંઈ થતું નથી. તેનું શું કારણ? તેમણે પણ એકદમ તેટલું ખાવા માંડયું હોત તો તેમની પણ તેવી જ અવસ્થા થાત. પ્રથમ તો એ માત્ર

રતિભાર ખાતા હતા, તેમાંથી વધતાં વધતાં આટલે આવ્યા છે. હું ધારું છું કે, જેવી રીતે થોડું થોડું કરતાં વ્યસન આટલું વધ્યું તેવી જ રીતે થોડું થોડું કરતાં તે છેક ઘટી પણ જાય ખરું. માટે લાવ, એ જ ઉપાય હું કામે લગાડું." તે ચતુર રાણીએ આવો વિચાર કરી, બીજે દિવસે જ્યારે રાજાને વિષ ખાવાની વેળા થઇ ત્યારે, નાના પ્રકારના હાવભાવથી તેને રાજી કરી, મધુર વાણીવડે કહ્યું, "સ્વામીનાથ આપ નિત્યે પોતાની મેળે જ કસુંબો લ્યો છો; પણ આજે આ દાસી પોતાને હાથે આપને રંગ આપવાને ઇચ્છે છે." રાજાએ કહ્યું, "હું બહુ ખુશી છું, તમે એ પ્રમાણે પ્રતિદિન આપશો તો મને અધિક આનંદ થશે." આમ રાજાએ રાણીના હાથનો કસુંબો લેવા માટે સ્વીકાર કર્યા પછી, એક દિવસ રાણીએ પોતાને હાથે આપ્યું, ને પછી તો રાજાને ટેવ જ પડી ગઈ કે નિત્યે પોતાનું વ્યસન રાણીને જ હાથે કરવું. નિત્ય રાણી પોતાને હાથે ત્રણ તોલા વિષ તોળીને તેને આપતી હતી; એટલે સઘળો કબજો તેના હાથમાં આવ્યો તેથી તોલાઓનું વજન, જે સુશોભિત આરસનું હતું તેને ઠેકાણે રાણીએ એક ત્રણ તોલા વજનનો ખડીનો કાંકરો રાખ્યો, ને તે વતી તોળીને રાજાને વિષ આપવા માંડયું. જ્યારે વિષ તોળવાનો સમય થાય. ત્યારે તે કાંકરાનો એક લીટો ભીંતપર કાઢીને પછી તે વતી તોળે. થોડાક દિવસ એમ ચલાવ્યા પછી વળી એવો નિયમ રાખ્યો કે તે ખડીના કાંકરાવતી ભીંતપર બે લીટા ખેંચીને વિષ તોળવું. આમ કરતાં તો બે માસ પૂરા થવા પહેલાં જ તે કાંકરો અડધો ઘસાઇ ગયો; ને રાજાના પેટમાં વિષ પણ તેટલું ઓછું જવા માંડયું; છતાં તેને કશીએ વ્યથા કે ઉદાસી જણાઇ નહિ; કેમકે રાજા તો એમ જ જાણતો હતો કે, હું તો આગળ જેટલું જ વિષ ખાઉં છું. બીજા બે માસ થતાં પેલો કાંકરો જ્યારે ચણાના દાણા જેવડો રહ્યો ત્યારે રાજા જાણે ઊંઘમાંથી જાગ્યો હોય તેમ ટટાર થઈ ગયો, ને તેનું આળસ તથા ઘેન ક્યાંય દૂર નાસી ગયાં. તે ધીરે ધીરે હવે રાજસભામાં જવા લાગ્યો જેથી અવ્યવસ્થાનાં ચિહ્ન પ્રતિદિન ઓછાં જ જણાવા લાગ્યાં. એમ કરતાં પેલો કાંકરો છેક ઘસાઇ ગયો અને રાજા પૂરી સાવ-

ચેતીમાં આવ્યો ત્યારે, રાજદ્વારી કામકાજમાં પ્રવૃત્ત થવાથી વિષ ને ફિષ સઘળું ક્યાંય ભૂલાઇ ગયું. રાજકાજપર નજર થવાથી રાજ્ય પાછું હતું તેવું નિયમિત તથા સતે જ થઇ રહ્યું, અધિકારીઓ તેની પૂરેપૂરી ધાક માનવા લાગ્યા, અને સઘળું યથાસ્થિત થવાથી પતિ-પત્નીએ ઘણાક કાળ સુખમાં કાઢયા. પછી કોઇ દિવસે રાજાને, પોતાનું વિષનું વ્યસન કેમ દૂર થયું એ વિષે સર્વ હકીકત રાણીથી જણાતાં, બહુ આનંદ થયો અને પોતાનું આવું મોટું હિત કરવાની પ્રીતિ તથા યુક્તિને માટે રાણીને તે વારંવાર ધન્યવાદ આપવા લાગ્યો.

એજ પ્રમાણે, ધીરે ધીરે અભ્યાસ પાડતાં ગમે તેવાં અનિ-વાર્ય મનને પણ મનુષ્ય પોતાને વશ કરી લે છે. માટે અભ્યાસ એ સર્વ કાર્યની સુલભતાનું મુખ્ય કારણ છે; અને અહો ! સ્મૃતિ-કારો, સૂત્રકારો, શાસ્ત્રકારો તથા પુરાણકારો પણ મનુષ્યનું હિત ઇચ્છી, અનેક પ્રકારના ઉપાયોથી શનૈઃ શનૈઃ (ધીરે ધીરે) અભ્યાસ દૃઢ કરવાનું કહી ગયા છે, તથા પ્રતિદિન અમુક યમનિયમ કરવાને માટે ઘણીક આજ્ઞાઓ પણ કરી ગયા છે; જેમકે મનુષ્યે ત્રિકાળ સંધ્યા કરવી. અમુક સૂક્ત કે અમુક સ્તોત્રનો પાઠ ભણવો, પ્રતિદિન નિયમીત રીતે પ્રભુનું ધ્યાન ધરવું, વારંવાર હરિસ્મરણ કરવું ઇત્યાદિ બાબતો શાને અર્થે છે ? માત્ર લાંબા કાળના સદભ્યાસને માટે જ છે. આપણને ભોજનનો અભ્યાસ પડી રહ્યો છે, તેથી અંધારામાં પણ કદાચ જમવું પડે તો ગ્રાસ, બીજી કોઇ ઇંદ્રિય આગળ ન જતાં ખરેખર મુખમાં જ જાય છે. એવી જ રીતે પ્રતિદિન નિયમ પ્રમાણે ભગવદ્ધ્યાનાદિ કરવાનો અભ્યાસ હોય તો અંતસમયે પણ આપો-આપ તેનું (ભગવાનનું) સ્મરણ થાય છે; અને પરમાત્મા વિના બીજી કોઇ વસ્તુમાં વાસના ન રહેવાથી પ્રાણીની સદ્ગતિ થાય છે, એ નિશ્ચે છે. શાસ્ત્રોમાં, ભગવાનની સેવા, ધ્યાન, અથવા નામ સ્તુતિ પાઠાદિનું સ્મરણ જો એકજવાર કરવામાં આવે તો તેનું અનંત (પ-રમપદ પ્રાપ્તિ સૂધીનું) ફળ બતાવ્યું છે, તે ઉપર અવિદ્યાવાળા અને અલ્પ વિચારી મનુષ્યને શંકા થાય છે, અને એ વાત મિથ્યા લાગે છે, પણ તેમ શંકા ન કરતાં, તેનો લક્ષ અભ્યાસપર લેવાનો છે, અને તેમાં એમ સમજવાનું છે કે, નિશ્ચયપૂર્વક માત્ર એક જ

વખત પણ પ્રતિદિન નિયમ પ્રમાણે શુદ્ધ મનથી, પરમાત્માનું સ્મરણાદિક કરવામાં આવે તો, પરિણામે તેમ કરનારની સદ્ગતિ થશે જ. અભ્યાસ એ સર્વમાં સબળ કારણ છે.

## ૨૩–બોલે તે બીજો નહિ !

અભ્યાસ પાડીને મનને વશ કરવું જોઈએ; અને મન વશ થવાથી મનની વૃત્તિ બ્રહ્મ સાથે અખંડ એકાકાર થઇ એટલે તે મનુષ્ય સંસારમાં રહ્યો તોયે શું ને ગયો તોયે શું. પણ તેથી ઉલટું એકાકારવૃત્તિ વિનાનું ગમે તેવું ધ્યાન કરો અથવા વિરક્તપણું રાખો, તે કંઇ કામનું નથી. કોઇએક મહાત્માની પાસે એક શિષ્ય ઉપદેશ લેતો હતો. એક દિવસ ગુરુએ કથા પ્રસંગે તેને એમ કહ્યું કે, “ભાઇ! જે બોલે છે તે બીજો નથી–અર્થાત્ તે ઘટઘટ વ્યાપેલો છે, સર્વત્ર બ્રહ્મ છે, અન્ય કાંઈ નથી.” આ ઉપદેશને બરોબર લક્ષમાં લઇ એક દિવસે તે શિષ્ય ધ્યાન કરવા બેઠો. પ્રાણાયામ કરી મનને એકાગ્ર કરીને પરમાત્મ સ્વરૂપમાં જોડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં એ શેહેરના રાજાનો એક હાથી, મદમસ્ત થઇ છૂટી ગયો. કોઇથી ન પકડાતાં તે હાથીએ શેરીએ શેરીએ ને ગલીએ ગલીએ ભારે રમખાણ મચાવી મૂક્યું. માર્ગમાં તે દોડતો જાય, ને જે વચમાં આવે તેને સુંઢવડે પકડી, ગમે ત્યાં પટકી મારીને નાશવા લાગ્યો. આથી આખા શેહેરમાં હાહાકાર વર્તાઈ રહ્યો. રાજાએ તત્કાળ જ આજ્ઞા કીધી કે એને જે પકડશે તેને એક હજાર મુદ્રા શિરપાવ આપીશ. તુરત ઘણા ચતુર માવતો, સાવચેતીથી તેને પુંછડે થઇ તે હાથીના ઉપર ચઢી ગયા, ને ઘણાએ અંકુશોના માર મારવા માંડયા, પણ હાથી તો વશ થવાને બદલે ઉલટો વધારે મસ્ત થયો. પછી થાકીને માવતો ઉપર રહ્યા રહ્યા બૂમો મારવા લાગ્યા કે, “ભાઇઓ, માર્ગમાંથી જે હોય તે જીવ લઇને નાસજો, હાથી ગાંડો થયો છે તે મારી નાંખશે.” આહુયા પેલા મહાત્માનો શિષ્ય જે ધ્યાનમાં બેઠેલો હતો તેણે એ બૂમો સાંભળી, કેમ કે ઇંદ્રિયોનાં દ્વારો ખુલ્લાં છે, તેથી તેનો ધર્મ તે આપો આપ જ સંભાળે છે. પણ એ શિષ્યે તો, ‘બોલે તે બીજો નથી’ એ ગુરુવચનપર જ શ્રદ્ધા રાખી કે એ બોલનાર તથા હાથી

વગેરે સૌ બ્રહ્મ જ છે; માટે મને એનાથી કંઈ પીડા થવાની નથી; આમ વિચારીને તે તો ત્યાંના ત્યાં, આસપાસ થતા કોલાહલ ઉપર કંઈ પણ ધ્યાન ન આપતાં, તેમનો તેમ જ ધ્યાન ધરીને, બેશી રહ્યો; એટલામાં દોડાદોડ કરતો હાથી આવ્યો, ને લાગલો જ તે સિદ્ધને સપાટાબંધ પોતાની સુંડમાં લઈ, જોરે ફેંકી દઈને આગળ ચાલ્યો. તત્ક્ષણે તે શિષ્યનું ધ્યાન છૂટી ગયું, એટલું જ નહિ, પણ તેના એક હાથને પુષ્કળ પીડા થઈ, પછી તે ક્રોધે ભરાઈ પોતાના ગુરુ પાસે જઇને કહેવા લાગ્યો, "મહારાજ ! આપનું, ઘટઘટ બ્રહ્મ છે,' સર્વ બ્રહ્મરૂપ છે, એ વચન મિથ્યા છે; કેમકે તેમ હોય તો બ્રહ્મ નિર્વિકાર છે, જગત્ પણ નિર્વિકાર છે, હું બ્રહ્મ છું, જગત્ બ્રહ્મ છે, હું બ્રહ્મના જ ધ્યાનમાં બેઠો હતો, છતાં મને હાથીએ પટકી મારવાથી મારો હાથ ભાંગ્યો, એ શું ?" ગુરુએ કહ્યું, ભાઈ, એ મહાવાક્ય મિથ્યા નથી, પણ તારા સમજવામાં અને વર્તવામાં ફેર છે, એટલે તને મારું કહેવું મિથ્યા ભાસે છે. જગતમાં સર્વત્ર બ્રહ્મ છે ખરો, પણ તે વ્યવહાર દૃષ્ટિએ નહિ એ તો જેની જેવી વૃત્તિ, તેવી તેની સ્થિતિ. તારી વૃત્તિ દૃઢપણે બ્રહ્મમાં એકાકાર થઈ હોત તો સર્વત્ર બ્રહ્મ જ હતું, તેથી તને કશી પીડા થાત નહિ. પણ 'હાથી આવે છે, નાસજો' વગેરે વચન ત્હેં સાંભળ્યું તો ખરું કેની ?" શિષ્યે કહ્યું, "હા!" ગુરુએ કહ્યું, "ત્યારે તું શા માટે નાઠો નહિ! એ સાંભળવા જેટલી વૃત્તિ ચંચળ હતી તો પછી સર્વત્ર બ્રહ્મ તને ક્યાં ભાસ્યું? આ સર્વ બ્રહ્મ જ છે, બીજું કંઈ જ નથી એવી વૃત્તિથી તું તલ્લીન થઈ ગયો હોત તો તું સાક્ષાત્ બ્રહ્માકાર જ હતો, એટલે હાથી તારી પાસે આવ્યા છતાં તને પોતાના કાળ સમાન જાણીને, દૂર ખસી જાત. આટલો પણ જે તું બચ્યો, તે પણ માત્ર પરમાત્માના ધ્યાનનો અને સર્વત્ર બ્રહ્મ છે એમ જાણવાનો જ પ્રતાપ જાણજે; કેમકે એટલી પણ તારી વૃત્તિ પરમાત્મા તરફ વળેલી હતી; નહિ તો એ હાથીના સપાટામાં જે કોઇ આવ્યું છે તે જીવવા પામ્યું જ નથી. વળી તું મૂર્ખ કેવો કે જ્યારે ત્હેં માન્યું કે સર્વત્ર બ્રહ્મ છે, ત્યારે હાથીને ને માવતને પણ કેમ બ્રહ્મ ન માન્યા. તું બ્રહ્મ, હાથી બ્રહ્મ ને

માવતે બ્રહ્મ, બ્રહ્મે બ્રહ્મને આજ્ઞા કીધી તેનો અનાદર કરવાનું પ્રયત્ન કેમ થયું? હે શિષ્ય, મહાવાક્યમાંથી, વ્યાવહારિક જીવે રહસ્ય લેવું, શબ્દાર્થ લેનાર તો પીડા જ પામે. માટે ગુરુના વચનપર અવિશ્વાસ ન કરતાં તેપર પૂર્ણ વિચાર કરીને અનુભવ કરવો, જેથી પરમાત્મા–પરબ્રહ્મ–શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થશે. વિચાર વિનાનું કાર્ય, સાચું હોય તો પણ મિથ્યા થઈ જાય છે, તેથી વગર વિચારે કરેલું કંઇ કામનું નથી."

આ ઉપરથી મને એમ પ્રશ્ન ઉઠયો કે ત્યારે પરમાત્મા સાથે એકાકારવૃત્તિ કેવી રીતની હોવી જોઇએ!

## ૨૪–એકાગ્રવૃત્તિ–શુક યોગીશ્વર.

શ્રીકૃષ્ણદ્વૈપાયન–શ્રીમદ્વેદવ્યાસ મુનિશ્વરના સ્ખલિત વીર્યથી* જન્મ પામેલા શુકમુનિ, શંકરના પ્રસાદથી અવતરયા હોવાથી, જન્મના જ મહાજ્ઞાની હતા. તે જન્મથી જ આ સંસાર તરફ ઉદાસીન અને વૈરાગ્યવાન્ રહેતા હતા; તેથી માતા પિતા વગેરે કશી વસ્તુમાં પ્રીતિ ન ધરાવતાં, તે એકાએક અરણ્યમાં ચાલી નિકળ્યા હતા. આ વેળા તેમનું શરીર જન્મતા બાળક જેવડું નહિ, પણ ષોડશ વર્ષના જેવડું થયેલું હતું, પરંતુ પૂર્ણ ત્યાગવૃત્તિને યોગે, વસ્ત્રાદિ કશું પાસે ન છતાં, એમના એમ નગ્ન જ, જેમ દાવાનળથી બીહીને કોઇ પ્રાણી નાસે તેમ, આ સંસાર દાવાનળમાંથી છૂટવા માટે નાસવા

---

* ઘૃતાચી નામની અપ્સરા શુકી (પોપટી)નું સ્વરૂપ લઇ નિરંતર પૃથિવીને વિષે વિહાર કરતી હતી. આ અપ્સરા અત્યંત સ્વરૂપવતી હતી. કોઇ સમયે તે વનમાં વિચરતી હતી, તેવામાં વનની અતિ શોભા જોઇને સ્વેચ્છાથી તેણીએ પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કર્યું, ને સુશોભિત વૃક્ષલતાઓમાં ક્રીડા કરવા લાગી. એટલામાં દૈવયોગે ત્યાં થઇને વ્યાસમુનિ જતા હતા તેમના જોવામાં તે દિવ્ય અપ્સરા આવી; અને તે સુંદરીને જોઇ તે અતિશય મોહાતુર થઇ ગયા, તથા તેમને રોમેરોમ કામદેવ વ્યાપી ગયો. પોતે જ્ઞાતા હોવાથી અનંગવેગને ઘણો વાર્યો, છતાં તેનો આવેશ સહન ન થઇ શકવાથી, તેમનું દિવ્યવીર્ય સ્થાનભ્રષ્ટ થઇ સ્ખલિત થઇ ગયું! એ વીર્યમાંથી તુરત એક દિવ્ય બાળક ઉત્પન્ન થયું, તે જ એ શુકમુનીશ્વર! એ શુકીરૂપ અપ્સરાને જોઇ વીર્યપતન પામ્યું, તેથી ઉત્પન્ન થયો માટે તે બાળકનું નામ શુક પાડ્યું. એ જ શુકદેવ ને એ જ જન્મયોગી શુક મહામુનિ કહેવાયા–જેમના ઉપદેશથી મહારાજા પરીક્ષિત સાત દિનમાં કૈવલ્યપદ પામ્યા હતા.

લાગ્યા. આવો દિવ્ય પુત્ર ઉત્પન્ન થતાંજ, પોતાને પુત્રસુખ દીધા વગર જતો રહે છે એમ જોઇ, મહામુનિ વેદવ્યાસ તેમને પાછા વાળવાને પછવાડે દોડયા, અને ઘણાં ઘણાં બોધ વચનો કહ્યાં તથા સંસારમાં મોહિત કરવા માટે અનેક યુક્તિઓથી તેમને સમજાવ્યા,* છતાં શુકદેવજીએ તેમાં કશું માન્યું નહિ; કારણ કે, તેમને એવું કંઈક અભિમાન હતું કે, "હું પોતે સંપૂર્ણ જ્ઞાની છું, માટે સંસારબંધન મને નડશે નહિ, અને અજ્ઞાનાંધકારથી હું સંસારમાં મોહ પામીશ નહિ." તેમણે વ્યાસ મુનિને એવો પ્રત્યુત્તર આપ્યો કે, "પિતાજી, તમારે મારી સંસારમાં આવવાની આશા રાખવી નહિ; હું જ્ઞાની છું, માટે જાણીબુજીને સંસારમાં કાળાંતરે પણ મોહ પામીશ નહિ." એમ જ્યારે શુકે કશું ન જ માન્યું અને વ્યાસમુનિએ જોયું કે આ પુત્રને પોતાના જ્ઞાનનું અભિમાન છે, તે તેના યોગમાં લાંછનરૂપ છે. એ દૂર થાય તો એ સાક્ષાત્ બ્રહ્મરૂપ થઈ રહે એમાં સંશય નથી. માટે, એને કંઇ બોધ કરું એમ વિચારી, પુત્રનું એ અભિમાન દૂર કરવા અને પૂર્ણત્વ પમાડવા માટે, વ્યાસે નાસતા શુકને કહ્યું, "તું આટઆટલું કર્યા છતાં પણ મારું કહેવું માનતો નથી, તો ભલે યથેચ્છ વિચર; પણ પ્રથમ જનક રાજાને ત્યાં જઈને, પછી તારી ઇચ્છામાં આવે ત્યાં જજે." આ પિતાનું ઉપદેશ વચન દોડતાં દોડતાં કાને પડતાં તે જ માત્ર પકડી લઈ, શુકદેવજી ત્યાંથી કેટલેક કાળે ફરતા ફરતા, જનકપુરમાં આવ્યા; અને મહારાજા જનકનાં દર્શન કરવા માટે નગરમાં પ્રવેશ કર્યો. જનક તો સાક્ષાત્ વિદેહી હોવાથી સર્વજ્ઞ હતા, તેથી શુકદેવજીને આવ્યા જોઈ પોતે આત્મશક્તિદ્વારા જાણી લીધું કે શ્રીમદ્વેદવ્યાસ-

---

* વ્યાસમુનિએ તેમને કહ્યું હતું કે, "હે પુત્ર, હજુ તને સંસારનો વાયુ વાયો નથી, ને સર્વ વાતે તું નિર્લેપ છે; પણ સંસારાનુભવ લીધા વિના અત્યારથીજ તું વિરક્ત થઇ જઇશ તો પછવાડેથી તારું મન તેમાં લોભાશે; ને તેમ થવાથી તો તારું આગળનું (આ બાલ્યવયનું) વિરક્તપણું ભ્રષ્ટ થશે; કેમકે જેણે સંસારજ જોયો નથી, તેને વિરક્ત કોનાથી થવું હતું? સંસારમાં શું છે, ને તેનાથી શા માટે ઉદાસ થવું જોઇએ, એ સંસારાનુભવ વિના માલમ પડી શકે નહિ, પણ સંસારનો પૂરેપૂરો અનુભવ લઇને પછી તેને ખોટો માની, જે ત્યાગવૃત્તિ ધારણ કરે છે, તેનું મન કદી પુનઃ સંસારમાં લોભાતું નથી."

મુનિએ એનું જ્ઞાનાભિમાન દૂર થવા માટે જ આ બાળયોગીને મારી પાસે મોકલ્યો છે. તેણે શુકદેવજીનો, રૂડા પ્રકારે આદરસત્કાર કીધો, અને પોતે સર્વ વૃત્તાંત જાણતાં છતાં પણ એ હાથ જોડી, તેમને પૂછ્યું કે, "હે ગર્ભજ્ઞાની,* આપ અહીં પધારચા તેથી મારું ગૃહ, રાજ્ય અને હું એ સૌ પાવન થયાં છિયે; આપની આ દાસ પ્રત્યે શી આજ્ઞા છે, કૃપા કરી જણાવો." ત્યારે શુકદેવજીએ કહ્યું, "હે રાજન્! મને જ્ઞાનોપદેશ–આત્મોપદેશ કરો." જનક બોલ્યો, "મહારાજ! આપ સર્વ જ્ઞાનીઓમાં પણ શિરોમણી છો, છતાં મારી પામરની પાસેથી ઉપદેશ માગો છો એ શું? પરંતુ આપનો આગ્રહ છે તો ભલે, આપ આ સંસારમાંની નિરુપયોગી વસ્તુ મને આણી આપો એટલે હું તમને આત્મોપદેશ કરીશ." એ સાંભળી શુકદેવજી, જો કે પરમજ્ઞાની હતા, છતાં જ્ઞાનાભિમાનને લીધે જનકની આજ્ઞાનો મર્મ સમજી શકયા નહિ; ને નકામી વસ્તુના શોધને માટે જંગતમાં ચાલી નિકળ્યા, હવે સંસારાનુભવ તો એક કોરે રહ્યો, પણ સંસારનું અવલોકન પણ તેમણે કર્યું નહોતું, તેથી તેમને નિરુપયોગી ને ઉપયોગી વસ્તુ શી છે તેનું જ્ઞાન નહોતું. તેમણે સંસારમાં દેખાતી પ્રત્યેક વસ્તુને નિરુપયોગી માની, અર્થાત્ તુરત તેનો ઉપયોગ કરતું કોઇ જોવામાં ન આવે એટલે તે નિરુપયોગી જ હશે એમ સમજી, જેને તેને તે ઉપાડવા લાગ્યા. પણ ત્યાં જનકરાયની જ્ઞાનશક્તિવડે એવો ચમત્કાર બનતો કે, જે જે વસ્તુ શુકદેવજી નિરુપયોગી સમજી પોતાના હાથમાં લેવાનો વિચાર કરે, કે તુરત તે તે વસ્તુ પોતાના અત્યંત ઉપયોગીપણાં માટે અનેક ઉદાહરણો આપે,† અને આવી ઉપયોગી વસ્તુને નિરુપયોગી માનવાનાં

* જન્મતાં જ જ્ઞાન છે એવા.

† જેમકે માર્ગમાં અથડાતો એક પત્થર ઉપાડી, તે નકામો છે એમ જાણીને પોતાની સાથે લીધો, ત્યારે તે પત્થરે કહ્યું, હે ભાઇ! તું મને નિરુપયોગી જાણી મારી માનખંડના કરવા માટે રાજા પાસે લઇ જાય છે, પણ તારે જાણવું કે હું નિરુપયોગી નથી. હું તો હજારો કામમાં આવી શકું એમ છું. નાના પ્રકારનાં ગૃહો, દેવ મંદીરો, ને કિલ્લાઓ બાંધવામાં મારો અવશ્ય ખપ પડે છે; હું જ્યારે વ્યાપારીના હાથમાં જાઉં છું ત્યારે તેની તુલામાં બેશીને આનંદ કરું છું; મારા વતી વિવિધ પ્રકારનાં અન્ન, ઔષધો, ઘૃત, શર્કરા તથા સુવર્ણ રૂપાદિ અનેક ધાતુઓ તોળવામાં આવે છે. અરે

અજ્ઞાનપણાં માટે તેમનું હાસ્ય કરે! તે જોઇ, આશ્ચર્ય પામી શુક-દેવજીનું 'હું જ્ઞાની છું' એવું અભિમાન છૂટી જવા લાગ્યું, પણ તેમને હજુ સૂધી માલમ પડયું નહિ કે નિરુપયોગી વસ્તુ શી છે! ઘણું ઘણું તે ફર્યા, પણ જ્યાં જ્યાં જોયું ત્યાં ત્યાં હવામાં ઉડતું એક તૃણ અને માર્ગમાં ખુંદાતી ધૂળ સૂધી પણ તેમને અત્યંત ઉપયોગી માલમ પડ્યાં. એપરથી બહુ ખેદ પામીને, તેમણે પાછા જવાનો નિશ્ચય કર્યો, તેવામાં બાજુપરના ઉકરડામાં પડેલી વિષ્ઠાપર તેમની દૃષ્ટિ પડી? "અહો! હવે મને નકામી વસ્તુ જડી! હું ધારું છું કે ખરેખર આ સૌથી નકામામાં નકામી વસ્તુ છે;" એમ બોલતાં તેમણે તે વિષ્ઠાને હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો, તેવી જ, અતિ આશ્ચર્ય સાથે, તેમાંથી એક પ્રકારની ચમત્કારિક વાણી સંભળાઇઃ—"તું કોણ છે રે! હજારોના કામ માટે નિર્માણ થયલી મને તું ક્યાં લઇ જાય છે? શું તું મને નકામી ધારે છે? મારા ઉપયોગથી આખું જગત્ જાણીતું છે, ને તું યોગી અજાણ્યો જ રહ્યો!" વિષ્ઠાની આ વાણી સાંભળી શુકદેવજી બહુ જ વિસ્મય પામ્યા, ને તેમણે તેને પ્રશ્ન કર્યો, "હે વિષ્ઠા! તું તે શા ઉપયોગની છે? તને પોતાની નજરે જોવા પણ કોઇ મનુષ્ય ઇચ્છતું નથી, છતાં તું પોતામાં ઉ-પયોગીપણાનું આટલું બધું અભિમાન ધરાવે છે તેનું શું કારણ?" તેના પ્રત્યુત્તરમાં વિષ્ઠામાંથી ધ્વનિ થયો કે, "હે સંત! ખર, શ્વાન તથા બીજાં એવાં કુટેવવાળાં પ્રાણીઓ તો મને ખાઇને પોતાનું પેટ ભરે છે; કૃષિકારો * મને સૌથી પહેલે દરજ્જે ઉપયોગી ગણી પોતાના કૃષિકાર્યમાં † વાપરે છે; ને હું પણ તેમના ખેતરોમાં પડી ભૂમિને વિશેષ રસાળ તથા ફળદ્રૂપ બનાવું છું. જમીનને સારો સંગ થવાથી તેમાં હુષ્ટ અને રસમય અન્ન નિપજે છે, જે તમારા—મનુ-ષ્યોના—ખાધામાં આવે છે. વળી મારી સ્થિતિ, હમણાં તું જુવે છે

---

અતિશય મૂલવાળાં મોતી, હીરા અને રત્નો પણ મને ઘડી બનાવેલાં તુલા (કાટલાં)થી તોલવામાં લે છે. વળી અત્યારે હું આવો છું, પણ કોઇ નિપુણ શિલ્પીને હાથ લાગું તો તે પોતાની ઉત્તમ પ્રકારની શિલ્પકળાનો ઉપયોગ કરી મને એક પ્રતિમારૂપ બનાવે; ને જેને વેદમંત્રોવડે પ્રાણપ્રતિષ્ઠા કરીને સ્થાપિત કરવાથી, હું ઇશ્વર તુલ્ય પૂજાઉં. આ કરતાં પણ હું અત્યંત ઉપયોગમાં આવું છું!"

* ખેડુતો. † ખેતીમાં.

તેવી ખરાબ અને દુર્ગંધવાળી નહોતી. હું પૂર્વાશ્રમમાં તો સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપી અન્ન હતું. अन्नं ब्रह्मरसो विष्णुः અન્ન સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ અને રસ એટલે જળ સાક્ષાત્ વિષ્ણુરૂપ છે. હે યોગીંદ્ર! હું વિવિધ પ્રકારનાં સ્વાદિષ્ઠ પકવાન્નો હતી, ને રત્નજડિત સુવર્ણના થાળમાં મને રાખવામાં આવેલી હતી. પણ મને જમનારા મનુષ્યના શરીરનો માત્ર એક રાત્રિ જ સંગ થયો, તેટલામાં તો હું આવી નીચ અને દુષ્ટ સ્થિતિમાં આવી પડી છું તો હે જોગી! શું તમારા મનુષ્યોના શરીર કરતાં પણ મને તું નિરુપયોગી ગણે છે?"

આટલું કહી તુરત તે ધ્વનિ બંધ પડયો અને જાણે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ શુકદેવજીને એકદમ જ્ઞાન થયું કે, "અહો! સત્ય વાર્તા તો ત્યારે આવી છે કે, આ મારો (મનુષ્યનો) દેહ જ નિરુપયોગી વસ્તુ છે; કેમકે, જેના સંગથી અન્નની આવી દુર્દશા થઈ પડી છે. બીજા પ્રાણીઓનો દેહ તો ઘણા ઉપયોગમાં આવે છે, પણ આત્મા ગયા પછી મનુષ્યનો દેહ, જો એક ઘડીવાર વધારે પડી રહે છે તો તેમાંથી દુર્ગંધ ઉઠે છે અને એ કારણથી, આત્માના પ્રયાણ પછી તુરત જ તેને દાટવા કે દહન કરવામાં આવે છે." આવો નિશ્ચય થવાથી, શુક યોગીશ્વર, તુરત જનકરાય પાસે ગયા ને "લ્યો આ નિરુપયોગી વસ્તુ," એમ બોલતાં પોતાનો દેહ તેમની આગળ નાંખ્યો! અને વળી કહ્યું, "હવે મને આત્મોપદેશ કરો." એ સાંભળી રાજાએ કહ્યું, "હે શુક! હજુ પણ ઉપદેશ બાકી છે? (આ દેહ આત્મા ન છતાં મિથ્યા જ છે; માટે તેને અવલંબી હું, તથા મારું, એમ કહેવાપણું, દેહ નકામો જણાયાથી, મટી ગયું–અર્થાત્ દેહાભિમાન છુટવારૂપી બોધ થઈ જ ચૂકયો હતો.) ઠીક, આપ એક કામ કરો. આ તૈલપૂર્ણ (તેલથી છેક કાંઠા સુધી છલાછલ ભરેલી) થાળી, તમારા બંને હાથમાં લઈ, મારા જનકપુરની પ્રદક્ષિણા કરી આવો. પણ ધ્યાન રાખજો કે એમાંથી એક ટીપું પણ ઢળવા પામે નહિ; ઢળશે તો, આ તમારી સાથે મારા અનુચરો ઉઘાડાં ખડ્ગો લઈ આવે છે તે, તત્ક્ષણે આપનું મસ્તક છેદી નાંખશે."

બંને હાથમાં તેલની ભરેલી થાળી લીધી છે, આગળ તથા પાછળ રાજસેવકો ખડ્ગ સાથે ચાલે છે ને એવી સ્થિતિમાં, શુક-

દેવજી ગ્રામપ્રદક્ષિણા કરે છે. તે દિવસે ખાસ કરીને જનકપુરની આસપાસ એક મેળો ભરાયો હતો. ત્યાં કોઇ સ્થળે મનોહર ગાયન થતાં હતાં, કોઈ સ્થળે રંભા જેવી રૂપવતી સ્ત્રીઓ નૃત્ય કરતી હતી, કોઇ બાજુએ નાના પ્રકારનાં પકવાન્નો, અનેક સ્વાદિષ્ઠ ફળાદિકો વેચવા માટે સીંચી મૂક્યાં હતાં, કોઇ સ્થળે અનેક વસ્ત્રો, આભૂષણો, પાત્રો ઈત્યાદિ લઇ વ્યાપારીઓ બેઠા હતા, કોઈ સ્થળે નાના પ્રકારના ખેલ તમાસા થતા હતા, અને કોઇ સ્થળે અનેક જાતનાં મધુરાં વાદ્યો વાગીને મનનું આકર્ષણ કરતાં હતાં. એવી રીતે સર્વ પ્રકારની મનોહર વસ્તુઓનું પ્રદર્શન શેહેરની આસપાસ રચાયું હતું, તેની મધ્યે થઈને, શુકદેવજીને તૈલપાત્ર સહિત ચાલવું હતું. બંને બાજુઓ આવા મનોહર દેખાવોથી ભરપૂર હતી, છતાં શુકદેવજીની દૃષ્ટિ, આ તૈલપાત્રપરથી ખશી, કયાંય જઇ શકે તેમ નહોતું; કેમકે મનમાં મોટી ભીતિ હતી કે, જો કદાચ એક બુંદ પણ તેમાંથી ઢોળાયું તો તરત રાજસેવકો શિરચ્છેદ કરશે. એમ કોઇપણ સ્થળે દૃષ્ટિ ન કરતાં, માત્ર તેલને જ સંભાળી, નગરની પરિક્રમા કીધી. અને રાત્રિ પડવા આવી ત્યારે પાછા રાજદ્વારમાં આવી પહોંચ્યા. પછી જનકરાયે પ્રણામ કરી, તેમને ધન્યવાદ આપતાં તેમના હાથમાંનું પાત્ર લઈ લીધું. હજી પણ શુકદેવજી બોલ્યા, "રાજન્ ! હવે આત્મબોધ આપો". "શું હજી આત્મબોધ બાકી છે?" જનકરાએ પૂછયું; "ભલે એમ થાઓ, પણ આપ એકવાર ભોજન કરી લ્યો, પછી નિરાંતે હું તમને બોધ કરીશ.' મહેલમાં તુરત સુંદર રત્નજડિત આસન બિછાવવામાં આવ્યું, નેં તેવા જ રત્નોથી જડેલા સુંદર સુવર્ણ થાળની અંદર, વિવિધ પ્રકારના પકવાન્ન પીરસી તે બાળયોગીને ભોજન કરવા બેસાડયા. પણ પ્રાણાહૂતિ આપીને શુકજી જેવા જમવાનો આરંભ કરે છે એવામાં, તેમની દૃષ્ટિ ઉંચે ગઇઃ અને પોતાના મસ્તકપર એક સોમણ વજનની શિલા, પડું પડું થઇ અદ્ધર લટકતી તેમણે જોઈ. એ તોળાઈ રહેલી શિલાને પકડી રાખવાને કોઇ બાજુથી કશો આધાર નહોતો, તે આ પડી, હમણાં પડશે ને પડશે તો કચરઘાણ કાઢી નાંખશે એમ જ તેમને લાગતું હતું. જ્યારથી તે તેમની દૃષ્ટિએ પડી ત્યારથી

તેમનું ચિત્ત તો ત્યાં જ જઇ ચોંટયું: અને ભય થયો કે રખેને એ શિલા પડે તો મારા પ્રાણ નિકળી જાય. હવે જો કે ભોજન ઘણું સ્વાદિષ્ઠ હતું, છતાં દૃષ્ટિ ને મન બંને તે શિલા તરફ લાગી રહ્યાં હતાં તેથી, ભાણામાં શું છે, ને હું શું જમું છું એનું પણ તેમને ભાન રહ્યું નહિ. તે જેમ તેમ કરી જમી ઉઠયા.

પછી મુખવાસાદિ લઇ જનકે તયાર કરાવી રાખેલા આસન-પર જઇ શુકમુનિ બેઠા. વળી તેમણે આત્મબોધ માટે પ્રશ્ન કર્યો. તે સાંભળી જનકરાયે પૂછયું, "હે વ્યાસપુત્ર ! તમે મને કહેશો કે આજે મારા શેહેરની તમે પ્રદક્ષિણા કરી તેમાં શું શું તમારા જોવામાં આવ્યું?" શુકદેવજીએ કહ્યું, "રાજન્ ! મ્હેં મારા હાથમાંના તૈલપાત્ર વગર માર્ગમાંનું બીજું કશું પણ જોયું નથી." "વારુ, તમે હમણાં શું શું જમ્યાં તે કહો ?" "અરે, એની પણ મને કશી ખબર નથી કે મારા ભાણામાં શા શા પદાર્થો હતા; કેમકે મારા આસનની બરાબર ઉપર જ એક શિલા ટિંગાઇ રહેલી હતી તે જોઇ, તે મારા-પર પડવાની બીકથી મારી દૃષ્ટિ ને વૃત્તિ તે તરફ જ હતી !" એ સાંભળી રાજાએ કહ્યું, "બસ એ જ તમને બોધ, ને એ જ ઉપદેશ; કેમકે તમે સંપૂર્ણ આત્મજ્ઞાની તો છો જ, તેથી પરમાત્મ સ્વરૂપનો તો તમને સાક્ષાત્કાર છે; પણ જેમ નગરપ્રદક્ષિણા કરતાં માર્ગની આસ-પાસની વસ્તુઓનું, અને જમતાં ભોજનના પદાર્થોનું, દેહોત્સર્ગના ભયથી તમને કશું ભાન રહ્યું નહિ; ને માત્ર તે ભયપ્રદ વસ્તુઓ તર-ફ જ તમારી વૃત્તિ ને દૃષ્ટિ સ્થિર ઠરી ગઇ; તેવી જ સ્થિરવૃત્તિ તમે જાણેલા પરમાત્મસ્વરૂપ તરફ રાખો એટલે તમને સંસાર કોઇ પણ રીતે બાધકારક થશે નહિ." આવી રીતે પ્રત્યક્ષ સમાધાન થવાથી, આનંદ પામી, જનકને ગુરુ માનીને, શુકદેવજી ત્યાંથી ચાલી નીકળ્યા. માટે હે વિશાલ, ધ્યાન સમયે તો શું, પણ નિરંતર પુરુષની વૃત્તિ એવી રીતે પરમાત્મામાં સ્થિર થાય ત્યારે જ તે એકાગ્ર–એકા-કાર–તદાકાર વૃત્તિ કહેવાય, અને તે વડે જ આત્મા તથા પરમાત્માનું પરમ ઐક્ય–અદ્વૈત થઇ જાય છે, અર્થાત્ તે બ્રહ્માકાર થઇ જાય છે.*

---

* પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન કરતાં મન તો અનેક માયિક વસ્તુઓમાં ચોંટેલું રહે અને બહારથી ઢોંગ આદરે, પૂજા પાઠ કરે, એ બીજું કંઇ જ નહિ, પણ માત્ર દંભ જ કહેવાય. એકાગ્રચિત્તવૃત્તિ વગર બ્રહ્મનું ધ્યાન–પ્રભુનું ધ્યાન પૂર્ણ કરેલું ગણાય નહિ.

### ૨૫–માયા.

પણ આ સમયે હે વિશાલ! મને એક શંકા થઈ છે કે, એ પ્રમાણે એકાગ્રવૃત્તિ રાખવી તે કાંઇ મનુષ્યના સ્વાધીનમાં નથી; કેમકે મનુષ્ય ગમે તેટલું મથે તોપણ તેને પ્રભુની માયા કોઈ ને કોઈ સમયે ભુલાવી દેછે. મનુષ્યના મનને નિર્મળ જળના જેવી ઉપમા આપી શકાય. જળનો ધર્મ દ્રવતાનો છે, તેથી સારી વા નબળી વસ્તુઓ સાથે તે જલદી મળી જાય છે, એટલે તેમાં અનેક પ્રકારના મળો ભેગા થઇને તેના ઉપર તે મળોના આવરણરૂપ લીલ બાઝી જાય છે, ને પછી તે જળને ઢાંકી દે છે. તેવી જ રીતે મનનો ધર્મ પણ દ્રવતાનો છે, તેથી તે કંઇ પણ જોતાં, સારા વા નબળા વિષયો તુરત દ્રવિત થઇ તે સાથે મળી જાય છે; એટલે તેમાં નાના પ્રકારના પાપરૂપ મળો એકઠા થઇ તેપર માયારૂપ લીલ બંધાતાં વાર લાગતી નથી. એવી રીતે માયા પછી પોતાના મોહ–આવરણની અંદર આત્માને તથા મનને બંનેને ઢાંકી દે છે. માટે એ માયાના આવરણમોહમાં ફસાયલો પ્રાણી કદી પણ પોતાની ચિત્તવૃત્તિ દૃઢ રાખી શકતો નથી.

### ૨૬–માયા એ શું છે?

ત્યારે માયા એ શું છે? શાસ્ત્રોમાં માયા માટે આ પ્રમાણે જૂદી જૂદી છ વ્યાખ્યાઓ કરેલી છેઃ–

તેમાંની ૧ લી–જે વસ્તુ ભૂત, ભવિષ્ય, વર્તમાન આદિ ત્રણે કાળમાં છે જ નહિ તેને છે એમ માનવી તેનું નામ માયા.

૨ જી–જીવના આત્મસ્વરૂપને, પોતાના આવરણથી જે આચ્છાદિત કરે છે તે માયા.

૩ જી–જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા પછી સમૂળી નિવૃત્ત થઇ જાય છે તેનું નામ માયા.

૪ થી–કાર્ય કારણ [જગત એ કાર્ય અને પરમાત્મા એ કારણ]ના ભેદનું કારણ–અર્થાત્ કાર્ય કારણના ભેદને ઉત્પન્ન કરનારી વસ્તુ તે માયા.

૫ મી–માયા એ વસ્તુતઃ કંઇ જ નથી; પણ વેદમાં આત્માને જગતનું કારણ તથા સર્વ જગત્‌રૂપ કહ્યો છે તેથી જગતનું કારણ સિદ્ધ

થવાને માટે (અર્થાત્ જગત્ ઉત્પન્ન થવાને પરમાત્મા વગેરે કોઈ કારણભૂત છે એમ નિશ્ચય થવામાટે) માત્ર માયાની કલ્પના કરી છે.

૬ ઠ્ઠી–પોતાના અધિષ્ઠાને જે આત્મા છે, તેના સાક્ષાત્કારવડે અજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે, એટલે તેને સર્વત્ર સત્ય પરબ્રહ્મ જ ભાસે છે, માટે એ અજ્ઞાન છે તેને જ માયા એવું નામ આપ્યું છે.

૨૭–માયા કેમ પ્રગટ થાય છે?

હવે એ માયા તો આપોઆપ ઉભી થાય છે. એના સામા થઈએ અને તેને ગણકારીએ નહિ તો તેનું કંઈ ચાલતું નથી, અને જ્યારે વિલાસવૈભવમાં, સંસારની અનેક પીડામાં અનુરક્ત થયા હોઇએ ત્યારે, પ્રાકૃત મનુષ્ય જેવા વ્યવહારમાં લપટાયલા હોઈએ ત્યારે, ગાનતાન રંગરાગની મસ્તીમાં નિર્મર્યાદ અવિવેક વેળાએ એ રાક્ષસી માયા, જે અનેક રૂપધારિણી છે તે પીડતી નથી. પણ જ્યાં આત્મા જાગ્રત થઇ ઉન્નત ભાવનાવાળો બનવા જાય છે ત્યાં એ સામી આવી નડે છે. જ્યારે એવો વિચાર થાય છે કે, આ સંસાર અસાર છે, આ જીવન વ્યર્થ છે ત્યારે; જ્ઞાન કથામાં વાંચે સાંભળે ત્યારે, સદ્ગુરુ સમાગમ વેળાએ, મહાત્મા જનો જે માર્ગે ગયા હોય તે માર્ગે જતી વેળાએ, એ માયા સામી આવી નડે છે. આપણું ચિત્ત જ જ્યારે દ્રવતાના ગુણવાળું છે, ત્યારે તેનાપર માયા પોતાનો પ્રભાવ બજાવ્યા વગર કેમ રહે?

એક વણિક્ નિત્ય સત્સંગ કરતો હોવાથી એક વિષ્ણુમંદિરમાં જઈ પ્રતિદિન પાછલા પહોરનો કથા સાંભળતો હતો. એક દિવસે કથામાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માનું અતિ અદ્ભુત ચરિત્ર ચાલી રહ્યું હતું; તેના રસમાં સર્વ શ્રોતાઓ એકાગ્રચિત્ત થઇ, ચિત્રવત્ આળેખાઇ ગયા હતા; પોતાના દેહનું પણ કોઈને ભાન નહોતું. એવામાં પેલા વણિકનો કોઇ અતલગનો અને વ્યવહારમાં બહુ પ્રતિષ્ઠિત ગણાતો સગો ત્યાં આવી તેને કહેવા લાગ્યો, “સંતદાસ! સંતદાશ! ઉઠો ઉઠો! એક લાગ આવ્યો છે. ફલાણા ફલાણા વ્યાપારમાં બે હજાર રૂપિયા મળે તેમ છે. સાટું તો મેં કીધું છે; માત્ર સહી કરવાની જ વાર છે. પણ મેં વિચાર કીધો કે, તમે મારા અતલગના સગા ને સ્નેહી, તે તમને મૂકીને મારાથી

એકલપેટા કેમ થવાય? માટે આખા ગામમાં તમને શોધતો શોધતો હું અહીં આવ્યો છું. માટે ચાલો, વાર કરો નહિ!" આ સમયે કથા સાંભળતાં સૌનું ચિત્ત એવું એકાગ્ર થયેલું હતું ને ત્યાં આગળ માયા કે કાયા કંઈએ નહોતું. પણ આ વ્યવહારિયાએ આવીને સૌનાં મન વ્યગ્ર કરાવ્યાં, ને પેલા સત્સંગી વણિકના મનમાં લાગેલી માયા પ્રગટી કે, "આવો મારો સગો; ને વળી આવા લાભકારક વ્યાપારમાં મારો ભાગ રાખી મારે માટે પોતે જ આટલો બધો રખડતો અહીં આવ્યો છે; તો પછી મારે અવશ્ય જવું જોઈએ; ન જાઉં તો મારો લાભ જાય, અને એને વળી બહુ ખોટું લાગે." આમ માયા બંધનમાં ફસાઈને તે વણિક્ ત્યાંથી ઉઠી પોતાના સગા સાથે ગયો, બજારમાં જઈ સાટું નક્કી કરી તેમાં સહી કરીને રૂપિયા ગણી આપી, માલ ઘરમાં પણ નાંખ્યો. પરંતુ માયા તે તો માયા જ! બન્યું એમ કે જે માલ તેઓએ ખરીદ્યો હતો અને તે મોંઘે ભાવે વેચાય એમ ચોકસ હતું પણ તેનો ભાવ દેશાવરોમાં તેની ભરતી થઈ જવાને લીધે ત્યાંના આવેલા સમાચારો ઉપરથી બીજે જ દિવસે બહુ મંદો પડી ગયો. જો તુરતાતુરત થોડી ઘણી ખોટ ખાઈને પણ તે ખરીદ કીધેલો માલ વેચી નાંખે નહિ તો આગળ તેમને ઘણી જ ખોટ ખમવી પડે એમ હતું. માલ મંદે ભાવે પણ વેચવો પડયો, ખોટ સજ્જડ ગઈ, ને લાભ આવ્યો હોત તો સૌને પોતાનો ભાગ વધારે રાખવાનું મન થાત, પણ ખોટનું શરીગત કોણ થાય? માટે ખોટમાં ભરવાના રૂપિયા પદરથી કાઢવા માટે બીજાએ આનાકાની કરવા માંડી ને તેમનામાં મોટો વિરોધ થયો; ને જેનું કહ્યું જરા પણ ઓલંઘાય નહિ એવા મોટા પ્રતિષ્ઠિત અને સ્નેહી સગાં સાથે પણ તેને પાકી શત્રુતા થઈ! કેવી માયા! કેવું માયાનું બળ!

આ પોતાના વ્યાપારની ખોટની વાત તેણે બીજે દિવસે તે કથા વાંચનાર સંતપુરુષ આગળ કરી ત્યારે તેમણે હસીને કહ્યું, "ભાઈ, ભગવદ્ગુણોના શ્રવણરૂપી અમૃતને છોડી માયામાં ફસાયો તો તારી આવી દશા થઈ. આએ ખોયું, ને તેએ ખોયું. પણ પ્રથમ જ તેં તારા સગાને કહ્યું હોત કે, 'શેઠજી, હું તો આ શ્રવણમાં બેઠો છું' માટે મારાથી આવી શકાય એમ નથી; પણ તેમ કરતાંએ જો મારાપર

આપનો જીવ બહુ તણાતો હોય તો મારે નામે આપ જ રાખજો, જે થશે તેનો હું ભાગીદાર છું:' તો તે પોતાની મેળે સમજીને ચાલ્યો જાત અને લાભના લોભથી બીજાને તે રળીને કોણ આપે–એવા વિચારથી તારો ભાગ ન રાખત; અને કદાચ રાખત તો શ્રીહરિ કૃપાથી તેમાં તને લાભ પણ થાત. પણ એ માયા તારા અંતરમાં પ્રબળપણે પ્રગટ થઇ, ને તેના આવરણમાં તારું મન ઢંકાઈ ગયું ત્યારે કર્મનાં ફળ ભોગવવાં જ જોઇયે !"

## ૨૮–માયા ઠગારી છે.

આ જગત્ આખું માયાના બંધનમાં પરોવાઇ રહેલું છે અને જેમ એક જ દોરી વા કળને લીધે આખો યંત્ર ચાલે છે, અથવા યંત્રથી થતું કામ કોઈની પણ સહાયતા વિના આપોઆપ થયા કરે છે; તેવી જ રીતે માયારૂપી યંત્રને લીધે આ આખું જગત્ ચાલે છે. હવે એ માયા એવી છે કે, પ્રાણીઓને તે પોતામાં ભૂલાવે છે. જેમ કોઈ ઠગારો મોંઢેથી મીઠું મીઠું બોલી લાગ આવ્યા પછી પોતાનાં અંતરનો દુષ્ટ હેતુ કામે લગાડે છે; અથવા કોઇ લુચ્ચો વેપારી સારો માલ દેખાડીને, આપતી વખતે ખરાબ માલ ધકેલી દે છે; તેમ આ માયા પોતામાં ફસાવવા માટે પ્રથમ પ્રાણીને પોતાના હિતનું અને સારું સારું દેખાડે છે, પણ પછવાડેથી પેલા સત્સંગી વણિકની પેઠે કંટકરૂપ થઇ પડે છે. શરીર ઉપરથી જોઇયે તો સ્ત્રી ઘણી જ સ્વરૂપવતી, નવયૌવના, પ્રિયંવદા લાગે છે: પણ તેની અંદર તો મળ, મૂત્ર, રક્ત, અસ્થિ, માંસ, મજ્જા ઇત્યાદિ સાવ દૂષિત પદાર્થો ભરચા છે. એ માયાનું રૂપ છે, એ તેનું ઠગારાપણું છે. એ ખરેખર એક ધૂતારી જ છે અને તેમાં ફસાયલું આખું જગત્ પણ તેના ગુણને અનુસરીને ધૂતારું છે. તેમાં વળી જગત્ તો એવું સ્વાર્થી ધૂતારું છે કે જે કંઇ કરે છે, તે ખરું જોતાં માત્ર પોતાના સ્વાર્થ–સુખને અર્થે જ કરે છે, છતાં ઉપરથી તેમાં સામાનું સુખ અને સ્વાર્થ પ્રદાશત કરે છે. જુઓ. સ્ત્રી અને પુરુષ પરસ્પર પોતાના જ સુખ–વિષયસુખ માટે એક બીજા સાથે પ્રીતિ બાંધે છે; પણ બહારથી પુરુષ કહેશે, "પ્યારી ! તને દુઃખ થાય એ મારાથી કેમ ખમાય ! માટે આ સઘળું હું તારા સુખને

અર્થે જ કરુંછું." ત્યારે સ્ત્રી કહેશે, "સ્વામીનાથ! આ દાસી આપની સેવા કરવા જ નિર્માણ થયલી છે, અને આપને સુખ થવાના પ્રયત્નોમાં જ નિરંતર રોકાયલી છે." અને બેમાંથી એકાદું મરે, ત્યારે પાછળ રહેલું પોતાના ડૂબેલા સ્વાર્થને માટે ઘાંટા કાઢી રડે છે; પણ તે મરનારનું કેમ થયું હશે, વા તેને દુઃખ હશે કે સુખ તેનો તે વિચાર કરતું નથી. તેવી જ રીતે પુત્રપર જે અત્યંત પ્રીતિ હોય છે તે, ઉપરથી પુત્રના સ્વાર્થની લાગે છે, પણ ખરું જોતાં તો પોતાના સ્વાર્થ માટે જ છે. જો પોતાના સુખ સારુ પ્રીતિ ન હોય ને પુત્ર સારું જ હોય તો પુત્ર નીચની સ્ત્રી સાથે લંપટ થઇ વટલીને તેને લઇ નીચ થઇ રહે, ત્યારે તેના ભેગાં તેનાં માબાપ રહેવા કાં નથી જતાં, 'કે આ મારો દીકરો બિચારો દુઃખી થશે?' પણ નહિ, તેમ કરે તો ઉલટું તેમને માટે મોટું દુઃખ આવી પડે છે, સઘળે ધિક્કારને પાત્ર થાય છે, અને જ્ઞાતિથી બહાર થાય છે. માટે છોકરો ગયો તો મૂવો, એનાં કર્મ એ ભોગવશે, આપણે શું કરીએ, એમ કહી બેશી રહે છે. તેવી જ રીતે ઘરેણાં ગાંઠાંને પણ મનુષ્યો સુંદર દાબડામાં ઘાલી ઢાંકીને તાળું મારે છે; ને કહે છે કે ઘરેણાંના રક્ષણને અર્થે આમ કીધું, પણ તેમાંએ સ્વાર્થ તો પ્રાણીને જ છે; કેમકે ઘરેણાંને શું કંઇ તાઢ વાવાની હતી કે તાપ લાગવાનો હતો કે તેની દયા લાવીને પોતે ઢાંક્યાં? પણ તેને કોઇ લઇ જાય તો પોતાને નુકશાન થાય ને પહેરે શું; એ જ હેતુથી તે સાચવી રાખે છે. એમ સર્વત્ર પોતાનો સ્વાર્થ નહિ તો બીજું શું છે? એવી રીતે ઠગારી માયાના આવરણ–મોહમાં રહેલું સૌ કોઈ પોતપોતાના જ સુખ સારુ પ્રીતિ કરે છે; અને એના આવરણ–મોહમાં–ન ઢંકાયલા તથા પરમાર્થ સારુ પ્રીતિ કરનારા પુરુષો વિરલા જ હોય છે.

### ૨૯—માયાનું બંધન.

પણ અવિદ્યાથી પૂર્ણ પ્રાણી શું કરે? એ માયાનું બંધન જ ઘણું અદ્ભુત છે; જેથી આપોઆપ જાણી તેમાં બંધાઇ ગુંચવાઇ જાય છે.

એક વણિક્ પુત્રનું સગપણ કોઇ દૂર દેશના સાહુકારની દીકરી સાથે કર્યું હતું. દેશાંતર હોવાથી તે સાહુકારની તરફનો પુરોહિત

જ માત્ર આવીને અહીં સગપણ કરી ગયો હતો; અને સઘળી વિગતથી તેઓને જાણીતાં કીધાં હતાં કે, "એ સાહુકારને ત્રણ પુત્રીઓ છે તેમાં સૌથી શ્યાણી તથા સુધાસમાન કાંતિવાળી મોટી દીકરી છે તેની સાથે તમારું સગપણ હું કરી જાઉં છું." હવે આ વણિકપુત્ર તો ભવિષ્યમાં પોતાની ગૃહિણી થનારી સાહુકારની પુત્રીના ગુણ સાંભળી બહુ રાજી થવા માંડયો. એ સગપણ ઘણાક દિવસ સૂધી રહ્યું, અને તે દરમ્યાનમાં શાહપુત્રે પોતાની તરફથી થનારી વહુને માટે ઘણાંક વસ્ત્રો, અલંકારો, તથા ખાવા વગેરે પદાર્થો મોકલ્યા. કર્મજોગે એવામાં એકાએક ખબર આવી કે તે સાહુકારની મોટી દીકરી મરણ પામી! આ સાંભળીને તે બિચારો પોકેપોક મૂકીને રડવા લાગ્યો; "એએએ! રે મારું ઘર ભાંગ્યું. હાય હાય રે! એવી ગુણ તથા સ્વરૂપવાળી સ્ત્રી મને કયાં મળશે! અરે, મારું ભાગ્ય ફૂટી ગયું, ઓય બાપલીઆ!" આમ તે વિલાપ કરવા લાગ્યો; જો કે તેણે અદ્યાપિપર્યંત તે કન્યાને પોતાની દૃષ્ટિથી જોઇ પણ ન હોતી. માત્ર તે સગપણ કરનાર પુરોહિતનાં વાકયથી જ એ માયાના બંધનમાં આવી પડયો હતો. માટે એવી રીતે વાકયજાળથી પણ માયા પ્રાણીને બાંધે છે. પણ ત્યારે—

### ૩૦–માયા કોને આધીન છે?

એવો મને પ્રશ્ન ઉઠયો કે ત્યારે માયા કોને આધીન છે? તેહું નિરાકરણ આમ છેઃ–માયારૂપી યંત્રને લીધે આ આખું જગત ચાલે છે. પણ જે કોઇ યંત્રની અમુક કળ અથવા દોરી તેના કર્ત્તાના અથવા ચલાવનારના હાથમાં હોય છે, તેથી તે જેમ જેમ તે કળને મરડે છે અથવા દોરીને ખેંચે છે, તેમ તેમ તે યંત્ર ચાલે છે. તેવી રીતે આ માયાયંત્રની દોરી જગકર્ત્તા શ્રીહરિના હાથમાં છે અને તે પોતાની ઇચ્છાથી જેમ ચલાવવા ઇચ્છે છે તેમ તે ચાલે છે અર્થાત્ માયા ઇશ્વરને આધીન, ત્યારે એ—

### ૩૧–માયા કેવી રીતે આપણને ન નડે?

માયા કેવી રીતે આપણને ન નડે? તેને માટે એ જ વિચાર મને દૃઢ થયો છે કે, જે વસ્તુ જેને આધીન હોય તેની કૃપા મેળવવી, જેથી તેની આજ્ઞામાં રહેનારી વસ્તુ આપણને બાધ કરી શકે

નહિ. ત્યાં દૃષ્ટાંત–એક દેશથી બીજા દેશમાં પોઠીઆઓદ્વારા વ્યાપારનો માલ લઈ જનારા વ્યાપારીઓને વણજારા કહેવામાં આવે છે. માર્ગમાં, જંગલમાં, રાત્રિને સમયે, તથા ભયના સમયમાં તેઓની પોઠોનું રક્ષણ કરવાનું કામ તેઓની સાથેનાં કૂતરાંઓ કરે છે; અર્થાત્ જ્યાં જ્યાં પડાવ પડયો હોય ત્યાં ત્યાં પોઠની ચારેબાજૂ તેઓનાં કૂતરાંઓ ફરતાં જ રહે છે; અને કંઈ ભય આવી પડયું તો તુરત પોતાના ધણીને જાગ્રત કરી દે છે. એમ કોઈ પણ અજાણ્યા માણસને તેઓ પોઠમાં આવવા દેતા નથી. એકાદા માણસને તે વણજારાની પાસેથી કાંઇ માલ લેવાની કે વ્યાપાર સંબંધે કંઇ વાતચીત કરવાની જરૂર પડી તો તે વણજારાના મુકામ આગળ જાય છે, ત્યારે તે બાજૂનો કૂતરો તેને અટકાવે છે, ને જોરથી પેસવા જાય તો કરડી ખાય છે; પણ તે માણસ વિનતિ સાથે વણજારાને હાંક મારે કે, 'ભાઇ, મારે તમારી પાસે આવવું છે,' તો વણજારો તુરત કૂતરાને હાંક મારી સમજાવી દે છે; અથવા પોતાની પાસે બોલાવી લે છે જેથી સુખેથી તે માણસ વણજારા પાસે જઇ શકે છે. તેવી જ રીતે આ માયા ઈશ્વરને આધીન છે માટે જો આપણે ઇશ્વરને પ્રેમપૂર્વક એકાગ્રચિત્તવૃત્તિએ સેવીએ,– અનન્ય ભાવવડે તેને શરણ જઈયે તો તે માયાને પાછી ખેંચી લે, એટલે પછી તેની સમીપ જવાને વિલંબ થતો નથી. પણ ઈશ્વરની સહાયતા વિના સ્વાભિમાનથી કોઈ જીવ તેને જિતવા માંગે તો તે ઉલટો તેમાં વધારે ફસાય ને વધારે દુઃખ પામે; કેમકે માયા ઘણી બળવાન્ છે એમ મહંત પુરુષો કહે છે. વિશાલ, આ સમયે મને પ્રશ્ન ઉઠયો કે ત્યારે એવી તેઃ—

## ૩૨–માયા કેવી છે?

માયા કેવી છે? આ પ્રશ્નના ઉત્તરમાં મને મહાભારતનું એક દૃષ્ટાંત સાંભરી આવ્યું:—

એક દિવસે ધર્મધુરંધર મહારાજા યુધિષ્ઠિર રાજસભામાંથી પરવારી અંતઃપુરમાં ગયા, તો ત્યાં મહારાણી દ્રૌપદીને દીઠાં નહિ! "કોઇ દિવસ નહિ, ને આજે મારા આવવાના સમયપર સતી કયાં ગયાં હશે," એવો વિચાર કરીને પોતે સૂના પલંગપર એકલા જ

સતીની વાટ જોતા બેઠા છે, એટલામાં થોડીકવારે સતી દ્રૌપદી આવ્યાં; પણ આજે તે સતીના ધર્મ પ્રમાણે મહારાજાને નમન, પ્રાર્થના કર્યા વગર કે તેમની આજ્ઞા પણ લીધા વગર જ લાગલાં તે પલંગપર બેશી ગયાં! તેથી આશ્ચર્ય પામી ધર્મરાજા (યુધિષ્ઠિર) વિચાર કરવા લાગ્યા કે, "આજે આમ કેમ? નિત્ય તો એ મારી નાના પ્રકારે સેવા કરે છે, ને આજ્ઞા લીધા પછી પલંગપર બેશીને મારાં ચરણ તળાંસવા માંડે છે, ને આજે તો તેમાંનું કંઇ નથી એ શું?" પણ તે પોતે મહાજ્ઞાની ને વિદ્વાન્ હોવાથી દ્રૌપદીનો ગુહ્ય પ્રતાપ જાણતા હતા, તેથી તેઓ સમજીને ઉઠી ગયા. તુરત જ સતી પલંગપર સૂઇ ગયાં, ને યુધિષ્ઠિરને પોતાના પગ ચાંપવાની આજ્ઞા કરી. વગર બોલે ને વગર ચાલે મહારાજા તેમના પગ ચાંપવા બેઠા! પછી દ્રૌપદીએ કહ્યું, "મહેલનાં બારી બારણાં સૌ ઉઘાડી નાંખો તથા ચક પડદા વગેરે ખુલ્લા કરી દ્યો!" તુરત તેમ કરીને વળી ધર્મરાજા સતીના પગ તળાંસવા બેઠા! એવામાં મહારાજાના નાના ભાઇ ભીમસેન બહારથી આવ્યા. તેમના જોવામાં આ સઘળો વિલક્ષણ પ્રકાર આવ્યો એટલે તે તો દિંગ જ થઇ ગયો, અને તુરત કોરે ખસી જઈ મનમાં કહેવા લાગ્યો, "અરે! આ શું? આજે ધર્મરાજા, દેવી દ્રૌપદીની–પોતાની સ્ત્રીની પગચંપી કરે છે? એ કંઇ ભ્રમિત થયા છે કે ગાંડા થઇ ગયા છે? કે શું છે? રે શું એમનામાં અધર્મનો પ્રવેશ થયો છે કે? પણ રે! આ તો મહાપીડાની વાત થઈ પડી! કેમકે મારો વારો આવશે ત્યારે મારે પણ એ પ્રમાણે જ કરવું પડશે. હાય! હાય! એ પગચંપી, તે પણ બાયડીની, મારાથી કેમ થશે? હું કદી એમ કરીશ નહિ! ભીમના હાથ તો રણમાં ઝુઝનારા છે, તે શું સ્ત્રીની પગચંપી કરશે કે? પણ ધર્મરાજાએ જે ધારો પાડયો તે મારાથી તોડી શકાય પણ કેમ? ત્યારે હવે મારે કરવું પણ શું? મારે આ વાતનો મર્મ કોને કહેવો?' આમ વિચાર કરતાં તેણે શ્રીકૃષ્ણ પાસે જવાનો નિશ્ચય કર્યો. રાત્રિ પડી એટલે તે શ્રીકૃષ્ણના ઉતારા પ્રત્યે ગયો. દ્વારપાળથી પ્રથમ ખબર મોકલી ભીમસેન અંદર ગયો તો શ્રીકૃષ્ણ પોતાના નિત્યકર્મથી પરવારી એક સુંદર આસનપર વિરાજેલા હતા. તેમને પ્રણામ કરી ધર્મરાજા તથા દ્રૌપદી સંબં-

ધીનો સઘળો વૃત્તાંત અથેતિ નિવેદન કર્યો, અને પ્રાર્થનાપૂર્વક કહ્યું કે, "મહારાજ, આપ કૃપા કરીને ધર્મરાયને સમજાવો, કે જેથી અત્યારથી જ એ કુટેવ નિકળી જાય. ધર્મરાજા આપનું જ કહેવું માત્ર માનશે." ત્યારે યાદવેશ્વરે કહ્યું, "ભીમસેન, એ વાતમાં હું વચ્ચે નહિ પડું, તેમ ધર્મરાજાને એ સંબંધે કશું કહી પણ નહિ શકું; કેમકે પ્રેમ એવો જ છે! ને તમારે પણ એમ જ કરવું પડશે; અર્થાત્ દ્રૌપદીના પગ ચાંપવા જ પડશે." ભીમસેન બોલ્યો, "પ્રભુ, ત્યારે શું સ્ત્રી સ્વરૂપવતી હોય માટે પુરુષે તેનાં લૂગડાં ધોવાં કે પગ ચાંપવા? એવી સ્ત્રી શા કામની? જે વસ્તુ સુખને અર્થે ગ્રહણ કરવામાં આવે, તેનાથી ઉલટું દૂષણ થતું હોય તો તે વસ્તુને શા માટે ગ્રહણ કરવી? એવો સેવક શા અર્થનો કે જે પોતાના સ્વામીને ખરારૂઢ કરે? અર્થાત્ ગધેડે બેસાડે, ને લજ્જા પમાડે? મહારાજ, સ્વાદમાં અને જોવામાં ગમે તો અમૃત તુલ્ય હોય, પણ પરિણામે ધર્મથી અથવા શરીરથી રહિત કરે (વટલાવે કે મરણ પમાડે) એવું ભોજન સુજ્ઞ પુરુષ કદી કરશે નહિ; તો પછી સ્ત્રી, કે જે ખાસ કરીને પુરુષની પરિચર્યા કરવા માટે જ સર્જેલી છે, તેની શું પતિ સેવા કરે?"

આ પ્રમાણે ઘણી ઘણી રીતે ભીમસેને વિનતિ કરી; પણ પ્રભુએ તો માત્ર એજ પ્રત્યુત્તર દીધો કે, "ભીમ, એ વાતને છેડવામાં કંઇ સાર નથી; માટે મનમાં જ સમજી બેશી રહે, ને ધર્મ કરે તેમ કર્યો જા. હું એ વાતમાં ધર્મને કશું કહી સમજાવી શકું તેમ નથી જ." આ પ્રત્યુત્તરથી સમાધાન ન થવાને લીધે, વિમાસણમાં પડેલો ભીમસેન ત્યાંથી પાછો આવ્યો. પણ તે દિવસથી તેના અંતરમાં આ વાતનો મોટો ખટકો પેઠો. જ્યારે જ્યારે એ વાત સાંભરી આવે ત્યારે ત્યારે તે બહુ ઉદાસ થઇ જાય અને જીવને કશું ચેન પડે નહિ. દિનપ્રતિદિન આ વાતે તેના મનમાં જબરું ઘર કર્યું, જેથી અન્નપાનાદિપરથી પણ તેની પ્રીતિ ઉઠી ગઇ, અને શરીર પણ બહુ સૂકાવા લાગ્યું. આમ ચિંતામાં ને ચિંતામાં ઘણાક દિન વીતિ ગયા. તેનું શરીર ઘણું દુર્બળ થયલું જોઇ માતા કુંતાએ તેને પૂછ્યું, "બેટા ભીમસેન! તારા શરીરની આવી અવસ્થા કેમ થઈ ગઈ વારુ! શું તારા ખાવાપીવાની સંભાળ બરોબર નથી રહેતી?

શું કોઈનાથી તને ભય પામવાનું કારણ મળ્યું છે? તેમ તો હોય નહિ, કેમકે તું મહા પરાક્રમી છે.” ત્યારે ભીમસેને કહ્યું, “માતુશ્રી, મને એક પ્રકારનો રોગ થયો છે, જેને લીધે મારા દેહની આવી દુર્દશા થઇ છે. એ રોગનું ઔષધ શ્રીકૃષ્ણ પાસે છે, પણ મને તે આપતા નથી, માટે આપ તેમને કંઇ કહો તો સારું!” તુરત કુંતાજીએ શ્રીકૃષ્ણ પાસે જઈ ભીમ સંબંધી વિનતિ કરી, ત્યારે તેમણે કહ્યું કે, “અરે ફોઇ, આવા સહજ કારણ માટે આપને આટલો બધો શ્રમ શું કામ લેવો પડયો? ચાલો, આજે જ અમાસ ને શનિવાર છે તેથી હું તેને ઔષધ આપીશ, રાત્રે ભીમને મારી પાસે મોકલજો.”

કુંતા માતાના કહેવાથી રાત્રિ થઇ એટલે ભીમ શ્રીકૃષ્ણ પાસે ગયો, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, “ભીમસેન, હું બતાવું ત્યાં આજે તમે જશો?” “હા; આપ જેમ આજ્ઞા કરશો તેમ કરવા માટે હું આપનો દાસ સદા તત્પર જ છું.” ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, “ઉત્તર દિશા તરફ જતાં શહેરથી કેટલેક દૂર ગંગાના તટપર એક અશ્વત્થ વૃક્ષ આવેલું છે, તેનાપર ચઢીને તમેં છૂપાઇ બેસજો; અને ત્યાં જે થાય તે સર્વે જોજો. પણ યાદ રાખજો, ત્યાં આગળ ભય ઘણો છે.” તુરત ભીમસેન શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈને તે અશ્વત્થ આગળ ગયો તો ત્યાં વ્યાઘ્ર, સિંહ ઇત્યાદિ ભયંકર પશુઓ, તેમ જ ભૂત, પિશાચ, ડાકિણી, વૈતાળ ઇત્યાદિ નિશાચરો, નાના પ્રકારના ભયપ્રદ શબ્દો કરી રહ્યાં હતાં; જે સાંભળી ગમે તેવા પુરુષનું કઠણ કાળજું પણ થરથરી જાય તેમ હતું. વળી રાત્રિ અંધારી ઘોર અને ગંગાનો પ્રવાહ ખળખળાટ કરી રહ્યો હતો. આ સઘળાથી કંઇ વીરપુરુષ ભીમને જરા પણ ભય થાય તેમ નહોતું, તે તો ત્યાં થતાં નાના પ્રકારનાં ચેટકો તથા કૌતુકોને બિલકુલ ન ગણકારતાં, સડસડાટ તે પીપળાના ઝાડપર ચઢી ગયો, અને પાંદડાંનો તથા ડાળીઓનો બરાબર ઘટાવ જોઇ તેને ઓથે એક મજબૂત શાખાપર જઇ બેઠો. જ્યારે દોઢેક પ્રહર રાત્ર વીતિ ત્યારે તે વૃક્ષની સામેના ભાગમાં એક પછી એક એમ નાના પ્રકારના ચમત્કારો ભીમસેનની દૃષ્ટિએ પડવા લાગ્યા.

પ્રથમ ત્યાં આગળ ઝળઝળાટ કરતો દિવ્ય પ્રકાશ થયેલો તેનો જોવામાં આવ્યો. પછી થોડીકવારે એક કાંતિમાન્ તથા બળવાન્ પુરુષ, પવન સમાન વેગથી, તે પ્રકાશવાળા સપાટ મેદાનમાં આવી, જગ્યા સાફ કરવા લાગ્યો. આ ભીમસેનનો પીતા વાયુ હતો. તે પછી દિવ્ય શિલ્પી વિશ્વકર્માએ ત્યાં આવીને જોતજોતામાં એક અતિ સુંદર અને અનેક પ્રકારનાં મણિઓ તથા રત્નોથી જડેલા સ્તંભવાળો વિશાળ મંડપ રચ્યો. તેની મધ્યે એક મહાતેજસ્વી સિંહાસન મૂકયું, તથા તેની આસપાસ બીજાં અત્યંત સુશોભિત નાનાં મોટાં આસનો ગોઠવી દીધાં. સભામંડપ તયાર થયા પછી રવિસોમાદિ નવે ગ્રહો, હાથમાં છડીઓ લઇ, દ્વારપાળો થઇને મંડપના દ્વાર આગળ આવી ઉભા રહ્યા. પછી એકાદશ રુદ્રો, દશે દિગ્પાળો તથા ઈંદ્રાદિ તેત્રીશ કોટી દેવો ત્યાં આવ્યા; જેમને નારદ મુનિએ યોગ્ય આસનોપર બેસાડી દીધા. પછી છપ્પન કોટી યાદવો સાથે શ્રીકૃષ્ણ પરમાત્મા પણ ત્યાં આવી બેઠા. તેની સાથે પાંચે પાંડવો આવ્યા. તેમાં પોતા જ જેવો ભીમ જોઇ આપણા ભીમસેનને બહુ આશ્ચર્ય થયું કે, "અરે! આ તે વળી પાંડવો કિયા ? ને ભીમ તે આ કે હું ? એમાંથી ખરો કયો ?" એટલામાં ગણો સહિત શંકર આવ્યા. તેમના ગણોને બહાર રાખી મુખ્ય ગણો તથા કુટુંબ સહિત શંકરને નારદે અંદર બેસાડ્યા. પછી વિષ્ણુ અને બ્રહ્મદેવ આવ્યા, જેમને પેલા સિંહાસનની બંને બાજુના આસનો પર બેસાડયા. આ પ્રમાણે આખું ત્રૈલોકય (ત્રૈલોકયની અંદર કાર્યભાર કરનારાઓ) આવ્યું, ને મંડપ સઘળો પરિપૂર્ણ ભરાઈ ગયો. પરંતુ મુખ્ય સિંહાસન તો હજી ખાલી હતું. એ જોઇ ભીમસેને વિચાર કીધો કે, "આ સઘળી દેવસભાનો મુખ્ય અધિપતિ તો હજી આવ્યો જ નથી; તે તે કોણ હશે ? કેમકે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ ત્રિગુણાત્મક ઈશ્વર પણ તેના સિંહાસનની નીચે બેઠા છે !" આમ વિચાર કરતા હતા એટલામાં તો એક મહાભવ્ય સ્વરૂપવાળી સ્ત્રી, છમછમાટ કરતી, છેટેથી આવતી જણાઇ ! તેણે દિવ્ય વસ્ત્રાલંકારો ધારણ કરેલા હતા. તેના અંગની પ્રભા આગળ તે આખા મંડપની અંદર બેઠેલા સૌ આંખાઝપ પડી ગયા. તેનો ચોટલો છૂટો હતો ને તે છેક પગની

પેની સૂધી આવી રહેલો હતો. લલાટમાં કુંકુમની ભવ્ય આડ કાઢેલી હતી, ને હાથમાં ત્રિશૂળ તથા પાશ ધારણ કરેલાં હતાં. તેના મંડપ આગળ આવતાં જ અંદર બેઠેલા સર્વે એકાએક ઉભા થયા, ને મહામાયા આદ્યશક્તિની જય જય બોલાવવા લાગ્યા. તે મહાદેવી મંડપમાં જઈ પેલા મુખ્ય સિંહાસન ઉપર બેશી ગઇ, પછી સૌ બેશી ગયા! ભીમસેનની દૃષ્ટિ જ તે મહામાયાના તેજને લીધે તેની ઉપર ઠરતી નહોતી; પણ ઘણીવાર નિહાળીને જોયું તો તેને જણાયું કે, "અહો! આ તો દ્રૌપદી દેવી પોતે જ! શું એનો પ્રતાપ આટલો બધો છે? કે જેને બ્રહ્મા વિષ્ણુ આદિ પણ નમન કરી મહામાયા આદ્યશક્તિ કહી વિનતિ કરે છે! અહો! દ્રૌપદી તો સાક્ષાત્ આદિમાયા છે! પણ વારુ, જોઉં તે હવે શું કરે છે!"

એટલામાં બ્રહ્મદેવ ઉઠી હાથ જોડી વિનતી કરવા લાગ્યા, ત્યારે તે મહામાયાએ તેમને પૂછ્યું, "કમલભૂ બ્રહ્મદેવ! સૃષ્ટિક્રમ બરાબર કરો છો કે?" "હા માતોશ્રી! આપની આજ્ઞા પ્રમાણે સેવક નિરંતર વર્ત્યો જાય છે." એમ કહી, બ્રહ્મા, આજ્ઞા થવાથી બેશી ગયા એટલે મહાદેવીએ વિષ્ણુને પૂછ્યું, "રે ચક્રપાણિ! તમારા વિશ્વંભર, એ પદને અનુસરીને તમે સૃષ્ટિનું પાલન યથાર્થ ચલાવો છો કે? હે શૂલપાણિ! (શંકરને કહ્યું) નિયમ પ્રમાણે સૃષ્ટિનું સંહારકાર્ય તમો ચલાવો છો કે? "બંનેએ નમન કરી વિનતિપૂર્વક, "માજી, આપની આજ્ઞાનુસાર કરચા જઈએ છીએ," ઇત્યાદિ પ્રત્યુત્તર કરચાથી નારદે તેમને બેસવાને કહ્યું. પછી ઇંદ્રાદિદેવો, દિગ્પાળો વગેરે સૌને તેમના પોતાના કામ માટે પૂછ્યું. છેલ્લે યમરાજા આગળ આવી નમન કરી ઉભાં રહ્યા, ને છ રુધિરથી ભરેલા તથા એક ઠાલો એવા સાત ઘડા દેવી આગળ મૂકી જણાવ્યું કે, "હે માતુશ્રી, આ છ કુંભો સૃષ્ટિના આરંભથી માંડીને–આ કલ્પ ચાલુ થયો ત્યારથી તે અત્યાર સૂધીમાં, મહિષાસુરાદિ અનેક દૈત્યો અને યોદ્ધાઓનાં રક્તથી ભરેલા છે; પણ સાતમો ખાલી છે, તે હવે થનાર કૌરવ પાંડવોના યુદ્ધ સમયે ભરાવાનો છે." એ સાંભળી દેવી દ્રૌપદીએ પૂછ્યું, "એ કેનાથી ભરવાના છો? એ બંને પક્ષના સૈન્યમાં જેના પ્રતાપી રક્તથી આ ઘટ ભરાય એવો યોદ્ધો કોણ છે?"

ત્યારે યમરાયે કહ્યું, "માજી, ભીમ યોદ્ધો પોતાના બળનું બહુ અભિમાન કરે છે, ને તેના મદને લીધે તે કોઇને પણ ગણકારતો નથી, તેના રક્તથી એ ભરવાનો છે. જો તે અહીં આવે તો હમણાં જ હું આપને ભરીને સાતે ઘટ પૂર્ણ કરી આપું !" એટલે વચમાં જ નારદજી બોલી ઉઠયા, "અરે યમરાજ, ભીમ તો આ પેલા અશ્વત્થના વૃક્ષપર સંતાઈ રહ્યો છે ! માટે તમારા દૂતો મોકલીને પકડાવી મંગાવો !" આ સઘળું ભીમસેન સાંભળતો જ હતો તે હવે થરથર કાંપવા લાગ્યો, ને વિચાર કીધો કે, "અહો ! આજે તો મોતની ઘડી આવી પહોંચી ! પણ ત્યારે મને શું યમદૂતો લેવા આવશે ? મારે આમે મરવું ને તેમે મરવું તો છે જ; ત્યારે યમદૂતોના હાથે જવા કરતાં લાવની હું પોતે જ જઇને દ્રૌપદી દેવીને પગે લાગું. એ મારી સ્ત્રી નહિ, પણ દેવી છે, સાક્ષાત્ મહામાયા આદિ શક્તિ છે, માટે તેની પગચંપી તો શું પણ તે જે કહે તે સેવા કરવા હું તત્પર છું," આમ નિશ્ચય કરતાં જ, પીપલાના વૃક્ષપરથી, એકાએક, ભીમસેન દ્રૌપદી દેવીને નમવા માટે ધડડધૂસ કરતો નીચે કુદી પડયો. પણ એટલામાં તો ત્યાં તે સભાએ નહિ ને કંઇએ નહિ ! સઘળી માયા જોતજોતામાં અદૃશ્ય થઇ ગઈ !!!

આથી ભીમસેનને બહુ ભય વ્યાપ્યો, શરીરપર પ્રસ્વેદનાં બુંદેબુંદ આવી ગયાં, ને અંતઃકરણ જોરથી ધડકવા લાગ્યું ! થોડીક વારે સાવધ થઇ ત્યાંથી જીવ લઇને તે નાશી શેહેરમાં; શ્રીકૃષ્ણના મુકામ આગળ ગયો, ને તેમને મળી, વીતેલી સર્વ વિગત યથાર્થ જણાવી. ત્યારે શ્રીકૃષ્ણે તેને ધીરજ આપી કહ્યું, "હે વૃકોદર ! હું પરમાત્મા આ જગતમાં ક્ષર* અને અક્ષર† એ બંને પુરુષોથી શ્રેષ્ઠ પુરુષોત્તમ છું; ને ત્હેં જોઇ તે મહાશક્તિ મારી માયા છે. એ મારે આધીન છે, પણ હું કોઇને આધીન નથી. મારી એ માયાના પાશથી જ આખું જગત્ વિંટાયલું છે; અર્થાત્ મારી પ્રેરેલી તે માયા સઘળું કરે છે. સભામાં ત્હેં જે જે જોયું તે સર્વ મારી માયાના તંત્રમાં છે, માટે એને મારી કૃપા વગર કોઈથી જિતાય

* ક્ષર–સર્વ ભૂત પ્રાણીમાત્ર. † અક્ષર–ઇશ્વર.

એમ નથી. એ કૃષ્ણા (દ્રૌપદીનું બીજું નામ કૃષ્ણા હતું) ને હું શ્રીકૃષ્ણ નામે જગતમાં પ્રકટ છીએ, માટે જ્યારે એ દ્રૌપદીના શરીરમાં મારી માયાનો પ્રવેશ થાય છે, ત્યારે ત્યારે તેને તારે સ્ત્રી નહિ માનતાં તેની સેવા કરવી પણ ભીમ, એ પ્રકાર કંઈ નિત્ય બનનાર નથી. એ તો માત્ર મારી માયાનું પ્રાબલ્ય તને દેખાડ્યું!" આવી રીતે શ્રીકૃષ્ણ પરમાત્માએ શાંતિ આપી ત્યારે ભીમસેનનું મન સઘળી શંકા, ભય તથા અભિમાનથી નિવૃત્ત થયું અને પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણને વારંવાર નમન કરી, પોતાને ભુવને ગયો. હે વિશાલ, પ્રભુની માયા એવી છે!

### ૩૩–માયા અસંખ્ય રૂપિણી છે.

વળી એ માયાનાં રૂપ અપાર છે. મહામાયા, આદિશક્તિ, આદિમાયા, જગન્માતા ઈત્યાદિ નામો, તેનાં અનેક રૂપોને અનુસરીને જ છે; અને તે સિવાય પણ જગતમાં તે પોતે અસંખ્ય સ્વરૂપે રહી છે. વળી જેમ માયાપતિ (પરમાત્મા) રજ, તમ, અને સત્વ ગુણ ધારણ કરી, બ્રહ્મા, શિવ અને વિષ્ણુરૂપે થયા છે, તેમ માયા પણ એ ત્રણે ગુણની દેવીરૂપે, ત્રણ સ્વરૂપ નિર્માણ કરીને વસી રહી છે. તે રજોગુણે લક્ષ્મી છેઃ જ્યાં લક્ષ્મી હોય ત્યાં પ્રત્યક્ષ રજોગુણનું રાજ્ય વ્યાપ્ત છે; અર્થાત્ ત્યાં સર્વત્ર રાજસી વૈભવ પ્રસરી રહ્યો હોય છે; તમો ગુણે કાલી છેઃ કાલિકા દેવી મહા તમોગુણી હોવાથી તેણીએ અનેક દુષ્ટ રાક્ષસોને હણ્યા છે અને મૃત્યુની અધિષ્ઠાતા દેવી તે જ છે, એટલે તમો ગુણવડે સંસારનો સંહાર કરવાનો ગુણ તેમાં પ્રત્યક્ષ છે; અને સત્વગુણે સરસ્વતી છેઃ સરસ્વતી એટલે વાણી અથવા વિદ્યા. જે વિદ્યાનો આશ્રય કરે છે તે મનુષ્ય બીજાઓ કરતાં વિશેષ સત્વગુણી હોય છે; અને વિદ્યાથી જ સત્વ ગુણના સમુદ્રરૂપ પરમાત્માનું જ્ઞાન થાય છે. એ ત્રિગુણી માયા જે મહાલક્ષ્મી, મહાકાલી અને મહાસરસ્વતી રૂપે છે, તે પ્રત્યેક સ્વરૂપનાં પણ અંશરૂપે બીજાં અસંખ્યરૂપોવાળી છે; જે રૂપો, તે તે રૂપોની ઉપાસના કરવાના ખાસ ગ્રંથોમાં પરિપૂર્ણરૂપે વર્ણવેલાં છે. હવે સાધારણ દૃષ્ટિથી જોઈએ તોપણ જણાય છે કે સરસ્વતી વાણીદેવી

એક જ પુરુષ કે મનુષ્યમાં અનેકરૂપે વસે છે, તો પછી અનેક પુરુષોમાં અનેકરૂપે હોય તેમાં શું આશ્ચર્ય? જેમકે એક જણને એક જ વાણીથી પૂછીએ કે, "કેમ ભાઇ, સારી પેઠે તો છોની? ત્યારે તેના ઉત્તરમાં તે કહેશે કે, "હાજી, આપની કૃપાથી આનંદ છે." અને બીજાને તે જ પ્રશ્ન પૂછીએ ત્યારે તે કહેશે, "શું, સારી પેઠે નથી ત્યારે તારે વળી કંઇ માંદાળાંદા પાડવાનો વિચાર છે કે શું?" આમ એક જ વાણીનાં રૂપો ભિન્ન ભિન્ન પડયાં છે. આજે એક છોકરી મળે તેને પૂછીએ કે, "કેમ બેટા અથવા કેમ બેહેન, ઠીક છેની?" પણ કાલે કદાચ તેની સાથે આપણાં લગ્ન થયાં તો તેને કદી બેટા કે બેહેન કહેવાશે નહિ, પણ તે વખતે જુદી જ વાણીનો પ્રયોગ કરવો પડશે. વિવાહ સમે એ જ વાણીથી ગાણું ગવાય છે, અને મરણ સમયે એ જ વાણીથી ઓ બાપ રે, ઓ મારે, એમ પોક મૂકાય છે. એક જ વાણીથી બોલાશે કે આ સંસાર અસાર છે, માટે પરમાત્માને જ સેવી જીવનનું સાર્થક કરી લેવું, ત્યારે બીજી વાણીથી સંભળાશે કે 'આ ભવ મીઠો તો પરાભવ કોણે દીઠો;' અહિં તો ખાઇ પી ચમનદારી ઉઠાવવી એ જ જીવનનું સાર્થક. એવી રીતે અસંખ્યરૂપે સરસ્વતિ છે. તેમ મહાલક્ષ્મી પણ અસંખ્યરૂપે છે. નાના પ્રકારના શૃંગાર, દ્રવ્ય, મોજ, શોખ, બાગ, બગીચા, મેહેલ, ઝુપડાં, હાથી, ઘોડા ઇત્યાદિરૂપે તે જણાય છે. મહાકાલી પણ અનેક પ્રકારના વ્યાધિઓ, દુઃખો, કલેશો, શસ્ત્રાસ્ત્રો, ભય, શોકાદિવૃત્તિઓ વગેરે દેહને અને મનને ક્ષીણ કરનારા પદાર્થોમાં અનેક રૂપે વ્યાપેલી છે એવા માયાના પ્રકાર છે.

### ૩૪–સર્વ રીતે દેવ (પરમેશ્વર) એક જ છે.

વિશાલ, યજ્ઞભૂ કહે છે, આ વેળા મને શંકા થઇ કે ત્યારે સર્વેશ્વર (સૌના ઇશ્વર–સૌના નિયંતા) શ્રીકૃષ્ણ અને તેમની આજ્ઞામાં રહેનારી માયા આદિશક્તિ છે, તથા તે મહામાયાના તંત્રમાં આ આખું જગત્ ભેરવાઇ રહેલું છે; પણ ત્યારે પુરાણોમાં, એટલે જે જે દેવને વિષે જે જે પુરાણ હોય તેમાં તો તે તે દેવને (બ્રહ્મા, વિષ્ણુ, શંકર, શક્તિ, સૂર્ય, ગણપતિ ઇત્યાદિ દેવોને) સૌ કરતાં વિશેષ કહેલા છે અને તેમનાથી પર કોઇ છે જ નહિ એમ વર્ણ-

વેલું છે, અર્થાત્ શિવપુરાણમાં શિવને સર્વથી શ્રેષ્ઠ, અનાદિ અને જગત્કર્તા કહ્યા છે; વિષ્ણુ પુરાણમાં વિષ્ણુને, દેવી પુરાણમાં દેવીને, અને ગણેશપુરાણમાં ગણપતિને સર્વથી શ્રેષ્ઠ, અનાદિ વગેરે કહ્યા છે, તો તે શું મિથ્યા હશે? વાસ્તવિક રીતે તેમ નથી. એ પુરાણ કર્તાઓનું કહેવું સત્ય જ છે. કારણ एको देवः केवलो निर्गुणश्च । દેવ તો સદા, સર્વદા, સર્વત્ર એક જ છે, પણ માત્ર ઉપાધિ ભેદે કરીને જૂદે જૂદે રૂપે પ્રતીત થાય છે. ઇશ્વર એક જ છે, એ સંપૂર્ણ જાણ્યા છતાં પણ પુરાણકર્ત્તા-શાસ્ત્રકર્ત્તાઓએ જુદા જુદા દેવોની ઉપાસના કરવાનું એટલા માટે કહ્યું છે કે, જગતમાં કંઇ સઘળા મનુષ્યો સમાન પ્રકૃતિ (સ્વભાવ)ના હોતા નથી; કોઇને કોઇ ને કોઇને કોઇ વાત-પર રુચિ હોય છે. માટે ઉપાસના કરનારા પોતાની રુચિ પ્રમાણે ઇચ્છામાં આવે તે દેવની ઉપાસના કરે, ને પૂર્ણ ભક્તિ કરી તેનો સાક્ષાત્કાર મેળવે તો પછી તેજ દેવના અનુગ્રહથી, સર્વત્ર દેવ એક જ છે એવું સ્પષ્ટ સૂઝશે; એટલે ઉપાસક જ્ઞાની થઇને નિર્ગુણ બ્રહ્મને ભજશે.

### ૩૫-માત્ર માર્ગ જ જૂદા છે.

સૌ શાસ્ત્રો, પુરાણો અને વેદનું પરમ લક્ષ તો એક જ છે; અર્થાત્ સૌએ જે જે કહ્યું છે તે માત્ર એક પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થવા અર્થે જ કહેલું છે, પણ તેઓએ, ભિન્ન ભિન્ન રુચિના મનુષ્યોને અનુસરવાને માર્ગો જૂદા જૂદા બતાવ્યા છે. ધાર કે, આ ભરતખંડની મધ્યમાં આવેલું અવંતી નગરી એક મોક્ષપુરી છે; માટે ત્યાં આખા ભરતખંડના આર્યજનો યાત્રાર્થે જાય છે. તેમાં પશ્ચિમ દિશાથી ત્યાં આવનારાઓ જુદે માર્ગે થઇ આવે છે, ને તેઓ પશ્ચિમ દરવાજે થઇને નગરમાં પેસે છે; પૂર્વ દિશાના લોકો તે દિશાભણીના માર્ગથી આવે છે, ને એમ ઉત્તર, દક્ષિણ આદિ દશે દિશાઓથી આવનારા યાત્રાળુઓ, પૃથક્ પૃથક્ માર્ગે જ આવે છે. એ સઘળાઓને માટે અવંતી જવાનો એક માર્ગ નથી; અને તે હોય જ કેમ? કારણ પૂર્વ દિશાના રહેનારાઓ, પશ્ચિમ ભણીના માર્ગે થઇ શા માટે જાય? તેમ જવાથી તેમને મિથ્યા ચોગણો પંથ કરી કષ્ટ વેઠવું પડે એ જ લાભ થાય! માટે જેને જે રુચે અને યોગ્ય તથા

સુગમ લાગે તે તે માર્ગે ઈશ્વરપ્રાપ્તિને માટે મનુષ્ય પ્રાણીએ યત્ન કરવો. પણ આ સારો કે તે સારો, આ ખરો કે તે ખરો, એવી શંકા કરનાર મનુષ્યો મિથ્યા ગોથાં જ માત્ર ખાય છે.

### ૩૬–દેવ (પરમાત્મા) એક જ છે.

બ્રહ્મ અદ્વૈત એક જ છે, અને તે અખંડ સર્વત્ર પરિપૂર્ણ છે. અનાદિથી પણ એ તેવો જ છે, એટલે નિરંતર છે, છે ને છે જ. તેનાથી પ્રથમ આકાશ ઉત્પન્ન થયું. એ આકાશથી વાયુ ઉત્પત્તિ પામ્યો, વાયુથી તેજ (અગ્નિ, સૂર્ય આદિમાં છે તે) ઉપજ્યું, ને તેજમાંથી જળ તથા જળમાંથી પૃથ્વી થઈ. એ પૃથ્વીમાંથી ઔષધી ઉત્પન્ન થાય છે, તેમાંથી અન્ન પાકે છે, અન્નથી વીર્ય નીપજે છે, અને તેથી પુરુષ (સૃષ્ટિ) ઉત્પન્ન થાય છે. એવી રીતે આ આખું જગત્ પરંપરાએ ઉત્પન્ન થયું છે અને તે વળી પાછું કલ્પ સમયે લય પણ બ્રહ્મમાં જ થઇ જાય છે. જેમકે પૃથ્વીપર ઉત્પન્ન થયલી સૃષ્ટિ માત્ર કાલે કરીને (મરીને, બળીને, દટાઈને, ભાંગીને, ઘસાઈને માટી થઇ જાય છે) પૃથ્વીમાં, પૃથ્વી; જળમાં, જળ; તેજમાં, તેજ; વાયુમાં, વાયુ ને આકાશમાં, આકાશ; પાછું પરમાત્મામાં લીન થઇ જાય છે. માટે પરમાણુથી તે ઈશ્વર સૂધી આખું જગત્ બ્રહ્મમાંથી ઉપજે છે, ને બ્રહ્મમાં જ લય પામે છે, માટે (સૃષ્ટિની આદ્યે, અંત્યે તથા મધ્યમાં નિરંતર) અખંડ બ્રહ્મ જ રહેલા છે અને તે દેવમાં દેવ, પશુમાં પશુ, જડમાં જડ અને ચૈતન્યમાં ચૈતન્ય રૂપે વ્યાપી રહ્યો છે. જે એક અને અદ્વૈત છે.

### ૩૭–મથન.

જ્યારે પરમાત્મા એક, અદ્વૈત અને સર્વ સ્વરૂપ છે ત્યારે તે દેખાતો કેમ નથી? તો તેના ઉત્તરમાં જાણ કે, કાષ્ઠમાં અગ્નિ સર્વત્ર વ્યાપી રહ્યો છે; પણ તે વ્યાપેલો દેખાતો નથી; પરંતુ જો બંને કાષ્ઠનું પરસ્પર ખૂબ મથન કરવામાં આવે તો તુરત તેમાંથી અગ્નિ પ્રકટી નિકળે છે; તેમ જ દૂધમાં સર્વાંશે ઘી ભરેલું જ છે; પણ બહાર દેખાતું નથી, પણ તેનું જમાવીને રુડી રીતે મથન કરવાથી (વલોવવાથી) ઘૃત ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મા સર્વત્ર વ્યાપક અદૃશ્ય છે, તે ગુરુ, સત્સંગ, સત્યશાસ્ત્ર, સદ્જ્ઞાન અને ભક્તિ

વિચાર ઇત્યાદિ દ્વારા મથન થવાથી દર્શન આપે છે, આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે, એટલે સર્વત્ર પરબ્રહ્મ જ જોવામાં આવે છે.

## ૩૮–જડ અને ચૈતન્ય.

જ્યારે પરમાત્મા કાષ્ઠમાં અગ્નિના ન્યાયની પેઠે વ્યાપક છે, ત્યારે તો કાષ્ઠમાંથી અગ્નિ નિકળી ગયા પછી તે અગ્નિથી રહિત થઇ જાય, માટે જડ અને ચૈતન્ય એ રૂપે આત્મા દ્વૈત કહેવાય એવી શંકા થાય એ સ્વાભાવિક છે. પણ તેમ નથી. અગ્નિ પ્રકટ થયા પછી કાષ્ઠ રહે જ ક્યાંથી? કેમકે પ્રકટ થયલો અગ્નિ તેને સદ્ય જ બાળીને ભસ્મ કરે છે. દૂધમાંથી ઘી થયું એટલે પછી દૂધ ક્યાં રહ્યું? તેવી જ રીતે જગતમાં જે કંઇ દૃશ્યાદૃશ્ય* વસ્તુ છે તે સર્વ જડ છે; અને તે જડનું અસ્તિત્વ ચૈતન્ય અથવા પરસત્ય પરમાત્માના અધિષ્ઠાનથી છે. જો ચૈતન્ય ન હોય તો જડનું અસ્તિત્વ હોય જ નહિ. ચૈતન્યના આધારે જ જડપદાર્થો પણ ભાસે છે. એમ ચૈતન્યમાંથી જડ પ્રગટ્યું છે. ને ચૈતન્યમાં જ તેનો પાછો લય થાય છે. માટે જડ અને ચૈતન્યમાં દ્વૈતપણું† નથી. દેહ જડ છે તે આત્મારૂપ ચૈતન્યથી પ્રકાશે (રહે) છે, પણ તેમાંથી ચૈતન્યરૂપ આત્મા બહાર નિકળી ગયો એટલે તે કદી તેવો રહેશે જ નહિ; અર્થાત્ હરકોઈ રીતે તે લય જ પામશે અને અવસાને ચૈતન્યમાં મળી જશે.

## ૩૯–સગુણ નિર્ગુણ.

ત્યારે એ ચૈતન્ય તો કેવળ નિર્ગુણ અને નિરાકાર હોવું જોઇયે; કેમકે નિર્ગુણ વગર સર્વત્ર વ્યાપકપણું ઇત્યાદિ વિશેષણો સંભવે નહિ અને તે નિર્ગુણને ઘણાં શાસ્ત્રો સગુણરૂપે વર્ણન કરે છે તેનું કેમ હશે? પ્રથમ તો મારા ગુરુદેવે જ મને પરમાત્મા મુરલીધરના સગુણ સ્વરૂપની ઉપાસના કરવા માટે ઉપદેશ કર્યો હતો અને તે વેળાએ તેમણે મને કહ્યું હતું કે, પરમાત્મા જગતરૂપે થવાથી સગુણ છે, ને પરબ્રહ્મરૂપે નિર્ગુણ છે.‡

---

* દેખાતી ને ન દેખાતી. † જૂદાપણું.

‡ રજ, તમ અને સત્વાદિ ગુણોથી રહિત સ્વરૂપ તે નિર્ગુણ, અને તે ગુણનો જેમાં સંભવ છે તે સગુણ સ્વરૂપ. જ્યારે ગુણોથી રહિત હોય ત્યારે તેને શરીર, રૂપ, આકાર આદિ કંઇ જ નથી; ને ગુણો સહિત હોય ત્યારે દિવ્યાદિ શરીર પ્રકૃતિ એ સઘળું છે.

એ પરબ્રહ્મનું સ્થાન કંઇ અન્ય સ્થળે નથી અર્થાત્ તે કંઈ જગતથકી વ્યતિરિક્ત નથી, પણ તેમાં તત્ત્વરૂપે રહ્યા છે; અને જગતનો જ્યારે લય થાય ત્યારે જે કોઇ શેષ પદાર્થ રહે છે તે એજ પરબ્રહ્મ છે. એક ગૃહમાં, કુળમાં, ગ્રામમાં, પ્રાંતમાં ને દેશમાં જેમ તેનો પાળક તથા મુખી હોય છે (રાજા વગેરે), તેમ પરબ્રહ્મ પણ પોતે જ જગત્‌રૂપ થઇને તેના પાલક અને નિયંતા (નિયમથી ચલાવનાર, આજ્ઞામાં રાખનાર) રૂપે આખા જગત્ કરતાં સર્વોત્કૃષ્ટ એવું એક પોતાનું નિત્યમુક્ત* સ્વરૂપ નિર્માણ કરે છે. એ પરમાત્માનું સગુણ સ્વરૂપ છે, માટે સગુણ નિર્ગુણ સ્વરૂપમાં ભેદ માનવો એ માત્ર વિતંડા છે. હા; એમ છે ખરું કે, સગુણ ઉપાસના નિર્ગુણ કરતાં સરળ અને પ્રથમથી જ આનંદદાયક છે; અને છેવટ સૂધી તે ઉપાસનામાં મગ્ન થવાથી, જેમ ભ્રમરીના ડંખથી કીટ, જતે દહાડે ભ્રમરીરૂપ થઈ જાય છે તેમ સગુણ પરબ્રહ્મની ઉપાસનાથી નિર્ગુણ પરબ્રહ્મને પૂર્ણતાથી પામે છે. તેમ જ પરબ્રહ્મમાં જ એકતાર થઇ જવાથી તે બીજા સર્વને ભૂલી જાય છે, અને તે જ રૂપ થઈ જાય છે.

## ૪૦–અક્ષર બ્રહ્મ.

સગુણ ઉપાસના સરળ અને નિર્ગુણ બ્રહ્મના જ્ઞાનમાં કારણ સહાયભૂત એટલા માટે છે કે જેમ અક્ષર એ (અક્ષર–ક, ખ, ગ, ઇત્યાદિ અથવા શબ્દ કે જે અક્ષરો દ્વારા સમજવામાં આવી શકે છે તે) કેવળ નિર્ગુણ નિરાકાર છે અને એ અક્ષર ક અથવા ખ મોઢથી બોલાય છે પણ તેનું સ્વરૂપ કેવું એ કહેવા કોઈ સમર્થ નથી; અર્થાત્ તે અરૂપ જ છે, પણ વ્યવહારમાં તે અક્ષરોને ઓળખવાનું અમુક સ્વરૂપ નિર્માણ કરવું પડે છે, જે આવો ક હોય તે જ ક કહેવાય. હવે તેમ જાણવાથી જ્ઞાની અને અજ્ઞાની, વૃદ્ધ અને બાળક સૌને તે નિરાકાર છે, છતાં પણ તેનું સરળતાથી સંપૂર્ણ જ્ઞાન થાય છે. તેવી જ રીતે, સગુણ બ્રહ્મની ઉપાસના કરવાથી પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન પણ સહજમાં થાય છે.

* નિરંતર મુક્તજન, જેને સંસાર જગત્ વગેરેથી કદી કશું બંધન નહિ, જેને જન્મ મરણાદિ, દુઃખ શોકાદિ કશું નહિ પણ જે પરમાનંદ સ્વરૂપ છે તે.

અક્ષર પણ બ્રહ્મ જ છે. અને તે 'અક્ષરબ્રહ્મ' એ નામથી શાસ્ત્રોમાં પ્રતિપાદિત છે. આ ઉપરથી કંઈ પરબ્રહ્મ જૂદો ને વળી અક્ષરબ્રહ્મ જૂદો છે એમ ન સમજવું. અક્ષર એટલે જેનો નાશ નહિ તે, અર્થાત્ અવિનાશી બ્રહ્મ, અને બીજી રીતે, જે વડે પ્રાણીઓ કહી, સમજાવી તથા પ્રમાણ કરી શકે છે એવો જે શબ્દ, તેનું જેના દ્વારા જ્ઞાન થાય છે એવો જે છે તે અક્ષરબ્રહ્મ. શબ્દજ્ઞાન આપનાર અક્ષરબ્રહ્મ કેવી રીતે ? દૃષ્ટાંત કે,–અમુક સ્થળે પોતાના કોઇ મિત્રને ઘેર મોટો લગ્નસમારંભ થવાનો છે; તેથી કોઇ મનુષ્યપર તે મિત્રને ત્યાંથી એક કંકોત્રી આવી કે, "સ્વસ્તિશ્રી–ઇત્યાદિ. અમારે ત્યાં અમારા પુત્ર ભાઈ કૃષ્ણજીવનનાં લગ્ન મહા સુદી ૫ નાં નિર્ધાર્યાં છે તે ઉપર સુંદર મંડપ રચાવેલો છે, ને સર્વ દેશાંતરોથી પણ અમારાં સગાં સંબંધી પધારવાનાં છે, તો એ પ્રસંગે આપ પણ જરૂર પધારી મંડપને શોભા આપશો." હવે એ કંકોત્રી, ઉપરથી નીચે સૂધી વાંચ્યા કરે તો તો તેમાં માંડવો, સમારંભ, સગાં સંબંધી એ કશાનું દર્શન તેને થશે નહિ; પણ એ અક્ષરો વાંચી, જ્યાંથી કંકોત્રી આવી હતી ત્યાં તેણે લક્ષણા કરી કે, "ફલાણે સ્થળે સઘળુ થવાનું છે, માટે આપણે ત્યાં જવું. નહિ જઇએ તો તેને ખોટું લાગશે." પછી ત્યાં જાય તો જ મૂળ વિષય જોવામાં આવશે. એવી રીતે અક્ષરબ્રહ્મના જ્ઞાનમાં શબ્દો પ્રમાણરૂપ છે. અક્ષરોથી શબ્દોનું અને શબ્દોથી અક્ષરબ્રહ્મનું, એમ ઉત્તરોત્તર જ્ઞાન થાય છે.

## ૪૧–પ્રતિમાપૂજન.

જેવી રીતે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કલ્પિત અક્ષરો ઉપરથી સમજાય છે, તેવી રીતે ભગવાનના સ્વરૂપનું, પ્રતિમા ઉપરથી પણ જ્ઞાન થાય છે. અક્ષરને તો જાણે મૂળે સ્વરૂપ જ નથી; પણ પરમાત્મા તો આખા જગતમાં અધિષ્ઠાતા તરીકે પોતાનું નિત્યમુક્ત અને સર્વસેવ્ય સ્વરૂપ ધારણ કરી રહ્યા છે. જેમનું સ્વરૂપ શાસ્ત્રોમાં વર્ણવેલું છે, તેમના સ્વરૂપને પ્રાપ્ત થવા માટે, શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે, પ્રાતમા કલ્પીને તેનું પૂજન કરીએ તો પરમાત્મા તે પૂજન અંગીકાર કરે છે. ભગવાનની પ્રતિમાને લક્ષ કરીને રોજ રોજ ધ્યાન કરતાં જ્યારે મન ભગવાનના સ્વરૂપ વિષે દૃઢ થાય

છે ત્યારે પછી પ્રતિમાની જરૂર રહેતી નથી. મનોવૃત્તિ ભગવદ્રૂપ થવા પછી, તે વૃત્તિનો પણ ધીરે ધીરે ત્યાગ કરીને, કેવળ પરમાત્મામય જ ધ્યાનાત્મ પુરુષ થઈ જાય છે. માટે પ્રતિમા, એ ભગવાનના સત્ય સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરવા માટે પ્રથમ સાધન છે. પ્રથમાભ્યાસીને પ્રતિમા વિના પરમાત્માના નિરાકાર સ્વરૂપનું એકદમ જ્ઞાન થઇ શકતું નથી. નિરાકાર જ્ઞાન સંપાદન કરવા માટે એ એક સોપાન છે.

## ૪૨–દ્વૈત.*

પરમાત્માને જૂદા માનવા, અને તેનાથી પોતાને જૂદો માનીને પરમાત્માની સેવા કરવી ઇત્યાદિથી તો પરમ દ્વૈતપણું (જગત્ અને ઇશ્વરમાં જૂદાપણું) કહેવાશે, આવી કેટલાએકને શંકા થશે, પરન્તુ તેવી શંકા કરવી નહિ. વાસ્તવિક રીતે દ્વૈત કંઇ આપણું કર્યું થતું નથી. પરમાત્મા જે, એક સ્વયંપ્રકાશ સચ્ચિદાનંદરૂપ છે તે તો એક જ છે. પણ દ્વૈત વગર આનંદ આવતો નથી, માટે ક્રીડા કરવાના હેતુથી, તેણે પોતે જ પોતામાંથી માયા ઉત્પન્ન કીધી, એટલે વગર પૂછે તે દ્વૈત થયું જ. એ માયાથી પછી આખું જગત્ ઉપજ્યું. પણ આ દ્વૈત કંઇ એમ માનવાનું નથી કે જગત્ એ કંઇ સ્વયમેવ જૂદો જ પદાર્થ છે, ને પરમાત્મા પણ જૂદો છે. બાપ દીકરો બે જૂદા તો ખરા જ; પણ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં, દીકરો બાપનો અંશ જ (તેના વીર્યથી ઉપજ્યો માટે), અને તેથી કરીને તેઓ એક જ છે. માટે સ્થૂળદૃષ્ટિએ પરમાત્મા અને જગત્ જૂદાં (દ્વૈત) દેખાય છે, પણ ખરું જોતાં જગત્ પરમાત્માથી જ થયું માટે તેનાથી જૂદું નથી જ. પણ એવું સૂક્ષ્મ

---

* દ્વી+ઇત=દ્વીત, તે જ દ્વૈત. દ્વી એટલે બે, ઇત એટલે જ્ઞાન. બે પ્રકારનું જે જ્ઞાન હોય તે દ્વૈત જ્ઞાન. તે બે પ્રકારનું જ્ઞાન એ સમજવું કે, કાર્ય કારણરૂપથી, નામરૂપથી અને જીવ ઇશ્વરરૂપ ભેદથી જે સમન્વય છે તે. દ્વૈતવાદી, જીવ અને ઇશ્વરને સદા ભિન્નસ્વરૂપ માને છે. દ્વૈતવાદી ઇશ્વર અને જીવનો આશ્રય–આશ્રયીભાવ, સેવ્ય–સેવક ભાવ માને છે, પણ જન્ય જનકભાવ અને તાદાત્મ્ય ભાવ માનતા નથી. મોક્ષ દશામાં પણ જીવ ઇશ્વરાકાર થતો નથી, પણ સ્વસ્વરૂપમાં જ રહે છે એમ કહે છે, માને છે, જેમ સાયંકાળે વિશાળ વૃક્ષમાં નાનાદિક દેશથી ચારો ચરી આવેલાં પક્ષીઓનાં ટોળાં શાંતપણે વસે છે, તેમ સંસારના સંબંધથી મુક્ત થયેલા જીવો કલ્પવૃક્ષસમાન પરબ્રહ્મમાં પક્ષીપેરે વસે છે.

રીતે જાણવાપણું કંઇ સર્વમાં હોતું નથી, જગતની દૃષ્ટિ તો સ્થૂળ છે, માટે તે એકાએક સૂક્ષ્મ થઇ શકે નહિ. તેથી પ્રથમ દ્વૈતપણે ઉપાસના કરતાં કરતાં, અત્યંત પ્રેમળભક્તિ થઇ એટલે તે પ્રેમળ જીવનો, પરમાત્મા સાથે આપોઆપ અદ્વૈતભાવ થઈ જાય છે.

## ૪૩–દ્વૈતવાદ.

પણ આવું સ્થૂળદૃષ્ટિએ દેખાવા માત્ર જે દ્વૈત છે, તેને દ્વૈતાદ્વૈત જ છે એમ ઠરાવવા માટે કોઇ યત્ન કરે તો તે ખોટું જ કહેવાય; ને તેમ સમજનાર પોતે કદી ખરા સત્ત્વ (પરમાત્માપ્રાપ્તિ)નો લાભ મેળવી શકે નહિ. વળી એ વાતના મિથ્યા મમત્વથી માનભંગ થાય તે જૂદું. આ માટે મને એક વાત સાંભરી આવીઃ–

કોઇ એક સમયે, કાશીપુરીમાં એક વિદ્વાન્ આવ્યો. તેણે અત્યાર પહેલાં બીજાં મોટાં મોટાં સ્થળોમાં મોટી મોટી સભાઓ ભરી હતી, તેમાં શાસ્ત્રાર્થ કરતાં પોતાનો દ્વૈતવાદ સિદ્ધ કર્યો હતો; ને ઘણાક વિદ્વાનોને પોતાના દ્વૈતવાદમાં સંમત કરી તેમની પાસેથી વિજયપત્ર મેળવ્યાં હતાં. કાશીમાં પણ તે એવા જ નિશ્ચયથી આવ્યો હતો. આ સમયે ત્યાં અદ્વૈતાનંદ સરસ્વતી નામના મહાજ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ સ્વામી વસતા હતા. શહેરના મોટા મોટા પ્રસિદ્ધ વિદ્વાનો પણ તેમની પાસેથી તત્ત્વજ્ઞાનપ્રાપ્તિની ઇચ્છાથી તેમની સેવા કરતા હતા. પેલો વિદ્વાન્ પણ સ્વામી પાસે આવ્યો; ને તેમને જણાવ્યું કે, “મહારાજ, હું દ્વૈત પ્રતિપાદક છું ને મેં તે વાદ સિદ્ધ કર્યો છે, માટે એ સંબંધે મારી સાથે વાદ કરીને કાં તો તમે તમારું અદ્વૈત સિદ્ધ કરી આપો, અથવા તો મારા દ્વૈતમત સિદ્ધાંત માટે મને તમારી સહીનું વિજયપત્ર લખી આપો.” તેનું આ બોલવું સાંભળી, સ્વામીએ જાણી લીધું કે આ કોઇ વિદ્યાનો ભાર વહન કરનાર વેદિયો ઢોર છે; ને તેથી જ કેવળ મિથ્યા મમત્વને લીધે, દેશાંતરોમાં ભટકી રહ્યો છે. પણ હશે; આપણે શો અર્થ છે? એણે વાદ માંગ્યો તો આપણે તે આપવો. એમ વિચારી, સ્વામીએ તેને વાદ આપવાનું કહી સભા ભરવી ઠરાવી અને તે પૂર્વે, તેમણે એક લાકડાં વેચનારને (કઠીઆરાને) તથા એક હજામને સમજાવી મૂકયા કે, અમુક વખતે અમારે સભા

ભરવાની છે, તો તે સમયપર, એક પછી એક તમારે સભામાં આવીને મને મળવું ને હું પૂછું તેનું ઉત્તર દેવું. નિર્માણ દિવસે ઘણાક પંડિતો સભામાં એકઠા થયા, ને તે સર્વની સાક્ષીથી સ્વામીનો તથા પેલા દ્વૈતવાદીનો વાદ શરુ થયો. પંડિતે પ્રથમ જ વચન કહ્યું કે–अद्वैतमसिद्धं । અદ્વૈત કહેવું એ ખોટું છે. सर्वशास्त्रेष्वपि द्वैतं प्रतिपादितं सर्वसंमतं च સર્વ શાસ્ત્રોમાં પણ સર્વ સંમતથી દ્વૈત જ પ્રતિપાદિત કરેલું છે. આ પ્રમાણે તેણે પોતાના દ્વૈતના પ્રતિપાદન માટે અનેક વચન કહ્યાં, ને હજું પણ તેનું વક્તૃત્વ ચાલૂ જ હતું. સ્વામી તો કશો પ્રત્યુત્તર ન આપતાં માત્ર તેનું ભાષણ શ્રવણ કરી રહ્યા હતા. પંડિતજીનું થોડુંક ભાષણ ચાલ્યું, તે પછી, સંકેતપૂર્વક પેલો લાકડાંવાળો માથે લાકડાંની ભારી લઈને આવ્યો. તેને તુરત સ્વામીએ સભામાં બોલાવી, સર્વના સાંભળતાં પૂછ્યું, "ભાઈ કઠિયારા, તું તો મોટો પરમેશ્વર દેખાય છે, જેથી આખી સભા તારા સામું જોઇ રહી છે!" એ શબ્દ સાંભળતાં જ તે ચમકીને બોલ્યો, "નારે બાપજી! હું કાં ને પરમેહર કાં? પરમેહર તે તો મોટો અન્નદાતા! તે તો મોટો દેવ, કેથે બેઠો ઓહે!" આખી સભા તેનાં વચન સાંભળી ખડખડ હસી પડી. ત્યારે સ્વામીએ વળી તેને કહ્યું, "અલ્યા સાબાશ છે! તું તો વગર ભણ્યે ને વગર મેહેનતે પરમેશ્વર તારા કરતાં જૂદો છે એમ તો જાણે છે, ત્યારે એવું દ્વૈત સમજવાને અમારે વર્ષોનાં વર્ષો શાસ્ત્રો ભણવાની મિથ્યા મેહેનત શા માટે કરવી જોઇએ. પછી તે કઠિયારે સ્વામીની ઇચ્છાથી, પોતાનાં કાષ્ઠ વેચી, તેનાં દામ લીધાં ને ત્યાંથી એક બાજુએ જઇ બેઠો. પેલો પંડિત કંઇ આનો મર્મ સમજ્યો નહિ તેથી તેણે તો પોતાનું ભાષણ જોસભેર આગળ ચલાવ્યું. એટલામાં પેલો હજામ આવ્યો. તેને પણ એ જ પ્રમાણે સભામાં બોલાવી સ્વામીએ કહ્યું, "આવ, ભાઇ આવ, તું તો અમારો પરમેશ્વર છે," ત્યારે હજામ બોલ્યો, "અરર! મહારાજ! આપ એ શું બોલ્યા? પરમેશ્વર ક્યાં ને હું ક્યાં? તે તો મોટો પ્રભુ, ને હું તો તેનો દાસ થવાને પણ યોગ્ય નથી." એને પણ એક કોરે બેસાડી સ્વામીજીએ સભામાં દૃષ્ટિ કરી ને જાણે સૌ પ્રત્યે કહેતા હોય તેમ બોલ્યા, "અહો પંડિતો! પ્રથમ તો દ્વૈત-

વાદ સિદ્ધકરવાના માન માટેનાં વિજયપત્રો, સુવર્ણ પત્રપર લખા-વીને આ હજામ અને કઠિયારાને આપવાં ઘટે છે; અને તે પછી ઘટે તો આ પંડિતજીને એક વિજયપત્ર આપવું; કેમકે પંડિતજી તો પચીશ ત્રીશ વર્ષ સૂધી બોહોળો શાસ્ત્રાભ્યાસ અને તેના મનનનો મોટો શ્રમ કરીને, આજે દ્વૈત સિદ્ધ કરવા લાગ્યા છે, પણ આ કઠિયારા તથા હજામે તો, વગર ભણે અને વગર મહેનતે આપણા સૌની આગળ દ્વૈત સિદ્ધ કરી આપ્યું કે જીવ ને ઈશ્વર જૂદા જ છે. હવે પંડિતજીને પણ મારે વિનયપૂર્વક કહેવું જોઈએ કે આવી અજ્ઞાનાવસ્થામાં પણ દ્વૈત જાણી શકાય છે, ત્યારે તે જાણવા અર્થે તેમને આટલાં બધાં વર્ષો શાસ્ત્રાધ્યયનપર મહેનત કરવાની કંઈ જરૂર નહોતી. દ્વૈત તો દુબળો અને હજામ સરખા પણ જાણે છે, તેમાં કંઈ વિદ્વાન્ કે વિદ્વત્તાનો ખપ નથી. પણ અદ્વૈત જાણવું એ મહાકષ્ટકારક ને પરિપકવ જ્ઞાનનું પરિણામ છે. ઉહાપોહને વિષે વિચક્ષણ, બુદ્ધિમંત, વિદ્વાન્ ને મુક્તના લક્ષણવાળો પુરુષ જ અદ્વૈત જ્ઞાનનો અધિકારી છે તથા વિવેકી, વૈરાગ્યવાન્, શમાદિ ષટ્સંપ-ત્તિથી સંપન્ન ને મોક્ષની ઈચ્છાવાળો હોય છે તે જ અદ્વૈત જાણી શકે છે. પરન્તુ દ્વૈત તો આવા ક્ષુલ્લક પ્રાણી પણ જાણે છે, વિશેષ શું?" આ ભાષણ સાંભળીને તે વિવાદ કરવા માટે આવેલો વિદ્વાન્ તુરત સમજી ગયો, જેથી લજ્જા પામીને તે દિવસે પોતાનું ભાષણ પોતાની મેળે જ સમાપ્ત કર્યું, ને બીજે દિવસે વિજય કે પ્રિજય-પત્ર લેવું મૂકી દઈને છાનોમાનો ચાલી નિકળ્યો.

તાત્પર્ય કે મતની સ્થૂળતા (અજ્ઞાનતા) દૂર કરવા માટે વિદ્યા-ભ્યાસ છે, જે કરવાથી મન પૂર્ણ રીતે વિચાર અને તુલના કરનારું બને છે; અને પછી તેને લીધે દ્વૈત જાણવાની સ્થૂળમતિ ખસી જઈને પરમાત્મા પરિપૂર્ણ એક જ છે એમ નિશ્ચય થાય છે.

### ૪૪—અદ્વૈત.

ત્યારે સદ્વિદ્યાના લાભથી મનની સ્થૂળમતિ મટી જઈને સર્વત્ર પરમાત્મા એક ભાસે છે એ કેવી રીતે? કેમકે જ્યારે મારામાં પણ તે જ આત્મસ્વરૂપ છે, ને ઇંદ્રમાં, અગ્નિમાં, કીડીમાં તથા હાથી અને ગરુડ એ સૌમાં પણ તે જ આત્મા છે, તો મને કીડીના

મનની તથા ઇંદ્રના સુખની કેમ ખબર પડતી નથી? ગુરુજીએ મને એ માટે સુવર્ણનું દૃષ્ટાંત આપેલું છે. સુવર્ણ એક જ છે, પણ તેના ઘાટ જૂદા જૂદા છે. મારાં કાનનાં કુંડળોમાંનું અને હાથની મુદ્રિકામાંનું સુવર્ણ એક જ છે ખરું, પણ જે સુવર્ણ કુંડળમાં છે તે જ સુવર્ણ મુદ્રિકામાં નથી, અગર જે સુવર્ણ જમણા કાનના કુંડળમાં છે તે જ સુવર્ણ ડાબા કાનના કુંડળમાં નથી. વળી આ સૂર્યનો પ્રકાશ પણ મને આ દૃષ્ટાંતમાં સહાયભૂત થઈ પડયો, કેમકે સૂર્ય પોતે પ્રકાશક એક જ છે. તેમ તેનો પ્રકાશ પણ સર્વત્ર એક જ છે; પરંતુ ઝીણી નજરે જોતાં જે પ્રકાશ આ સામેના આમ્રતરુપર પડેલો છે તેનો તે પ્રકાશ તેની જોડના કદંબતરુપર નથી. તેવી જ રીતે આ મારું આત્મસ્વરૂપ જે સર્વત્ર એકરૂપે જ પરિપૂર્ણ છે, તે જે રૂપે આ મારા શરીરરૂપી વ્યષ્ટિ* સ્થૂળ ઉપાધિને પ્રકાશે છે, તેના તે રૂપે કંઇ ઇંદ્રના શરીરરૂપી ઉપાધિને અથવા ઇંદ્રરૂપી ઉપાધિને પ્રકાશતું નથી, તો પછી હું ઇંદ્રના સુખની કે કીડીના મનની વાત કેમ જાણી શકું? માટે ઉપાધિ ભેદને લીધે જ જૂદાપણું ભાસે છે, બાકી આત્મા કેવળ અદ્વૈત જ છે.† દ્વૈત તો અવિદ્યાનું કાર્ય છે. સત્ય તો આ છેઃ—જેના આનંદ લેશથી વિશ્વ આનંદમય છે, જેના સત્ત્વાભાસમાં સર્વનો ભાસ છે, જેના આલોચન પછી સર્વ બીજું હેઠ છે, તે જ નિત્ય પરબ્રહ્મ હું છું. આ સર્વ બ્રહ્મ જ છે. દ્વૈત કંઈ જ નથી. ને જે દેખાય છે તે અવિદ્યાએ પ્રેરેલો રોગ જ છે.

## ૪૫–બ્રહ્મવેત્તા.

આ દ્વૈતના સમાધાનપરથી મને એમ થયું કે, ત્યારે એવા અદ્વૈત જાણનારા પુરુષો કેવા હશે? મારા ગુરુજીનું વચન મને યાદ આવ્યું કે તેવા પુરુષોને તો પછી આવા કે તેવા એમ કશી ઉપમા અપાય એમ રહેતું જ નથી; કેમકે तत्त्वमसि એ મહાવાકયનો ઉપદેશ થવાથી त्वं પદના લક્ષ્યાર્થમાં અને तत्

---

* ન્યાય દર્શન, વૈશેષિક દર્શન, સાંખ્ય દર્શન, યોગ દર્શન અને મીમાંસા દર્શન, એ પાંચ દર્શનમાં દ્વૈત સિદ્ધ કરવામાં આવે છે, અને ઉત્તર મીમાંસા–વેદાંત દર્શનમાં અદ્વૈત સિદ્ધ કરવામાં આવે છે. કેવળ માધવાચાર્યજીવાળા વેદાંત દર્શનમાં પણ દ્વૈત સિદ્ધાંત સ્વીકારે છે.

† આ અદ્વૈત શાંકરમત પ્રમાણે છે.

પદના લક્ષ્યાર્થમાં અને તત્ પદના લક્ષ્યાર્થને શાંતાત્મામાં લય* કરવાથી, આત્માનો 'સાક્ષી' 'આત્મા' કે 'બ્રહ્મ' ઇત્યાદિ કશી સંજ્ઞા રહેતી નથી. એવી રીતે વૃત્તિને બ્રહ્માકાર કરી શાંતાત્મામાં સ્થિતિ કરી રહેનાર પુરુષને બ્રહ્મવેત્તા (બ્રહ્મને જાણનાર) પણ કહેવાય નહિ; કેમકે બ્રહ્મવેત્તા એટલે તો બ્રહ્મને જાણનારો, પણ કંઇ બ્રહ્મ પોતે જ નહિ; અને આ પુરુષ તો બ્રહ્મરૂપ જ થયો, માટે તેને બ્રહ્મૈવ (બ્રહ્મ જ) કહેવો જોઇએ. જ્યાંસૂધી અવિદ્યા–અજ્ઞાન હોય ત્યાંસૂધી જીવરૂપે રહે છે, અને અજ્ઞાન જઇ જ્ઞાન થયું ત્યારે બ્રહ્મવેત્તા–બ્રહ્માકારવૃત્તિવાળો થાય છે. પણ આ શાંતાત્મામાં સ્થિતિ કરનાર બ્રહ્મૈવ તો અજ્ઞાન તથા જ્ઞાન બંનેથી રહિત હોવાથી બ્રહ્માકારવૃત્તિને પણ છોડી સ્વયંપ્રકાશરૂપે રહે છે.

### ૪૬–સ્વયંપ્રકાશ.

જ્યારે પરબ્રહ્મ પોતે સ્વયંપ્રકાશ છે, અને તેની જ સત્તાથી આ સર્વ જગત્ પ્રકાશે છે; તો એ કેવી રીતે પ્રકાશે છે ? તેનું સમાધાન આમ છે. પ્રથમ સ્થૂળદૃષ્ટિએ જોતાં પ્રશ્ન થશે કે આખા જગતમાં કોણ પ્રકાશ આપે છે ? સૂર્ય. જ્યારે સૂર્ય ન હોય ત્યારે ચંદ્ર પ્રકાશે છે, ને ચંદ્ર ન હોય ત્યારે અગ્નિ પ્રકાશે છે. પણ એ અગ્નિએ ન હોય તો ? તો તે વેળા વાણી પ્રકાશ આપે છે. જેમકે અંધારે કોઇએ બૂમ પાડી કે, "કોણ છે ?" ત્યારે તેને કહેવામાં આવે છે કે, "જમણા હાથ તરફ ચાલ્યા આવો, અમે છીએ." એવી રીતના ધ્વનિરૂપ વાણીના પ્રકાશથી તે સ્થળને જાણીને, સાંભળનાર તે આધારે આધારે ચાલ્યો જાય છે. એવી રીતે સૂર્ય,

* ગુરુએ તત્ત્વમસિ (તે તું છે) ઉપદેશ આપ્યો એટલે ત્વં પદનો લક્ષ્યાર્થ જે પોતાપણું (હું પણું) તેને તત્ પદમાં એટલે તે મારું મૂળસ્વરૂપ પરમાત્મા છે તેમાં લય કર, અર્થાત્–હું તે હું નહિ, પણ તે તું છું–પરમાત્મા છું એમ જાણ. પણ પછી તે અને હું એટલું માનવાપણું સાવ મટી ગયું એટલે સર્વત્ર કેવળ શાંત સ્વરૂપ આત્મા જ છે એવું જાણ્યું. હવે એવી સ્થિતિ થઇ ત્યારે તેને આત્મા (પરમાત્માનો અંશ) પણ કહેવાય નહિ; તેમ દેહમાં રહી સાક્ષીરૂપે તેનાં કર્તૃત્વ ભોક્તૃત્વ જોનારો એમ પણ તેને કહેવાય નહિ; તેમ તેને બ્રહ્મસંજ્ઞા પણ અપાય નહિ, કેમકે તે તો અનિર્વચનીય સત્વપરબ્રહ્મ થયેલો છે; અર્થાત્ તેને પછી કોઇ સંજ્ઞા (નામ–વિશેપણ- વાચ્ય થાય નહિ.

અગ્નિ આદિ કોઇ ન હોય ત્યારે વાણી પ્રકાશ આપે છે અને એ વાણી સ્વતઃ પ્રકાશિત નથી, પણ બ્રહ્મથી પ્રકાશ પામે છે; કેમકે શબ્દ (ધ્વનિ) થયો એ અક્ષરબ્રહ્મથી પ્રમાણ થાય છે. હવે તેની પ્રતીતિ અર્થે જુઓ કે બ્રહ્મ (આત્મા) સદા સર્વદા–દેહની સર્વ અવસ્થાઓ (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ)માં પ્રકાશિત જ છે. જેમ, મને ફલાણું સ્વપ્ન થયું હતું, અથવા હું સુખેથી સૂતો હતો; તો તે સ્વપ્ન સુષુપ્તિઆદિનો અનુભવ કરનાર આત્મા તો નિરંતર પ્રકાશ કરી જ રહ્યો છે. નહિ તો સુષુપ્તિ જેવી ઘાડ નિદ્રા થવાથી, દેહને કે ઇંદ્રિયોને કશું ભાન રહેતું નથી, તે સમે હું સુખે સૂતો હતો એમ કેવી રીતે કહી શકાય ! માટે એ સર્વ અવસ્થાનો સાક્ષી આત્મા નિરંતર સ્વયંપ્રકાશ છે, અને તે જ સૌમાં સ્વસત્તાથી પ્રકાશે છે.

## ૪૭–આત્મા આનંદરૂપ છે.

આત્મા સ્વયંપ્રકાશ છે, અને જાગ્રતાદિ અવસ્થા દેહને થાય છે, આત્માને નહિ; ત્યારે આત્માનું સ્વરૂપ કેવું હશે? મને ગુરુજીએ કહ્યું છે કે, આત્મા કેવળ આનંદરૂપ છે; અને તેને દેહની કોઇ અવસ્થા સાથે સંબંધ નથી, તે તો કેવળ સાક્ષી છે. અને તેથી સ્પષ્ટ દેખાય છે કે સુખ, દુઃખ, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક ઇત્યાદિ ધર્મો પણ મનના અને દેહના છે; આત્માના નથી. જો આત્માના હોય તો સુસુપ્તિ* કાળે તો સૌનો લય થઇ જાય છે, ને જ્યારે દેહને કશું ભાન રહેતું નથી, તે વખતે પણ આત્મા તો એકલો અસંગ સ્વયંજ્યોતિસ્વરૂપે જાગ્રત હોય છે. હવે એ આત્મા આનંદરૂપ કેવી રીતે? જાણ કે હરકોઇ પ્રાણીનો દેહ ગમે તેવો દુઃખી હોય તોપણ તેને એમ કહીએ કે, "ભાઇ, તું દુઃખ પામે છે માટે લાવ તને અમે મારી નાંખીએ; અથવા તું પોતે જ મરી જા," તો તે વાત તેને કદી સારી લાગશે નહિ; અને તે દુઃખી છતાં પણ જીવવા જ ઇચ્છશે; કારણ કે, આત્મા પોતે જ સર્વદા પરમાનંદનું સ્થાન છે, સુખ દુઃખ રહિત છે અને તે આત્માને લીધે જ તેની પાછળ રહેલાં સ્રી, પુત્ર, ઘરબાર વગેરે તથા ઇંદ્રિયાદિકનાં ઉત્તમ ખોળીયાં, વહાલાં લાગે છે; પરંતુ

* ગાઢ નિદ્રા.

તેના અભાવે કોઈ પણ વસ્તુ ઉપર પ્રીતિ-ભાવ થતો નથી. સર્વ વસ્તુ ઉપર પ્રીતિ થવાનું કારણ આત્મા છે, કારણ કે તે પરમાનંદ છે.

૪૮-બોધ.

આ વિચારપરથી મને નિશ્ચય થયો છે કે આત્મા તો નિરંતર જેવો ને તેવો જ-આનંદરૂપ જ છે, અને તેનો અનુભવ પણ સૌ મનુષ્યાદિ પ્રાણીઓ કરે છે. પરંતુ એ વાતનો તેમના અંતરમાં બોધ હોતો નથી, તેથી આત્માનંદ વિષે તેઓ કશું જાણી શકતા નથી. પ્રત્યેક મનુષ્યને બોધ જોઈએ. સ્ત્રીમાં સ્ત્રીપણું પરિપૂર્ણપણે છે, અને ઉમર સોળ વર્ષની થઇ છે; પણ હજુ સૂધી તેની મા, કે કોઇ અન્ય સ્ત્રી અથવા સખીની સાથે, પુરુષના સહવાસની વાત તેણીએ કદી અનુભવી નથી કે સાંભળી નથી. તેથી તે વાતનું તેને કશું ભાન નથી: તો જો કે તે ઘણીવાર કામકાજે પુરુષોના પ્રસંગમાં આવે છે. પણ જ્યારે એકાદી વખત તે સ્ત્રી એ સહવાસના સુખની વાત સાંભળે છે, તત્ક્ષણે તેના મનમાં તે માટેની સબળ લાગણી ઉત્પન્ન થાય છે, પછી અનુભવથી તેનો આનંદ કેવો છે તે જાણે છે. તેવી રીતે મનુષ્યને પણ બોધ વગર, આત્મજ્ઞાન સંબંધે બોધ થયા વગર, ખબર પડતી નથી ને આનંદ ભોગવાતો નથી. એ માટે મને એક દૃષ્ટાંત સાંભર્યું.

એક રાજા અને તેનો મશ્કરો ક્યાંક સાથે જતા હતા, એવામાં એક મેદાન આવ્યું. તેને જોઇ મશ્કરાયે કહ્યું, “અહો રાજાજી! આ મેદાન બહુ વિશાલ છે હો!” તે સાંભળી રાજાએ કહ્યું, “અરે વળી મેદાન તે શું? મેદાન કોને કહેતા હશે?” મશ્કરાએ વિચાર કીધો કે રાજાને અત્યારે મેદાન પ્રત્યક્ષ બતાવીશ તોપણ તે સમજશે નહિ, માટે કંઈ યુક્તિ કરવી. એવા વિચારથી તે બોલ્યો, “રાજાજી! એ માટે હું તમને પછી કહીશ, તેને માટે એક વર્ષની મુદત જોઇશે તથા ઘણી જમીન તથા ખરચવા પૈસા જોઇશે.” રાજાએ, તે જે ઇચ્છે તે તે આપવા કબૂલ કર્યું, પણ મેદાન શું એ જાણવાની બહુ ઉત્કંઠા જણાવી. પછી મશ્કરાએ એક મોટો જમીનનો ભાગ ખોદાવી; તેમાં પાસે પાસે જાતજાતનાં ઝાડ રોપાવ્યાં, ને અંદર ભાતભાતની કુંજો બનાવી. જ્યારે તે બગીચાનાં ઝાડ, માણ-

સથી સહજ ઉંચા થયાં ત્યારે તો એવો ઘટાવ થયો કે માંહે કોઈ બાજુથી જરા પણ પવન આવી શકે એવું પણ રહ્યું નહિ. હવે તે રાજાને પ્રતિદિન મેદાનની ઝંખના લાગી રહી હતી કે મશ્કરો ક્યારે મેદાન બતાવે; માટે તે રોજ તેને મેદાન માટે પૂછતો હતો. બગીચો ખરેખરો ખીલ્યો ત્યારે ખરેખરા ઉનાળાના દિવસ હતા, તાપ સખત પડતો હતો, પવન મંદો હતો ને મધ્યાહ્ન થયા હતા. તે વખતે મશ્કરો રાજાને લઈને તે બગીચામાં ગયો. રાજાએ કહ્યું, "અરે ભાઈ, મેદાન બતાવની! મને તે જોયા વગર ચહેન પડતું નથી." પછી રાજાને, મશ્કરાએ બગીચામાં સઘળે ફેરવ્યો, પણ તાપ પ્રચંડ પડતો હતો તથા ક્યાંયથી પવન આવતો નહોતો તેથી રાજા ઘણો અકળાયો, ને તે કહેવા લાગ્યો કે, "મેદાન બતાવ, નહિ તો મારો જીવ જાય છે." મશ્કરાએ સંકેત કરી આગળથી તે બગીચાનાં દરેક ઝાડ આગળ કુંવાડા સાથે એકેક માણસ ઉભો રાખ્યો હતો, ને તેમને સમજાવી રાખ્યું હતું તેથી જ્યારે રાજાની આવી આતુરતા જોઈ ત્યારે, તેણે સૌને સાન કરી દીધી કે તુરત જોતજોતામાં સઘળાં ઝાડવાં કપાઈ ભોંયપર પડ્યાં ને બગીચો હતો તેવું મેદાન થઇ રહ્યું! તે જ વેળાએ મશ્કરાએ રાજાને કહ્યું, "જુઓ મહારાજ! આ તે મેદાન!" તુરત ચારે કોરથી થંડો પવન આવ્યો, ને રાજા શાંત થયો. પછી રાજાએ કહ્યું, "અરે! આવું મેદાન તો મ્હેં આગળ પણ જોયું જ હતું?" ત્યારે મશ્કરો બોલ્યો, "મહારાજ, મેદાન તો તમે રોજ જોતા હતા; પણ તેનો તમને બોધ ન હતો, કે આને જ મેદાન કહેવાય છે: પણ હવે આ બોધ થવાથી તમે પૂરેપૂરું જાણ્યું." માટે વિશાળ, પ્રત્યેક વસ્તુ આપણે પ્રતિદિન જોઈએ છીએ, અનુભવીએ છીએ, પણ બોધ થયા પછી તેને યથાર્થ જાણીએ છીએ. તેમ જ આત્મબોધના સંબંધમાં પણ સમજવું.

૪૯—છૂટેલો છોડ!

મને જ્ઞાન થયું કે બોધ વગર મનુષ્યને આત્મજ્ઞાન થતું નથી: પણ એ બોધ ખરેખરા જ્ઞાતાદ્વારા થાય તો જ કામનો, નહિ તો કશું ફળ નથી.

તેના અભાવે કોઈ પણ વસ્તુ ઉપર પ્રીતિ-ભાવ થતો નથી. સર્વ વસ્તુ ઉપર પ્રીતિ થવાનું કારણ આત્મા છે, કારણ કે તે પરમાનંદ છે.

## ૪૮-બોધ.

આ વિચારપરથી મને નિશ્ચય થયો છે કે આત્મા તો નિરંતર જેવો ને તેવો જ-આનંદરૂપ જ છે, અને તેનો અનુભવ પણ સૌ મનુષ્યાદિ પ્રાણીઓ કરે છે. પરંતુ એ વાતનો તેમના અંતરમાં બોધ હોતો નથી, તેથી આત્માનંદ વિષે તેઓ કશું જાણી શકતા નથી. પ્રત્યેક મનુષ્યને બોધ જોઈએ. સ્ત્રીમાં સ્ત્રીપણું પરિપૂર્ણપણે છે, અને ઉમર સોળ વર્ષની થઇ છે; પણ હજુ સૂધી તેની મા, કે કોઇ અન્ય સ્ત્રી અથવા સખીની સાથે, પુરુષના સહવાસની વાત તેણીએ કદી અનુભવી નથી કે સાંભળી નથી. તેથી તે વાતનું તેને કશું ભાન નથી: તો જો કે તે ઘણીવાર કામકાજે પુરુષોના પ્રસંગમાં આવે છે. પણ જ્યારે એકાદી વખત તે સ્ત્રી એ સહવાસના સુખની વાત સાંભળે છે, તત્ક્ષણે તેના મનમાં તે માટેની સબળ લાગણી ઉત્પન્ન થાય છે, પછી અનુભવથી તેનો આનંદ કેવો છે તે જાણે છે. તેવી રીતે મનુષ્યને પણ બોધ વગર, આત્મજ્ઞાન સંબંધે બોધ થયા વગર, ખબર પડતી નથી ને આનંદ ભોગવાતો નથી. એ માટે મને એક દૃષ્ટાંત સાંભર્યું.

એક રાજા અને તેનો મશ્કરો ક્યાંક સાથે જતાં હતા, એવામાં એક મેદાન આવ્યું. તેને જોઇ મશ્કરાયે કહ્યું, "અહો રાજાજી! આ મેદાન બહુ વિશાલ છે હો!" તે સાંભળી રાજાએ કહ્યું, "અરે વળી મેદાન તે શું? મેદાન કોને કહેતા હશે?" મશ્કરાએ વિચાર કીધો કે રાજાને અત્યારે મેદાન પ્રત્યક્ષ બતાવીશ તોપણ તે સમજશે નહિ, માટે કંઈ યુક્તિ કરવી. એવા વિચારથી તે બોલ્યો, "રાજાજી! એ માટે હું તમને પછી કહીશ, તેને માટે એક વર્ષની મુદત જોઇશે તથા ઘણી જમીન તથા ખરચવા પૈસા જોઇશે." રાજાએ, તે જે ઇચ્છે તે તે આપવા કબૂલ કર્યું, પણ મેદાન શું એ જાણવાની બહુ ઉત્કંઠા જણાવી. પછી મશ્કરાએ એક મોટો જમીનનો બાગ ખોદાવી; તેમાં પાસે પાસે જાતજાતનાં ઝાડ રોપાવ્યાં, ને અંદર ભાતભાતની કુંજો બનાવી. જ્યારે તે બગીચાનાં ઝાડ, માણ-

સથી સહજ ઉંચા થયાં ત્યારે તો એવો ઘટાવ થયો કે માંહે કોઈ બાજુથી જરા પણ પવન આવી શકે એવું પણ રહ્યું નહિ. હવે તે રાજાને પ્રતિદિન મેદાનની ઝંખના લાગી રહી હતી કે મશ્કરો ક્યારે મેદાન બતાવે; માટે તે રોજ તેને મેદાન માટે પૂછતો હતો. બગીચો ખરેખરો ખીલ્યો ત્યારે ખરેખરા ઉનાળાના દિવસ હતા, તાપ સખત પડતો હતો, પવન મંદો હતો ને મધ્યાહ્ન થયા હતા. તે વખતે મશ્કરો રાજાને લઈને તે બગીચામાં ગયો. રાજાએ કહ્યું, "અરે ભાઈ, મેદાન બતાવની! મને તે જોયા વગર ચહેન પડતું નથી." પછી રાજાને, મશ્કરાએ બગીચામાં સઘળે ફેરવ્યો, પણ તાપ પ્રચંડ પડતો હતો તથા ક્યાંયથી પવન આવતો નહોતો તેથી રાજા ઘણો અકળાયો, ને તે કહેવા લાગ્યો કે, "મેદાન બતાવ, નહિ તો મારો જીવ જાય છે." મશ્કરાએ સંકેત કરી આગળથી તે બગીચાનાં દરેક ઝાડ આગળ કુંવાડા સાથે અકેક માણસ ઉભો રાખ્યો હતો, ને તેમને સમજાવી રાખ્યું હતું તેથી જ્યારે રાજાની આવી આતુરતા જોઈ ત્યારે, તેણે સૌને સાન કરી દીધી કે તુરત જોતજોતામાં સઘળાં ઝાડવાં કપાઈ ભોંયપર પડ્યાં ને બગીચો હતો તેનું મેદાન થઇ રહ્યું! તે જ વેળાએ મશ્કરાએ રાજાને કહ્યું, "જુઓ મહારાજ! આ તે મેદાન!" તુરત ચારે કોરથી થંડો પવન આવ્યો, ને રાજા શાંત થયો. પછી રાજાએ કહ્યું, "અરે! આવું મેદાન તો મ્હેં આગળ પણ જોયું જ હતું?" ત્યારે મશ્કરો બોલ્યો, "મહારાજ, મેદાન તો તમે રોજ જોતા હતા; પણ તેનો તમને બોધ ન હતો, કે આને જ મેદાન કહેવાય છે: પણ હવે આ બોધ થવાથી તમે પૂરેપૂરું જાણ્યું." માટે વિશાળ, પ્રત્યેક વસ્તુ આપણે પ્રતિદિન જોઈએ છીએ, અનુભવીએ છીએ, પણ બોધ થયા પછી તેને યથાર્થ જાણીએ છીએ. તેમ જ આત્મબોધના સંબંધમાં પણ સમજવું.

૪૯—છૂટેલો છોડ!

મને જ્ઞાન થયું કે બોધ વગર મનુષ્યને આત્મજ્ઞાન થતું નથી: પણ એ બોધ ખરેખરા જ્ઞાતાદ્વારા થાય તો જ કામનો, નહિ તો કશું ફળ નથી.

કોઇએક શ્રીમાન્ સાહુકારને ત્યાં એક પૌરાણિક પ્રતિદિન શ્રીમદ્ભાગવતની કથા કરતો હતો. કથા કરતાં તેને ઘણાં ઘણાં વર્ષ વીતિ ગયાં. શ્રીમદ્ભાગવતની અંદરના સર્વ ઇતિહાસો તથા કથાઓ વારંવાર સાંભળવામાં આવેલી હોવાથી શેઠને તે મુખપાઠ જેવી થઇ હતી. જેમ નિત્યે કથા સાંભળતા હતા, તેમ એક દિવસે પણ સાંભળતાં, શ્રીમદ્ભાગવતના માહાત્મ્યમાં એવું આવ્યું કે, "આ શ્રીમદ્ભાગવત જે કોઇ માત્ર એકવાર જ સાંભળે તો તેનું અંતઃકરણ શુદ્ધ થઇ, તેના સંકલ્પાદિ શાંત થઇ, પોતે શાંતિને પામે છે." આ વાક્ય સાંભળતાં જ તે શેઠ બોલી ઉઠયો, "મહારાજ! માહાત્મ્યમાં જ્યારે આમ કહ્યું છે, ત્યારે મ્હેં તો તમારી પાસેથી ઘણીવાર શ્રીમદ્ભાગવત સંપૂર્ણ શ્રવણ કર્યું છે; છતાં મને શાંતિ કેમ થતી નથી? હે દેવ! આ વાક્ય અતિશયોક્તિ ભરેલું તો નહિં હોય?" એ સાંભળી પુરાણી બાવાએ કહ્યું, "શેઠજી, સાક્ષાત ઇશ્વરાવતાર મહામુનિ શ્રીવેદવ્યાસજીનાં વચન ત્રિકાળે પણ છેતરનાર, અસત્ય, કિંવા અતિશયોક્તિવાળાં હોય નહિ, પણ એ વચનો સિદ્ધ ન થવા માટે તો આપણામાં જ–શ્રોતા અથવા વકતામાં જ–કંઇ દોષ હોવો જોઇએ." ત્યારે વળી શેઠે પૂછયું, "પુરાણીજી! વારુ ત્યારે એ દોષ કોનામાં હશે?" આ ઉપરથી બ્રાહ્મણે (પુરાણીએ) વિચાર કીધો કે, "હવે કેમ કરવું? મને તો બે પાસથી ધર્મ સંકટ આવી પડયું, જો શ્રોતામાં એટલે એ સાંભળનાર શેઠમાં દોષ છે એમ કહીશ, તો તે મનભંગ થઇ, મારી પાસે કથા શ્રવણ કરતાં શરમાશે, એટલે મારી જીવિકા જશે; ને મારામાં, અર્થાત્ વકતામાં દોષ છે એમ કહીશ તો તે પછી મારાથી કથા શ્રવણ ન કરતાં કોઇ બીજા પુરાણીને શોધશે, જેથી પણ મારી તો જીવિકા જશે જ." આવા વિચારથી તેણે શેઠને કહ્યું, "મહાશય, હમણાં તમે શ્રવણ કરો. તમારી શંકા હું કોઇ પ્રસંગે નિવારણ કરીશ."

બ્રાહ્મણને તો હવે આ શેઠના સમાધાનની જ ચિંતા થઇ રહી. તે મુંઝાયો કે, જ્યારે બીજી વખત શેઠ મને પૂછશે ત્યારે તેને હું શું કહીશ? આ વિચારથી તે પ્રતિદિન શોકમગ્ન રહેવા લાગ્યો; ને આજીવિકા જવાની બીકે શરીરે પણ બહુ સૂકાઇ ગયો. એવામાં

એક દિવસે કોઈ મહાત્મા સંતપુરુષ તેને ત્યાં પધાર્યા. તેમની સેવા પૂજા કરી, હાથ જોડી, શોકાતુર સરખો તેમની આગળ બેઠો ત્યારે તે મહાત્માએ આશ્વાસન કરતાં તેના દુઃખનું-કારણ પૂછ્યું. તે વેળા બ્રાહ્મણે સઘળી વિગત તે મહાત્મા આગળ વિદિત કરી. સ્વામીએ કહ્યું, કંઇ ચિંતા કરીશ નહિ; તે શેઠને જઇને કહે કે, મારે ઘેર કોઇ સાધુ પુરુષ આવ્યા છે તે તમોને ઉત્તર આપવા માટે ઘેર બોલાવે છે." તુરત તે બ્રાહ્મણ શેઠને ત્યાં ગયો ને એ પ્રમાણે કહી પોતાને ત્યાં બોલાવી લાવ્યો. પછી ત્યાંથી શેઠ, બ્રાહ્મણ તથા મહાત્મા એ ત્રણે જણ, શેઠની એક વાડી હતી ત્યાં ગયા. વાડીમાં એક સુંદર વિલાસભવન હતું, તેના એક સ્તંભ સાથે સ્વામીએ પ્રથમ પેલા બ્રાહ્મણને બાંધ્યો ને તેના સામેના સ્તંભ સાથે તે શેઠને તાણી બાંધ્યો! પછી તે બંનેની સામે ઉભા રહી, મહાત્માએ પ્રથમ બ્રાહ્મણને કહ્યું, "ભાઈ, જા તું તારા યજમાનને છોડ." ત્યારે બ્રાહ્મણે કહ્યું, "મહારાજ, હું પોતે જ બંધાયલો છું, તે શેઠને કેમ કરીને છોડી શકું?" પછી સ્વામીએ શેઠને કહ્યું, "શેઠજી તમારા પુરાણીને છોડો તો." શેઠે ઉત્તર આપ્યું, "મહારાજ, જેવો તે છે, તેવો હું છું. હું જો છૂટો હોઉં તો તેને છોડી શકું કેની?" તુરત જ સંતે તે બંનેને છોડી દીધા! ત્યારે શેઠે પૂછ્યું, "મહારાજ, મારું ઉત્તર કયારે આપશો?" મહાત્માએ કહ્યું, "અહો! હજુ તું સમજ્યો નહિ? તારું ઉત્તર હજુ બાકી જ છે કે? ત્હેં પોતાની મેળે જ તારા પ્રશ્નનું સમાધાન કીધું છતાં તને સમજણ ન પડી? બંધાયલો હોય તે બીજા બંધાયલોને કેમ કરીને છોડી શકે? પોતે જ બંધાયલો, એટલે વિષયાસક્તિમાં મગ્ન હોય તે વિષયાસક્ત પ્રાણીને બોધ કરે તો તેથી શું ફળ? પણ જો ઉપદેશ કરનાર પોતે શુદ્ધ અંતઃકરણનો-રાગદ્વેષ રહિત-અર્થાત્ મુક્ત હોય ને તે જો બીજા બદ્ધ* પુરુષને ઉપદેશ કરે તો, બદ્ધપુરુષ મુક્ત થઈ શકે. માટે તારે નિશ્ચે જાણવું કે 'છૂટેલો છોડે!' બંધાયલો છોડી શકે નહિ!

## ૫૦-સંત પુરુષ.

બોધ વિના મનુષ્ય જ્ઞાની થતો નથી, ને વળી તે બોધ તો

* વિષયથી બંધાયલો.

સંત પુરુષથી મળી શકે છે. સંતો એવા છે કે; બોધ તો શું, પણ તેના સમાગમ માત્રથી મનુષ્ય પાપ તથા દૈન્યથી મુક્ત થાય છે. એ માટે કહ્યું છે કેઃ—

गंगा पापं शशीतापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरेत्साधुसमागमः ॥ १ ॥

ભાવાર્થઃ—ગંગામાં સ્નાન કરવાથી પાપ જાય છે, ચંદ્રમા તાપનું હરણ કરે છે, ને દીનતા (દારિદ્રાદિ)ને કલ્પવૃક્ષ દૂર કરે છે; પણ સાધુ પુરુષનો સમાગમ તો એકે ફેરે એ ત્રણે (પાપ, તાપ, ને દૈન્ય) ને હરણ કરે છે. તે કેવી રીતે ? સાંભળઃ સંત અનીતિને માર્ગે જતા પ્રાણીને અટકાવીને તેમાં ક્લેશ તથા દુઃખ છે એમ સમજાવે છે, એટલે તેથી પાપ થતાં અટકે છે; અંતરના કામ ક્રોધાદિ ષડ્‌રિપુઓને મારવાનો ઉપદેશ કરીને શાંતિ આપે છે, તેથી પ્રાણીના સંસારના તાપ મટે છે, હવે સુખ દુઃખ, લાભ હાનિ વગેરે પ્રારબ્ધયોગે આપોઆપ થાય, તેમાં આપણું કંઈ ચાલતું નથી, તો પછી શા માટે મિથ્યા દીનતા રાખવી કે, "મને ફૂલાણું દુઃખ છે અથવા મારી પાસે ફૂલાણી વસ્તુ નથી?" એ પરમાત્મા જ કર્ત્તા હર્ત્તા છે, તે મેં જાણ્યા નથી, તે જ પીડે છે અને પ્રારબ્ધ તો બે ડગલાં આગળનું આગળ જ છે;

અને

यदभावी न तद्भावी भावी चेन्न तदन्यथा ।
इति चिंताविषघ्नोयमगदः किन्न पीयते ॥ १ ॥

જે થવાનું છે તે મિથ્યા થનાર નથી ને નહિ થવાનું હોય તે કદી થનાર નથી, માટે એવી ચિંતારૂપી વિષને હરનારું શાંતિરૂપ ઔષધ કાં ન પીવું ?" વગેરે વગેરે ઉપદેશ થવાથી, વિચારવાથી, મહાત્મા સંત પુરુષ પ્રાણીને દીનતાથી મુક્ત કરે છે એવા ઉદાર સંતપુરુષો હોય છે.

## ૫૧—સંત સંગતિ.

એવા સંતપુરુષોની સંગતથી પુરુષ સહજમાં, અત્યંત અલભ્ય એવાં આત્મસુખનો અનુભવ લે છે. એ સર્વ સંતની સંગતિનો જ પ્રતાપ છે. જેમકે—

असज्जनो सज्जनसंगयोगात्करोति दुःसाध्यमपीह साध्यं ।
पुष्पाश्रयाच्छंभुजटाविरूढा पिपिलिका चुंबति चंद्रबिंबम् ॥

અસજ્જન (હલકો, અસાધુ) પુરુષ પણ સજ્જન (સાધુ) પુરુષની સંગતિથી દુઃસાધ્ય* વસ્તુને પણ સાધ્ય કરી શકે છે (મેળવી શકે છે). જેમ કે કીડીએ ચંદ્ર પાસે જવાનું મન કીધું એ જોકે અસાધ્ય હતું તોપણ તેણે (ધતુરાના) પુષ્પનો આશ્રય લીધો તો તેની સાથે તે શંકરની જટાપર ચઢી (પુષ્પ કોઈએ શિવને ચઢાવ્યું તે સાથે) અને ત્યાં જઈ શિવે લલાટમાં ધારણ કરેલા ચન્દ્રમાંના બિમ્બનો સ્પર્શ કરીને પોતાની મનઃકામના પૂર્ણ કરી. એવી રીતે એ પુષ્પરૂપી સજ્જનના સમાગમથી, કીડીરૂપ અસજ્જન પણ શિવજટારૂપ અક્ષયપદારૂઢ થઈ સદ્ગતિને પામી, તો પછી મનુષ્ય જેવો કેમ પામી શકે નહિ? પણ એવી સંત-સંગતિ એકાદીવાર થઈ એટલે થયું એમ જાણવું નહિ, તે તો નિત્યકર્તવ્ય છે. એ માટે આ દૃષ્ટાંત છેઃ—

### ૫૨–સત્સંગ નિત્ય કર્તવ્ય છે.

એક મહાત્મા જ્ઞાની પુરુષે શ્રોતાઓનાં મન તપાસવાને કથા સંભાળવતાં, શ્રોતાઓ પ્રત્યે પ્રશ્ન કર્યો કે, "તમે પ્રતિદિન તમારાં ઘરનાં કામકાજ છોડી ચાર ચાર ઘડી મારી પાસે આવીને બેશી રહો છો તેમાં તમને શો લાભ છે?" મહાત્માનો આવો ઉલટા પ્રશ્ન સાંભળીને સર્વ શ્રોતા આશ્ચર્ય પામી સ્તબ્ધ થઈ બેશી રહ્યા; ત્યારે તેમાંના કોઈએક અનુભવી શ્રોતાએ તેમને પૂછ્યું; "ગુરુદેવ, આપ એ શું બોલ્યા? આપનાં દર્શનનો લાભ પણ અમને મળવો દુર્લભ છે, તો પછી આપનાં, સંસાર રોગને નાશ કરનારાં ઔષધરૂપ વચનામૃતો કાનમાં પડવાનાં અમારાં પામરોનાં ભાગ્ય ક્યાંથી? આપના પ્રતિદિનના સમાગમથી અમોને અતિ ઘણો લાભ છે. અમારો તથા સંસારનો, નોળીયા સર્પના જેવો પ્રસંગ છે, નોળી-યાને અને સર્પને સ્વાભાવિક વૈર હોય છે, તેથી સર્પને જોતાં જ નોળીયો પોતાના દરમાંથી નીકળીને તે સાથે લડવા માંડે છે. લડતાં લડતાં સર્પ નોળીયાને જોરથી એવા દંશ કરે છે કે જેથી તેનું વિષ

* ન મળી શકે એવી.

નોળીયાના અંગેઅંગે વ્યાપી જાય છે. પણ જ્યારે તે બીચારો અશક્ત થઇ જાય છે, ત્યારે તુરત સર્પ આગળથી સટકી જઈ પોતાની વાડમાંથી કોઈ એવી વિષહારક બુટ્ટી (વનસ્પતિ) સુંઘી આવે છે કે, તેનું સઘળું વિષ તથા શ્રમ સમૂળું દૂર થઇ જાય છે, વળી પાછો તે સર્પ સાથે લડે છે, એટલે તેનું ઝેર ચઢી જાય છે જેથી ફરી જઇને તે જડીબુટ્ટી સુંઘી આવે છે. વળી લડે છે. ને વળી બુટ્ટી સુંઘી આવે છે, એટલે પાછો હતો તેવો હુશિયાર થઈ સર્પ સાથે લડે છે. એમ લડતાં લડતાં સર્પને આખે અંગે પ્રહારો કરીને છેવટે મારી નાખે છે અને શત્રુ રહિત થઇને સુખે વસે છે. તેમ, આ સંસારરૂપી સર્પની સાથે અમારે લડવાનું છે. આખો દિવસ લડવાથી (કામકાજ વ્યવહારાદિ કરીને તેનું ઝેર તથા થાક અમને ચઢી જાય છે ત્યારે અમે નોળીયાની પેઠે, આપ સદ્દગુરુનાં વચનરૂપ જડીબુટ્ટીને સુંઘી (જ્ઞાન શ્રવણ કરીએ છીએ) એટલે હતા તેવા થઇને પાછા સંસાર સર્પ સાથે યુદ્ધ ઝમાવીએ છીએ. એમ લડતાં લડતાં, જ્યારે એ સંસાર સર્પ મરી જશે ત્યારે અમે નિર્ભય થઇને આત્મસુખ ભોગવશું. એટલા માટે હે સ્વામીજી, આપનાં વચનામૃતોનું શ્રવણ અમારે નિત્ય કરવું જોઇએ.

## ૫૩–સંસાર સાગરમાં શરીર નૌકા.

ગુરુજીનાં (આ મહાત્મા સંત વગેરેનાં પણ) અને વેદ શાસ્ત્રાદિનાં વચનો, સંસાર રોગની ઔષધિરૂપ અથવા તો ખરેખર પારસમણિરૂપ છે એમ મને નિશ્ચય થયો હતો, તેમાં આ દૃષ્ટાંતથી તે નિશ્ચયને પુષ્ટિ મળી. સમુદ્રમાં ઘણે સ્થળે લોહચુંબકના પહાડ હોય છે તેથી તેની નજીક થઇને જો કદાચ લોઢાના ખીલાઓવાળું વહાણ નિકળે તો તે, ચુંબકના આકર્ષણથી ઘસડાઈ, તે પહાડની સાથે જઇ અફળાય છે, ને ભાંગી ફૂટી આખરે ડૂબી જઇ વિનાશ પામે છે. પણ તેમ થવા અગાઉ જ કદાચ નૌકાપતિ પોતાના વહાણને પારસમણિનો સ્પર્શ કરે (જ્યાં જ્યાં લોઢું હોય ત્યાં ત્યાં પારસમણિ લગાડે) તો તેથી તેમાંનું લોઢું પોતાનું મૂળરૂપ બદલીને (આકૃતિ બદલ્યા વગર) સુવર્ણરૂપ થઈ જાય અને તેથી પછી તેવા લોહચુંબક પાષાણના આકર્ષણનો તેને મુદ્દલ ભય રહે નહિ; અને તે વહાણ સુખેથી

પેલે પાર જઈ શકે છે: તેવી જ રીતે આ સંસાર સમુદ્રમાં વિષયની વાસનાઓ રૂપ લોઢાના ખીલાઓથી જડેલું (સૂક્ષ્મ અથવા લિંગ) શરીરરૂપ વહાણુ, પાંચ વિષયો (વિષયના પદાર્થો–ગાયન, શ્રવણ, સ્ત્રીસેવન, ઉપવન વગેરેનું નિરીક્ષણ, મિષ્ટભોજન, પુષ્પ, અત્તરનો સુવાસ વગેરે) રૂપ લોહચુંબક પાષાણના આકર્ષણથી, તેની તરફ ઘસડાઇ જાય છે અને તેની સાથે (તે વિષયરૂપ પાષાણ સાથે), અફળાઇને (આસક્તિથી) નાશ પામે છે. (જન્મ મરણાદિમાં પડે છે) પણ જો ગુરુ, વેદ, શાસ્ત્ર ઇત્યાદિથી મળેલાં મહાજ્ઞાનરૂપી પારસમણિનો, તે શરીરરૂપ વહાણને (અર્થાત્ ઇંદ્રિયોની અધિષ્ઠાતા મન સહિત બુદ્ધિને) સ્પર્શ થાય, અર્થાત્ યથાર્થ જ્ઞાન થાય કે, 'હું બ્રહ્મ છું, અસંગ છું.' શુદ્ધ છું, આ વિષયો મારા નથી,' તો તે વહાણમાંના વાસનારૂપ ખીલા કે જેઓ દુષ્ટવાસનાની આસક્તિને લીધે લોઢા જેવા નીચ પદને પામેલા છે, તેઓ, એ દિવ્ય સુવર્ણરૂપ થવાથી, એટલે વૈરાગ્યને લીધે આસક્તિરૂપ મળથી રહિત થઇ શ્રેષ્ઠ જ્ઞાનવડે ઉત્તમરૂપ પ્રાપ્ત થવાથી, તેના ઉપર પેલા વિષયોરૂપ ચુંબકપાષાણનું જોર ચાલી શકતું નથી, કારણ કે પુરુષ તેમને મિથ્યા જાણી, તેમના ઉપર વિતૃષ્ણ થઈ જાય છે એટલે નિર્વિઘ્ને સંસાર સાગર તરી પેલે પાર પહોંચી પરમપદને પામે છે.

## ૫૪–વૈરાગ્ય.

વિષયો ગમે તેવા બળવાન્ છે, છતાં મનુષ્યને તેપર વૈરાગ્ય ઉપજે તો પછી તેઓનું જોર ચાલતું નથી, એમ ઉપરના દૃષ્ટાંતમાં કહેવામાં આવ્યું છે. પણ હવે વૈરાગ્ય કેમ ઉપજે તેનો ખુલાસો કરું છું. આ જગતની વસ્તુઓ–જેનાપર અતિશય આસક્તિ હોય તે વિષયો વ્યર્થ છે, અનિત્ય છે, અને પરિણામે દુઃખદાયક છેઃ એવું ખરું જ્ઞાન થાય છે ત્યારે તે ઉપરથી પ્રીતિ ઉઠી જાય છે અને વૈરાગ્ય ઉપજે છે. પરંતુ કૃત્રિમ વૈરાગ્ય કંઇ પણ કામનો નથી. વૈરાગ્યના સંબંધમાં મને એક વાત યાદ આવી હતીઃ–

કોઇએક મોટા ધનાઢય શેઠનો પુત્ર, કોઇ ગામના તેવા જ ધનાઢયની પુત્રીને પરણ્યો હતો. દૈવેચ્છાથી લગ્ન થયા પછી કેટલેક દિવસે તેનાં માબાપ, સર્વ સમૃદ્ધિ તેને સોંપી દેવલોક પામ્યાં. સમય

આવતાં તેણે પોતાની સ્ત્રીને ઘેર તેડી, ને સંસારની રીતિ પ્રમાણે રાત્રી પડતાં તેઓ સૂવા ગયાં. રંગમેહેલમાં તો હાંડી, તકતા, પુષ્પ, ધૂપ, ચંદનાદિક સુગંધી પદાર્થોથી તથા છત્ર પલંગ ઇત્યાદિથી અત્યંત શોભા બની રહેલી છે, દંપતી પલંગપર સૂતાં છે, એટલામાં જ તે વણિક્પુત્રની દૃષ્ટિ તે રંગપલંગની સામેની ભીંતપર પડી. ત્યાં એક સુંદર અને સોનેથી મઢાવેલો મોટો આરસો ટાંગેલો હતો; તેના બંને ખૂણાઓની પટ્ટીપર તેના પિતા તથા માતાનાં મુખચિત્ર, કોઇ હોશિયાર કારીગરનાં કોતરેલાં હતાં. આ ચિત્ર જોતાં જ તેની આંખમાં ધડધડાટ આંસૂ આવી ગયાં અને થોડીકવાર તે અબોલ પડી રહ્યો! આવો પ્રકાર જોઇ પેલી નવી વહુ, જે બહુ સુશીલ તથા કુલીન હતી તે વિનયપૂર્વક બોલી, "સ્વામીનાથ, આજે તો આપણા આનંદનો પ્રથમ દિવસ છે, તે પ્રસંગે ઉલ્લાસ પામવાને બદલે, આપ આ શું કરો છો?" શાહપુત્ર બોલ્યો:—"પ્યારી, કંઇ નહિ, સહજ વિચારથી મારી આંખમાં આંસૂ આવી ગયાં." એમ કહી વાત છૂપાવવા માંડી. સ્ત્રી ચતુર હતી, તેણે વિચાર્યું કે આવા આનંદ પ્રસંગમાં, સહજ કારણથી અશ્રુ વહે નહિ, તેથી બહુ બહુ આગ્રહ કરયો કે, "નાથ, આપ દુઃખી તો હું પણ દુઃખી જ, માટે આપનું દુઃખ મનમાં દબાવશો નહિ, મને કહો. સ્ત્રીનો બહુ આગ્રહ જોઇ તેણે કહ્યું, "પ્રિયા, આજે તું ને હું જે સઘળી શોભા જોઇએ છીએ તે આગળ મારાં માતપિતા ભોગવતાં હતાં. મને વિચાર થયો કે, આપણા કરતાં પણ તેમને વધારે આનંદ થતો હશે; પણ તેમાંનું આજે કોઇ જીવતું નથીઃ એક પછી એક તેઓ બંને ચાલ્યાં ગયાં, ને આ સઘળું જેમનું તેમ પડ્યું રહ્યું છે. એ જ પ્રમાણે આપણે બંને પણ નિશ્ચયપૂર્વક ચાલ્યાં જવાનાં, ને આમાંનું કશું આપણી સાથે આવવાનું નથી. ત્યારે આ સઘળા વૈભવથી આપણને શો લાભ? જેથી આ સૌ શોભા મિથ્યા છે, તેવાં જ આપણાં આવાં કોમળ દેખાતાં શરીર અને આ સર્વ શોભા ને આનંદભોગ પણ આખરે ખોટા જ છે, તો તેનાં ઉપર તે શો મોહ? આ શરીર, પદાર્થ સર્વ ક્ષણભંગુર છે તેમાં મોહ કરી, જે જીવ આયુષ એળે ગાળે છે એ તેની મૂઢતા જ છે." આ વચન સાંભળીને તે સ્ત્રી, જે ચતુર ને જ્ઞાતા

હતી તે રહસ્ય સમજી ગઇ, ને તેની પણ પતિના જેવી જ સ્થિતિ થઈ ગઇ. આવા વૈરાગ્યમાં ને વૈરાગ્યમાં તે આખી રાત વહી ગઈ ને એ સદ્વિચાર અંતરમાંથી ન ખસવાને લીધે સામટા બે ત્રણ દિવસ એમના એમ વહી ગયા, અને બંને જણ જગવ્યવહારથી દૂર રહ્યાં. પછી બંનેનું એકાગ્રચિત્ત થવાથી, તેમણે સદ્ગુરુનો સમાગમ કરીને જ્ઞાન સંપાદન કર્યું અને અંતે મોક્ષ પામ્યાં. માટે એવી રીતે સુદૃઢ વૈરાગ્ય થવો જોઇએ ને ત્યારે જ સંસાર જિતાય.

## ૫૫–અજ્ઞાન કેફ.

આમ અચાનક વૈરાગ્ય થાય ત્યારે જ અજ્ઞાનરૂપી નિશો ઉતરી જાય છે. આપણે જો કે છીએ તેવા જ (મૂળસ્વરૂપે જ) છીએ; પણ અજ્ઞાનરૂપી કેફને લીધે જ આવા ભૂલાવામાં પડયા છીએ. એ અજ્ઞાન કેફ વિલક્ષણ છે. એક મનુષ્ય કોઇ જાતનો નિશો કરીને ગંગાને પેલેપાર જવા નિકળ્યો. સામેપાર જનારા બીજા મનુષ્યોની સાથે તે નાવડામાં બેઠો, ને નાવ ચાલતું થયું. બંને બાજુએ જળ જળ જોઇ તેને નિશો વધારે ચઢવા લાગ્યો, ત્યારે તેણે નાવમાં બેઠાં બેઠાં વિચાર કીધો કે, વખતે મને વધારે કેફ ચઢશે ને હું કયાંક બદલાઇ જઇશ તો કેમ. આમ ધારી તેણે પોતાને પગે નિશાની સારુ એક દોરો બાંધ્યો. જેમ જેમ નાવ આગળ ચાલતું ગયું તેમ તેમ તે વધારે કેફમાં ગુમ થઇ બેભાન થઈને નાવમાં ઘૂમ થઇ પડયો; એટલે ખારવાઓ વગેરેએ જાણ્યું કે આણે કેફ કીધો છે, ને એને કશું ભાન રહ્યું નથી. થોડીવારે નાવ સામેપાર પહોંચવા આવ્યું એટલામાં એક અટકચાળા ખારવાએ પેલા કેફીના પગનો દોરો છાનામાના છોડી લીધો. સૌ માણસો કીનારે ઉતરી પડયા. પછી ખારવાએ તે કેફીને બે ચાર હાંક મારીને ઉતરી જવા માટે કહ્યું, ત્યારે તેણે ઘેનમાંથી જરાક ઉચું જોયું, ને પોતાના પગમાંનો દોરો ખારવાના પગમાં જોઇને તે ટૂટક ટૂટક શબ્દે બોલ્યો, "અરે ભાઇ, હું તો ઉતરચો છું!" ખારવાએ કહ્યું, "રોંડના બેભાન, હોડીમાં પડયો છે ને ઉતરચો કહે છે એ શું?" ત્યારે તેણે કહ્યું, "પેલો પગમાં દોરો છે એ હું છું; કેમકે એ દોરો હું બદલાઇ ન જાઉં માટે બાંધ્યો હતો તે હું તો ઉતરચો છું, માટે ઝાઝી ખટપટ નહિ

કર !" આ સાંભળી સૌ લોકો હસી પડયા. બીજા ઉતારુઓને લઇ સામેપાર જવાની ઉતાવળ હોવાથી ખારવાએ તેને ઉઠવા માટે ઘણું ઘણું કહ્યું, પણ તે ઉઠયો જ નહિ, ત્યારે ક્રોધે ભરાઇ તેના લમણાપર ખારવે એક તમાચો જોરથી ખેંચી કાઢયો એટલે તુરત તેનું મસ્તક ઠેકાણે આવી ગયું, કેફ ઉતરી ગઈ ને તે ઝટપટ કિનારે ઉતરી પડયો !

આવી જ રીતે આપણે અજ્ઞાનરૂપી કેફથી ભુલી મિથ્યા વસ્તુ-પર આસક્તિ રાખી, કેફનાં ઘેનમાં પડયા છીએ તેથી આત્માના સત્યસ્વરૂપને ભુલી ગયા છીએ, અને તેથી ખારવાઓનાં વચન-રૂપ વેદશાસ્ત્રને અને ગુરુ આદિનાં વચનને પણ કંઇ ધ્યાનમાં લાવતા નથી, પણ જેમ તે ખારવાઓએ તમાચો મારવાથી કેફીનું ભાન ઠેકાણે આવ્યું, તેમ સંસારમાં મનુષ્યને એવો એકાદો જ્ઞાનરૂપ ફટકો લાગે છે ત્યારે તેનું ભાન ઠેકાણે આવી, અજ્ઞાન નિશો ઉતરી જાય છે, ને પછી તે વૈરાગ્યે વર્તે છે.

### ૫૬ વૈરાગ્ય ફટકો—વિદ્વાન્ ચોર.

આવો ફટકો તો એક રાજાને લાગ્યો હતો તે વાત તે પછી મને સાંભરી આવી. પૂર્વે ઘણી વિસ્તીર્ણ પૃથ્વીનો પતિ એક રાજા હતો. તે સર્વ વાતે સુખી હતો. ધન, ધાન્ય, પુત્રપૌત્રાદિક સંતતિ, રાજ્ય, સૈન્ય, કુટુંબ, મિત્ર અને એવી બીજી સર્વ વસ્તુઓ તેને પરમ અનુકૂળ હતી. દુઃખ કોઇ વાતનું ન હોતું. એક દિવસે રાત્રે તે પોતાના રંગમહેલમાં સૂતો હતો તે વેળા તેને વિચાર થઇ આવ્યો કે, "અહો ! મારા જેવો કોણ સુખી હશે ? મને સર્વ વસ્તુ આ વેળા અનુકૂળ છે. દુઃખનો લેશ પણ નથી. માટે મને ધન્ય છે." આવા વિચારમાં તેણે પોતાનાં સુખોનું વર્ણન કરનારો એક શ્લોક મહેલની ભીંતે લખવા માંડયો—

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः ।
सद्बांधवाः प्रणयनम्रगिरश्च भृत्याः ॥
गर्जंति दंतिनिवहास्तरलास्तुरंगाः ।

અર્થઃ—મનોહર તરુણ સ્ત્રીઓ છે, અનુકૂળ મિત્રો છે, સારા બાંધવો છે, આજ્ઞાને આધીન નમ્ર વાણી બોલનારો *ભૃત્ય વર્ગ

* ચાકરો.

છે, હાથીઓ ગર્જના કરી રહ્યા છે અને ઘોડાઓ કુદી રહ્યા છે."
આમ ત્રણ ચરણો તો તુરત ભીંત ઉપર લખી નાખ્યાં, પણ ચોથું ચરણ કેમ પૂરું કરવું તેના વિચારમાં તે પડી ગયો, એ વેળા રાત્રિ ઘણી ગયલી હોવાથી આંખમાં નિદ્રા આવવા માંડી, તેથી બાકીનો શ્લોક કાલે પૂરો કરવાના વિચારથી, તે શ્લોક અધૂરો મૂકીને જ, રાજા ઉંઘી ગયો. એવામાં એક કૌતક બન્યું.

એ જ શેહેરના કોઇ બ્રાહ્મણના પુત્રને ચોરી કરવાની ટેવ પડેલી હતી. બ્રાહ્મણ પોતે બહુ વિદ્વાન્ હોવાથી તેણે, છોકરો ચોરી કરતો અટકે એને માટે કર્મવિપાક તથા ધર્મશાસ્ત્ર વગેરે ગ્રંથો તેને ભણાવ્યા હતા. ફૂલાણી વસ્તુ ચોરવાથી ફલાણું પાપ લાગે, ફૂલાણું ચોરનારને યમરાજ ફૂલાણી શિક્ષા કરે, ઇત્યાદિ બાબતો ચોર પુત્રના હૃદયમાં સંપૂર્ણપણે ઠસાવી, એટલા જ માટે કે, જે જાણવાથી ડરીને છોકરાનું મન ચોરી કરતાં પાછું હઠે. છોકરો પણ બાપ જેવો જ ભણીને વિદ્વાન્ થયો હતો, પણ ચોરી કરવાની કુટેવ પડેલી તે જાય નહિ. ઉપલે જ દિવસે તે, રાત્રે ચોરી કરવા નિકળ્યો, ને તે ખાસ રાજાના મેહેલમાં જ લાગ ફાવવાથી ઘુસી ગયો. હવે શું ચોરવું તે તેને સૂઝે નહિ; કેમકે રાજાના મહેલમાં શી વસ્તુની ખામી હોય? પણ સુવર્ણ લેવામાં અમુક દોષ છે, ઝવેરાત અથવા રૂપું લેવા માટે ધર્મશાસ્ત્રોમાં ફૂલાણો દોષ કહેલો છે, ઇત્યાદિ વિચારમાં તેનાથી કશું ચોરાયું નહિ. પછી ચોરવા જેવી નિર્દોષ વસ્તુની શોધમાં તે ફરતો ફરતો રાજાના પલંગ આગળ જઇ ચઢયો. રાજા તો ઉંઘતો હતો; ચોમેર દૃષ્ટિ કરતાં; પાસેની ભીંતપર લખેલો શ્લોક જોયો. બ્રાહ્મણપુત્રે જોયું તો તે શ્લોક અધૂરો હતો તેથી વિચાર્યું કે લાવ હું એને પૂરો કરું. પછી તે ત્રણ પદની સાથે તેણે ચોથું પદ લખ્યું કે:—

संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥ १ ॥

[બે આંખ્યો મીંચાઇ એટલે પછી એમાંનું કંઈ તારું નથી.]
અને પછી જે વસ્તુ ચોરવામાં પોતાને કશો બાધ ન લાગે તેવાં શાળનાં ફ્રાતરાં લઈ તે ત્યાંથી બહાર નિકળી ગયો.

પ્રાતઃકાળે ઉઠતાં જ રાજાની દૃષ્ટિ ભીંતપર ગઈ, શ્લોક પૂરો

થયલો જોયો. ને વળી એ છેલ્લું પદ હૃદયભેદ્દે એવું જોયું તેથી તેનું મન બહુ જ ખેંચાયું. તેણે વિચાર કર્યો કે, "ખરેખર! મારો અંતઃકાળ આવશે એટલે એમાંનું કંઇ મારી સાથે નહિ આવે, માટે મારે એ સઘળા ઉપર શા માટે મિથ્યા મોહ રાખવો જોઇએ? પણ અરે! મને આ મોહ નિદ્રામાંથી આ શ્લોક લખી જગાડનાર ખરેખર કોઇ વિદ્વાન્–મહાવિદ્વાન્ જ હોવો જોઇએ! તે કોણ હશે?" તેને જોવાની ઉત્કંઠાથી તેણે નગરમાં દાંડી પીટાવી, તે શ્લોક લખનાર દ્વિજપુત્રને બોલાવી બહુ શિરપાવ આપ્યો, તથા પોતાને સંસારપરથી વૈરાગ્ય ઉપજવાને લીધે તત્ત્વોપદેશ લઈ તે જ ક્ષણથી તેણે જીવન્મુક્ત થઈ શેષ આયુષ્ય ગાળ્યું.

એવી રીતે અકસ્માત ધૂટકો લાગવાથી પણ મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. મારા ગુરુજીએ મને સારાસાર વિચારના કર્તવ્ય માટે મહારાજા જનકનું દૃષ્ટાંત દીધું હતું, તેમાં જણાવ્યા પ્રમાણે જનકરાયને પણ પોતાના સ્વપ્નપરથી જ, અકસ્માત્ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો.

## ૫૭–અધિકાર.

તે પછી મને વિચાર આવ્યો કે, શું આ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય ઇત્યાદિ સૌ જીવને માટે સરખાં હશે? ને શું તે સૌના આગળ સરખી પ્રતિષ્ઠા પામતાં હશે? નહિ જ. તેમ કેમ હોય? જેવી પ્રકૃતિ હોય તેવી વાત તેને રુચે છે. પાપી મનુષ્યને એમાંનું કશુંએ રુચતું નથી, ને કદાચ એના ભોક્તા–અધિકારી વિના જો કોઇ પરાણે તેને રુચાડવા કે કેહેવા જાય તો તેથી ઉલટું પરિણામ આવે છે. આ અધિકાર માટે તો ગુરુજીએ મને, તે મહાત્માએ પાખંડી કાલિકાપુત્રને કરેલા ઉપદેશનું દૃષ્ટાંત આપ્યું હતું. વળી સ્મરણ થયું કે એ જ પ્રમાણે પૂર્વે એક બ્રહ્મર્ષિએ ઇંદ્રને બ્રહ્મવિદ્યા આપવા માંડી, જેથી ઇંદ્રને વૈરાગ્ય થવા માંડ્યો, ત્યારે ઇન્દ્રે વિચાર કર્યો કે, "અરે! આ તો ઘરબાર જવાની વાતો કરે છે!" પછી ક્રોધ કરીને તેણે ઋષિને કહ્યું, "ખબરદાર, જો આજ પછી કોઇને તમે બ્રહ્મવિદ્યા આપવાનું નામ પણ લીધું તો હું માથું કાપી નાંખીશ. અમે જેમ બને તેમ સૃષ્ટિની વૃદ્ધિનો યત્ન કરીએ ત્યારે તમે આમ સૌને વિરાગી બનાવી મૂકો તે કેમ પાલવે? એ અમારે

જોઇએ નહિ." ઋષિએ કહ્યું, "બહુ સારું ભાઇ, લવરી કરવી મટી, આપ, ત્હેં મને પૂરો સુખીઓ કર્યો. હવે આજ પછી કોઈને બ્રહ્મ ઉપદેશ નહિ આપું." માટે, અધિકારી થયા વગર આ વિદ્યા કોઈને આપવી કે કહેવી એ વૃથા છે.

## ૫૮–અનુભવ.

આ આત્મવિદ્યા સંબંધે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યાદિની વાતો જ માત્ર સાંભળવાથી, તેનો અનુભવ થયા વગર તે કશા કામની નથી. પણ ત્યારે હું શા ઉપરથી અનુભવ લઉં? મારી પોતાની સ્વમતિએ કરેલો અનુભવ શું યથાર્થ જ્ઞાન આપશે? ના! નહિ જ! કેમકે જગતમાં સૌની પ્રકૃતિ એક નથી, પણ જૂદી જૂદી છે, માટે અનુભવ પણ જૂદો જૂદો થાય. મને પગે ચાલવાનો અને હાથે જમવાનો અનુભવ છે ખરો, પણ તેથી આકાશમાં પાંખવડે ઉડવાનો અને ચાંચવડે ખાવાનો ઇત્યાદિ, પક્ષીની ગતિનો, અનુભવ હું કરી શકીશ નહિ. મને અનુભવ છે કે, મુહૂર્ત કરતાં વધારે વાર પાણીમાં ડૂબકી મારી રહું તો મારા પ્રાણ જાય; પણ મત્સ્યને તે અનુભવ મોટો છે. પોતાનો અનુભવ સાર્વજનિક નથી. પણ બ્રહ્મવિદ્યા તો સાર્વજનિક છે. તેને માટે ગુરુ, શાસ્ત્ર અને વેદ એ ત્રણેનો અનુભવ કરીને યથાર્થ જ્ઞાન સંપાદન કરવું. એકલાં શાસ્ત્રો, કે વિદ્વાનો વગેરેનાં વચનપર પણ પ્રતીતિ કરવી યોગ્ય નથી; કેમકે તેમાં પણ ઘણા ભિન્નભિન્ન અનુભવ છે. આચાર્ય, ગુરુ, ઉપદેશક, બ્રાહ્મણ વગેરેને પૂછીએ તો તે કહેશે કે, "ભાઇ, સ્ત્રીએ પતિવ્રતા રહેવું, સ્વામીને ઈશ્વર માની તેની સેવા કરવી ને પુરુષે એક પત્નીવ્રત રહેવું, પરસ્ત્રીને મા સમાન જાણવી, વગેરે." પણ વેશ્યાને પૂછીએ તો તેથી ઉલટો જ જવાબ આપશે. જેને જેવું ભાસે તેવું તે કહે. માંસ ભક્ષની કોઇ ના કહેશે, તો તેનો ઉપયોગ કરનારા હા કહેશે. તેમ શાસ્ત્રોમાં પણ બહુ ઋષિમત ભરેલા છે. જેને જે ઠીક લાગે તે પ્રમાણે તે લખી ગયા છે. માટે એમાં કોનો અનુભવ ખરો માનવો? તેથી કરીને પ્રથમ ગુરુ, પછી વેદશાસ્ત્ર અને છેવટે તેના ઉપદેશ પ્રમાણે સ્વાત્માનુભવ થાય તે અનુભવ ખરો સમજવો અને તેનાથી જ ખરો માર્ગ–બ્રહ્મવિદ્યાનો માર્ગ–સૂઝે છે.

## ૫૯–નિશ્ચય.

મનુષ્યને અનુભવ થયા પછી પણ ઘણીક વેળાએ શ્રદ્ધાપૂર્વક એક નિશ્ચય–દૃઢતા થવી એ ઘણી જરૂરની વાત છે. ઘણીવાર આપણા જાણવામાં આવ્યું છે કે અસાર સંસારમાં સારરૂપ તત્ત્વમય કંઈ નથી, પણ આ સર્વે દેખાતા પદાર્થો ઉપાધિરૂપ છે. વારંવાર સંસારસાગરમાં આપણે અટવાઈએ છીએ, આથડીએ છીએ, ગુંચવાઈએ છીએ, ને પરબ્રહ્મને જાણવાનો નિશ્ચય કરીએ છીએ, છતાં પાછા ભૂલાવો ખાઇ ફેરામાં પડીએ છીએ. અનુભવ કહે છે કે સંસાર અસાર છે, પણ મનુષ્યનું મન સંકલ્પ વિકલ્પવાળું હોવાથી, વારે વારે, રેંટમાળાપરે ફસાઇ પડે છે. તેમાંથી કેમ નિસરવું, તેને માટે મને સરળ માર્ગ એજ જણાયો કે શ્રદ્ધાપૂર્વક એક દૃઢ નિશ્ચય કરવો, ને તેમાં અડગ રહેવું. જીવ અસંતોષી ને અચળ છે, પણ પરમાત્મા સંતોષી ને અચળ છે. જીવે પરમાત્માનો સંતોષ ગ્રહણ કરીને, સુખ દુઃખ આવે તોએ પરમાત્મસ્વરૂપના અનુસંધાનમાં દૃઢતા અચળ રાખવી. જગત્ મિથ્યાં છે; તેમાં સુખ દુઃખ ક્ષણે ક્ષણે આવે છે, તેથી અધીરતા થવાનાં કારણો મળે છે, પણ જે જીવ પોતાના વૈરાગ્યમાં દૃઢ હોય છે તેને કંઇ પણ ઉપાધિ નડતી નથી. આ મનેજ જગતને સત્ય કલ્પ્યું છે, તો એ જ મન નિશ્ચય કરીને હરિને પણ સત્ય માને, ને તેમાં અડગ રહે તો પછી સત્યપરથી આસક્તિ ઉઠી જાય નહિ. ગુરુજીએ જણાવ્યું છે કે, મન એ સર્વથી વધારે બળવાન્ છે, ને તે ગમે તેવા નિશ્ચયને ડગાવે છે. આ જીવ એમ માને કે, "હું છું" ને તેથી જે હું ને જ વળગી રહેશે તે નિઃશંક જન્મમરણ ધર્યાં જ કરશે. પણ હું (પોતા)ને અકર્તા માને ને હું તો માત્ર સર્વ પ્રકાશક, સર્વ સાક્ષી ને આત્મા છું, અસંગ છું, પરમાત્માનો અંશ છું, પણ દેહ નથી; એમ માને તો તે દુઃખી થશે નહિ, ને નિશ્ચયમાં ડગશે નહિ. દેહાભિમાની જન સદા દુઃખી થાય છે, ને તેને ડર રહે છે, પણ દેહાભિમાનરહિત જન તો મુક્ત જ છે. તેને સુખ કે દુઃખ કંઇ લાગતું નથી. પ્રાણીને હરિનામનો દૃઢ નિશ્ચય હોવો જોઇએ. જેને પરમાત્માનો દૃઢ નિશ્ચય છે, તે જ સંતોષી ને સુખી છે; તે જ જગ-

તમાં રહ્યો સતો મુક્ત છે ને તે જ પરમપદને પામે છે. આ વેળા મને એક વ્યાવહારિક દૃષ્ટાંતનું સ્મરણ થઈ આવ્યું, ને તે એક નિશ્ચયમાં બહુ સચોટ છે. કોઈએક વિદ્વાન્ બ્રાહ્મણ પરમાત્માના ખરા સ્વરૂપનું જ્ઞાન થવાથી કંઇપણ વ્યાપાર કર્યા વિના જગતમાં વિચરતો હતો. કદી પણ તે ભિક્ષાર્થે નગરમાં જતો નહિ, પણ આપોઆપ જે મળી આવે તે ઉપર જ સંતોષ માનીને દિન ગુજારતો હતો. તેને ઇશ્વરનો દૃઢ નિશ્ચય હતો કે, તે જ્યારે ચાહશે ત્યારે અષ્ટમહાસિદ્ધિ અને નવેનિધિ આપશે. તેના આવા દૃઢ નિશ્ચયથી તેની સ્ત્રી રોજ રોજ અનેક પ્રકારનાં તેને મેહેણાંટોણાં મારતી હતી. સ્ત્રી ઉન્નત વિચારથી બહિર્મુખ હતી, તેથી તેના નામનાં રોજ કુટણાં કુટે, રાંડીઆ ગાય, મૂવાને પાલવે બાંધી મારા માબાપે મને નરક–દુઃખમાં નાંખી છે એમ કહે, 'જ્યારે પેટ ભરવાનો પુરુષાર્થ નથી તો પરણ્યો શું કામ,' 'રાંડીરાંડ પેઠે ઘરમાં શું બેશી રહ્યો છે; હાથે ચુડો પહેરે તોએ ઠીક,' એમ નિત્ય ટોણા મારી, ઝઘડો કરતી હતી. પણ બ્રાહ્મણને પરમાત્મા ઉપર દૃઢ વિશ્વાસ હતો. સ્ત્રીવચનથી તે જરાપણ કંટાળતો ન હતો. તે ઇશ્વરપર જ દૃઢ નિશ્ચય રાખીને બેશી રહેતો હતો. વખતે કોઇ સત્સંગી મનુષ્ય અન્ન વગેરે નંખાવે, પણ પુરું થાય કે પાછો સ્ત્રી પુરુષને એવો જ ઝઘડો શરુ થાય. એક દિવસે એમ બન્યું કે તે બ્રાહ્મણ નદી તટે દીર્ઘશંકાએ ગયો, ત્યાં એક ખાડામાં ઘડો જોવામાં આવ્યો. તેમાં અણમોલ હીરા મોતી ભરેલાં હતાં. એક વિશ્વંભર ઉપર જ આધાર રાખનારા તે બ્રાહ્મણે વિચાર્યું કે, આ પદાર્થ ન ધણીયાતો છે, હું લઇશ તો કશી હરકત નથી, પણ મારો તો નિશ્ચય છે કે, ઘર આંગણે જે આવે તે ઉપર જ નિર્વાહ કરવો, તો મારે આ શું કામનું? આમ વિચારીને તે ઘેર ચાલ્યો આવ્યો. બન્યું એમ કે તે જ રાત્રિના તેના ઘરમાં કેટલાક ચોર આવ્યા. ત્યારે આ એકનિષ્ઠ બ્રાહ્મણે, પોતાની સ્ત્રીને કહ્યું કે, "આ બાપડા ચોર, આપણે ભિક્ષુકને ઘેરથી, શું લઈ જવાના છે? પણ જો નદી કિનારે અમુક સ્થળે જાય તો ત્યાં એક ઘડામાં અણમોલ રત્નો પડેલાં છે તે એ ચોરને મળે ને એમનું દ્રારિદ્ર્ય જતું રહે." તે ચોરો બ્રાહ્મણનું કહેવું સાંભળીને નદી તટે ગયા,

ને પેલો ઘડો જોયો. પણ તેમાં તો વિંછી, સર્પ વગેરે વિષવાળાં જનાવરો દૃષ્ટિયે પડયાં. આ જોઇને તે ચોરોને ઘણો ક્રોધ ચઢયો ને સર્વ મળી વિચાર કીધો કે, 'રાંડના બામણાએ છેતરયા તો લાવો એનો જ ઘાટ ઘડીએ,' એમ બબડી તે ઘડો ઉપાડીને બ્રાહ્મણને ત્યાં આવ્યા; અને છાપરા વાટે તે ઘડો બ્રાહ્મણના ઘરમાં નાંખ્યો. પણ ત્યાં અજાયબ જેવું એ થયું કે ઘડામાંથી સર્પ વિંછી પડવાના અવાજને બદલે, ખણખણાટ કરતા હીરા મોતીનો અવાજ સંભળાયો. બ્રાહ્મણ ઝપકી ઉઠયો, પણ તેણે દ્રવ્યને હાથ લગાડયો નહિ, તેની સ્ત્રીએ તે સર્વે લઇને પેટીમાં મુકયું, ને એક પરમાત્મા ઉપર જ દૃઢ વિશ્વાસ રાખનારો તે બ્રાહ્મણ નિરંતર સુખીઓ થયો.

આ રીતે જેનો પરમાત્મા ઉપર દૃઢ નિશ્ચય છે તે દુઃખી થતો નથી. પણ જેઓ શ્રદ્ધા વિનાના છે તેઓ જ ફાંફાં મારે છે, વેવલાં વિણે છે, ને આમ તેમ દોડે છે. તેઓ ફાવતા નથી ત્યારે નિરાશ થઇને હરિથી વિમુખ થઇ બેસે છે. એક દૃઢ નિશ્ચયથી ને સત્ય પુરુષાર્થવડે સર્વે મળે છે. પણ પુરુષાર્થ તે કેવો કરવો?

## ૬૦—પુરુષાર્થ.

આ વિષયમાં મને ઘણો વિચાર આવ્યો. આ જગતમાં ઘણા મનુષ્યો દેવદેવીની ઉપાસના કરી, ઉપાધિથી મુક્ત થવાનાં ફાંફાં મારે છે, દેવસેવા કરી તેના પૂજનાદિકથી પોતાને કૃતકૃત્ય માની તેને જ પુરુષાર્થ ગણે છે. પણ એ પુરુષાર્થ સત્ય નથી. સત્ય પુરુષાર્થ એ જ છે કે, પરબ્રહ્મને જાણવો; અને તે જ સત્ય પુરુષાર્થ સર્વે પ્રાપ્ત થાય છે. માત્ર દેવદેવીઓને સેવવા ને તેમાં જ કૃતકાર્ય માનવું એ તો એક ઉપાધિ વધાર્યા જેવું છે. તેને સત્ય પુરુષાર્થ માનવાથી મનુષ્ય પરમપદના દ્વારપ્રતિ જતાં પાછો ઢળી પડે છે, તો તે પામવાની તો વાત જ કેમ કહી શકાય? ઘણાઓ પુરુષાર્થની વાતો કહે છે ખરા, પણ પુરુષાર્થ કરી શકતા નથી. જેમ કોઇ કહે છે કે રસોઇ કરીએ તો સારું સારું ખાવાનું મળે, પરંતુ તેમ બોલવા માત્રમાં ભોજન મળે નહિ; પરંતુ ચુલો સળગાવીને ભોજન તયાર કરે તો જ તેને સારું ભોજન મળે. અમૃતના કુંડ પાસે પૂર્યા કરે

કે અમૃતને જોયા કરે તેથી અમર થવાય નહિ, પણ અમૃતપાન કરે તો જ અમર થવાય. તેમ કોઈ કહે કે મારે અમુક શેઠને મળવું છે; પણ તેની વતી કોઈ બીજો મળી આવે તો તેથી તેનો અર્થ સરે નહિ; પરંતુ પોતે જાતે જાય, ને તેને મળે-શોધે તો જ તેનું કાર્ય સિદ્ધ થાય. તેમ પંડે જ, ગુરુને સેવી, સત્યશાસ્ત્ર સાંભળી, મનન કરી, ઇંદ્રિયોનો નિગ્રહ કરી, છેવટે સ્વાત્માનુભવ સિદ્ધ થઈ, પરબ્રહ્મને જાણવા, જોવા, મથન કરે, તો જ તેનું કાર્ય થાય. પણ બીજાની વાતોથી કે બીજાના કેહેણથી, જીવ પરબ્રહ્મના અંશને પણ જાણી શકતો નથી. જે જીવ પુરુષાર્થ કરતો નથી, પણ દૈવને વળગીને બેશી રહે છે, તેનું કોઈ પણ કાર્ય થતું નથી. તે સ્વાત્મદ્રોહી બનીને પોતાનું જીવન વ્યર્થ ગાળે છે.

વિશાલ! મને વિચાર થયો કે, પુરુષાર્થ કર્યા વગરનો મનુષ્ય, માયામાં લપટાઇને સંસારરૂપી પિંજરમાં કેદમાં પડેલા વાઘ જેવો છે. તે ગમે તેમ આડોટેડો ફરી છૂટવાને વ્યર્થ ફાંફાં મારતો ફરે છે. બહાર નિકળવાનું દ્વાર ને તેની કુંચી જાણ્યા વગર તે છૂટી શકતો નથી. કોઈ એક વાઘ હતો. તે વાઘમાં બારસેં ગોધાનું બળ હતું, પણ તે એક લોઢાના પિંજરમાં કેદ પડેલો હતો. તેમાંથી તેનાથી નિકળાતું નહોતું. જો તે છૂટે તો સ્વતંત્ર થઇ યથેચ્છ વિચરે, પણ પોતાનો છૂટકો કેમ કરવો તે એ વાઘને ખબર ન હતી, તેથી તે સદા કેદમાં પડેલો રહ્યો. તે વાઘ છૂટવા માટે દોડે છે, ઘૂરકે છે, ગર્જના કરે છે, સળીયા ને પાટીયાને કરડે છે, પણ તેથી તેનું શું વળે? જે બારણાની કળ છે તેને તોડી નાંખે તો જ તેનો છૂટકો થાય. આ જીવની પણ તેવી અવસ્થા છે. જીવને, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી સળીયાવાળા પાંજરામાં કેદ કરેલો છે, ને તે પાંજરાને હું ને મારું એ રૂપી બે પાટીયાં, ઉંચે ને નિચે જડેલાં છે. આવા પાંજરામાં ગોંધાયલો-ઘેરાયલો જીવ, પુરુષાર્થ વિના ને કળ જાણ્યા વિના નિકળી શકતો નથી. જો બંધનમાંથી મુક્ત થવા માટે સત્ય પુરુષાર્થ કરે-ગુરુને મળે, તે કુંચી બતાવે, ત્યારે શ્રીહરિને યથાર્થ પિછાણે; અને તો જ તેનો છૂટવાનો પ્રયત્ન ફળીભૂત થાય.

ને પેલો ઘડો જોયો. પણ તેમાં તો વિંછી, સર્પ વગેરે વિષવાળાં જનાવરો દૃષ્ટિયે પડયાં. આ જોઇને તે ચોરોને ઘણો ક્રોધ ચઢયો ને સર્વ મળી વિચાર કીધો કે, 'રાંડના બામણાએ છેતરચા તો લાવો એનો જ ઘાટ ઘડીએ,' એમ બબડી તે ઘડો ઉપાડીને બ્રાહ્મણને ત્યાં આવ્યા; અને છાપરા વાટે તે ઘડો બ્રાહ્મણના ઘરમાં નાંખ્યો. પણ ત્યાં અજાયબ જેવું એ થયું કે ઘડામાંથી સર્પ વિંછી પડવાના અવાજને બદલે, ખણખણાટ કરતા હીરા મોતીનો અવાજ સંભળાયો. બ્રાહ્મણ ઝપકી ઉઠયો, પણ તેણે દ્રવ્યને હાથ લગાડયો નહિ, તેની સ્ત્રીએ તે સર્વે લઇને પેટીમાં મુકયું, ને એક પરમાત્મા ઉપર જ દૃઢ વિશ્વાસ રાખનારો તે બ્રાહ્મણ નિરંતર સુખીઓ થયો.

આ રીતે જેનો પરમાત્મા ઉપર દૃઢ નિશ્ચય છે તે દુઃખી થતો નથી. પણ જેઓ શ્રદ્ધા વિનાના છે તેઓ જ ફાંફાં મારે છે, વેવલાં વિણે છે, ને આમ તેમ દોડે છે. તેઓ ફાવતા નથી ત્યારે નિરાશ થઈને હરિથી વિમુખ થઇ બેસે છે. એક દૃઢ નિશ્ચયથી ને સત્ય પુરુષાર્થવડે સર્વે મળે છે. પણ પુરુષાર્થ તે કેવો કરવો?

## ૬૦—પુરુષાર્થ.

આ વિષયમાં મને ઘણો વિચાર આવ્યો. આ જગતમાં ઘણા મનુષ્યો દેવદેવીની ઉપાસના કરી, ઉપાધિથી મુક્ત થવાનાં ફાંફાં મારે છે, દેવસેવા કરી તેના પૂજનાદિકથી પોતાને કૃતકૃત્ય માની તેને જ પુરુષાર્થ ગણે છે. પણ એ પુરુષાર્થ સત્ય નથી. સત્ય પુરુષાર્થ એ જ છે કે, પરબ્રહ્મને જાણવો; અને તે જ સત્ય પુરુષાર્થ સર્વે પ્રાપ્ત થાય છે. માત્ર દેવદેવીઓને સેવવા ને તેમાં જ કૃતકાર્ય માનવું એ તો એક ઉપાધિ વધાર્યા જેવું છે. તેને સત્ય પુરુષાર્થ માનવાથી મનુષ્ય પરમપદના દ્વારપ્રતિ જતાં પાછો ઢળી પડે છે, તો તે પામવાની તો વાત જ કેમ કહી શકાય? ઘણાઓ પુરુષાર્થની વાતો કહે છે ખરા, પણ પુરુષાર્થ કરી શકતા નથી. જેમ કોઇ કહે છે કે રસોઇ કરીએ તો સારું સારું ખાવાનું મળે, પરંતુ તેમ બોલવા માત્રમાં ભોજન મળે નહિ; પરંતુ ચુલો સળગાવીને ભોજન તયાર કરે તો જ તેને સારું ભોજન મળે. અમૃતના કુંડ પાસે ફર્યા કરે

કે અમૃતને જોયા કરે તેથી અમર થવાય નહિ, પણ અમૃતપાન કરે તો જ અમર થવાય. તેમ કોઈ કહે કે મારે અમુક શેઠને મળવું છે; પણ તેની વતી કોઈ બીજો મળી આવે તો તેથી તેનો અર્થ સરે નહિ; પરંતુ પોતે જાતે જાય, ને તેને મળે–શોધે તો જ તેનું કાર્ય સિદ્ધ થાય. તેમ પંડે જ, ગુરુને સેવી, સત્યશાસ્ત્ર સાંભળી, મનન કરી, ઇંદ્રિયોનો નિગ્રહ કરી, છેવટે સ્વાત્માનુભવ સિદ્ધ થઈ, પરબ્રહ્મને જાણવા, જોવા, મથન કરે, તો જ તેનું કાર્ય થાય. પણ બીજાની વાતોથી કે બીજાના કહેણથી, જીવ પરબ્રહ્મના અંશને પણ જાણી શકતો નથી. જે જીવ પુરુષાર્થ કરતો નથી, પણ દૈવને વળગીને બેશી રહે છે, તેનું કોઈ પણ કાર્ય થતું નથી. તે સ્વાત્મદ્રોહી બનીને પોતાનું જીવન વ્યર્થ ગાળે છે.

વિશાલ! મને વિચાર થયો કે, પુરુષાર્થ કર્યાં વગરનો મનુષ્ય, માયામાં લપટાઈને સંસારરૂપી પિંજરમાં કેદમાં પડેલા વાઘ જેવો છે. તે ગમે તેમ આડોટેડો ફરી છૂટવાને વ્યર્થ ફાંફાં મારતો ફરે છે. બહાર નિકળવાનું દ્વાર ને તેની કુંચી જાણ્યા વગર તે છૂટી શકતો નથી. કોઈ એક વાઘ હતો. તે વાઘમાં બારસેં ગોધાનું બળ હતું, પણ તે એક લોઢાના પિંજરમાં કેદ પડેલો હતો. તેમાંથી તેનાથી નિકળાતું નહોતું. જો તે છૂટે તો સ્વતંત્ર થઈ યથેચ્છ વિચરે, પણ પોતાનો છૂટકો કેમ કરવો તે એ વાઘને ખબર ન હતી, તેથી તે સદા કેદમાં પડેલો રહ્યો. તે વાઘ છૂટવા માટે દોડે છે, ઘૂરકે છે, ગર્જના કરે છે, સળીયા ને પાટીયાને કરડે છે, પણ તેથી તેનું શું વળે? જે બારણાની કળ છે તેને તોડી નાંખે તો જ તેનો છૂટકો થાય. આ જીવની પણ તેવી અવસ્થા છે. જીવને, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી સળીયાવાળા પાંજરામાં કેદ કરેલો છે, ને તે પાંજરાને હું ને મારું એ રૂપી બે પાટીયાં, ઉંચે ને નિચે જડેલાં છે. આવા પાંજરામાં ગોંધાયલો–ઘેરાયલો જીવ, પુરુષાર્થ વિના ને કળ જાણ્યા વિના નિકળી શકતો નથી. જો બંધનમાંથી મુક્ત થવા માટે સત્ય પુરુષાર્થ કરે–ગુરુને મળે, તે કુંચી બતાવે, ત્યારે શ્રીહરિને યથાર્થ પિછાણે; અને તો જ તેનો છૂટવાનો પ્રયત્ન ફળીભૂત થાય.

## ૬૧-હરિરસ સાગરમાં ડૂબકી મારવી.

પણ આ સંસારસાગરમાં નિત્ય આવર્જન ને વિસર્જન થતા, સહજમાં જણાતા અને સહજમાં નાશ પામતા સુખદુઃખરૂપી પરપોટાને, મનુષ્ય સત્ય માનીને, તેમાં જ મગ્ન થાય છે, એ અવિદ્યાનો પ્રભાવ છે. સંસારનાં સુખો સમુદ્રના પરપોટા જેવાં છે. તે ઘડીપર હતાં, પણ ઘડી પછી રહેવાનાં નથી. અવિદ્યાથી ઘેરાયલા જીવને પરપોટા, લહરી વગેરે જે કાંઇ જોવામાં આવે છે તે નાશવંત છે, માટે તે અસત્ છે, ને તેમાં જે માયાની ભરતી-ઓટ થઇ જાય છે, તે જેમ અસત્ છે, તેમ આ સંસારમાં જણાતી માયિક વસ્તુઓ, સર્વ અસત્ છે. અખંડ એક બ્રહ્મસ્વરૂપ મહાસાગર છે; તેને વિષે અનેક બ્રહ્માંડરૂપ તરંગ લહેરીઓ વહે છે-ઉઠે છે, ને લય પામે છે. આ દેહ પરપોટા જેવો છે; તે કેટલાં વર્ષપર હતો નહિ, કેટલાં વર્ષ પછી રહેવાનો પણ નથી. માત્ર તે મધ્ય કાળમાં દેખાય છે. તેને ફૂટી જતાં વિલંબ લાગતો નથી, માટે એમાં મોહ ન ધરતાં, સત્ય, અનંત, અખંડ, સચ્ચિદાનંદ પરમાત્મા સ્વરૂપસમુદ્રમાં ડૂબકી મારી જવી. જેમ સમુદ્રમાં ડૂબકી મારતાં સર્વત્ર જળ જળ જણાય છે, તેમ પરબ્રહ્મના તાનમાં સદાકાળ એકતાર થવાથી સઘળું બ્રહ્મમય જ ભાસે છે; અર્થાત્ પરમાત્માના નિજસ્વરૂપમાં જ મનુષ્યની લેહ લાગી રહે છે. જ્યારે આ જીવાત્મા, સચ્ચિદાનંદ સમુદ્રમાં ડૂબકી મારશે-ત્યારે જ સચ્ચિદાનંદ સ્વરૂપમાં એકતારો થઇ જશે, તેને માટે જીવે બહિર્મુખવૃત્તિનો ત્યાગ કરીને, અંતર્મુખવૃત્તિનું સેવન કરવું સર્વથા કલ્યાણરૂપ છે. હે વિશાળ, મનુષ્યની વૃત્તિ સર્વદા બહિર્મુખ છે, તેને અંતર્મુખ કરવાનો પૂરતો પ્રયત્ન કરવો જોઈએ. ઇંદ્રિયોની સ્વાભાવિક વૃત્તિ એવી છે કે, બહારના પદાર્થ જોવા, બહારના શબ્દ સાંભળવા વગેરે. આ બહિર્મુખવૃત્તિ કહેવાય છે. એ વૃત્તિને પાછી વાળીને અંતર્મુખવૃત્તિ કરવી, એટલે અંતરમાં જે પરમાત્મા છે તેને જોવો, તેને સાંભળવો, ને તેનામાં જ ડૂબકી મારી જવી એ જ મુખ્ય ને સતત સત્યસાધન છે. હરિરસ સાગરમાં હંમેશની ડૂબકી મારવાથી, આ સંસારના ક્ષણભંગુર તરંગોનું તેને દર્શન થશે નહિ, પણ નિરંતર પરબ્રહ્મનું સત્સ્વરૂપ દૃષ્ટિગોચર થશે.

હે વિશાળ! આ પ્રમાણે વિચારોપર વિચારો આવતાં તે વૃક્ષ નિચે જ મને છેક સાંજ પડવા આવી. આ વેળાએ મ્હેં અસ્તાચળ-પર વિરાજેલા સવિતાનારાયણનાં દર્શન કરીને વિશ્વંભરની લીલા નિરખી, તે દેવને મ્હેં પ્રણામ કીધા. પછી સાયંસંધ્યાદિ કર્મની વેળા થયેલી જાણી, ત્યાંથી ઉઠવાનો વિચાર કરતો હતો એટલામાં પેલું અદૃશ્ય થઈ ગયલું વિમાન મને પુનઃ દૃષ્ટિગોચર થયું. આ વેળા તો તે છેક મારી નજીક થઇને ચાલ્યું એટલે વધારે ઉત્કંઠાથી તેને જોવા હું ઉભો થયો. તત્ક્ષણે તેમાંની એક દિવ્ય સુંદરીએ મારી તરફ સાન કરી, પોતાની સખિયોને દેખાડતાં ગીર્વાણ ગિરામાં કહ્યું કે, "અલિઓ! જૂઓ! જૂઓ! પેલી સતીનો ભર્તાર, જે આ વૃક્ષતળે ઉભો છે તે જ! હવે થોડા જ દિવસમાં તેઓનો વિયોગ મટી જશે." તે સાંભળી વિમાનમાંની બીજી સઘળી અપ્સરાઓએ ઘણા હર્ષભેર મારી તરફ જોયું. પછી નાનાં પ્રકારનાં દિવ્ય કુસુમોનો વર્ષાદ વરસાવી, પરમાત્માનો જયજયકાર બોલાવતાં, ક્ષણમાં તે વિમાન અદૃશ્ય થઇ ગયું. હું ઘણો આશ્ચર્ય પામ્યો, પણ નિશ્ચય કીધો કે, ખરેખર મારી પ્રિયા જે મને કહેતી હતી કે કોઇ કોઇ દિવસે અપ્સરાઓ તેના સમાગમ માટે આવે છે, તે પ્રમાણે આ અપ્સરાઓ ત્યાં જ ગયેલી હશે; ને તેથી જ તેઓએ મને ઓળખ્યો છે. એમ મન સાથે કહીને હું તે રમણીય ડુંગર ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. વિશાલ, એ વેળાએ ગુરુજીના પ્રતાપે મારી પત્ની તરફ થતી મારી કામના લગાર પણ ઉંડી ઉતરી નહિ. પછી શ્રીહરિનું નામ સ્મરણ કરતાં સરોવરપર જઇ નિત્યકર્મ કીધા પછી મારા સ્વસ્થાન કલ્પતરુ નીચે જઇ પરમ સ્વસ્થ ચિત્તે હું બેઠો. એવી રીતે મારો છઠ્ઠો દિવસ ત્યાં નિર્ગમન થયો.





# સપ્તમ બિન્દુ.

## ફલસિદ્ધિ.



यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥
स्रोतसा नीयते दारु यथा निम्नोन्नतस्थलम् ।
दैवेन नीयते देहो यथाकालोपभुक्तिषु ॥
धन्योऽहं धन्योऽहं कर्त्तव्यं मे न विद्यते किञ्चित् ।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य सम्पन्नम् ॥
अहोपुण्यमहोपुण्यं फलितं फलितं दृढम् ।
अस्य पुण्यस्य सम्पत्तेरहो वयमहोवयम् ॥

**અર્થ**—દૈવવશાત્ જે લાભ થાય તેથી સંતુષ્ટ રહી, દ્વન્દ્વાતીત, મત્સરરહિત, સિદ્ધિ અને અસિદ્ધિમાં જેને સમાન ભાવ છે એવો જીવ કર્મ કરતો સતો બંધાતો નથી, પણ સ્રોતના વેગથી જેમ લાકડું ઉંચા નિચા સ્થાનોમાં તણાઇ જાય છે તેમ દૈવ યથાકાલે દેહને યોગ્ય ઉપભોગ ભોગવાવે છે. મારે (જીવને) કિંચિત્ માત્ર કર્તવ્ય રહ્યું નથી તેથી હું ધન્ય છું, હું ધન્ય છું, અને આજે પામવા યોગ્ય સર્વ પામ્યો છું તેથી હું ધન્ય છું, ધન્ય છું. મારું પુણ્ય અહો સર્વોત્કૃષ્ટ છે, એ પુણ્યને પણ વાહવાહ છે, કે જે આજે સંપૂર્ણ રીતે ફળ્યું છે. એવા પુણ્યની સંપત્તિને લીધે અમે પોતે અહો ધન્ય છીએ કે અમે સર્વોત્તમ ભાવને પામ્યા.



વિશાળ પ્રધાનને યજ્ઞભૂ કહે છે, આજે સાતમો દિવસ હતો, ને તે છેલ્લો જ દિવસ હતો. તે મહાત્મા મહાપુરુષ યોગીરાજનાં દર્શનથી જે મહાપ્રતાપી જ્ઞાનનો હું આજે ભોક્તા થયો છું, ને અસાર સંસારમાં મને સર્વ એક જ સરખું ભાસે છે, તે જ્ઞાનના દાતા મારા ગુરુજીનાં દર્શનની પૂરતી અભિલાષાથી અરુણોદય થયા પૂર્વે હું ઉઠયો. મંદમંદ પવનથી લહરીઓથી આ

આલસ્યવાળો અંગને ચૈતન્ય આવ્યું. ચોમેર સુગંધ ફેલાવતો, અંગને શીતળ કરતો, રાત્રિની નિદ્રાનો નાશ કરી, સુખદ પવન વહી રહ્યો હતો. આ ગુમાન ભર્યા સમીરના વાવાથી મુદિત મનનો થયેલો આ જીવાત્મા પેલાં સરોવર ભણી ગયો. અહા! માનસ-રોવર સત્પુરુષના સુહૃદય જેવું દેખાતું હતું, ધર્માચારવાળાની ધર્મ-ક્રિયા જેવું નિર્મળ હતું. જેમાંનું જળ સ્થિર થઇ રહ્યું હતું. નવ મુકુલિત પદ્મોમાંથી પરાગ ચોમેર ફેલાઇ ગયો હતો. પછી હું ઘણો પ્રફુલ્લિત થઈને પ્રેમ ભર્યો સરોવરમાં ઉતર્યો ને સ્નાન કીધું. પછી ઉત્સાહી હૃદયે હું ગુરુજીના આશ્રમ ભણી ચાલ્યો.

તે મહાત્મા યોગીશ્વર, પૂર્વના વટવૃક્ષ નિચે ધ્યાન ધરીને ષટ્ અરીને પરા કરી, એક ચિત્તે નરી નિર્મળી બંધ આંખે બેઠા હતા. મ્હેં જતાં જ પ્રણામ કીધા. પછી, તેઓ ધ્યાનમાં છે એમ જોઇ, સમીપમાં જ આસનપર બેઠો. આ વેળાએ મારા મનમાં સંકલ્પ વિકલ્પ થવા માંડયા કે સત્સંગ જોયો, આત્માને જાણ્યો, ભવાટવીમાં જે વિટંબણા છે તેનો અનુભવ તો નિત્યે જ લઉં છું, આ વ્યવહાર કાર્યમાં કેમ વર્તવું અને જ્ઞાનાનંદ તે શું તે પણ જાણ્યું, પણ ત્યારે સત્ય શું? અને નિત્ય તે શું? આ બધી તો માયાની ઉપાધિ છે, એમાંથી કંઇ પણ મનને શાંતિ વળે ને સુખાનંદમાં નિમગ્ન રહીએ તેવું થોડું જ છે. જ્ઞાન એ બહુ ઉત્તમ છે, તદપિ તેમાં જોઇતો આનંદ ન થાય તો શા ઉપાય લેવા તે સર્વથી વિશેષ અગત્યની વાત છે. માટે એ વિષય આજે ગુરુજી પાસેથી સ્પષ્ટ કરું તો ઠીકઃ સર્વ કાર્યની ફળસિદ્ધિ મારે જાણવી જોઇયે. આવા અનેક પ્રકારના મનમાં વિચારો આવતા હતા, ને હું તે પુછવાનો વિચાર કરતો હતો, તેટલામાં ગુરુજી સમાધિમાંથી મુક્ત થયા ને તેમણે મારા પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિથી જોયું.

મ્હેં પુનઃ પુનઃ પ્રણામ કીધા. તેઓએ લાંબો હાથ કરી આશી-ર્વાદ આપ્યો. ક્ષણભર થોભ્યા પછી યોગીશ્વર બોલ્યા, હે જીવ-ન્મુક્ત! ગઈ કાલે તારો કાળ ઘણા આનંદમાં વ્યતીત થયો છે તેમાં કંઇ પણ સંદેહ જેવું નથી. એક જગદીશ્વર પરમાત્માનું સદોદિત ચિંતન કરવું, વેદોક્ત કર્મને અનુસરવું ને શુદ્ધાચાર પાળવો, એ

આર્યનું નિત્ય કર્તવ્ય છે; અને પરમાત્માની શુદ્ધ મૂર્તિને જ્ઞાને કરીને ઓળખવી ને તેમાં જ વિલીન થઇ જવું, એ મુક્તજનને માટે સિદ્ધસાધન છે. મહાત્મા વસિષ્ઠ મુનિયે પણ રામને ઉપદેશ દેતાં કહ્યું છે કે, જ્ઞાનાનુભવનું કારણ શિષ્યની પ્રજ્ઞા છે, બીજું કંઇ નથી. તેથી મનુષ્યે, આ પ્રતિબિંબરૂપે રહેલી માયામાંથી મુક્ત થવાનો પ્રયત્ન નિરંતર કરવો જોઇયે, ને મહા પુણ્યરૂપી ધનના બદલામાં આ કાયારૂપી નાવ, સંસારરૂપી દુઃખસાગર તરવા, આણ્યું છે–મળ્યું છે, તે ભાંગી ન જાય ત્યાંસૂધીમાં તરી જવું, એ કાર્યાર્થે, જે જે જ્ઞાન ગુરુના મુખથી મળ્યું હોય તેનું નિત્ય–નિરંતર મનન કરવું તે જ મોક્ષનું સાધન સર્વોત્તમ છે. તારા મનમાં જે જે વિચારો ગઇ કાલે તરી આવ્યા છે તેથી તારું પરમાત્મા સ્વરૂપનું જ્ઞાન સુદૃઢ થયું છે. તારે જે કર્તવ્ય કરવાનું છે, અને તું જે ફળસિદ્ધિની ઇચ્છા રાખે છે તે હવે કોઇ પણ પ્રકારે તારે માટે અવશેષ રહી નથી. પરમાત્મામાં પ્રેમપૂર્વક એકચિત્તવૃત્તિ રાખવી તે જ અમૃત સ્વરૂપ છે ને તેનું પાન કરવાથી હરકોઇ અમૃત સમાન જ થાય છે. પરમાત્મામાં ચિત્તવૃત્તિનું ઐક્ય થવાથી તે નથી કોઇ બીજાની ઇચ્છા કરતો, કે નથી કોઇનો શોક કરતો, નથી કોઇમાં પ્રેમ કરતો, કે નથી કોઇમાં ઉત્સાહ ધરતો. તેને જાણ્યા પછી આ જીવ એકાકાર આત્માકાર થઇ જાય છે–અને દેહાકારનો લય થાય છે. પરમાત્મા ઉપર જે પ્રેમ કરવો તે કામનાથી નહિ કરવો. પણ માત્ર તેના ચરણકમળમાં અહોનિશ ચિત્ત ચોંટેલું રહે તે માટે કરવો. બીજાને સેવવામાં આવે–આ જગતના સર્વ પદાર્થને સેવવામાં આવે, તેમાં જે પ્રયોજન હોય તેનાથી સહસ્રગણું વિશેષ પ્રયોજન પરમાત્માને સેવવામાં છે; પરમાત્માને સેવવા એ જ સર્વોત્તમ ફળસિદ્ધિ છે. એ સંબંધે જગત્પ્રસિદ્ધ રાજગુરુ વિષ્ણુસ્વામિની કથા સાંભળ.

### રાજગુરુ વિષ્ણુસ્વામીની કથા–પ્રયોજન શું?

પરમ પ્રતાપી મહાત્મા રાજગુરુ વિષ્ણુસ્વામી, એ દક્ષિણ દેશમાં આવેલા દ્રાવિડ દેશમાં, નારાયણભટ્ટ નામના સર્વગુણાલંકૃત એક દ્વિજને ત્યાં જન્મ્યા હતા. બાળપણથી જ આ બાળકનું ચિત્ત પરમાત્મામાં લીન હતું: તેનું જ સ્વરૂપ તે જ્યાં ત્યાં જોયા કરતો

હતો. એક સમે તેના પિતા વસ્ત્રાલંકાર સજીને, રાજમંડળમાં સિધા-
રતા હતા ત્યારે, વિષ્ણુએ પોતાના પિતાને પૂછયું, "પિતાજી, આપ
કયાં પધારો છો?" તેના પિતાએ કહ્યું, "રાજસભામાં, રાજાજી પાસે."
વિષ્ણુએ પુનઃ પ્રશ્ન કીધો કે, "રાજા પાસે જવાનું શું પ્રયોજન?"
તેના પિતાએ કહ્યું કે, રાજાને પ્રસન્ન કરવાઃ તે પ્રસન્ન થાય તો રુડું
તુષ્ટિદાન દે." આ જ પ્રમાણે બીજે સમે રાજાની સ્વારી બીજે ગામ
જતી હતી, ત્યારે આવો જ પ્રશ્ન વિષ્ણુએ કીધો; ત્યારે તેના પિતાએ
પ્રતિઉત્તર આપ્યું, "તે રાજા આ રાજનો સ્વામી છે, તે મોટો છે
તેથી તેને પ્રસન્ન કરવા." વળી એક સમે તે સર્વે મંડળ, તે કાળના
ચક્રવર્તી રાજાને મળવાને જવા તયાર થયું, તે સમયે વિષ્ણુએ એ જ
પ્રશ્ન કીધો, ત્યારે તેના પ્રશ્નના પ્રતિઉત્તરમાં તેના પિતાએ કહ્યું
કે, "તે સર્વોપરી રાજા છે, ને તે પ્રસન્ન થાય તો ઘણો મોટો લાભ
થાય. તે સર્વે રાજાને ગામ ગિરાસ તથા વતન વજીફા આપ-
વાને કુલ મુખત્યાર છે." તે સાંભળી વિષ્ણુએ પૂછયું; "પિતાજી,
તેનાથી વડો કોઇ છે?" તેના પિતાએ પ્રતિઉત્તર આપ્યું; "તેનાથી
વડો તો સ્વર્ગનો રાજા ઇંદ્ર છે." વિષ્ણુએ પૂછયું, "તેને માનવાથી શું
પ્રયોજન?" તેના પિતાએ કહ્યું "તે સ્વર્ગલોકમાં આપણને તેડી જાય,
ને ત્યાં સર્વ પ્રકારનાં સુખ ઐશ્વર્ય આપે." વિષ્ણુએ પૂછયું: "તેનાથી
કોઇ વડો છે?" તેના પિતાએ કહ્યું, "તેનાથી મોટો બ્રહ્મા, બ્રહ્મા
શિવજીનો સેવક છે, ને શિવજીથી વડા વિષ્ણુ છે." છેલ્લે વિષ્ણુએ
પૂછયું, "વિષ્ણુથી મોટો કોણ છે?" તેના પિતાએ કહ્યું, "તેનાથી
મોટા સર્વ વ્યાપી પરમાત્મા છે." પુનઃ વિષ્ણુએ પૂછયું, "તેનો
કોઇ સ્વામી છે?" તેના પિતાએ કહ્યું, "ના, તેનાથી મોટો
કોઇ નથી, તે અજન્મા, નિત્ય અને સનાતન છે, તે અનેક સૂર્યના
તેજથી પણ વિશેષ તેજસ્વી છે, સૌંદર્યમાં સર્વોપરી છે, માધુર્યમાં
મનોહારી છે, લીલામાં અલૌકિક છે, કાંતિમાં કોટી ચંદ્ર સમાન
છે, તેના સ્થાનમાં અનેક કુંજલતાઓ છે. સર્વ પ્રકારના આનંદનો,
સુખનો, વૈભવનો, શાંતિનો ત્યાં વાસ છે; મણિમય મહાયોગ શિખા-
સ્તંભનું તે અતિ અનુપમ સ્થળ છે, ત્યાં વેદવેદાન્ત સર્વશાસ્ત્રમય
સચ્ચિદાનંદઘન પરમાત્મા પરમ પરમાનંદ સ્વરૂપ, અનેકકોટી,

નિત્યસિદ્ધ, સાધનસિદ્ધભક્તો સહિત, યોગપીઠપર એકાગ્રચિત્તથી ધ્યાનાવસ્થિત રહે છે. તે અક્ષરાતીત છે, સર્વનો ત્રાતા, સર્વનો દાતા અને સર્વનો નિયંતા છે. તેનાથી પર કોઇ પણ નથી."

પિતાનું આવું બોલવું સાંભળી, વિષ્ણુએ પિતાને પ્રેમ પુરઃસર નમન કરી કહ્યું, "હે પિતાજી, આ સચ્ચિદાનંદઘનને ત્યજી, આ જગતના અજ્ઞ જીવો અને તેના સેવકોને સેવવાનું શું પ્રયોજન? હું તો હવેથી કોઇ અન્યને નહિ સેવતાં તેનું જ સેવન કરીશ, ને તેનો જ સેવક થઇને રહીશ. જેનાથી પર કોઇ નથી, જે ક્ષરથી પર અક્ષરમાં રહે છે, જેને જાણ્યા પછી કંઈ જાણવાનું રહેતું નથી, જેને જોયા પછી કંઇ જોવાનું રહેતું નથી, જેની સેવા પછી અન્યની સેવા કરવી રહેતી નથી ને જેને સેવવાથી જ સર્વ સિદ્ધિઓ મળે છે, તો હે પિતાજી! મારે હવે બીજાને સેવવાનું કશું પ્રયોજન નથી, તે તો અણુસર્જી પીડા જ છે."

આમ બોલીને વિષ્ણુએ સંન્યસ્ત લીધું, ત્રિદંડી સંન્યાસી થઇ ગયો. પછી તેણે નિત્ય નિયંતા સાક્ષાત્ પરમાત્માનું સેવન કરવા માંડયું. તેના મનમાં દૃઢાસ્થા પરમાત્માની જ હતી, ને તેના શિવાય તે બીજા કોઇનો મનમાં સંકલ્પ પણ કરતો નહોતો. તેણે એક વખતે પરમાત્માને ભોગ ધરીને કહ્યું કે, "જેનો કોઇ સ્વામી નહિ હોય ને જે કોઇનો સેવક ન હોય તે આ મારો ભોગ આરોગે. જેનાથી પર કોઇ જ નહિ હોય તે આ ભોગ ભલે આરોગે." પ્રથમ તો તેની દૃઢતા જોવાને પરમાત્માએ ભોગ ગ્રહણ ન કીધો, પણ સાત દિવસ સૂધી તે દૃઢ નિશ્ચયવાળો, અને સંકલ્પ વિકલ્પ વગરનો જણાયા પછી, પરમાત્માએ પ્રગટ દર્શન દઈને તેને ઉપદેશ કીધો, ને પછી નિત્ય તે જ પરમાત્મા તેનો ભોગ આરોગતા હતા.

હે વિદેહી! આ કથાનું રહસ્ય એવું જાણવું કે, પરમાત્મા વિના અન્યને સેવવાનું કે ધ્યાન ધરવાનું કશું પ્રયોજન નથી. પરમાત્મા તો કલ્પવૃક્ષ તુલ્ય છે. જો પરમ વિશુદ્ધિથી તેનું સેવન કરે તો સાક્ષાત્કાર સહજમાં થાય છે. જેનાથી સર્વ કાર્ય સિદ્ધ થાય, ને જેનો કોઈ સ્વામી જ નહિ તેવા પરમાત્મામાં એક દૃઢચિત્તવૃત્તિ ઠેરવી રાખીને, આ સંસારમાં રહ્યા છતાં પણ, મનુષ્ય સાયુજ્યમુક્તિ

પામે છે. આવી વૃત્તિ રાખવી, એ જ મુખ્ય કૃતકૃત્યતા છે. સંસાર-વ્યવહારમાં રહેલા સર્વે મુમુક્ષુજને, પરબ્રહ્મના જ્ઞાન માટે, ખરેખરી ચેતના રાખવી જોઇએ, એ ચેતના કેવી, તે સંબંધે આ એક પ્રત્યક્ષ કથા સાંભળ.

## પ્રભુ ભજવામાં ચેતના.

એક સમે પાંડવો અને કૌરવો, ગુરુ દ્રોણાચાર્ય પાસે યુદ્ધ-વિદ્યા શીખતા હતા. શીખવામાં તેઓમાં સૌ કરતાં અર્જુન આગળ પડતો હોવાથી તેનાપર તથા સર્વ પાંડવોપર, કૌરવોના મનમાં ઈર્ષાનું બીજ રોપાયું હતું. તેવામાં કર્ણ પણ તેના પાળક-પિતા અધિરથની ઈચ્છાથી ત્યાં (હસ્તીનાપુરમાં) ધનુર્વિદ્યા શીખવા માટે આવ્યો. આ કર્ણે તો તે શાળામાં આવીને, પોતાનાં ચાતુર્યવડે, કોઇ કોઈ વાતે અર્જુનના ઉપર પણ છાપ પાડી; અર્થાત્ ઘણીક વિદ્યામાં તે અર્જુન કરતાં પણ વધારે ચાતુર્ય દેખાડવા લાગ્યો. આથી દુર્યોધન વગેરેને ઠીક પડ્યું. તેમણે તુરત કર્ણ સાથે મૈત્રી બાંધી; અને તેની સાથે મળીને તેઓ અર્જુનનો બહુ દ્વેષ કરવા લાગ્યા. દુર્યોધન મનમાં એમ ધારતો હતો કે, કર્ણ જેવા વીરપુરુષને જો આપણે અત્યારથી સંતુષ્ટ કરીને મિત્ર કરી રાખીશું તો આગળ એ આપણને બહુ ઉપયોગી થશે. એવા વિચારથી કર્ણને જ્યાં કહીં જવું આવવું હોય તો તેને માટે રથ તથા સારથિ આપે અને એવી બીજી ઘણી રીતે તેને જોઇતી વસ્તુથી તથા ખાનપાનાદિક વસ્તુથી પ્રતિદિન સંતુષ્ટ રાખવા લાગ્યા.

એ કર્ણ હમેશાં પોતાની શીખેલી વિદ્યાને કસવાને તથા તેનો અભ્યાસ પાડવાને રથમાં બેશી એકલો વનમાં જતો હતો. તે વખતે સારથિ વગર બીજા કોઈને સાથે લેતો ન હતો; કારણ કે ઘણા મનુષ્યો સાથે હોવાથી, અભ્યાસમાં ચિત્તની એકાગ્રતા રહેતી નથી. એ જ પ્રમાણે એક દિવસે તે રથમાં બેશી વનમાં ગયો, ને એક ખુલ્લા મેદાન તરફ સારથિને રથ હાંકવાની આજ્ઞા કરી. શાળામાં વિદ્યાર્થીઓ (રાજપુત્રો) સાથે થયલી સરસાસરસીથી તે દિવસે, તે મનમાં જરાક ચ્હીડવાયલો હોવાથી, નિશાન મારવાપર તેનું મન બહુ ઉશ્કેરાયલું હતું. તેથી, વનમાં જતાં જ તેણે સારથિને આજ્ઞા

કરી રથ છોડાવ્યો, ને રેતીમાં ત્રણ મોટાં ખરુનાં રાડાં ઉભાં રોપી, તેપર પોતાની પાસેનું એક સ્વતઃ ફરતું, સુંદર પક્ષીના આકારનું રમકડું, ગોઠવ્યું. તે પક્ષી પોતાની ચાંચમાં ત્રણ ફૂલવાળી ઝાડની ડાંખળી લઈ ચકરચકર ફરયા જ કરતું હતું. કર્ણની ધારણા એવી હતી કે, એકે સપાટે ફરી રહેલા એ પક્ષીના મોંઢામાંની ડાંખળીના છેડાપરનાં ત્રણ ફૂલોમાંનું વચલું ફૂલ, પોતાના બાણની ચોટથી તોડી લેવું; અને તેમ કરતાં, આજુબાજુનાં ફૂલોને, કિંવા તે ડાંખળીના એકાદા પાંદડાને, કે તે પક્ષીને, પોતાના બાણથી જરા પણ ઈજા થવી જોઇયે નહિ! આ પ્રમાણે તે નિશાનને રોપીને, હાથમાં ધનુષ બાણ લઇ, કર્ણ નિશાનને તોડવા માટે સજ્જ થયો. એ વખતે તેની નજર તે નિશાન તરફ હતી, અને પોતાના રસ્તાપર પીઠ કરી, પાછે પગે તે નિશાનને જોતો ચાલ્યો જતો હતો. એમ પાછે પગે ચાલતાં તે લગભગ સોએક કદમ દૂર નિકળી ગયો, તોપણ પોતાનું ધારેલું અંતર પૂરું ન થવાથી, હજુ તે પોતાની ધૂનમાં પગલાં ભરચો જ જતો હતો. પણ એવામાં તેનો સારથિ, જે નિશાનની પાસે ઉભો ઉભો રમકડાંની ફૂદડી ફરવાની ખૂબી જોયા કરતો હતો તેની નજર એકાએક કર્ણ તરફ ગઇ, ને કર્ણ જેવો છેલ્લું પગલું ભરવાની તયારીમાં છે, તેટલામાં જ તે સારથિએ, એકાએક ચમકીને, પોતાની પાસેના પરોણાથી તે ફરતાં ખૂબીદાર નિશાનને ભાંગી ભૂમિપર ભેટાડી દીધું, ને તુરત પોતે રથની ઓથમાં ભરાઇ બેઠો.

કર્ણની નજર તો તે નિશાન સામી જ હતી, તેથી સારથિએ એકાએક નિશાન ભાંગી નાંખ્યું તે જોઇ, પોતે જે પગલું મૂકવાની તયારીમાં હતો, તે જ પગલું નિરાશાભેર પાછળ ન મૂકતાં, આગળ મૂક્યું, ને ત્યાંથી દોડતો ક્રોધભેર સારથિ પાસે આવ્યો; અને તે જેવો સારથિને ધનુષનો ગોદો મારી લાત મારવા જાય છે, તેવો જ સારથિ દંડવન્નમસ્કાર કરી તેને ચરણે નમ્યો, ને 'મારો અપરાધ ક્ષમા કરો,' એમ દીન વાણીથી કહી, રડી પડયો. એ જોઇ કર્ણને દયા આવી, તે શાન્ત પડયો. મહાત્માઓ ક્રોધવશ બહુ કાળ રહેતા નથી. પછી કર્ણે તેનો હાથ ઝાલી ઉભો કીધો અને પૂછ્યું, "અલ્યા, ત્હેં આ શું કીધું? મારું આવું ઉત્તમ નિશાન તથા

અત્યાર સૂધી કીધેલો મારો શ્રમ, એ સઘળું મિથ્યા કીધું ?" તે વચન સાંભળી, સારથિ બોલ્યો, "મહારાજ, મ્હેં જે કંઇ કીધું છે તે બીજા કોઈ પણ કારણથી નહિ, પણ માત્ર આપના હિતને અર્થે જ છે. આપના શરીર કરતાં એ નિશાન કંઇ વધારે કિમ્મતવાળું નથી." તે સાંભળી કર્ણ ઘણા અચંબામાં પડયો, ને તેનું કારણ પૂછવા લાગ્યો, ત્યારે સારથિએ કહ્યું, "મહારાજ, આપ જ્યાંથી હાલ દોડ્યા આવ્યા, ત્યાં પાછા તમારે પગલે પગલે જાઓ. ને છેવટના પગલા આગળ જૂઓ કે ત્યાં શું છે." તત્ક્ષણે કર્ણ અને સારથિ બંને ચાલતા ત્યાં ગયા, ને છેલ્લા પગલા આગળ જૂએ છે તો ત્યાં એક મોટો ઝડ જંગલી કૂવો આવેલો છે, તેની ઉંડાઇનો કંઇ પાર નથી, જંગલમાં હોવાથી તે અવાવર પડેલો છે, એટલે તેમાંની હવા તથા પાણી એવાં ઝેરી બની ગયાં છે, કે તેમાં અડધે જતાં જ પડનારના પ્રાણ, દેહથી જૂદા થઇ જાય. આ જોઇ કર્ણ ચકિત થઇ ગયો, ને પોતાના સારથિની ચાલાકી તથા સાવધતા જોઇને ઘણો જ સંતોષ પામીને બોલ્યો "શાબાશ સૂત, તને ધન્ય છે. શાબાશ તારાં કૃત્યને ! આજે ત્હેં મને કાળના મુખમાંથી બચાવ્યો છે, તારી એ સાવધતા માટે હું તને દુર્યોધનની રાજસભામાં મોટો અધિકાર અપાવીશ; કારણ કે હવે તું કંઇ માત્ર સૂત (સારથી)નું જ કામ કરવાને યોગ્ય નથી, પણ મોટાપદને પાત્ર છે." એમ કહી બંને રથ પાસે આવ્યા, ને ઘોડા જોતરી તુરત રથપર સ્વાર થઇ, બંને હર્ષિત થતા, હસ્તિનાપુર ભણી ચાલ્યા ગયા.

કર્ણ ઘણો બુદ્ધિમાન્ હતો, તેથી જાણી ગયો કે, આણે મારો પ્રાણ બચાવ્યો છે, પણ બીજો અબૂઝ હોત તો તે સમયે પ્રશ્ન કરત કે, 'એમ હતું તો તારે મારું નિશાન ન ભાંગતાં મને પાછો વળવાને હાંક મારવી હતી.' પણ સારથિ જો તેમ કરત તો પણ અનિષ્ટ જ આવત; કેમકે એ વખતે સારથિ કદાચ તેને એમ હાંક મારત કે, 'પાછળ કૂવો છે માટે તેમાં પડી જશો, તેથી જલદી પાછા વળો,' તો કર્ણ એકાએક આશ્ચર્યથી ચમકીને ગભરાટમાં પાછું જોવા જતાં પણ કૂવામાં પડી જાત, ને તેથી પણ નિશ્ચય પ્રાણ જાત. નિશાન ભાંગ્યું એ જો કે આશ્ચર્ય જ હતું; છતાં તે તેની

દૃષ્ટિએ પ્રત્યક્ષ જોતાં બન્યું હતું, કારણ કે તેની નજર તેપરજ ઠરી રહી હતી; અને તેનાપરના આકર્ષણને લીધે તે વગર અડચણે પાછળ હઠતો અટક્યો. અકસ્માત્ અચંબો માણસને બહુ ગભરાવી નાંખે છે; અને તે ગભરાટમાં માણસ પોતાનો દેહ જોખમમાં નાંખે છે. તે પ્રમાણે કર્ણને, 'ત્યાં કૂવો છે' એમ સારથિએ કહ્યું હોત તો તે પાછળ જોવા જતાં, કૂવો જોઇને જ ચકરી ખાઇ તેમાં ઝીકાત, માટે એ સારથિની ચેતનાને ધન્ય છે.

મુમુક્ષુજનો આ દૃષ્ટાંતને બીજે જ માર્ગે લગાડી શકે, એમાં કર્ણને બ્રહ્મવિદ્યાનો અભ્યાસી પુરુષ સમજવો અને નિશાનને બ્રહ્મ જાણવું. મુમુક્ષુએ સંસારમાં રહેતાં છતાં એક સુરતા રાખીને ચાલવું જોઈએ. એવા વર્તનથી, શુદ્ધ મુમુક્ષુજનને કોઈપણ પ્રકારે આ સંસારની માયા મોહ પમાડી શકતી નથી. સંસારમાં ચેતના એ રાખવી કે, પ્રભુને ભજતાં રખેને સંસારરૂપી નરકવાસનારૂપ કૂવામાં પડાય, તેમાંથી બચવા ગુરુરૂપી સારથિ એ મુખ્ય છે. હે જીવન્મુક્ત! તને વિશેષ શું કહું? પરન્તુ આટલું તો તારે નિશ્ચય સ્મરણમાં રાખવું કે, સંસારમાં રહ્યો છતો કોઇ પણ જીવન્મુક્ત પ્રાણી, જો પરમાત્મામાં એક તાર બને છે તો તેને કશાનું આવરણ થતું નથી. મનુષ્યજન્મમાં મુખ્ય શ્રેષ્ઠ સાધન આ જ છે કે, રેંટમાળામાંથી મુક્ત થવું. ગમે તે કાર્ય કરો, પણ સર્વોત્તમ, પરમ શ્રેષ્ઠ કાર્યની સિદ્ધિ, જે સાધનથી નારદ ભગવાનને થઇ હતી, તે જ છે. તે કથા તું ચિત્ત દઇ સાંભળ. એ જ આ જન્મનું મુખ્ય ફળ છે.

## પરમ સાધન.

ભગવાનના પરમભક્ત શ્રીનારદજી દાસીપુત્ર હતા. જન્મતાં જ તેનાં હૃદયમાં પરમાત્માની લગની લાગેલી હતી. આ સૃષ્ટિમાં સિદ્ધજ્ઞાની ચાર ગણાય છેઃ નારદ, વામદેવ, પ્રહ્‌લાદ ને શુક. એ ચારે જ્ઞાનીઓને, માતાના ઉદરમાંથી જ, પરમપુરુષનો સાક્ષાત્કાર ને પરમતત્ત્વનું જ્ઞાન હતું. નારદજી પણ તેવા જ હતા. તેની માતાએ તેને બાલ્યાવસ્થામાં જ પરમાત્મા સંબંધી ઉપદેશ આપ્યો હતો, ને તેઓ હરિગુરુસંતની નિત્ય સેવા કર્યા કરતા હતા. જ્યારે વયે આવ્યા ત્યારે તેઓ પરમાત્માનું ઉપાસન કરવાને

એક ઘાડા અરણ્યમાં જઈ, આંબાના વૃક્ષમાં આશ્રમ સ્થાપી, ત્યાં રહ્યા ને પ્રભુનું સેવન કરવા માટે ઉગ્રતપ આરંભ્યું. તપ કરતાં કરતાં અનેક વર્ષો વીતિ ગયાં, પણ તેઓના મનમાં જે એવી જ ઉગ્ર ઇચ્છા હતી કે, શ્રેષ્ઠ સાધન કયું-તે જાણવું, તે ઇચ્છા પૂર્ણ થઇ નહિ. વનમાં પશુ, પક્ષી ને જનાવરો તેઓને ઘણી ઘણી પીડા કરતાં છતાં, નારદજી અડગ મને તપ આચરતા હતા. તેના તપોબળના તાપથી ઇંદ્રના મનમાં એવો ભય ઉત્પન્ન થયો કે, એ મારું ઇંદ્રાસન ચાહતો હશે, તેથી તેના તપનો ભંગ કરવા માટે અનેક અપ્સરાઓને મોકલી; પણ દૃઢધ્યાની નારદજી જરા પણ ચલાયમાન થયા નહિ. જ્યારે સર્વે અપ્સરાઓ નિરાશ થઇ પાછી ફરી ને ઇંદ્રને તે વર્તમાન નિવેદન કીધું ત્યારે ચિંતાતુર મને ઇન્દ્ર બ્રહ્મા સમીપ ગયો ને પ્રાર્થના કરી કે, "હે દેવ, નારદજીનું જો તપભંગ ન થાય તો નિઃશંક મારે મારા પદપરથી ભ્રષ્ટ થવું પડશે; ને તેઓ કોણ જાણે કેવા પ્રકારે દેવલોકને પીડશે." આ વચનથી ભયાકુળ થયેલા બ્રહ્મા, નારદજી પાસે આવ્યા ને કહ્યું, "પુત્ર, તારી ઇચ્છામાં આવે તે વર માંગ." ત્યારે નારદમુનિ બોલ્યા, "મને કોઈ વાતની તૃષ્ણા નથી, પણ કહો કે પરમસાધન શું છે. આ ભયયુક્ત સંસારમાંથી મુક્ત થવાય તેવું અને નિત્ય-સત્ય-પરમપદાર્થને પામવાનું સાધન શું છે?" બ્રહ્માને તે સાધનની ખબર નહિ હોવાથી તેઓએ અનેક પ્રકારની વાતો કહી, પણ તેથી નારદમુનિનું મન તૃપ્ત થયું નહિ, ને તેઓએ પુનઃ તપશ્ચર્યા આરંભી.

વળી હજારો ને લાખો વરસો વીતિ ગયાં. દેવલોક ખળભળી ઉઠયું, ઇન્દ્રાસન ડોલ્યું ને શેષનાગ સળકયો, સ્વર્ગલોક તેના તપના પ્રભાવથી ડોલવા લાગ્યો, બ્રહ્મલોક હિચી રહ્યો, પૃથ્વી કંપારવ કરવા લાગી, પાતાળ ખળભળી ઉઠયાં, દશેદિગ્પાળો ઝૂલી રહ્યા; અને એ પ્રકારે ત્રણે લોકમાં ખળભળાટ થઇ રહ્યો, ત્યારે શિવજી પ્રચંડ ભૈરવનાથનું રૂપ ધરીને નારદજીને તેના તપમાંથી ચલાયમાન કરવાને આવ્યા, ને મહાભયંકરરૂપે, કોપ કરીને, પોતાના વિકરાળ સ્વરૂપથી તેને ગ્રાસી જવા તયાર થયા. પણ શ્રીહરિનો જેને પૂર્ણ વિશ્વાસ છે તેવા નારદજી, જરા પણ ચલાયમાન થયા નહિ, કે

થયા છે તેનું એક નિષ્ઠાથી મનન કરવું અને આત્મસ્વરૂપ, જે તેનું જ સ્વરૂપ છે તેને યથાર્થ જાણવું, એ જ સર્વોત્તમ મોક્ષનું સાધન છે.' આટલો ઉપદેશ આપીને શીવજી અંતર્ધાન થઇ ગયા.

આ પ્રમાણે વિદેહી નારદે પરમાત્માને અંતરમાં ને બહાર સર્વ ઠેકાણે સ્થાન આપ્યું. પ્રેમથી નિરંતર પરમાત્માને ધારણ કરવા, એ જ પરમ સાધન છે, એ જ શ્રેષ્ઠ ધર્મ છે, એ જ ઉગ્ર તપ છે, એ જ મુમુક્ષુજનનું કર્તવ્ય છે ને મુક્ત કરનાર પણ એ જ છે. સાત દિવસમાં ત્હેં જે પરમજ્ઞાન પ્રાપ્ત કીધું છે, તેથી હું જાણું છું કે તું સર્વદર્શી થશે; અને તારા સંકલ્પ વિકલ્પો નાશ પામશે; તારી બાહ્યચિત્તવૃત્તિને સંસાર આવરણ કરી શકશે નહિ.

### યજ્ઞભૂનો વૃત્તાંત.

આટલું કહી સાક્ષાત્ પરમાત્માના અંશાવતાર મહાત્મા યોગેશ્વર મહાપ્રભુ વિરામ્યા; અને પોતાની જટામાંથી એક અમૃત ફળ કાઢી મને આપ્યું. હે વિશાળ; તે ફળ મ્હેં પ્રેમપૂર્વક પ્રણામ કરીને હાથમાં લીધું. પછી મને તે મહાત્માએ ઘણા પ્રેમથી વિદાય થવાની આજ્ઞા આપી, એટલે હું પ્રફુલ્લિત હૃદયે આનંદરસમાં લહરીયા લેતો ત્યાંથી વિદાય થઈને મારા નિત્યના કલ્પવૃક્ષ નીચે આવીને બેઠો અને ચોમેર દૃષ્ટિ ફેંકી તો, આહા! હે વિશાળ! દશે દિશામાં મને આનંદ આનંદ જ દર્શન દેવા લાગ્યો. મંદ મંદ પવનની લહરીઓ સાથે નિર્મળ ગગનમંડળ, દિવસ સમાન ઉજ્જવળપણે પ્રકાશતું જણાયું; અમર, કિન્નર, વિદ્યાધર ને ગંધર્વો મારાપર કુસુમવૃષ્ટિ કરવા લાગ્યા, તથા કલ્યાણ કલ્યાણનો આશીર્વાદ દેતા જણાયા; પરમ પવિત્ર ગંગા યમુના ખળખળાટ વહેતી જોવામાં આવી; સત્પુરુષની ઉજ્જવળ કીર્તિ જેવો ને સર્વે અચલોના ચક્રવર્તી જેવો, યશસ્વી હિમાચલ, મને પોતાની ટોંચપર બેસાડીને જાણે ગગનમંડળમાં ઘુસી જતો હોય તેવો જણાવા લાગ્યો; સ્થળે સ્થળે વિહાર કરતી સુરાંગનાઓ મારા મસ્તકપર આવીને થંભીને વેણુવિણાના નાદથી હૃદયને આહ્લાદિત કરવા લાગી; વિદ્યાધરીઓ પરમાત્મામાં તલ્લીન કરનારા મધુરા રાગ, અંગમાં રોમાંચ કરતા, સુણાવવા લાગી—જો કે આ વેળાએ મારા તનમાં, હૃદયમાં,

મનમાં, ને આત્મામાં સર્વત્ર, એક જ પરબ્રહ્મના નિત્ય લીલામય સ્વરૂપનું જ ધ્યાન લાગી રહ્યું હતું. સંધ્યા થઇ, ને જાણે વૈતાલીક આવીને કહેતો હોય કે, હે વિદેહી! હવે શાંત થા, ને માયિક વિચાર ત્યજ, કે તત્ક્ષણે ચકવાએ ચકવીનો ત્યાગ કીધો. મને ઘણા ઘણા વિચાર આવ્યા કે, આ મહાપુરુષ યોગેશ્વર, જેણે મને કશાપણ લાભ વિના આટલો બધો સદ્‌બોધ આપ્યો તે કોણ હશે? પછી જાણે મારો અંતરાત્મા જ મને કહેતો હોય તેમ જણાયું કે એ જ સાક્ષાત્ કૈવલ્ય મૂર્તિ છે અને મારા પૂર્વ જન્મના કોઇ સુકૃત્યને યોગે, આ અમૂલ્ય બોધ આપ્યો છે. આ બોધના પ્રભાવવડે હું આશા, તૃષ્ણા, મોહ, મમતા, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર રહિત થઇને પૂર્ણ પ્રેમી પરમાત્માનો ભક્ત બનીને, આનંદ લહરીમાં તણાવા લાગ્યો. અને હે વિશાળ! હું કહી શકતો નથી કે, તેમાં હું ક્યાં સૂધી તણાઇશ: અદ્યાપિપર્યંત તણાયો જાઉં છું. જે આનંદ મને તે કાળે, તે કલ્પવૃક્ષ નીચે થયો હતો તેવો જ અદ્યાપિપર્યંત મને થયો જ જાય છે; ને તું નિશ્ચય જાણ કે, આ માયિક દેહના પડવા સૂધી તેવો જ થતો રહેશે.

પછી મ્હેં મારું નિત્યકર્મ-સાયંસંધ્યા આટોપી લીધી. પછી આખા દિવસનો ભુખ્યો ને થાકેલો હતો તેથી મહાત્મા યોગેશ્વરની આપેલી પેલી પ્રસાદીનું ફળ પ્રાશન કીધું. પછી હું શું જોઉં છું? મને સર્વ પ્રકારનું જ્ઞાન થયું; મારી સમક્ષ ત્રણે કાળની લીલા નૃત્ય કરતી હોય તેમ જણાઇ. મારા હૃદયમાં તો આ ઉપાધિવાળી સાંસારિક જંજાળ માટે યત્કિંચિત્ પણ ભાવ નહોતો. પણ ગુરુ જાણે હૃદયમાં વસી મને પ્રેરણા કરતા હોય કે, "સંસાર કસોટીપર ચઢ્યા વિના ખરી પરીક્ષા થતી નથી, તો હે વિદેહી! ડર્યા વિના સંસારમાં રહી, જે ભાવી નિર્માણ છે તે ભોગવ: ને સ્વપત્ની સહિત સદ્ધર્મે રહી, પ્રજાપાલન કર," તેમ થયું કેમ કે જ્ઞાન થયા પૂર્વે જેના ફળ થવાનો આરંભ થઈ ચૂક્યો હોય એવાં કર્મ, પોતાનું ફળ આપ્યા વિના નાશ પામતાં નથી. કોઇ પુરુષે ગાયને વાઘ સમજી બાણ છોડ્યું, ને છોડ્યા પછી જાણ્યું કે, રે! રે! એ તો ગાય છે, છતાં તે બાણ પાછું ફરતું નથી, પણ પોતાનું કાર્ય કરે

છે, તેમ જ જ્ઞાનીઓનું પણ પ્રારબ્ધ બલવત્તર હોય છે, તે પ્રારબ્ધનો ક્ષય ભોગથીજ થાય છે. બ્રહ્મસ્વરૂપની એકતા થયા પૂર્વે, ફળ આપવા તત્પર પ્રારબ્ધો, ભોગવેથી સફળ સિદ્ધિ છે, ને બ્રહ્મસ્વરૂપની એકતા પછી તો ન સંચિત, ન ક્રિયમાણ કે ન પ્રારબ્ધ, કંઇ પણ રહેતું નથી; કારણ કે સ્વરૂપાનુસંધાનમયઆત્મા નિર્ગુણ બ્રહ્મરૂપ છે. તે સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, નિત્ય; ક્રિયારહિત બ્રહ્મરૂપ છે; તે વિષય રહિત, આશ્રયરહિત, નિરંજન, બ્રહ્મરૂપ છે; અને મહાત્માઓ એ તત્ત્વને જાણીને તેના ઉત્તમ પરિણામમાં આત્માના જ યોગથી પરમસુખ પામેલા છે; માટે હે વિશાળ! તું પણ આ પરમતત્ત્વરૂપ અને આનંદઘન આત્માનું સ્વરૂપ વિચારી, અરે પોતાના મને કલ્પેલા જગત સત્યના મોહને ટાળી, મુક્ત, કૃતાર્થ ને પ્રબુદ્ધ થા. તે આશ્રમમાં મારા મનમાં સ્ફુરાયમાન થયેલાં આવાં બોધવચનની પ્રેરણાથી તથા ઉત્તેજિત વાક્યથી, જાણે દોરાયો હોઉં તેમ હું અથાગ સંસારને તરી જવાને, તેમાંના મગર મચ્છો, વાવંટોળિયાથી તથા મોટાં મોજાંઓમાંથી પાર ઉતરી જવાને તયાર હોય તેવી મારી ચિત્તવૃત્તિ થઇ રહી. મને ગુરુપ્રસાદીના પ્રતાપપ્રભાવથી તે જ વેળાથી સર્વ જ્ઞાન થયું, તે હજી ગુરુપ્રતાપથી તેવું ને તેવું જ સતે જ છે; અને જે પરમાત્માનો મારા ચિત્તમાં, હૃદયમાં, મનમાં, અંતરમાં, આત્મામાં નિરંતરનો નિવાસ છે તેનો પ્રભાવ નિસ્તે જ થવા પામશે નહિ.

ઇશ્વરી લીલા અગાધ છે. જો કે મને સર્વ જ્ઞાન પ્રાપ્ત થયું હતું, પણ તાત્કાળમાં મારે અર્થે શું બનવાનું હતું તે, તે યોગીશ્વરના પ્રતાપથી, મારી દૃષ્ટિ બહાર હતું. આનંદના સાગરમાં પૂર્ણ તણાતો આ દેહ, તે કલ્પવૃક્ષ નિચે, તે પછી ગાઢ નિદ્રામાં પડી ગયો; અને મારા આશ્ચર્ય વચ્ચે બીજે દિવસે તે જ દેહ આ નગરના પશ્ચિમ દરવાજાના નદી તટપર સ્થાપેલા મંદિરના ચોકમાં પડેલો જણાયો. મને ખાત્રી થઈ કે, સાત દિવસમાં મને જે જાણવા યોગ્ય હતું તે સંપૂર્ણ મને જણાવી, આ વ્યવહારકાર્યમાં પ્રવૃત્ત થવા મને પાછો અત્ર લાવી મૂક્યો છે. દૈવેચ્છાને આધીન કોણ નહિ થાય?

